# INTRODUCTION

TO THE

# BOOKS OF THE OLD TESTAMENT

[GENESIS—ESTHER]

BY

GEORGE P. TAYLOR

AND

JACOB GOPAL.

---

જુના કરારમાંનાં પુસ્તકોને લગતો

# પ્રવેશક બોધ

[ઉત્પત્તિથી તે એસ્તેર સુધી]

રચનાર

જી. પી. ટેલર તથા યાકુબ ગોપાળ.

સુરત:

ગુજરાતની ધર્મપુસ્તકપ્રસારક મંડળીને સારૂ મિશન છાપખાનામાં

એચ. આર. સ્કોટે છાપ્યો તથા પ્રસિદ્ધ કર્યો.

---

ઈ. સ. ૧૯૨૧.

# INTRODUCTION

TO THE

# BOOKS OF THE OLD TESTAMENT

VOLUME I, PART 1:

[GENESIS—I SAMUEL]

---

જુના કરારમાંનાં પુસ્તકોને લગતો

# પ્રવેશક બોધ

ભાગ ૧ લો, વિભાગ ૧ લો,

[ઉત્પત્તિથી તે ૧લા શમૂએલ સુધી].

# પ્રસ્તાવના.

ઈશ્વરે માણસને પેદા કીધું ત્યારે તેણે તેને બુદ્ધિસંપન્ન પ્રાણી સરજ્યું હતું, માટે હરેક સૃષ્ટ પ્રાણી પોતાના સૃજનાર દેવનું ભજન કરે એ સ્વાભાવિક છે. પાપે પ્રવેશ કીધો ત્યારથી માણસ દેવથી વિખુટું પડ્યું; હા, "દૈહિક મન દેવ પર વેર છે," છતાં એવા પ્રસંગ આવે છે કે જ્યારે માણસો ઇશ્વરને શોધવા લાગે છે, કે "કદાપિ તેઓ તેને ટટોળીને પામે." પરંતુ શોધ કર્યાં પછી કયું માણસ એવી સાક્ષી પુરી શકે છે કે મેં દેવને શોધી કાઢ્યો છે અથવા મને દેવ જડ્યો છે? એક મહાન ઇશ્વરભક્તે પ્રાચીન કાળમાં એવો સવાલ પુછ્યો હતો કે, "શું તું શોધ કરવાથી ઇશ્વરનો પત્તો મેળવી શકે? શું શોધીને સર્વસમર્થનો પાર તું પામી શકે?" અને એજ સવાલ સાંપ્રતકાળમાં પણ પુછવો પડે છે. ખરૂં કહેતાં એવો એક પણ માણસ નથી કે જે પોતાની અક્કલહોશિયારીથી ઇશ્વરને શોધ કરીને પ્રાપ્ત કરી શક્યો હોય. હવે માણસની અબળતા જોઇને પ્રભુએ પોતે પોતા વિષેનું પ્રકટીકરણ આપ્યું છે. પરંતુ પરમેશ્વરે પોતાનું પ્રકટીકરણ કેવી રીતે કર્યું છે? ઇશ્વરે પોતાને પોતાના શબ્દ વડે પ્રગટ કીધો; પછી હોય તે શબ્દ સજીવ શબ્દ એટલે ખ્રીસ્ત ઇસુ, અથવા હોય લિખિત શબ્દ એટલે પવિત્ર શાસ્ત્ર. ખ્રીસ્તી શાસ્ત્ર ખરેખર ઇશ્વરદત્ત શાસ્ત્ર છે, એવું સમજીને આપણે પ્રભુ વિષેનો બોધ પામવા સારૂ એ શાસ્ત્રનું અધ્યયન કરીએ છીએ. એ ઇશ્વરદત્ત શાસ્ત્ર વાંચવાથી જણાય છે કે, "યહોવાહ દયાળુ તથા કૃપાળુ દેવ છે, અને તે મંદરોષી અને અનુગ્રહ તથા સત્યથી ભરપુર એવો દેવ છે" (નિર્ગ. ૩૪; ૬). આ પવિત્ર શાસ્ત્રમાંની વાત જેમ જેમ ધ્યાનપૂર્વક વાંચીએ છીએ તેમ તેમ મનમાં ખાતરી ઉત્પન્ન થાય છે કે ઇશ્વર કોણ અને કેવો છે, એ વિષે શાસ્ત્રમાં જોઇતો બોધ સમાએલો છે.

કદાપિ કોઇક વાંચકભાઇના મનમાં એવો સવાલ ઉત્પન્ન થાય કે જુના તથા નવા કરારનું ધર્મશાસ્ત્ર ખરેખર ઇશ્વરોક્ત શાસ્ત્ર છે, એવું શા પરથી માલમ પડે? એ સવાલ પુછવો તદન ઘટાર્થ છે; હા, એ સવાલ પુછવાની ફરજ પણ છે. મજકુર સવાલના જવાબમાં નીચેની કેટલીએક બાબત લખી જણાવું છું કે જે ઉપર તમે ગંભીરપણે ધ્યાન લગાડશો અને ઇશ્વર પાસેથી પ્રાર્થનાદ્વારે જ્ઞાનપ્રકાશ માગશો, તો તમને પોતાના મનમાં ખાતરી ઉપજશે કે, બૈબલ એટલે પવિત્ર શાસ્ત્ર દેવની પ્રેરણાથી અપાએલું છે, અને એ શાસ્ત્ર "ઉપદેશ, નિષેધ, સુધારા, અને ન્યાયીપણાના શિક્ષણને સારૂ ઉપયોગી છે" (૨ તીમો. ૩; ૧૬).

સત્શાસ્ત્ર દેવદત્ત છે, એ વાતના ટેકામાં ચાર સહાયકારી કે ઉતરતાં, અને બીજાં ચાર મુખ્ય કે ચઢીઆતાં, પ્રમાણ નીચે મુજબ આપી શકાય છે—

I. 'બાઇબલ' શાસ્ત્રને ચોતરફથી અતિ ઘણા ધક્કા લગાડવામાં આવ્યા છે, એમ છતાં પણ આ શાસ્ત્ર એવુંનેએવુંજ ટકી રહ્યું છે. કોઇ કોઇ માણસ સૌ પુસ્તકો કરતાં 'બાઇબલ' શાસ્ત્ર ઉપર વિશેષ પ્રીતિ કરે છે; પરંતુ તેથી ઉલટું બીજા કોઈ કોઇ માણસોએ આ પુસ્તકની સામે હાડવેર રાખીને તેનું બનતાં સુધી નુકશાન કરવા કોશિશ કરી છે. કોઇ કોઇ ફીલસુફો તે શાસ્ત્ર જોઇને તેમાંનો બોધ હલકો ગણે છે; કોઇ કોઇ પાદશાહોએ આ પુસ્તક પોતાની પાસે રાખવાની પ્રજાને મના પણ કરી છે. ડિઓક્લેશીઅન પાદશાહે (ઇ. સ. ૨૮૪–૩૦૫) સખતાઈથી ફરમાવ્યું કે મારી પ્રજામાંના કોઇ પણ માણસ પાસેથી 'બાઈબલ'ની એક પ્રત નીકળે, તો તે માણસને દેહાંતદંડ કરવામાં આવશે. ઓગણીસ સૈકાં સુધી આ શાસ્ત્રની વિરૂદ્ધ અતિ ભારે ધસારો કરવામાં આવ્યો છે; પરંતુ આટલાં સૈકાંને અંતે પણ આ 'બાઇબલ' શાસ્ત્ર એવુંનેએવું પૂરેપૂરૂં અખંડ ટકી રહેલું જણાય છે. ખ્રીસ્તની વાત બેશક ખરી પડી છે કે "આકાશ તથા પૃથ્વી ટળી જશે, પણ મારી વાતો ટળી નહિ જશે," માત્થી ૨૪; ૩૫ : લુક ૧૬ ; ૧૭.

II. સત્શાસ્ત્રની સાથે બીજાં બધાં પુસ્તકો સરખાવીએ, તો એજ શાસ્ત્ર ચઢીઆતું જણાય છે—તેની ઉત્તમતા દીપતી આવે છે. 'બાઇબલ' શાસ્ત્ર બાદ કરતાં બીજાં બધાં પુસ્તકોનો રસ કાઢી અને તે બધા રસનો સમાવેશ એક નવાજ પુસ્તકમાં કરો, તો શું આ નવો યોજેલો ગ્રન્થ 'બાઇબલ' શાસ્ત્રને બદલે ચાલશે? એમ તો હોયજ નહિ. જો 'બાઇબલ' શાસ્ત્રની બધી પ્રતનો નાશ કરાયો, અને બીજાં બધાં પુસ્તકોનો બચાવ થયો, તો પરિણામે અકથ્ય નુકશાન થયું કહેવાય.

III. પૃથક્ પૃથક્ માણસ પર તેમજ દેશજાતિઓ પર પણ 'બાઇબલ' શાસ્ત્રની જે અસર થાય છે, તે અસર અપૂર્વ અલૌકિક જણાય છે. પવિત્રાઇને માર્ગે ચાલનારાં માણસોને વાસ્તે બીજાં ઘણાં ઘણાં પુસ્તકો ઉપયોગી હોય, પરંતુ તેઓમાંનું એક પણ પુસ્તક 'બાઇબલ' શાસ્ત્રના જેવું ઉપયોગી નથી નીકળતું! એજ પુસ્તક વિશેષે કરીને માણસને પ્રભુની ગમ વાળનારૂં છે, કારણ કે એજ પુસ્તક વિશેષે કરીને પ્રભુની ગમથી આવેલું છે. જ્યાં કંઇ આ પુસ્તક જાય છે, ત્યાં તેની પાછળ ન્યાયીપણું, શ્રદ્ધાચાર ચાલ્યો જાય છે. કોઇ માણસના હૃદયમાં આ પુસ્તકની વાત ઉતરી ગઇ, તો તે માણસના હૃદયમાં નીતિભાવ તથા પ્રીતિભાવ ઉત્પન્ન થાય છે. વળી જે કોઇ દેશજાતિ આ પુસ્તકનો સ્વીકાર કરે, તેજ દેશજાતિ સુધરતી સુધરતી જાય છે. ઇંગ્લાંડ

રાજ્યની બહુજ ઉન્નતિ છે, પણ વિક્ટોરીઆ મહારાણી સાહેબાએ પોતાના પ્રધાનની હસ્તક આફ્રિકા દેશના એક સરદારને એવું જણાવ્યું કે 'અમારા રાજ્યની ઉન્નતિનો પાયો આ પુસ્તક (બાઇબલ)જ છે.' આ પુસ્તક દેશજાતિઓનો સુધારક કહેવાય. આમાં આપેલો સંદેશો સાર્વજનિક છે; એ કારણ માટે આસરે ૫૧૭ જુદી જુદી ભાષામાં આ પુસ્તકનો પુરો નહિ તો અધુરો તરજુમો કરેલો છે. આનું શું કારણ હશે? આત્માઓના પિતા તરફથી એમાં સાર્વજનિક સંદેશો રહેલો છે એજ કારણ છે.

IV. આ પુસ્તકમાં રહેલો જે બોધ તે ખરૂં કહેતાં અથાગ છે. પુસ્તકના અતિઘણા તરજુમા કરવામાં આવ્યા છે એટલુંજ નહિ, પણ તે ઉપરાંત અતિઘણાં ટીકારૂપ પુસ્તક થયાં છે. શાસ્ત્રનાં ટીકારૂપ બધાં પુસ્તકનો સંગ્રહ કરીએ, તો તે બધાં પુસ્તકનો સમાવેશ કઇ પુસ્તકશાળામાં થાય? ગયાં ૧૯–૨૦ સૈકાં સુધી એક પછી એક ટીકારૂપ પુસ્તક પ્રગટ થયાં, એમ છતાં પણ બીજાં પુષ્કળ રચવામાં આવે છે, ને બહાર પડે છે. હવે એનું શું કારણ? કારણ એજ કે શાસ્ત્રરૂપ ખાણ અથાગ છે, તે ખાણ ખોદીને તેમાંથી પુષ્કળ દ્રવ્ય કાઢયું ખરૂં તોપણ તેમાં હજી પુષ્કળ દ્રવ્ય રહેલું છે, કેમકે ઇશ્વરનો શાસ્ત્રરૂપ ભંડાર અપાર—અમાપ્ય છે!

હવે ચાર મુખ્ય પ્રમાણ નીચે મુજબ—

I. 'બાઇબલ' શાસ્ત્ર વિષે પ્રભુ ઇસુ ખ્રીસ્ત જે સાહેદી પુરતો તે કઇ? કેટલાક ધર્મશોધકો એવા છે કે જેઓ સત્‌શાસ્ત્રને સાધિકાર માનતા નથી, પણ ઇસુ ખ્રીસ્તનું વચન ખરેખર ભરોસાલાયક, હા, અધિકારયુક્ત ગણે છે. તો પ્રભુ ઇસુ ખ્રીસ્તે શાસ્ત્ર વિષે શું કહ્યું? માર્ક ૭; ૯, ૧૦, ૧૩ આ ત્રણ કલમ એકબીજીની સાથે ચોકસાઇથી સરખાવીએ તો એવું અનુમાન કરવું પડશે કે પ્રભુ ઇસુનો એવો અભિપ્રાય હતો કે મુસાનું જે કહેલું તેને તો દેવની આજ્ઞા, દેવનું વચન, કહેવું વ્યાજબી છે. લુક ૧૬; ૩૧ પરથી જણાઇ આવે છે કે ઇસુનો એવો અભિપ્રાય હતો કે જો લોક મુસા તથા ભવિષ્યવાદીઓનું નહિ સાંભળે, તો તેઓ કશું પણ માનશે નહિ. સરખાવો લુક ૧૬; ૧૬, ૧૭. વળી યોહા. ૧૪; ૨૬ : ૧૬; ૧૨, ૧૩માં ખ્રીસ્ત ઇસુનાં એવાં કોઇ કોઇ વચનો આપેલાં છે કે મારા ગયા પછી હું તમારી પાસે સંબોધક આત્મા મોકલીશ કે જે તમ મારા શિષ્યોને સત્યમાં દોરશે. એ પરથી આપણે કબુલ કરવું કે ખ્રીસ્તનાં વચન સાધિકાર હોય, તો તેના શિષ્યોનાં વચન પણ સાધિકાર સમજવાં; અને વિશેષે કરીને તેઓનાં લખેલાં પુસ્તકો પવિત્ર આત્માની પ્રેરણાએ લખાએલાં સમજવાં જોઇએ. ખ્રીસ્ત ઇસુ પોતે સત્ય પ્રમાણેનો બોધ આપતો, અને ખ્રીસ્તના નીકળ્યા પછી એટલે તેના સ્વર્ગારોહણ

પછી એવોજ બોધ પવિત્ર આત્માની પ્રેરણાથી તેના શિષ્યો પણ શાસ્ત્રદ્વારાએ આપતા ગયા.

II. 'બાઇબલ' શાસ્ત્ર વિષે પવિત્ર આત્માની શી શાહેદી છે? પવિત્ર આત્માની પુરેલી સાહેદી તો ઇશ્વરભક્ત માણુસના હ્રદયમાં જણાઇ આવે છે. જે કોઇ દેવથી કે ઉપરથી કે ફરીથી જન્મ પામ્યો છે, એટલે જે કોઇ દેવના આત્માથી પુનર્જનિત થયો છે, તેજ માણુસ પોતાના પિતાનો સાદ બરાબર ઓળખી શકે છે; અને જુઓ, 'બાઇબલ' શાસ્ત્રમાં પિતાનો સાદ પ્રગટ થએલો જણાય છે. યોહા. ૧૦; ૪, ૧૪ સરખાવો. સત્‌શાસ્ત્રમાંના વાકયે કરીને પવિત્ર આત્મા આપણા હ્રદયમાં જે અસર કરે છે, તેથી પવિત્ર શાસ્ત્રની અચૂક સત્યતા વિષે તથા તેમાંની ઇશ્વરસત્તા વિષે પૂરૂં નિશ્ચય પ્રમાણ મળી આવે છે. સત્‌શાસ્ત્રમાં જે સાદ સંભળાય છે તે સાદ મારા પ્રભુ પિતાનોજ છે, એવી સાક્ષી દેવના પુનર્જનિતો પુરી શકે છે; પણ એ સાક્ષી પુરાવનાર તે તો પ્રભુ પવિત્ર આત્મા છે. હવે એવી સાક્ષી કોણ પુરી શકે? "જો કોઇ **દેવની ઇચ્છા પૂરી** કરવા **ચાહે,** તો તે માણુસ આ બોધ વિષે સમજશે કે એ દેવથી છે કે હું પોતાથી બોલું છું," યોહા. ૭; ૧૭. જે કોઇ પોતાની ઇચ્છા દેવની ઇચ્છાની સાથે મળતી કરી રાખે છે, એટલે જે કોઇ દેવને સમર્પિત થઇને દેવની ઇચ્છા પુરી કરવા ચાહે છે, તેજ માણુસના હ્રદયમાં પ્રભુ પવિત્ર આત્મા પોતાની અસર ફેલાવે છે, અને તે અસરને લીધે તે માણુસ ઇશ્વરનો સાદ બરોબર ઓળખી શકે છે.

III. જે ખરા ભાવિક ઇશ્વરભક્ત છે, તેઓ પણ શાસ્ત્ર વિષે સાહેદી પુરે છે કે આ શાસ્ત્ર દેવદત્ત છે. જેમ જેમ કોઇ માણુસ દેવની ગમ વળણુ કરે છે, તેમ તેમ 'બાઇબલ' શાસ્ત્રની ગમ પણ તેનું વળણુ થતું જાય છે. કોઇ માણુસ દેવને બધી વાતમાં તાબે રહીને જાણે કે દેવની નજદિકમાં બધો વખત કાઢે છે—દેવની સેવા કરવામાં તત્પર રહે છે, અને ઇશ્વરનું મન સમજવામાં આસ્થાવાન છે, હા, જે કોઇ માણુસ ઇશ્વરને ઓળખે છે, તથા જાણે છે, તેજ માણુસ ખાત્રીપૂર્વક એવી સાહેદી પુરે છે કે 'બાઇબલ' શાસ્ત્ર તે દેવદત્ત છે. પરંતુ તેથી ઉલટું જેમ જેમ કોઇ માણુસ સંસારના ફાંદામાં સપડાઇ ને મગ્ન થાય છે, તેમ તેમ સત્‌શાસ્ત્ર સાધિકાર છે કે કેમ તે બાબત તેનામાં સંશય ઉત્પન્ન થાય છે. જે પ્રભુ પર તેમજ પડોશી પર પ્રીતિ કરે છે—જે કોઇ પોતાની ઇચ્છા દબાવીને ઇશ્વરની ઇચ્છાને ધોરણે ચાલ્યો જાય છે—જે કોઇ નમનતાઇથી ઇશ્વરની સાથે ચાલે છે, અને જાથુ પ્રાર્થના કરે છે તેજ માણુસને નક્કી માલમ પડે છે કે 'બાઇબલ' શાસ્ત્ર દેવદત્ત છે, અને એવી સાહેદી પુરવાની તેને ઘણી ખુશી છે.

IV. 'બાયબલ' શાસ્ત્ર ચોકસાઇથી વાંચીએ, તો તેમાંથીજ પ્રમાણ મળી આવે છે કે આ શાસ્ત્ર દેવદત્ત છે. જુઓ, અથથી તે ઇતિ સુધી શાસ્ત્રમાંનું ઐક્ય પ્રગટ દેખાય છે. એ નીચેની ત્રણ બાબત ધ્યાનમાં લેવાથી સ્પષ્ટ સમજાશે—

(૧) આ શાસ્ત્રનું ખાસ નામ 'બાઇબલ' કે 'બિબ્લિઆ' (પુસ્તકો) છે, કેમકે આ પુસ્તકમાં ખરૂં કહેતાં ૬૬ પુસ્તકોનો સમાવેશ છે. આ પુસ્તકોમાં ભિન્ન ભિન્ન ઢબ તો છે—એક ભાગ ગદ્યરૂપ—બીજો ભાગ પદ્યરૂપ છે; એક ભાગ ઇતિહાસરૂપ—બીજો ભાગ બોધરૂપ છે. પુસ્તકો રચતાં પુરાં પંદર સૈકાં જેટલાં વર્ષ લાગ્યાં છે. કોઇ પુસ્તકો અહીં તો બીજાં કોઈ ત્યાં રચાયાં, કેમકે રચવાનાં સ્થળ જુદાં; તેમજ પુસ્તક રચનારા પણ જુદી જુદી પદવીના—જુદા જુદા જમાનાના હતા. એ બધી વાત ખરી, તો પણ પહેલેથી તે છેલ્લે સુધી મળતાપણું-ઐકય-જણાઇ આવે છે. પુસ્તક રચનારા (લખનારા) ઘણા હતા—જુદા જુદા હતા; તોપણ રચાવનાર કે લખાવનાર એકજ હતો; બધા લેખો પર દેખરેખ રાખનાર એવો બેશક એકજ હતો. હવે પંદરસેં વર્ષ સુધી એવી દેખરેખ રાખી શકે તે કોણ? તે તો ફક્ત એકજ એટલે ઇશ્વર. તેણે તો એવું ચલાવ્યું કે પહેલાં બી વવાય, પણ પછી પીલો, પછી અંકુર, પછી છોડવો, પછી કણસલું, પછી કળી, પછી ફુલ, અને છેવટે ફળ નીપજી આવે. પણ એ બધું ઉગાવનાર તે તો દેવજ છે, સરખાવો માર્ક ૪; ૨૮. વળી જુઓ ૧ રાજા ૬; ૭ પરથી જણાય છે કે, સુલેમાનનું ઘર બંધાયું ત્યારે તો બંધાતી વેળાએ તેમાં હથોડી કે કુહાડી કે લોઢાના કોઈ પણ હથીઆરનો અવાજ સંભળાયો નહિ. ખાણમાંથી તૈયાર કરીને આણેલા પત્થરો એક બીજા ઉપર બેસાડતા. પરંતુ એવું પરિણામ નીકળે તે પહેલાં કોઇ પણ ખરો હોશિયાર મીસ્રી હોવો જોઇએ. હવે 'બાઇબલ' શાસ્ત્રની વાત એવીજ છે. તેમાં પણ પુરેપુરૂં મળતાપણું જણાઇ આવે છે; દરેક પુસ્તક બીજાં બધાં પુસ્તકોની સાથે બંધબેસતું આવે છે; પરંતુ એવુ પરિણામ થાય, તે પહેલાં દેખરેખ કરનાર પુસ્તકનો મૂળકર્તા અવશ્ય હોવો જોઇએ, તે મૂળકર્તા દેવ સિવાય બીજો કોણ?

(૨) આ પુસ્તકમાં જે બોધ રહેલો છે તે તરફ જોતાં પણ ઐકય દીપતું આવે છે. અથથી તે ઇતિ સુધી ખ્રીસ્ત વિષેજ વાત છે, લુક

૨૪ ; ૨૭, ૪૪. ભવિષ્યપુસ્તકોમાં ખ્રીસ્તને લગતી અગમવાણી સંભળાય છે, એટલુંજ નહિ, પણ રાજનિયમમાં, ઇતિહાસમાં, કર્મક્રિયામાં, શૂરવીરોની વાર્તામાં—હા 'બાઇબલ' શાસ્ત્રના જુદા જુદા સઘળા ભાગમાં ખ્રીસ્ત વિષેની અગમવાણી પ્રગટ થએલી છે, ખરેખર એમાં દેવનો હાથ જણાય છે.

(૩) તમામ 'બાઇબલ' શાસ્ત્રમાં ઉદ્ધારને લગતા એકજ ઉપાયનું પુરૂં પ્રદર્શન કરેલું છે. પાપી માણસ કેમ કરીને ન્યાયી ઠરે? એ સવાલનો જવાબ 'બાઇબલ'માંજ મળે છે, બીજા કોઇ પુસ્તકમાં નહિ. યશાયાહના વખતથી તે પાઉલના વખત સુધી—હા, યશાયાહ પહેલાં અને પાઉલ પછી પણ—જે બોધ સત્શાસ્ત્રમાં રહેલો છે, તેમાં એકજ મનોર્થ પુરો થતો થતો જાય છે, અને છેવટે ખ્રીસ્ત ઇસુએ પાપનું જે પ્રાયશ્ચિત કર્યું તેમાં ઉપલો મનોર્થ પુરો પડેલો જણાય છે. શાસ્ત્રના લેખ જુદાં જુદાં સૈકાંમાં લખાયા, પરંતુ તે બધા લેખોમાં ઉપલો મનોર્થ પુરો પાડવા વિષે વાત મળી આવે છે. હવે એ પ્રકારનું ઐકય કયાંથી મળે? એકજ જવાબ આપી શકાય છે, એટલે લેખ લખનારા ઘણા હતા, પણ દરેક લખનારની સાથે દેખરેખ રાખનાર—હા, લખાવનાર—એવો સર્વજ્ઞ દેવ હાજર હતો.

મજકુર બધી વાત પર ચિત્ત લગાડવાથી આપણે જોઈજાણી શકીએ છીએ કે ખ્રીસ્તી ધર્મશાસ્ત્રમાં ઇશ્વર તરફથી માણસ પર મોકલેલો સંદેશો સમાએલો છે, ત્યારે તો એ શાસ્ત્રમાંની બધી વાત હ્રદયમાં રાખવાની ફરજ દરેક માણસને માથે મુકેલી છે. વળી એ ઉપરાંત, આ શાસ્ત્રમાંની આજ્ઞાઓ ઇશ્વરથી ઠરાવેલી આજ્ઞાઓ છે, માટે તે આજ્ઞાઓ ચોકસાઇથી પાળવી પણ જોઈએ. પરંતુ જોઈતું આજ્ઞાપાળણ આપણામાંનો કોણ કરી શકે છે? પ્રભુની આજ્ઞાઓ પાળવાનું બળ કોનામાં જણાઇ આવે છે? એટલો બળવાન તો કોઈ પણ માણસ નથી. એ કારણ માટે, ઇશ્વર આપણી અબળતા ધ્યાનમાં લઇને પોતાની મહાન કૃપાને લીધે આપણ અબળોને બીજું એક મહામોટું દાન આપવા તત્પર છે, જે દેવે આપણને પવિત્ર શાસ્ત્ર આપ્યું તેજ કૃપાળુ દેવ આપણને પોતાનો પવિત્ર આત્મા પણ આપે છે, એ સારૂ કે તે આત્માની મારફતે આપણને આત્મિક જ્ઞાનપ્રકાશ મળે, અને પ્રભુને પસંદ પડે એવું સપ્રેમ આજ્ઞાનુસરણ કરવાનું બળ આપણે પામીએ, એ આત્મા સત્યનો આત્મા તેમજ સામર્થ્યનો આત્મા છે. પ્રભુ પાસેથી એ આત્મા તમે માગીને પામી લો. પ્રભુ ઇસુએ વચન આપતાં કહ્યું છે કે, "જો તમે ભુંડા છતાં તમારાં છોકરાંને

સારાં દાન આપી જાણો છો, તો આકાશમાંના બાપની પાસે જેઓ માગે, તેમને તે પવિત્ર આત્મા આપશે, તે કેટલું વિશેષ ખાતરીપૂર્વક છે?" (લુક ૧૧; ૧૩). જ્યાર સુધી પવિત્ર આત્માનું દાન આપણને મળ્યું ન હોય ત્યાર સુધી પવિત્ર શાસ્ત્ર સમજવું ખરેખર મુશ્કેલ છે. એમ્મૌસ ગામના બે શિષ્યો વિષે લખ્યું છે કે પ્રભુ ઇસુએ તેમને "ધર્મલેખોનો ખુલાસો બતાવ્યો" (લુક ૨૪; ૩૨); અને તે ઉપરાંત બીજા પ્રસંગનું વર્ણન કરતાં એવા શબ્દો આવે છે કે, "ધર્મલેખો સમજવા સારૂ તેણે તેઓનાં મન ખોલ્યાં" (લુક ૨૪; ૪૫). હવે હાલમાં આપણને પણ શાસ્ત્રમાંની વાતો સમજવા સારૂ પવિત્ર આત્મા જે આ શાસ્ત્રનો મૂળ રચનાર છે તેની મદદ અવશ્ય જોઇએ. પવિત્ર આત્મા પોતે આપણો બોધક થાય, ત્યારે પવિત્ર શાસ્ત્રમાંનો પ્રકાશ કેટલો બધો ચળકતો અને કેટલો બધો અલૌકિક જણાશે! પવિત્ર આત્મા તો પવિત્ર શાસ્ત્રમાં સુવાર્તા દર્શાવશે, અને તે ઉપરાંત, એ સુવાર્તામાં ખ્રીસ્ત ઇસુને દર્શાવશે. પછી ખ્રીસ્તનું હૃદયાકર્ષક સૌંદર્ય જોઇને આપણે ખરેખર તૃપ્ત થઇશું.

"પ્રવેશક બોધ" વાંચનાર ભાઇ, આ પુસ્તક વાંચતાં વાંચતાં તમે પ્રભુ ઇસુને મેળવો તથા પામી લો, એવી તમારે માટે પ્રભુ આગળ અમારી પ્રાર્થના છે. આમેન.

# અનુક્રમણિકા.

પૃષ્ઠ.

# જુના તથા નવા કરાર વચ્ચેનો પરસ્પર સંબંધ.

જે પવિત્ર શાસ્ત્ર "બેબલ" કહેવાય છે તેમાં બે મુખ્ય ભાગ છે. પહેલા ભાગનું નામ જુનો કરાર, અને બીજાનું નામ નવો કરાર. બીજા ભાગમાં, પાપી માણસના તારણને માટે દેવે જે યોજના કરી તેની હકીકત છે; અને તેમાં જણાવ્યું છે કે એ તારણ સર્વ જનને અર્થે છે. પરંતુ પવિત્ર શાસ્ત્રનો પ્રથમ ભાગ ઘણી વાતમાં જુદો જણાય છે. પુરાતન વખતે પ્રભુએ પોતા વિષેનું જે પ્રકટીકરણ મનુષ્યજાતને, પણ વિશેષે કરીને યહુદી કોમને, પ્રગટ કર્યું તેનું વર્ણન આ પહેલા ભાગમાં સમાએલું છે. પ્રભુએ માણસોને પોતા વિષેનું સંપૂર્ણ જ્ઞાન એકદમ આપ્યું નહિ; કારણ કે જ્યાં સુધી મનુષ્યજાત જાણે કે બાલ્યાવસ્થામાં હતી ત્યાં સુધી સંપૂર્ણ પ્રકટીકરણ પામવાજોગ નહોતી. સમજવાની શક્તિ તેને જેટલી હતી તે પ્રમાણમાં તેને પ્રભુએ પ્રગટ કર્યું. પહેલવહેલાં તો ઓછું, પણ આગળ જતાં વધારે ને વધારે. એ પ્રમાણે માણસની અબળતા ધ્યાનમાં રાખીને પ્રભુ પ્રસંગોપાત પોતા વિષેની જાણ પમાડતો રહ્યો. પરંતુ આપણે નિત્ય યાદ રાખવું કે, દેવની પ્રેરણાથી અપાએલું હરેક શાસ્ત્ર, પછી હોય જુના કરારમાંનું કે હોય નવા કરારમાંનું, તે "ઉપદેશ, નિષેધ, સુધારા અને ન્યાયીપણાના શિક્ષણને સારૂ ઉપયોગી છે" (૨ તીમોથી ૩; ૧૬). આસરે ૧૩૦૦ વરસ ઉપર, રૂમનો પાપા ગ્રેગોરી મોટો (†૬૦૪) કહે છે કે, ઈશ્વરના હ્રદયનું ઇશ્વરના શબ્દદ્વારે પવિત્ર શાસ્ત્રમાં પ્રકટીકરણ થયું છે.

જો કે જુનો કરાર પ્રાચિન વખતે રચાયો હતો, તોપણ તેમાંની વાત સાંપ્રતકાળના લોકોને સારૂ બહુ વજનદાર છે. નવા કરારમાં જે જે બિના ખુલ્લી રીતે પ્રગટ કરેલી છે તેમાંની ઘણી વાત જુના કરારમાં ગુપ્ત રીતે રહેલી જણાય છે—

(૧) પ્રાચિન વખતનું શાસ્ત્ર યહુદી દેશજાતીને સોંપવામાં આવ્યું હતું. પણ તે પરથી એવું ધારવું નહિ કે તે શાસ્ત્રમાંની વાત એકજ કુળના લોકોને વાસ્તે ઉપયોગી હતી. ખરૂં કહેતાં, એ શાસ્ત્ર તો યહુદી લોકની હસ્તક આખી મનુષ્યજાતના હિતને અર્થે પ્રગટ થયું છે; અને એ શાસ્ત્રમાં સાર્વજનિક નીતિવ્યવહાર, કે જે પેઢી દર પેઢી ચાલુ રહેનાર, તે પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે.

(૨) જુના કરારમાં ઇતિહાસરૂપી વાત ઘણી છે. એ ઇતિહાસમાં પ્રભુનો હાથ સર્વત્ર સ્પષ્ટ જણાય છે; અને એમાં પ્રભુનો કારભાર વર્ણવેલો છે. ઇશ્વર તે કેવો, મનુષ્યજાત તે કેવી, અને પતિત થયલા માણસના સુધારાને અર્થે ઇશ્વરની યોજના શી, એ બાબતો વિષે બોધ આ ઇતિહાસ વાંચતાં આપણને પ્રાપ્ત થાય છે.

(૩) જુના કરારમાંનો ઘણો ભાગ નિયમરૂપ છે, અને આ શાસ્ત્ર પરથી સાફ માલુમ પડે છે કે કોઇ પણ માણસ નિયમદ્વારે પોતાને પાપના બંધનમાંથી છોડવી શકતો નથી. આદિ માત-પિતાને પ્રભુ તરફથી બોધ મળ્યો ખરો; તોપણ મનુષ્યજાતમાં એટલી બધી ભ્રષ્ટતા ફેલાઇ ગઇ કે જળપ્રલય મોકલવાની અગત્ય પડી. કાળાંતરે યજ્ઞયાગના વિધિઓ આપવામાં આવ્યા; છતાં લોકો મૂર્તિપૂજામાં નિમગ્ન થયા, અને તે કારણ માટે લોકોને બંદીપ્રવાસ વેઠવો પડ્યો. ત્યાર બાદ મૂર્તિપૂજા ઘણે ભાગે નાબુદ થઇ, પણ તેને બદલે ઉપરઉપરનો ભક્તાચાર તથા નાસ્તિકપણું ચોતરફ ઉત્પન્ન થયાં. મજકુર ઇતિહાસ પરથી આપણે જોઇ શકીએ છીએ કે પતિત માણસમાં ખરેખરો સુધારો નિયમદ્વારે કદી થયો નહિ. માણસના તારણને અર્થે નિયમ ઉપરાંત બીજા કોઇ ઉપાયની અગત્ય જણાઇ. જુના કરારમાં માણસની ભ્રષ્ટતા દર્શાવેલી છે, અને તેમાં ભ્રષ્ટ થયલા માણસને માટે જે ઇલાજ અવશ્ય જોઇએ તે ગુપ્ત રીતે સુચવેલો છે, પણ સ્પષ્ટ રીતે પ્રગટ કરવામાં આવ્યો નથી. સમયની સંપૂર્ણતા હજી આવી નહોતી (વાંચો ગલાતી ૩; ૨૩).

(૪) નવા કરારમાં જે તારણોપાય પ્રગટ કરવામાં આવ્યો છે તેને લગતી અગમસૂચક વાતો જુના કરારમાં છે. જે કોઇ શોધક નમ્ર ભાવ રાખી પ્રાચિન વ્યવસ્થામાંની બોધરૂપી વાતો ચોકસાઇથી તપાસે છે તેને તારણોપાય વિષે ઓછુંવધતું જ્ઞાન પ્રાપ્ત થયા વિના રહેતું નથી (યોહાન ૫; ૩૯). નવા કરારમાં જે ફળરૂપ છે તે જુના કરારમાં કળીરૂપે હાથ આવે છે. જુના કરારમાં મસીહસૂચક કેટલી બધી ઉપમાઓ, ભવિષ્યો તથા કર્મક્રિયાઓ છે! એઓ પરથી એટલે સુધી બોધ મળતો હતો કે, પરમેશ્વર પસ્તાવિક મનવાળાને પાપની ક્ષમા આપવા ઇચ્છે છે. તો પણ, ઇશ્વર પોતાનો ન્યાયભાવ તથા દયાભાવ એ બન્ને સાચવીને કેવી રીતે પાપીઓને માફી આપી શકે છે તે વિષેનો પૂરો ખુલાસો વિગતવાર હજી સુધી પ્રગટ થયો નહોતો.

હવે જુના કરારમાં ઉપલી જે અપૂર્ણતા જણાય છે તેને બદલે નવા કરારમાં સંપૂર્ણતા નજરે પડે છે, અને એ સંપૂર્ણતા બે પ્રકારની છે—

પ્રાચિન વખતમાં ઉપમારૂપે તથા ભવિષ્યરૂપે જે પ્રગટ થયું હતું તે નવા કરારમાં પૂરૂં પડેલું જોઇએ છીએ. પ્રતિબિંબને બદલે બિંબ, અને પ્રતિધ્વનિને બદલે ધ્વનિ આપણી આગળ છે. જે અગાઉ છાયારૂપ હતું તે હવે મૂર્તિરૂપ થયું છે. "જે સારી વસ્તુ થવાની હતી તેની પ્રતિછાયા નિયમશાસ્ત્રમાં હતી." જે જગત્રાતા વિષે અગમસૂચનાઓ તથા ભવિષ્યો અગાઉ ભાખવામાં આવ્યાં હતાં તે ત્રાતા જાતે નવા કરારમાં દેખાય છે. જુના કરારમાં જે "આવનાર" વિષે કહેવામાં આવ્યું હતું તે આવનારનું જીવનચરિત્ર નવા કરારમાં સમાએલું છે.

ઇશ્વર વિષેનું જ્ઞાન ક્રમે ક્રમે આપવામાં આવ્યું તે જ્ઞાન સંબંધી પવિત્ર શાસ્ત્રના પહેલા પુસ્તકથી માંડીને છેલ્લા પુસ્તક સુધીમાં વર્ણન કરેલું છે. પ્રથમ તો થોડુંજ પ્રગટ થયું. પણ જેમ જેમ શીખવાની શક્તિ વધતી ગઇ તેમ તેમ વધારે ને વધારે જ્ઞાન પ્રાપ્ત થયું. ઉત્પત્તિના પહેલા અગીઆર અધ્યાયમાં તથા અયૂબના પુસ્તકમાં ઇશ્વરજ્ઞાનને લગતી પ્રાથમિક વાત કે પાયારૂપી મુળતત્ત્વો બતાવ્યાં છે. ઉત્પત્તિના બાકીના અધ્યાયો સાંધણરૂપ છે, કારણકે એની પછીનાં પુસ્તકોમાં ઇશ્વરના વિવિધ નિયમો પ્રગટ થાય છે. જેમકે, ક્રિયાવ્યાવહારિક નિયમ, નીતિવ્યાવહારિક નિયમ અને રાષ્ટ્રીય નિયમ. પછી યહોશુઆના પુસ્તકમાં બતાવ્યું છે કે યહુદી લોકો વચનના દેશમાં આવીને વસ્યા. ન્યાયાધીશોના પુસ્તકમાં એ લોકોને વારંવાર જે શિક્ષા થઇ અને શિક્ષા પછી જે અનેક છુટકારા થયા તે વિષેની વાત આવે છે. ત્યાર બાદ પાછલાં પુસ્તકોમાં રાજાઓની હસ્તક રાજકારભાર કેવી રીતે ચલાવવામાં આવ્યો તેનું વર્ણન કરેલું છે. એ બધાં પુસ્તકોમાં ઇશ્વર વિષે વિવિધ પ્રકારનો તથા દિનપ્રતિદિન વધતો બોધ હાથ આવે છે. ઐતિહાસિક પુસ્તકો પછી ગીતશાસ્ત્રનું પુસ્તક છે. તેમાં પવિત્ર આત્માથી પ્રેરાયલા ઇશ્વરભક્તોનાં સ્તોત્રો તથા ઉપાસનાઓ નોંધેલાં છે; અને તેની સાથે મસીહસૂચક કેટલાંએક ભવિષ્યો પણ નજરે પડે છે. જે પુસ્તકો સુલેમાનકૃત કહેવાય છે, તે વાંચવાથી જગતની વ્યર્થતા તથા માનવી જ્ઞાન વિષે બોધ મળે છે, એ માટે કે એ બોધદ્વારે ઇશ્વરી પરમજ્ઞાનને આપણે સમજી શકીએ. પછી યશાયાહના પુસ્તકમાં લખ્યું છે કે આવનાર મસીહ તો બોધક તથા યાજક તથા રાજાનો હોદ્દો ચલાવશે, હા, તે પોતે વેદી ઉપર પણ ચઢશે. યિર્મેયાહના પુસ્તકમાં એને મળતોજ બોધ છે; પરંતુ તેમાં સંકટનાં વાદળાં છવાઇ રહેલાં જણાય છે. હઝકીએલના પુસ્તકમાં યાજકપદને લગતો ખાસ ગૈરવ દર્શાવ્યો છે, અને એમાં કહેલું છે કે પ્રભુનું

ભજન આત્માથી તથા સત્યતાથી કરવું જોઇએ. દાનીયેલનું પુસ્તક વાંચવાથી માલુમ પડે છે કે, બીજા બધા રાજાઓનો અસ્તોદય થાય, પણ મસીહ રાજાના રાજ્યનો અંત કદી થવાનો નથી. છેવટે બાર ભવિષ્યવાદીઓનાં ટુંકાં પુસ્તકો ગોઠવેલાં છે. એ પુસ્તકોમાં ઇશ્વરના કારભાર વિષે તથા એ કારભારમાં દીપી નીકળતી ઈશ્વરની કૃપા વિષે વર્ણન આવે છે. માલાખીમાં, ઉપલી બધી વાતો ઉપરાંત, નવો પ્રકાશ સમાયલો છે, કેમકે ન્યાયીપણાનો સૂર્ય ખરેખર ઉગવાનો છે, એવું સ્પષ્ટ ભવિષ્ય આ છેલ્લા બોધકે પ્રગટ કર્યું છે.

જો કે જુના કરારમાં જુદાં જુદાં ૩૯ પુસ્તક છે, તોપણ એ બધાં મળીને એકજ પુસ્તક ગણવું વાજબી લાગે છે. ખ્રીસ્ત ત્રાતા વિષે કોઇમાં ઓછું અને કોઇમાં વધારે લખેલું છે. પરંતુ એ પુસ્તકમાં ગમે ત્યાં તપાસીએ ત્યાં વાત એક સરખી તથા મળતી જણાય છે. આવું જે પુસ્તક તેને "જુનો કરાર" નામ બંધબેસતું છે.

જુનો કરાર તથા નવો કરાર, એ બંનેને આપણે ઇશ્વરપ્રેરિત સમજવા જોઈએ. જુના કરારનો અભ્યાસ કરવાથી માલમ પડે છે કે, ઇશ્વર જાતે કેવો છે, અને માણસના લાભમાં તેણે શું શું કર્યું છે. એ શાસ્ત્રમાં, મૂર્તિપૂજાની વિરૂદ્ધ સખત બોધ આપેલો છે. એમાં જણાવ્યું છે કે, નિયમની કરણીઓ ઉપર આધાર રાખીને તારણ મળી શકેજ નહિ. તે ઉપરાંત પ્રભુની જે ઇચ્છા તથા પ્રભુનો યોજેલો જે તારણોપાય તે વિષે એ શાસ્ત્રમાં ક્રમેક્રમે પ્રકટીકરણ કરેલું છે, ત્યારે તો જુનો કરાર આપણને અતિ પ્રીય લાગવો ન જોઇએ શું? પરંતુ, જુના કરારને નવા કરારની સાથે સરખાવીએ તો એમાં કેટલો બધો ફરક જણાય છે! જુના કરારમાં પ્રગટ થએલી પ્રાચિન જમાનાની સ્થાપના સાથે નવિન સ્થાપનાનો મુકાબલો કરીએ, તો એકમાં અધુરાપણું અને બીજામાં સંપૂર્ણતા દેખાય છે. હા, એટલુંજ નહિ, પણ નવા કરારમાં જુની સ્થાપનાને માટે અંધકાર, દેહ, અક્ષર, દાસત્વ અને જગતનાં તત્ત્વો એવા એવા શબ્દો વાપરેલા છે. પણ તેથી ઉલટું, નવા કરારમાં જે સુસમાચાર પ્રગટ થયા છે તેને તો અંધકારને બદલે અજવાળું, દેહ તથા અક્ષરને બદલે આત્મા, અને દાસત્વને બદલે મોકળાપણું કહે છે. જેમના હાથમાં જુનો તથા નવો એ બંને કરાર આવ્યા છે તેઓને માથે કેટલી મોટી જુમ્મેદારી! એવા માણસોએ તો અજવાળામાં ચાલીને ડહાપણથી વર્તવું, આત્માનું સ્વીકારીને પવિત્રાઇમાં વૃદ્ધિ પામવી, અને નવા કરારમાં પ્રગટ કરેલું સામર્થ્ય પામીને બળવાન થવું.

## હેબ્રી નિયમગણ મુજબ પુસ્તકોની ટીપ.

આપણે આગળ જોયું કે જુના કરારમાં ૩૯ પુસ્તક છે. એ ૩૯ પુસ્તકોને હેબ્રી નિયમગણમાં ૨૪ પુસ્તક ગણે છે તેની ગોઠવણ નીચે મુજબ—

I. તોરાહ (કે તૌરાત) એટલે નિયમશાસ્ત્ર.

- ૧. ઉત્પત્તિ.
- ૨. નિર્ગમન.
- ૩. લેવીય.
- ૪. ગણના.
- ૫. પુનર્નિયમ.

II. નબીઇમ એટલે ભવિષ્યપુસ્તકો.

*a*) આગલાં ભવિષ્યપુસ્તકો.

- ૧. યહોશુઆ.
- ૨. ન્યાયાધીશો.
- ૩. ૧લું તથા ૨જું શમૂએલ.
- ૪. ૧લું તથા ૨જું રાજાઓ.

*b*) પાછલાં ભવિષ્યપુસ્તકો.

અ) લાંબાં ભવિષ્યપુસ્તક.

- ૧. યશાયાહ.
- ૨. યિર્મેયાહ.
- ૩. હઝકીએલ.

આ) ટુંકાં ભવિષ્યપુસ્તક.

બાર મળીને એક પુસ્તક (હોશીઆ, યોએલ, આમોસ, ઓબાદ્યાહ, યૂના, મીખાહ, નાહૂમ, હબાક્કુક, સફાન્યાહ, હાગ્ગાય, ઝખાર્યાહ, માલાખી).

III. કતુબીમ (કે કિતાબો) એટલે પવિત્ર લખાણ.

*a*) "એમેથ" નામનાં પુસ્તકો.

- ૧. ગીતશાસ્ત્ર.
- ૨. દૃષ્ટાંતવચનો.
- ૩. અયૂબ.

*b*) "મગીલ્લોથ" એટલે લખોટા.

- ૧. ગીતોનું ગીત.
- ૨. રૂથ.
- ૩. યિર્મેયાહનો વિલાપ.
- ૪. સભાશિક્ષક.
- ૫. એસ્તેર.

c) અધિક ત્રણ પુસ્તકો.

૧. દાનીયેલ.

૨. એઝરા+નહેમ્યાહ.

૩. ૧લું તથા ૨જું કાળવૃત્તાંત.

ઉપર મુજબ જુના કરારમાં ઓગણચાળીસ, નહિ તો ચોવીસ, પુસ્તકોનો સંગ્રહ છે. સંગ્રહની વૃદ્ધિ થતાં થતાં કેટલાંએક સૈકાં લાગ્યાં, તો પણ એટલાં બધાં મળીને એકજ પુસ્તક સમજવું. આ પુસ્તકમાં અનેકપણું હોવા છતાં એકપણું પ્રગટી નીકળે છે. આ કેવું આશ્ચર્યકારક! આ અલૌકિક પુસ્તક ઈશ્વર પાસેથી આવ્યું છે તેનાં પ્રમાણ માગતા હો, તો પ્રમાણ એ કે આ પુસ્તકની મારફતે અસંખ્ય પુસ્તક વાંચનારાઓમાં અલૌકિક સુધારો તથા શુભફળ પેઢી દર પેઢી ઉપજતાં આવ્યાં છે. આવું પરીણામ કયાંથી? જે ઇશ્વરે આ પુસ્તક રચાવ્યું તે પોતાના પવિત્ર પુસ્તકની મારફતે આવું ચમત્કારિક કામ સાધતો આવ્યો છે.

## નિયમશાસ્ત્રમાંનાં પાંચ પુસ્તકો.

હેબ્રી નિયમગણના પ્રથમ ભાગમાં "નિયમશાસ્ત્ર" નામનાં પાંચ પુસ્તકોનો સમાવેશ છે. જેમ મગીલ્લોથમાં પાંચ પુસ્તક, અને જેમ ગીત-શાસ્ત્રમાં પાંચ પુસ્તક, તેમજ નિયમશાસ્ત્રમાં પણ પાંચ પુસ્તક આવે છે. તે કારણ માટે નિયમશાસ્ત્રને કોઈક વેળા "પેન્ટાટ્યુખ" કે "પંચગ્રંથ" કહે છે. પંચગ્રંથમાંનાં પાંચે પુસ્તક મળીને એક પુસ્તક થાય છે, એવું કહીએ તો તેમાં ગેરવાજબી નથી.

## પંચગ્રંથનો રચનાર કોણ?

પંચગ્રંથનો રચનાર કોણ હતો તે વિષે અત્યાર સુધીમાં ઘણી તકરાર ચાલી છે, અને હજી પણ ચાલે છે; એમ છતાં પણ એ પુસ્તક મુસાકૃત ગણાતું આવ્યું છે.

કેટલાએક વિદ્વાનો વિશેષે કરીને બે વાત ઉપર આધાર રાખીને એવો નિર્ણય કરે છે કે આ પુસ્તક મુસાકૃત નથી. એમના બે વાંધા નીચે મુજબ—

પહેલો વાંધો એ કે, મુસાના જમાનામાં લીપિવિદ્યાનો બરાબર પ્રસાર થયો નહોતો, અને પુસ્તક રચવાની પદ્ધતિ શરૂ થઇ નહોતી.

પરંતુ એ વાંધો અયોગ્ય છે. કેમકે સાંપ્રતકાળમાં ખોદકામ કરનારાઓના હાથમાં અસંખ્ય પ્રાચિન લેખો આવ્યા છે. જેમકે, મધ્ય મિસરમાં તેલ-એલ-અમાર્ના ગામ છે, અને ઇ. સ. ૧૮૮૭ની સાલે ત્યાં ખોદકામ કરતાં ઈ. સ. પૂ. ૧૫મા સૈકાના લખેલા ઘણા લેખો મળી આવ્યા. વળી બીજે

દાખલો ઇ. સ. ૧૯૦૨માં બાબેલ દેશમાંથી કેટલાએક લેખ મળ્યા કે જેઓ ખમ્મુરબી રાજાના જમાનામાં લખાયા હતા. એ ખમ્મુરબી રાજા મુસાના વખતમાંનો તો શું, પણ, ઇબ્રાહીમનો સમકાળિક હતો એવું જણાય છે, અને ઘણા વિદ્વાનો એવો મત ધરાવે છે કે, ઉત્પ. ૧૪; ૧માં જે "શિનઆરનો આમ્રાફેલ" તેજ તો આ ખમ્મુરબી રાજા છે. આ પ્રાચિન લેખોમાં રાજ્યને લગતા ઘણા કાયદાઓ કોતરેલા છે. પરંતુ યાદ રાખવું કે, એ કાયદાઓ તો મુસાદ્વારે પ્રગટ થએલા કાયદાઓથી ઘણી બાબતમાં જુદા છે.

પંચગ્રંથ મુસાકૃત નથી તે વિષેનો બીજો વાંધો એ કે, આ પુસ્તકમાં ધર્મબોધ તથા ધર્મસેવા વિષે જે વાત છે તે વાત એટલે સુધી મુસાના જમાનામાં પ્રફુલ્લિત થએલી નહોતી.

પરંતુ એ વાંધાના ટેકામાં લેશમાત્ર પ્રમાણ નથી. એ વાંધો કેવળ મનકલ્પિત છે. યહુદી લોકો પાછલા વખતમાં જે ધર્મસેવા કરતા હતા તેનો મૂળ પાયો શું હતો? મૂળ પાયો તો એ કે સૃષ્ટિકર્તા દેવ તે એકજ છે. "હે ઇસ્રાએલ, સાંભળ, યહોવાહ આપણો દેવ તે એકલોજ યહોવાહ છે." વળી "મારી સમ્મુખ તારે કોઇ અન્ય દેવો નહિ હોય" (પુનર્નિ. ૬; ૪ અને ૫; ૬). પાછલા જમાનાના યહુદી લોકોનો બધો ધર્મ આ પાયા ઉપર બંધાયો હતો, અને પંચગ્રંથમાં મુખ્યત્વે કરીને એજ બોધ આપવામાં આવ્યો છે. આ બીજો વાંધો સત્યને ધોરણે નથી, પણ કેવળ અસત્યને ધોરણે યોજી કાઢેલો છે.

## પંચગ્રંથનો રચનાર મુસા હતો શું?

મુસાએ પંચગ્રંથ રચ્યો હતો, તે વાતના ટેકામાં પ્રમાણ નીચે મુજબ—

(૧) પ્રાચિન વખતથી ઉતરી આવેલી દંતકથા ઉપર આધાર રાખીએ તો કબુલ કરવું પડે છે કે મુસાએ આ પુસ્તક રચ્યું હતું. આ દંતકથા યહુદી લોકોમાં છેક જુના વખતથી બધે પ્રસરેલી જણાય છે, અને એ વાત જુના કરારમાં જાણે કે માન્ય કરેલી છે. જુઓ યહોશુ. ૧; ૭, ૮ : ૮; ૩૧, ૩૪ : ૨૩; ૬. ૧ રાજા. ૨; ૩. ૨ રાજા. ૧૧; ૧૨ : ૧૪; ૬ : ૨૩; ૨૫. ૧ કાળ. ૨૨; ૧૨, ૧૩. ૨ કાળ. ૨૫; ૪ : ૩૩; ૮. એઝરા ૩; ૨-૬ : ૬; ૧૮. નહે. ૧; ૭, ૮ : ૮.

(૨) પંચગ્રંથની માંહે પણ મળતી શાહેદી છે, અને પુસ્તક લખવાના કામમાં મુસા જાતે રોકાયલો હતો, એવું કેટલાંએક વાકયોમાં બતાવેલું છે. જુઓ નિર્ગ. ૧૭; ૧૪ : ૨૪; ૩-૭. ગણના ૩૩; ૨. પુનર્નિ. ૨૮; ૫૮, ૬૧ : ૩૧; ૯-૧૨, ૧૪. એ સાંહેદી પુનર્નિયમના પુસ્તકને ખાસ કરીને લાગુ પડે છે.

(૩) પહેલાં પાંચ પુસ્તક શિવાયનાં જુના કરારમાંનાં બીજાં ઘણાં પુસ્તકોમાં એવી ઘણી સૂચના છે કે પંચગ્રંથ જેવું એક પુસ્તક લોકોમાં કયારનુંએ પ્રસિદ્ધ હતું. હા, તૌરાત પુસ્તકમાંની વાતો દરેક યહુદી કુટુંબમાં ફેલાઇ રહેલી હતી, અને એ પુસ્તકમાં જે કાયદા, જે ઇતિહાસ, હા, જે ખાસ શબ્દો તે પણ લોકોના મનમાં બરાબર ઉતરી આવ્યા હતા.

યહુદી રાજ્યના બે ભાગ થયા પછી, ઉત્તર રાજ્યમાં એટલે ઇસ્રાએલી રાજ્યમાં હોશીઆ તથા આમોસ નામના બે મુખ્ય ભવિષ્યવાદીઓ ઉભા થયા હતા. તેઓનાં પુસ્તકોમાં પંચગ્રંથસૂચક ઘણાં વાકયો છે. તેમાંનાં કેટલાંએક નીચે મુજબ—

| | | | |
|---|---|---|---|
| હોશીઆ | ૧ ; ૧૦. | ઉત્પ. | ૨૨ ; ૧૭. |
| ,, | ૪ ; ૧૦. | લેવી. | ૨૬ ; ૨૬. |
| ,, | ૪ ; ૧૩. | પુન. | ૧૨ ; ૨. |
| ,, | ૫ ; ૬. | નિર્ગ. | ૧૦ ; ૯. |
| ,,<br>,, | ૮ ; ૧૨.<br>૧૧ ; ૧. | નિર્ગ. | ૪ ; ૨૨. |
| ,, | ૧૧ ; ૩. | પુન. | ૧ ; ૩૧. |
| ,, | ૧૧ ; ૮. | ,, | ૨૯ ; ૨૨, ૨૩. |
| ,, | ૧૨ ; ૩. | ઉત્પ. | ૨૫ ; ૨૬ : ૩૨ ; ૨૪-૨૮. |
| ,, | ૧૨ ; ૫. | નિર્ગ. | ૩ ; ૧૫. |
| ,, | ૧૩ ; ૬. | પુન. | ૮ ; ૧૧-૧૪. |
| આમોસ | ૨ ; ૨. | ગણના | ૨૧ ; ૨૮. |
| ,, | ૨ ; ૭. | નિર્ગ. | ૨૩ ; ૬. |
| ,, | ૪ ; ૪. | ગણના | ૨૮ ; ૩. |
| ,, | ૯ ; ૧૩. | લેવી. | ૨૬ ; ૫. |

તેમણે દક્ષિણ રાજ્યમાંના એટલે યહુદાહના રાજ્યમાંના ભવિષ્યવાદીઓનાં પુસ્તકોમાં પંચગ્રંથસૂચક વાકયો નીચે મુજબ છે—

| | | | |
|---|---|---|---|
| યોએલ | ૨ ; ૨. | નિર્ગ. | ૧૦ ; ૧૪. |
| ,, | ૨ ; ૨૩, ૨૬, ૨૭. | લેવી. | ૨૬ ; ૪, ૫, ૧૧-૧૩. |
| યશા. | ૧૧ ; ૯. હબા. ૨ ; ૪. | ગણના | ૧૪ ; ૨૧. |
| ,, | ૧૨ ; ૨. | નિર્ગ. | ૧૫ ; ૨. |
| ,, | ૩૪ ; ૧૧. યિર્મે. ૪ ; ૨૩. | ઉત્પ. | ૧ ; ૨. |
| ,, | ૪૧ ; ૧૦. | પુન. | ૩૧ ; ૬-૮. |
| ,, | ૪૪ ; ૨. | પુન. | ૩૨ ; ૧૫ : ૩૩ ; ૫, ૨૬. |

| | | | |
|---|---|---|---|
| યશા. | ૫૨ ; ૧૨. | નિર્ગ. | ૧૨ ; ૩૩, ૩૯ : ૧૪ ; ૧૯. |
| ,, | ૫૮ ; ૧૪. | પુન. | ૩૨ ; ૧૩. |
| મીખાહ | ૫ ; ૭. હબા. ૩ ; ૧૯. | ,, | ૩૨ ; ૮, ૧૩. |
| ,, | ૬ ; ૫. | ગણના | ૨૨ ; ૫. |
| સફા. | ૩ ; ૧૩. | લેવી | ૨૬ ; ૫, ૬. |

ઉપરના દાખલાઓ પરથી (અને બીજા પણ ઘણા દાખલા મળી શકે છે) સાફ જણાય છે કે હોશીઆ તથા યશાયાહ જેવા પ્રાચિન વખતના ભવિષ્યવાદીઓને પંચગ્રંથની માહિતિ હતી. હા, દક્ષિણ રાજ્યના તેમજ ઉત્તર રાજ્યના મુખ્ય ભવિષ્યવાદીઓને એ પાંચ પુસ્તક સાથે પરિચય હતો. [ યિર્મેયાહ તથા પુનર્નિયમ એ બે પુસ્તકને અતિ નિકટ સંબંધ તે વિષેનાં પ્રમાણ સારૂ વાંચો ટેલરકૃત જુના કરારને લગતો પ્રવેશક બોધ, ભાગ ૨જો, પૃષ્ટ ૨૨૫. ]

(૪) પંચગ્રંથ મુસાકૃત છે એ વિષે નવા કરારમાં પુષ્કળ સાહેદી મળી આવે છે. ખ્રીસ્તના શિષ્યો તેમજ ખ્રીસ્ત ઇસુ પોતે પણ નિયમશાસ્ત્રમાંનાં પાંચ પુસ્તક વિષે બોલતાં તે પુસ્તકો સાથે મુસાનું નામ વારંવાર લગાડે છે. કદાપિ એમ હોય કે પ્રભુ ઇસુ બોધ આપતી વેળાએ લોકરીવાજ પ્રમાણે બોલતો હતો અને તેથી આ પુસ્તકને મુસાકૃત કહેતો હતો. એમ છતાં પણ જે કોઇ માણસ યોહાન ૧ ; ૧૭ : ૫ ; ૪૫–૪૭ : ૭ ; ૧૯–૨૩ અને એના જેવાં બીજાં વાકયો નિખાલસ મનથી વાંચે તો તેને કબુલ કરવું પડશે કે એ વાકયોમાં પ્રાચિન દંતકથાને અનુસરતી સૂચના બેશક રહેલી છે.

(૫) હેબ્રી ભાષામાં જેઓ પ્રવિણ છે તેઓને માલુમ પડે છે કે માત્ર પ્રાચિન વખતમાં વપરાતા કેટલાએક શબ્દો તથા રૂઢી પંચગ્રંથમાં બચી રહેલાં છે.

(૬) પંચગ્રંથ તો જેને મુસાના જેવું શિક્ષણ મળ્યું હોય અને જેને મુસાના જેવો અનુભવ થયો હોય તેજ માણસ લખી શકે, બીજો કોઇ નહિ. પંચગ્રંથનો રચનાર કેવો હતો?

૧) જેણે પંચગ્રંથ લખ્યો તેની જન્મભાષા હેબ્રી હતી, અને તે માણસ હેબ્રીઓમાંનો દેશભક્ત હતો.

૨) એ પુસ્તક રચનારને મિસર દેશ વિષે સારી માહિતિ હતી. મિસર દેશમાં ચાલતા રીતરીવાજથી તથા મિસરમાં પ્રસરેલી વિદ્યાથી તે વાકેફ હતો. પરંતુ મિસર સંબંધીની આટલી બધી માહિતિ કયા માણસને મળી શકતી હતી? કેવળ તે દેશમાંના યાજકોને તથા રાજકુટુંબનાં માણસોને ; બીજાં કોઇને

નહિ. મુસા વિષે તો લખ્યું છે કે "તે મિસરીઓની સર્વ વિદ્યા ભણેલો હતો" (પ્રે. કૃ. ૭; ૨૨).

૩) પંચગ્રંથમાં કેટલીએક બિનાઓનું વર્ણન આવે છે અને કેટલાએક કાયદાઓ પ્રસિદ્ધ કર્યાં છે. બિના અને કાયદા એ બેને નિકટ સંબંધ રહેલો છે. અમુક બિના બની હોય ત્યારે તેને લગતો કાયદો બાંધવામાં આવતો હતો. કાયદાઓ પ્રસંગોપાત પ્રગટ થયા હતા, અને જે માણસે બિનાઓનો ઇતિહાસ લખ્યો છે તેજ લેખકે કાયદાઓની હકીકત નોંધી છે એવું સંભવિત લાગે છે.

૪) નિર્ગમન અને ગણના એ બે પુસ્તક વાંચતાં જણાય છે કે એમાંનું લખાણ તુટક છે. તુટક હોવાનું શું કારણ? કારણ એ કે લખનાર પોતે લખતી વેળાએ મુસાફરી કરતો હતો અને મુસાફરીમાં બનતી બિનાઓનું નોંધરૂપી લખાણ કરતો હતો. પુનર્નિયમમાંના લખાણની રૂઢી તદ્દન જુદી છે. એમાં લાંબાં ભાષણ તથા બોધવચન વ્યવસ્થિત રીતે લખેલાં છે, કારણ કે એ પુસ્તક લખતી વેળાએ લેખક મુસાફરી પુરી કર્યાં બાદ વિશ્રાંતિ ભોગવતો હતો.

ઉપરની બધી વાતો મુસાને તો બંધબેસતી આવે છે, પણ મુસા વિના બીજા કોઇને લાગુ પડી શકે એવું છે શું?

## પુનર્નિયમના પુસ્તક વિષે.

કેટલાએક વિદ્વાનો એવી તકરાર ઉઠાવે છે કે પંચગ્રંથમાંનાં પહેલાં ચાર પુસ્તક કદાપિ મુસાકૃત હોય, પરંતુ પાંચમું પુસ્તક તો મુસાકૃત હોઇ શકેજ નહિ. એ ટીકાકારો એવું માન્ય કરે છે કે, યોશીયાહ રાજાની કારકીર્દીની ૧૮મી સાલે (ઇ. સ. પૂ.) મંદિરને સમારતી વેળાએ હિલ્કીયાહ પ્રમુખ્ય યાજકને જે પુસ્તક જડ્યું હતું (૨ રાજા. ૨૨; ૧૦ : ૨ કાળ. ૩૪; ૧૪) તે તો પુનર્નિયમનું પુસ્તક હતું. એ વિદ્વાનોમાંના કેટલાએક કહે છે કે હિલ્કીયાહે પોતે આ પુનર્નિયમનું પુસ્તક રચીને મંદિરમાં સંતાડી રાખ્યું હતું, અને મંદિર સમારતી વખતે પુસ્તક બહાર કાઢીને રાજા આગળ રજુ કર્યું હતું. બીજા કેટલાએક કહે છે કે, હિલ્કીયાહે આવું અપકર્મ કર્યું નહોતું, પણ પુસ્તક તો મનાશ્શેહના વખતમાં (ઈ. સ. પૂ. ૬૯૭–૬૪૨), નહિ તો યશાયાહના દિવસોમાં (ઇ. સ. પૂ. ૭૪૦–૭૦૦), કોઈક માણસે રચ્યું હતું. આવો વિપરિત મત માન્ય કરવાનું તેઓ એવું કારણ બતાવે છે કે, લેવીયમાંના કાયદા અને પુનર્નિયમમાંના કાયદા એઓની વચ્ચે મોટો તફાવત કે ફેરફાર રહેલો છે. પરંતુ

એ કારણ વજનદાર દેખાતું નથી, કારણ કે લેવીયમાંના કાયદા પ્રગટ કરવાનો પ્રસંગ જુદો હતો, અને પુનર્નિયમમાંનો જુદો. લેવીયમાંની વખતે લોકો અરણ્યમાં મુસાફરી કરતા હતા ; પણ પુનર્નિયમમાંની વાતને સમયે લોકો મુસાફરી પૂરી કરીને વચનના દેશમાં પ્રવેશ કરવાની અણીપર હતા. ત્યારે તો આગલે વખતે આપેલા કાયદાઓમાં પાછળથી ફેરફાર કરવામાં આવે એ તો વાજબી લાગે છે.

આ તકરારના સંબંધમાં નીચેની પાંચ વાત ઉપર ધ્યાન આપીએ તો સારું—

૧) મિસર દેશને લગતી જે હકીકત પુનર્નિયમમાં નોંધેલી છે તે પરથી અનુમાન કરી શકાય છે કે, પુનર્નિયમનું પુસ્તક લખનાર પોતે મિસર દેશનો માહિતગાર હતો, અને ત્યાંના બંધનમાંથી થોડા વખત ઉપર છુટો થયો હતો.

૨) જુના કરારમાંનાં બીજાં પુસ્તકો સાથે પંચગ્રંથમાંની રૂઢીનો મુકાબલો કરતાં માલુમ પડે છે કે, પુનર્નિયમના પુસ્તકને પંચગ્રંથમાંનાં પહેલાં ચાર પુસ્તક સાથે વિશેષ નિકટ સંબંધ છે. બીજાં પુસ્તકો સાથે એટલો બધો સંબંધ પુનર્નિયમને નથી.

૩) અગાઉ આપણે જોયું કે, પુનર્નિયમનું પુસ્તક કેવળ દક્ષિણ રાજ્યમાં એટલે યહુદાહના રાજ્યમાં નહિ, પણ ઉત્તરના રાજ્યમાં એટલે ઇસ્રાએલી રાજ્યમાં પ્રસિદ્ધ હતું (જુઓ પૃષ્ઠ ૯). પરંતુ યોશીયાહ તથા મનાશ્શેહ તથા યશાયાહના દિવસો પહેલાં ઇસ્રાએલી રાજ્યના લોકો બંદિપ્રવાસમાં ગયા હતા.

૪) જો પુનર્નિયમનું પુસ્તક પાછલા કે નવિન વખતમાં એટલે ઇ. સ. પૂ. ૭મા સૈકામાં રચવામાં આવ્યું હતું, તો કેમ એવું બન્યું કે મનાશ્શેહના સમયને બંધબેસતી ન આવે એવી કેટલીએક વાત એ પુસ્તકમાં દાખલ કરેલી છે, અને બંધબેસતી આવે એવી વાતો એમાં પડતી મૂકી છે? જેમકે, મનાશ્શેહના વખતમાં પ્રભુના મંદિરની માંહે ભજનસેવા ચલાવતાં સ્તોત્ર-ગાયન કરવાની રીત ચાલતી હતી; પરંતુ એ વ્યવસ્થા સંબંધી લેશમાત્ર સૂચના પુનર્નિયમમાં કરેલી નથી. વળી મનાશ્શેહના જમાના અગાઉ ઘણી લાંબી મુદત પર કનાની દેશજાતીઓને પાલેસ્તાઇન દેશમાંથી કહાડી મૂકવામાં આવી હતી; તો કેમ

એવું બન્યું કે એજ દેશજાતીઓનો સંહાર કરવાનો ફરમાન પુનર્નિયમમાં દાખલ કર્યો? ધારો કે ઇ. સ. ૧૯૧૯માં આપણે પુસ્તક રચીએ છીએ; તો તે પુસ્તકમાં તૈમુરના લશ્કરની સામે લડવાનો હુકમ આપી શકાય?

૫) પંચગ્રંથમાંના વિવિધ ભાગનો લખનાર કે નોંધનાર મુસા હતો અને ઇસ્રાએલીઓ કનાનમાં આવીને વસ્યા ત્યાર બાદ એ ભાગોનો સંગ્રહ કરીને એક પુસ્તક તૈયાર કરવામાં આવ્યું, એવો મત માનવો હોય તો માની શકાય. એટલું તો નક્કી છે કે શમૂએલનાં પુસ્તકો રચાયા પહેલાં પંચગ્રંથ પ્રસિદ્ધ થયો હતો અને ઇસ્રાએલપુત્રોમાં અધિકારયુક્ત મનાતો હતો. પ્રમાણ—૧ શમૂ. ૨; ૧૨–૧૭માં બતાવ્યું છે કે એલીના બે દીકરાઓએ એટલે હોફની તથા ફિનહાસે યહોવાહ આગળ ઘણું મોટું પાપ કર્યું. એ મોટું પાપ તે શું હશે? પંચગ્રંથમાં યાજકોનો હિસ્સો બતાવ્યો છે તે વાત એ બે ભાઇઓએ ન માનતાં નિયમનું ઉલ્લંઘન કર્યું હતું. શું એ પરથી સ્પષ્ટ રીતે સાબિત નથી થતું કે એલીના જમાના પહેલાં પંચગ્રંથમાંની વાત અધિકારયુક્ત ગણાતી હતી?

---

## પંચગ્રંથ વિવિધ લેખોનો સંગ્રહ છે શું?

પંચગ્રંથને મુસાકૃત માન્ય કરીએ, તો પણ એ પંચગ્રંથની માંહે જુદી જુદી વખતે રચેલા કેટલાએક લેખોનો સમાવેશ હોઇ શકે. એવા લેખો ગમે તેટલા હોય, તથાપિ પ્રેરણા કરનાર પવિત્ર આત્માના પ્રતાપથી એ લેખોનું એક વ્યવસ્થિત પુસ્તક તૈયાર થયું છે, અને એ વ્યવસ્થા કરનાર તો મુખ્યત્વે મુસા પંડે હતો.

મુસાના જમાના અગાઉ ઘણાએક ઉપયોગી લેખ બહાર પડયા હતા એ તો સિદ્ધ છે, અને પંચગ્રંથના રચનારે એવા લેખોનો ઉપયોગ કર્યો હતો એવું માનવું વાજબી છે. જ્યારે લુક સુવાર્તિક પ્રભુ ઇસુનું જીવનચરિત્ર તૈયાર કરતો હતો, ત્યારે તેણે શરૂઆતથી સઘળી વાતોની શોધ ચોકસાઇથી કરી હતી અને અગાઉના લખેલા લેખો તેણે ધ્યાનપૂર્વક વાંચ્યા હતા (લુક ૧; ૧–૪). તેજ પ્રમાણે મુસાએ પણ કર્યું હતું એવું સંભવે છે. પુસ્તક રચતી વેળા મુસાને ઇશ્વરપ્રેરણા થતી હતી એ વાત ખરી; તો પણ પુસ્તક તૈયાર કરવામાં જો કંઇ ઉપયોગી સાધન તેના હાથમાં આવે તો તેનો અભ્યાસ કર્યા વિના તે રહેજ નહિ. ઉત્પત્તિ વિષે, છેક પ્રાચિન દેશજાતીઓ વિષે, અને જગતના

ઈતિહાસમાં બનેલી મુખ્ય બિનાઓ વિષે કેટલીએક દંતકથાઓ વંશપરંપરાથી ઉતરી આવી હતી, અને તે દંતકથામાંની કેટલીએક તો લખવામાં કે કાતરવામાં પણ આવી હતી; પછી એ દંતકથાઓ હોય મિસરીઓના હાથમાં કે હોય યહુદીઓના હાથમાં. હવે મુસા પંચગ્રંથ લખવા માંડે ત્યારે તે મજકુર કેટલાએક લેખોનો સંગ્રહ કરીને પોતાના પુસ્તકમાં દાખલ કરે, નહિ તો તેઓનો સાર પોતાના લખાણમાં ટાંકે એ તદન સંભવિત છે. મિસર દેશમાંના, આસ્શૂર દેશમાંના તથા બાબેલ દેશમાંના અતિ પ્રાચિન વખતના કેટલાએક અસલ લેખ આજ દિન સુધી મોજુદ છે. આટલું મોટું સાહિત્ય મુસાની પાસે હોવા છતાં તે તેની દરકાર ન કરે અથવા તો શોધ ન કરે એ શું ઇશ્વરપ્રેરિત માણસને શોભે છે? હા, એ અસલ લેખોમાં સત્ય તથા અસત્ય ભેળસેળ છે, અને માન્ય કરી ન શકાય એવી દંતકથાઓ તેઓમાં રહેલી છે. પણ જ્યારે મુસાના હાથમાં એવા લેખો આવ્યા ત્યારે, કયું સત્ય તથા કયું અસત્ય તેમજ શું શું પડતું મુકવું તથા શું શું કામમાં લેવું, એ તો પવિત્ર આત્માની પ્રેરણાથી સમજીને મુસાએ સંપૂર્ણ ભરોસો રાખવાજોગ ગ્રંથ રચીને તૈયાર કીધો.

આ પંચગ્રંથમાં મુસાના જમાના **પહેલાં**ના લેખોનો ઉતારો નહિ તો સારાંશ આવે છે, પણ તે ઉપરાંત બીજી વાત ધ્યાનમાં લેવી જોઇએ. એટલે મુસાના જમાના **પછી** કોઇ કોઇ અધિપતિએ પંચગ્રંથમાં વધારોઘટાડો કર્યો છે એવું સંભવે છે. એવું માનવાની આવશ્યકતા નથી કે અરણ્યમાં રહીને મુસાએ પુસ્તકમાં જે શબ્દો વાપર્યા હતા તેજ શબ્દો કંઇ પણ ફેરફાર વિના આજદિન સુધી આપણા પવિત્ર શાસ્ત્રમાં ઉતરી આવ્યા છે, કારણ કે પંચગ્રંથમાં અધિપતિઓનો હાથ આપણી નજરે પડયા વિના રહેતો નથી. જુઓ—

૧) ઉત્પ. ૧૩; ૭માં લખ્યું છે કે, "તે વખતે કનાની તથા પરીઝી દેશમાં રહેતા." એ શબ્દો પરથી એવું નહિ સમજવું જોઇએ કે એ શબ્દો લખાયા ત્યારે કનાની તથા પરીઝી દેશમાંથી તદન નષ્ટ થયા હતા? પણ એવું તો મુસાના જમાના પછી બન્યું હતું; મુસાના જમાનામાં તો નહિ.

૨) ઉત્પ. ૩૬; ૩૧માં એવા શબ્દો છે કે, "ઇસ્રાએલપુત્રો પર કોઇ રાજાએ રાજ્ય કર્યા અગાઉ અદોમ દેશમાં જે રાજાઓ રાજ્ય કરતા હતા તે એ છે" (સરખાવો ૧ કાળ. ૧; ૪૩, ૪૪). હવે આના જેવું વાકય મુસા લખી શકે? મુસાના જમાના પછી લાંબી મુદતે ઇસ્રાએલપુત્રોમાં રાજા થયા હતા.

૩) નિર્ગ. ૧૬ ; ૩૫માં કહે છે કે, "ચાળીસ વરસ લગી ઇસ્રાએલ-પુત્રોએ માન્ના ખાધું; તેઓ કનાન દેશમાં પહોંચ્યા ત્યાં સુધી તેઓએ માન્ના ખાધું." મુસાની હયાતીમાં આવા શબ્દો લખી શકાય શું?

૪) કેટલાંએક ગામોને મુસાના જમાના પછી જે નવાં નામ આપ્યાં હતાં તે નામ પંચગ્રંથમાં નોંધેલાં છે. જેમકે ઉત્પ. ૧૪ ; ૧૪ અને પુન. ૩૪ ; ૧માં "દાન" ગામ વિષે લખ્યું છે. પરંતુ યહો. ૧૯ ; ૪૫ અને ન્યાય. ૧૮ ; ૨૭, ૨૯ પરથી આપણે જાણીએ છીએ કે, એ જગ્યાનું અસલ નામ "લાઇશ" હતું, અને મુસાના સમય પછી તેને "દાન" નામ આપવામાં આવ્યું હતું. તેમજ ઉત્પ. ૧૩ ; ૧૮ : ૨૩ ; ૨માં જે ગામને હેબ્રોન કહે છે તેનું પ્રથમ નામ તો કિર્યાથઆર્બા હતું (યહો. ૧૪ ; ૧૫. ન્યાયા. ૧ ; ૧૦).

૫) અધિપતિઓના ઉમેરેલા થોડાએક શબ્દો પંચગ્રંથમાં વચ્ચે ઉમેરેલા જણાય છે, જેમકે ઉત્પ. ૧૩ ; ૩ : ૧૪ ; ૨, ૮ : પુન. ૩ ; ૯ : ૪ ; ૪૮.

૬) પુનર્નિયમના છેલ્લા અધ્યાયમાં મુસાના મરણનું વર્ણન લખેલું છે, અને એ અધ્યાય તો મુસાના મરણ પછી ઉમેરવામાં આવ્યો એ તો નિશ્ચે છે.

નોંધરૂપી લખાણ ઉમેરનાર અધિપતિ કોણ કોણ હતા એ વિષે આપણને નક્કી જાણ નથી. નહે. ૮ ; ૧–૮ પરથી જણાય છે કે, યહુદીઓ બંદીપ્રવાસમાંથી સ્વદેશમાં પાછા આવ્યા ત્યારે એઝરા શાસ્ત્રીએ પ્રભુનું નિયમશાસ્ત્ર જાહેરાંતમાં વાંચી સંભળાવ્યું હતું, એ એઝરા પવિત્ર શાસ્ત્રના અધિપતિ જેવો હતો એવો મત યહુદી લોકોમાં બધે પ્રસરી ગએલો છે.

ઉપલી બધી વાતો મનમાં રાખીને છેવટે અનુમાન શું કરવું વાજબી લાગે છે? અનુમાન એવું કરવું પડે છે કે, જે પુસ્તક પંચગ્રંથ કહેવાય છે તેમાં લખાણ તરફ જોતાં ત્રણ તત્ત્વ રહેલાં છે, એક મુસાના સમયનું, બીજું મુસાની અગાઉના સમયનું, અને ત્રીજું, મુસાની પછીના સમયનું. એટલે—

૧) પંચગ્રંથમાંનો ઘણો ભાગ મુસાએ સ્વહસ્તે લખ્યો હતો.

૨) પંચગ્રંથ લખતી વેળાએ મુસાએ પ્રાચિન લેખોનો ઉપયોગ કર્યો હતો.

૩) મુસાના જમાના પછી પંચગ્રંથમાં કંઇ કંઇ વધારોઘટાડો થયો હતો.

## પંચગ્રંથની રચના વિષે વિવિધ મત.

આસરે ઇ. સ. ૧૭૫૩માં આસ્ત્રુક નામે એક માણસ પારીસમાં વૈદ્યકશાસ્ત્રનો પ્રોફેસર હતો. તેણે બ્રસેલ્સમાં જુના કરાર ઉપર એક પુસ્તક પ્રસિદ્ધ કર્યું, કે જેમાં તેણે પોતાનો એવો મત બતાવ્યો કે, મુસાએ અસલ વખતના વિવિધ લેખોનો ઉપયોગ કર્યો હતો. એ મત સાબિત કરવા સારૂ ઇશ્વરનાં જે જુદાં જુદાં નામ ઉત્પત્તિના પુસ્તકમાં આવે છે તેને આધારે એ પુસ્તકના જુદા જુદા ભાગ પાડ્યા. એ ભાગોમાં ઇશ્વરનાં નામ (દાખલા તરીકે) નીચે મુજબ છે—

| | | |
|---|---|---|
| ઉત્પ. | ૧ ; ૧થી ૨ ; ૩. | "એલોહીમ." |
| ,, | ૨ ; ૪થી ૩ ; ૨૪. | "યહોવાહ એલોહીમ." |
| ,, | ૫ ; ૧-૨૮, ૩૦-૩૨. | "એલોહીમ." |
| ,, | ૬ ; ૧થી ૯ ; ૨૮. | કોઇ વેળા "એલોહીમ," કોઇ વેળા "યહોવાહ." |
| " | ૧૧ ; ૧-૯ અને ૧૨ ; ૧થી ૧૩ ; ૧૮. | "યહોવાહ." |
| ,, | ૧૪ ; ૧-૨૪. | "એલ-એલ્યોન" (પરાત્પર દેવ : અલ્લા તઆલા). |

ઉપલી વાતને આધારે આસ્ત્રુકને એવું લાગ્યું કે મુસાના હાથમાં અસલ વખતના રચેલા લેખ મુખ્યત્વે બે હતા ; એકમાં વિશેષે કરીને "એલોહીમ" શબ્દ અને બીજામાં ઘણું કરીને "યહોવાહ" શબ્દ વાપરેલો હતો. આસ્ત્રુકનો મત કેવળ બી સમાન હતો, કેમકે એની પછી તો બીજા ઘણા ધર્મશાસ્ત્રીઓ ઉભા થયા કે જેઓ આસ્ત્રુકના મતદ્વારે અધિકાધિક વિપરિત મતોમાં દોરવાઇ ગયા. આસ્ત્રુક પોતે તો કબૂલ કરતો હતો કે, પંચગ્રંથમાંનો મોટો ભાગ મુસાનો લખેલો છે. પણ એની પછીના ઘણા વિદ્વાનો એ વાત ન માનતાં એવું શિખવે છે કે, પંચગ્રંથ તો મુસાના જમાના પછી લાંબી મુદતે લખવામાં આવ્યો હતો. વળી આસ્ત્રુકે તો પોતાનો મત કેવળ ઉત્પત્તિના પુસ્તકને તથા નિર્ગમનના પુસ્તકના પહેલા ૭ અધ્યાયને લાગુ પાડયો હતો. પરંતુ સાંપ્રતકાળના ટીકાકારોમાંના ઘણાઓ તો વિકાસેલો મત તોરાતનાં પાંચે પુસ્તકને તથા યહોશુઆના પુસ્તકને લગાડે છે.

વળી બીજી કંઇ કંઇ કસોટીઓનો ઉપયોગ કરીને બીજાં કેટલાંએક અનુમાનો પણ ઉપજાવી કાઢવામાં આવ્યા છે. જેમકે પંચગ્રંથમાં લેવીયનું પુસ્તક પુનર્નિયમ પુસ્તકની પહેલાં આવે છે, તો પણ કેટલાએક ટીકાકારોનો મત એવો છે કે, પુનર્નિયમનું પુસ્તક પહેલું રચવામાં આવ્યું હતું, અને ત્યાર પછી લેવીય પુસ્તક. એ પ્રમાણે જુદા જુદા મતો એક પછી એક ઉત્પન્ન થતા આવ્યા છે.

પ્રથમ એવો મત ચાલતો હતો કે, પંચગ્રંથના લેખકે પોતાના હાથમાં આવેલા અસલ લેખો આખા ને આખા પોતાના પુસ્તકમાં ઉતારી લીધા. આગળ જતાં એ મતને કોરે મુકીને બીજો મત સ્વીકારવામાં આવ્યો. એટલે પંચગ્રંથના લેખકે પોતાના હાથમાં આવેલા અસલ લેખોમાંથી તુટક ટુકડા (પછી ગમે તે લેખમાંથી) ચુંટી કાઢીને તેમનો સંગ્રહ કર્યો, અને પોતાનું પુસ્તક તૈયાર કર્યું. એ મત પણ જતે દહાડે અમાન્ય થયો; અને તેને બદલે ત્રીજો મત કલ્પી કાઢવામાં આવ્યો. એટલે, પંચગ્રંથમાંનો મોટો ભાગ કોઇ પણ રીતે તૈયાર થયો; ત્યાર પછી એ ભાગ અધિપતિઓના હાથમાં આવ્યો; અને ત્યારે તેઓએ પોતપોતાની અક્કલ મુજબ એ લેખમાં વૃદ્ધિ કે વિકાર કર્યો; અને એમ થતાં થતાં છેવટે નિયમગણમાંનો પંચગ્રંથ હયાતીમાં આવ્યો.

અસલ લેખોના લખનારા વિષે પણ જુદા જુદા મત પ્રવર્તેલા છે. આગલા વખતના ટીકાકારોને એવું લાગતું હતું કે, ઉત્પત્તિના પુસ્તકના પહેલા અધ્યાયોમાં "એલોહીમ" શબ્દ વાપરનાર (E) લેખકનું ઘણું કામ મોજુદ છે. પણ હવે એને બદલે વિદ્વાનો કહે છે કે, જે લેખકે (P) લેવીય પુસ્તક લખ્યું તેણેજ ઉત્પત્તિના વીસ અધ્યાય તૈયાર કરવામાં ભાગ લીધો, અને ત્યાર પછી પણ એક અધિપતિએ ત્યાંત્યાં ઘણી તરેહનો ફેરફાર કર્યો. અત્યાર સુધીમાં આવા ભિન્ન ભિન્ન અને પરસ્પર વિરૂદ્ધ મત અતિ ઘણા ઉભા થયા છે, અને હવે પછી પણ ગ્રંથરચના વિષે કેવા કેવા મત યોજવામાં આવશે તે કોણ કહી શકે?

જુના કરારમાંની ઐતિહાસિક વાતોની કોઇ કોઈ વખતે અતિ ઘણી અજનયબી ઉપજે એવી ટીકા કરવામાં આવે છે (અને વિશેષે કરીને જર્મની દેશમાંની પાઠશાળાઓમાંથી એવા વિપરિત ખુલાસા બહાર પડે છે). ઉદાહરણ તરીકે—

આદિપિતાઓ ઇબ્રાહીમ તથા ઇસ્હાક તથા યાકુબ, એઓ કદી હયાતી ભોગવતા હતા એવું સમજવું નહિ. તેઓને લગતી વાર્તા તો તારામંડળનું અવલોકન કરવાથી ઉપજાવેલી કલ્પિત કહાણીઓ છે. યાકુબના બાર પુત્રો એટલે બાર રાશી સમજવી. શાઉલ તથા યોનાથાન એ જોડ તારામંડળમાંનાં અશ્વિનિકુમાર સુચવે છે. દાઉદ તો સૂર્યમંડળના સંબંધમાંનો શૂરવીર છે. દાઉદના લાલચોળ તથા સુંદર ચહેરામાં (૧ શમૂ. ૧૬ ; ૧૨) સૂર્યનાં કિરણોની ઉપમા રહેલી સમજવી. દાઉદ એટલે સિંહ રાશી અને ગોલ્યાથ એટલે તો મૃગશીર્ષ તારો.

હવે આવા ખુલાસાનું લંબાણથી વર્ણન કરવાની શી અગત્ય? અને આવી તરેહના ખુલાસા ઉપર ધ્યાન આપવું એમાં શું ડહાપણ?

પંચગ્રંથની રચના સંબંધી કેટલાએક વિદ્વાનો જે મત હાલ સ્વીકારે છે તે નીચે મુજબ—

૧) પંચગ્રંથનો સૌથી પ્રથમ ભાગ "કરાર" નામનાં બે ટુંકાં પુસ્તકમાં સમાએલો છે; એટલે નિર્ગ. ૨૦; ૧થી ૨૩; ૩૩, અને નિર્ગ. ૩૪; ૧૦, ૧૪-૨૬. આ ભાગના રચનારા ઘણું કરીને બે જણ હતા; એટલે J ("યહોવાહ" શબ્દ વાપરનાર) તથા E ("એલોહીમ" શબ્દ વાપરનાર). પછી કોઇક અધિપતિએ (JE) આ બે ભાગ સંયુક્ત કર્યાં. "કરાર" નામનાં આ બે પુસ્તક તો, પ્રાચિન વખતે, એટલે ઇસ્રાએલ-પુત્રો હજી ખેતીકામ કરતા હતા, તે વખતનાં લખેલાં છે. તે વખતે તો ઇસ્રાએલી લોકો રાજબંધનમાં બંધાયા નહોતા.

૨) પંચગ્રંથમાંનો મધ્ય સમયનો ભાગ પુનર્નિયમના પુસ્તકમાં રહેલો છે; અને તે ભાગ લખનાર D (Deuteronomy) નામે ઓળખાય છે. યોશીયાહ રાજાની કારકીર્દીની ૧૮મી સાલે, એટલે ઇ. સ. પૂ. ૬૨૨માં, પ્રભુના મંદિરમાંથી જે શાસ્ત્ર જડયું તે તો આ પુનર્નિયમનું પુસ્તક હતું, અને એ પુસ્તકને આધારે યોશીયાહ રાજાએ પોતાના રાજ્યમાં ધર્મસુધારો કર્યો હતો (૨ રાજા. ૨૨; ૮—૨૩; ૨૫).

૩) પંચગ્રંથમાંના પાછલા સમયના ભાગમાં યાજકોને માટે ખાસ કાયદા આવે છે; અને પંચગ્રંથમાંનો આ ભાગ રચનાર P (Priest, યાજક) નામે ઓળખાય છે. આ ભાગમાં પ્રસ્તાવના દાખલ કેટલીએક ઇતિહાસરૂપ વાત સમાયલી છે. એ લેખકે પ્રસ્તાવનારૂપી વાત ઉપરાંત નીચે મુજબના ફકરા લખ્યા છે—નિર્ગ. ૨૫; ૧—૩૧; ૧૭. નિર્ગ. ૩૫; ૧—૪૦; ૩૮. લેવી. અધ્યાય ૧—૨૭. ગણના ૧; ૧—૧૦; ૨૮. ગણના અધ્યાય ૧૫, ૧૮, ૧૯. ગણના ૨૫; ૬—૩૧; ૫૪. ગણના અધ્યાય ૩૩—૩૬.

ઉપલા ત્રણ (JE,D,P) ઉપરાંત બીજા કેટલાએક લેખકોના હાથ પંચગ્રંથમાં જણાય છે એટલે કેટલાએકે આ પુસ્તક રચવામાં અધિપતિ દાખલ ભાગ લીધો હતો. એઓને R (Redactor) સંજ્ઞા આપવામાં આવે છે.

P તથા R, એ બે લેખ બાબેલ બંદીપ્રવાસ વખતે લખવામાં આવ્યા હતા, અને ઇ. સ. પૂ. પાંચમું સૈકું અધવારતાં એઝરા શાસ્ત્રીએ તથા તેના સાથીઓએ પંચગ્રંથનું છેવટનું રૂપ ઘડયું હતું.

આ પ્રમાણે નવિન વખતના કેટલાએક વિદ્વાનોનો મત છે.

ઉપલો નવિન મત સ્વીકારવો મુશ્કેલ છે, કારણ કે એ મત વિરૂદ્ધ કેટલાએક ભારે વાંધા ઉઠાવી શકાય છે. જેમકે—

૧) આનાકાની કર્યાં વિના આપણે કબુલ કરીએ છીએ કે સૃષ્ટિના સૃજવા વિષે ઉત્પત્તિના પુસ્તકમાં બે વર્ણન રહેલાં છે; અને એકમાં "એલોહીમ" અને બીજામાં "યહોવાહ" નામ વાપરેલું છે. (વળી જળપ્રલય વિષે પણ બે વર્ણન સંયુકત કરેલાં જણાય છે એ વાત ખરી), તોપણ તે પરથી એવું સાબિત નથી થતું કે વર્ણન લખનારા અનેક જણ હતા. જુદે જુદે સ્થળે ઇશ્વરનાં જુદાં જુદાં નામ વાપરવાનાં કંઇ કંઇ કારણો આપી શકાય એમ છે. "એલોહીમ" નામમાં સુચવેલું છે કે ઇશ્વર તો સ્વયંભુ છે અને વિશ્વકર્ત્તા તથા નિયંતા છે, અને "યહોવાહ" નામમાં દર્શાવ્યું છે કે ઇશ્વરે પોતાના લોકોની સાથે કરાર કર્યો છે અને તેમનો ચલાવનાર તથા તારનાર પણ છે. હવે એ બે નામમાં રહેલા ખાસ અર્થ ધ્યાનમાં રાખીને લેખક કોઇક વખતે એક નામ તથા કોઇક વખતે બીજું નામ, અને પ્રસંગ પડે તો બન્ને નામ સાથે પણ વાપરે. યહુદી લોકોનો "યહોવાહ" અને સૃષ્ટિમંડળનો રચનાર "એલોહીમ" એ બન્ને એકજ છે, જુદા નથી. જેને આપણે "આપણો દેવ" કહીએ છીએ તેજ તો આકાશ તથા પૃથ્વી તથા તેમાંનાં સર્વનો પેદા કરનાર છે. યહુદી લોકોનો જે "યહોવાહ" તે માત્ર એકજ કુળનો ઇષ્ટ દેવ કે કુળદેવ નથી; તે તો સર્વ દેશજાતીઓનો સર્વસમર્થ સર્વોપરી ("એલોહીમ") છે. વળી જે "એલોહીમ" તેજ "યહોવાહ" છે. જે સૃષ્ટિ સૃજનાર તથા સૃષ્ટિ ચલાવનાર દેવ છે તે તો ઇસ્રાએલીઓને સર્વ દેશજાતીઓમાંથી ચુંટી કહાડીને તેમનો પ્રભુ ખાસ કરીને થયો છે. હવે આવો બોધ સુચવવાને માટે કોઇ કોઇ ફકરામાં બન્ને નામ ("યહોવાહ એલોહીમ") સાથે વાપરવામાં આવે એમાં શું? ધારો કે મજકુર બે વર્ણન લખનાર એક બીજાથી તદન જુદા બે માણસ હતા, તોપણ ઇશ્વરને એવું યોગ્ય લાગ્યું કે એ બન્ને વર્ણન સાથે ને સાથે રજુ કરવાં, અને તેથી તેણે એકજ લેખક પાસે પોતાની પ્રેરણાથી બન્ને વર્ણન સંયુક્ત કરીને લખાવ્યાં.

કોઈ વેળા એવું માલુમ પડે છે કે, ઉપલા નવીન મત મુજબ, જે લેખમાં "એલોહીમ" શબ્દ હોવો જોઇએ ત્યાં "યહોવાહ" શબ્દ આવે છે, અથવા જ્યાં "યહોવાહ" શબ્દ જોઇએ ત્યાં "એલોહીમ." ત્યારે એ મત ધરનારાઓ એવો ખુલાસો આપે છે કે, એ ફકરામાંના લખાણમાં ભ્રષ્ટતા કે બદલાણ થયું છે, અથવા અધિપતિએ એમાં સુધારાને બદલે કુધારો કર્યો છે. પરંતુ આવા બનાવટી ખુલાસા માનવાજોગ છે શું? જુઓ એક દાખલો—

ઉત્પ. ૨૧માં, વિદેશી રાજા અબીમેલેખ સાથે ઇબ્રાહીમે બેરશેબામાં કરાર કર્યો હતો એ વાતનું વર્ણન કરેલું છે, કે જેમાં "એલોહીમ" (દેવ) નામ વાપરેલું છે (૨૧; ૨૨, ૨૩). પરંતુ એજ અધ્યાયમાં એમ પણ છે કે, ઇબ્રાહીમ બેરશેબામાં એકલો હતો ત્યારે તેણે દેવની પ્રાર્થના કરતાં "યહોવાહ" શબ્દ વાપર્યો (૨૧; ૩૩). પરમેશ્વર સંબંધી બે જુદાં નામ બે જુદે પ્રસંગે વાપરવાનું કારણ સ્પષ્ટ છે. એટલે, જે દેવે ઇબ્રાહીમ સાથે કરાર કર્યો હતો તે દેવની આગળ બોલતાં ઇબ્રાહીમ તેને "યહોવાહ" નામ આપે છે. પરંતુ જે વિદેશી રાજા સાથે પ્રભુ કરારના બંધનમાં બંધાયો નહોતો તે રાજાના સંબધમાં બોલતાં "એલોહીમ" શબ્દ ખરેખર રીતસર વાપર્યો છે.

પણ નવિન મત પ્રવર્તાવનારા ટીકાકારો આ યથાયોગ્ય ખુલાસો નકારતાં એવું માન્ય કરે છે કે, આ ફકરો Eકૃત છે માટે તેમાં "એલોહીમ" શબ્દ આવ્યો છે, અને કોઇક R કે અધિપતિએ Jકૃત ટુકડામાંથી આ અધ્યાયમાં એક કલમ પાછળથી ઉમેરી, અને તે કારણથી ઉત્પ. ૨૧; ૩૩માં "યહોવાહ" શબ્દ આજે આપણી નજરે પડે છે. આવી તરેહનો ખુલાસો વિપરિત ન કહેવાય શું?

૨) શાસ્ત્રમાંની કોઇ કોઇ વાતોનો સંપૂર્ણ ખુલાસો આપવો મુશ્કેલ છે. પરંતુ શું તે કારણને લીધે અધિક મુશ્કેલ ખુલાસો માન્ય કરવો?

શમૂએલનાં પુસ્તકોમાં લેવી લોકોને લગતા ખાસ કાયદાઓ વિષે ખુલ્લી સૂચના મળતી નથી એ તો ખરૂં, અને એ વાતનો પૂરો ખુલાસો હજી સુધી કરવામાં આવ્યો નથી. પરંતુ એ હરકત દૂર કરવા સારૂ શું એમ કહેવું કે લેવી લોકોને માટે એવા કાયદા બિલકુલ હતાજ નહિ?

બીજો દાખલો—પુનર્નિયમના પુસ્તકમાં જે જે વિધિ સમાયલા છે તેઓ પાછળના જમાનામાં કોઇક વખતે પાળવામાં નહોતા આવતા. શું તે પરથી આપણે એવો મત ધરવો કે એ વિધિઓ હજી પ્રગટ કરવામાં નહોતા આવ્યા અને એ તો કેટલાંએક સૈકાં પછી બહાર પડ્યા એમ બોલવું?

૩) નવિન વખતના યોજી કાઢેલા મત ઘણા છે એટલુંજ નહિ પણ તેઓમાંના કેટલાએક એક બીજાથી વિરૂદ્ધ છે. જેટલા મુની તેટલા મત. કોઇક મુનીની અક્કલ વધારે, અને કોઈકની ઓછી; માટે પુષ્કળ મત ઉભા થયા. પણ એ બધા મતોમાંથી કયો મત એવો છે કે જેને આધારે બધી બાબતોનો સંપૂર્ણ ખુલાસો મળી શકે છે?

૪) ઉપલા નવિન મત મુજબ પવિત્ર શાસ્ત્રમાંનાં કેટલાંએક પુસ્તક ખરૂં કહેતાં બનાવટી લેખો જણાય છે; અને તે પુસ્તકો રચવામાં એક જાતનું જુઠાણું મિશ્રિત કરવામાં આવ્યું છે. આવા મતથી તો પુસ્તકના વજનને ભારે ધક્કો પહોંચે છે. પવિત્ર આત્મા, જે ખરેખર સત્યનો આત્મા છે, તે આવા પ્રકારના બનાવટી દસ્તાવેજો મંજુર રાખીને પોતાના કામમાં લે શું?

૫) નવિન મત માનનારા ટીકાકારો કંઇ કંઈ ગેરવાજબી વાતોને પોતાના મનમાં સિદ્ધ માની લઇને તેને ધોરણે ટીકા કે ખુલાસો કરે છે જેમકે—

તેઓ મ્હોડેથી કદાચ ન બોલે, પણ તેઓના મનમાં તો ઠસેલું છે કે—અ) ચમત્કાર બનવા અશક્ય છે; આ) ભવિષ્યમાં થનારી વાતનું અગાઉથી વર્ણન કરી શકાય નહિ; ઇ) જો કોઇ કાયદાનું વર્ણન પુસ્તકમાં કરેલું ન હોય તો એવું સમજવું કે એ પુસ્તક રચાયા પહેલાં તે કાયદો બાંધવામાં આવ્યોજ નહોતો.

મજકુર અધ્યાહાર વાત તે બી સમાન છે, અને ચાલુ સમયનો નવિન મત એ બીના ફળ જેવો જણાય છે.

૬) પંચગ્રંથની રચના વિષે ચાલતી તકરારનું મધ્યબિંદુ એ છે કે— નિયમશાસ્ત્રનું પુસ્તક તે ઇશ્વરપ્રેરિત છે કે માત્ર માનવકલ્પિત?

ગલાતી. ૩; ૨૪માં કહે છે કે, "આપણને ખ્રીસ્તની ભણી પહોંચાડવા સારૂ નિયમશાસ્ત્ર આપણો બાળશિક્ષક હતો." એ પરથી આપણે સમજવું જોઇએ કે નિયમશાસ્ત્ર તો ઇશ્વર તરફથી આવેલું છે. પણ આ વાત નવિન મત માનનારાઓ કેવી રીતે કબુલ કરી શકે? લોકોમાં ભક્તિભાવ ઉપજાવવા માટે કુયુક્તિઓનો ઉપયોગ થયો હોય, તો શું ઈશ્વર જે પરમસત્ય તથા પરમપવિત્ર તે આવી યુક્તિઓ મંજુર રાખે? પ્રભુ ઈસુ તથા તેના પ્રેરિતો અસત્યથી તથા ઠગાઇથી મુક્ત છે;

ત્યારે તો આપણે ખરા મનથી સમજવું તથા માનવું જોઇએ કે, નિયમશાસ્ત્ર મુસાની મારફતે અપાયું, અને તે નિયમશાસ્ત્રની સંપૂર્ણતા ખ્રીસ્ત ઇસુની કૃપા તથા સત્યતામાં દીપી આવે છે (યોહાન ૧ ; ૧૭). જુના કરારમાંનાં ભવિષ્યો ખ્રીસ્તસૂચક હતાં એટલુંજ નહિ, પરંતુ જુના કરારમાંનાં વિધિઓ તથા યજ્ઞક્રિયાઓ પણ ખ્રીસ્તમાંજ પ્રફુલ્લિત થયાં કહેવાય.

---

## પંચગ્રંથની સત્યતા વિષે.

પંચગ્રંથમાં કેટલીએક વાત એવી છે કે જેના વિષે વાંચનારના મનમાં શક ઉપજે. પરંતુ એ વાત સત્ય છે કે નહિ તે તપાસવા બેસીએ, તો તેની સત્યતા વિષે વિદેશીઓમાં ચાલતી દંતકથાઓ પણ પ્રમાણ આપે છે.

ઉત્પત્તિના તથા નિર્ગમનના પુસ્તકમાં મિસરી લોકોના રીતરીવાજ વિષે ઘણી વાત આવે છે, અને તેમાંની કેટલીએક વાતો વિષે કોઇ કોઇ ટીકાકારો વાંધો ઉઠાવે છે. જેમકે—

નિર્ગ. ૧ ; ૧૦માં લખ્યું છે કે મિસરમાં ઇંટોની ઇમારત બાંધી. પણ તેઓ કહે છે કે મિસરી લોકો ઇમારત ઇંટ વડે બાંધતા નહોતા. ઉત્પ. ૧૨ ; ૧૬ : ૩૦ ; ૪૩, ઇ.માં ગધેડાં પાળવાની વાત આવે છે. પણ તેઓ કહે છે કે મિસરી લોકો ગધેડાંને અશુદ્ધ ગણતા હતા. ઉત્પ.માં દ્રાક્ષરસને લગતી કેટલીએક વાત છે. પણ ઇતિહાસલેખક જણાવે છે કે મિસર દેશમાં દ્રાક્ષરસ બનાવવામાં નહોતો આવતો. વળી ઉત્પ. ૪૧ ; ૪૨માં વીંટી તથા બીજાં ઘરેણાં વિષે, અને ઉત્પ. ૪૩ ; ૧૬ : ૪૪ : ૧માં ઘર મધ્યે કારભારી નીમવા વિષે વાત છે. પરંતુ કેટલાએક ટીકાકારો વાંધો ઉઠાવતાં કહે છે કે મિસરીઓમાં એવું હતુંજ નહિ.

પરંતુ મિસર દેશમાંથી પ્રાચિન વખતના સ્મરણસ્તંભો જેમ જેમ ખોદી કાઢવામાં આવે છે, તેમ તેમ પેલા ટીકાકારોને પોતાના વાંધા એક પછી એક પાછા ખેંચી લેવા પડે છે. એવી ઘણી ઇંટો ખોદકામ કરતાં મળી આવી છે કે જેમના ઉપર સૌથી પ્રાચિન વખતના રાજાઓની મુદ્રા પાડેલી છે. મિસર દેશમાં દ્રાક્ષરસ બનતો હતો તે વિષે ઇતિહાસ લખનાર એક જણે વિસ્તારથી પ્રમાણ આપ્યાં છે, અને જે સ્મારકસ્તંભો મળ્યા છે તે ઉપર વીંટી ઘાલેલા માણસો પણ કોતરેલા છે.

કેટલાએક ખાસ રીતરીવાજ જે મિસરમાં ચાલતા હતા તેને લગતી વિગત ઉત્પત્તિના પુસ્તકમાં આપણે જોઇએ છીએ. જેમકે, મિસરીઓ દાઢી રાખવાને બદલે હજામત કરતા હતા (૪૧ ; ૧૪); ખાંધ પર નહિ, પણ માથા પર ભાર

ઉચકતા હતા ( ૪૦ ; ૧૬ ); ભરવાડો પ્રત્યે કંટાળો રાખતા હતા (૪૬ ; ૩૪); પરદેશીઓને મલમલનાં વસ્ત્ર પહેરાવીને મિસરી કોમમાં દાખલ કરતા હતા ( ૪૧ ; ૪૨ ).

પ્રાચિન મિસરી લેખોમાં પ્રવિણ એક વિદ્વાન જણાવે છે કે, મિસર દેશ વિષે, મિસર દેશની હદ પર આવેલાં નગરો વિષે, તથા મિસરી લશ્કર વિષે જે વિગત ઉત્પત્તિના તથા નિર્ગમનના પુસ્તકમાં આવે છે, તે બધી વિગત રામેસેસના રાજવંશના જમાનાને એટલે મુસાના વખતને બંધ બેસે છે, પરંતુ સુલેમાનના તથા તેની પછીના યહુદી રાજાઓના વખતમાં જે મિસરી રાજાઓ હતા તેમના સંબંધમાં એ બીના કે સૂચના બિલકુલ બંધબેસતી આવતી નથી. એ વાત પરથી લગભગ ખાતરીપૂર્વક અનુમાન કરી શકાય છે કે ઉત્પત્તિના તથા નિર્ગમનના પુસ્તકમાંની વાત પ્રાચિન વખતમાં લખેલી હતી, નવિન વખતમાં નહિ.

પંચગ્રંથ ચોકસાઇથી વાંચીએ ત્યારે છેક પ્રાચિન વખતનાં લખાણોમાં જે લક્ષણ હતાં તેની સાથે મળતાં લક્ષણો પંચગ્રંથમાં નજરે પડે છે. પંચગ્રંથની ઢબ કૃત્રિમ જેવી નથી, પણ છેક સાદી જણાય છે. એમાં ઘણીએક વંશાવળી દાખલ કરેલી છે. લેખક પોતાની તેમજ પોતાની કોમની ભૂલો સંતાડી રાખતો નથી પણ ખુલ્લી રીતે બતાવે છે.

પંચગ્રંથમાં વર્ણવેલી બિનાઓ ખરેખરી બની હતી, એ પાયારૂપી વાત ઉપર યહુદી ધર્મ બંધાયલો છે. યહુદી લોકોના વિધિઓ, તે વિધિઓની ઉત્પત્તિ, તથા વિધિ પાળવાનાં કારણો આ પુસ્તકમાં વર્ણવેલાં છે. શું આવી પાયારૂપી વાતો બનાવટી કે યોજી કાઢેલી હોય? અને જો કોઇએ એ વાતો યોજી કાઢી, તો તે કયે સમયે? શું જ્યારે હેબ્રી શાસ્ત્રનો ગ્રીકમાં "સપ્તતિ" તરજુમો થયો ત્યારે ( ઇ. સ. પૂ. ૩-૨ સૈકામાં )? અથવા શું યહુદીઓ બાબેલના બંદીપ્રવાસમાંથી પાછા આવતા હતા ત્યારે (ઇ. સ. પૂ. ૫૩૬ )? અથવા તો યહુદી રાજ્યના બે ભાગ થયા ત્યારે (ઇ. સ. પૂ. ૯૩૮ )? બિલકુલ નહિ. ગમે તે વખતે જો બનાવટી લેખ ઘડી કાઢવામાં આવે તો તે વખતે હજારો યહુદીઓ એ કુયુક્તિ પ્રગટ કરી શકત તથા આવા બનાવટી લેખનો નકાર કરત. કોઇપણ દેશજાતીના બધા માણસોને ફોસલાવવા એ તો ખરેખર મુશ્કેલ છે, અને કોઇ પણ નવા વિધિ તથા કાયદા કલ્પી કાઢીને આખી પ્રજાને સમજાવવું કે આ કાયદાની ઝુંસરી તળે તો આપણા પૂર્વજો પણ હતા, એ તો તદ્દન અશકય છે. નવી યોજી કાઢેલી વાતો સાંભળીને યહુદી પ્રજામાંનો દરેક જણ સુન્નતક્રિયા તથા પાસ્ખાપર્વ તથા પચાસીપર્વ તથા માંડવાપર્વ પાળવા મંડશે શું? એ વિધિઓની ઉત્પત્તિનું વર્ણન પંચગ્રંથમાં છે, એટલુંજ નહિ પરંતુ એ

વિધિઓ અમુક અમુક ચમત્કારના સંબંધમાં આવેલા હતા, તે કારણને લીધે યહુદી લોકો એ વિધિઓને બહુ વજનદાર ગણે છે અને તેમને બહુ આતુરતાથી પાળે છે. હા, આજદિન સુધી તેઓ એ વિધિ પાળતા આવ્યા છે, એ ઉપરથી આપણને સબળ પ્રમાણ મળે છે કે, પંચગ્રંથમાં વર્ણવેલી બિનાઓ ખરેખર બની હતી, અને પંચગ્રંથમાં નોંધેલા ચમત્કાર પરમેશ્વરે નક્કી કર્યા હતા.

કેટલાએક દેશોમાં એવી દંતકથા ચાલુ છે કે, આ પૃથ્વી ઉપર લાખો વરસથી મનુષ્યજાત વસતી આવી છે. પરંતુ સાંપ્રતકાળના કેટલાએક વિશેષ વિદ્વાન તથા પ્રખ્યાત ભુસ્તરવેત્તાઓનો મત એવો છે કે, પૃથ્વી જાતે કદાપિ લાખો વરસ પર ઉત્પન્ન થઈ હશે, પરંતુ માણસ વસી શકે એવી સ્થિતિમાં આ પૃથ્વીને આવ્યાંને લાંબો કાળ થયો નથી. આ પૃથ્વી ઇ. સ. પૂ. ૪૦૦૪માં ઉત્પન્ન થઇ હતી એવી માન્યતા રાખવાની કશી જરૂર નથી, અને શાસ્ત્રમાં એવું કઇ જગ્યાએ નોંધેલું છે? સૃષ્ટિ વિષે તથા પ્રાચિન દેશજાતીઓ વિષે પંચગ્રંથમાં જે કંઈ લખેલું છે તે વાતને ભુસ્તરવિદ્યા તથા ઇતિહાસવિદ્યા ઘણો ટેકો આપે છે.

ઉત્પત્તિના પુસ્તક પરથી માલુમ પડે છે કે માનવજાતની ઉત્પત્તિ એશીઆ ખંડના પશ્ચિમ ભાગમાં થઇ; તમામ મનુષ્યજાત કેવળ એક દંપતિથી ઉપજી; શરૂઆતે સર્વ લોકોમાં એકજ ભાષા તથા એકજ બોલી હતી, પણ કાળાંતરે તેઓની ભાષા ઉલટાવવામાં આવી, અને ત્યાર પછી તેઓ એક બીજાની બોલી સમજી શકયા નહિ; આગળ જતાં માણસજાતના ત્રણ મોટા ભાગ કે ફાંટા થયા. આ બધી વાત ઉત્પત્તિના પુસ્તકમાં સમાએલી છે, અને મનુષ્યજાતીવિદ્યા એ વાતને મળતુંજ શિક્ષણ આપે છે. મનુષ્યજાતીવિદ્યામાં જે વિદ્વાનો પ્રવિણ છે તેઓ કબુલ કરે છે કે, લોકોમાં જે જે ભાષાઓ હાલ વપરાય છે તેઓ બધી ઘણું કરીને એકજ મૂળમાંથી નીકળી આવી છે. જે દેશજાતીઓના હાથમાં પંચગ્રંથનું પુસ્તક હજુ સુધી આવ્યું નથી તેઓમાં પણ પ્રાચિન વખતથી એવી દંતકથા ચાલતી આવી છે કે એકજ જોડમાંથી નહિ તો એકજ જણમાંથી મનુષ્યજાતમાંના સર્વ ઉત્પન્ન થયા છે. માણસોમાં રંગ તરફ જોતાં તથા બોલી તરફ જોતાં કંઇ કંઇ ભેદ છે ખરો. પણ તે ભેદ એટલો મોટો નથી કે જેને લીધે બધી જાતી એકજ કુળમાંથી નીકળી આવી ન શકે.

દેશજાતીઓના ઇતિહાસ તરફ જોતાં પણ પંચગ્રંથની સત્યતા સાબિત થાય છે. ઉત્પ. ૧૪; ૧માં શિનઆરના રાજા આમ્રાફેલનું નામ આવે છે, અને એ તો ઇતિહાસમાં વર્ણવેલો ખમ્મુરબી રાજા છે કે જેણે આસરે ઈ. સ. પૂ. ૨૨૫૦ બાબેલનું રાજ્ય સ્થાપ્યું હતું. વળી એજ કલમમાં એલ્લાસારના

રાજા આર્યોખનું નામ પણ સમાયલું છે, અને ઇતિહાસવેત્તાઓ શિખવે છે કે એ તો બાબેલ દેશમાંના લાર્સા રાજ્યનો રાજા નામે એરી-આકુ છે. વળી હેથપુત્રો કે હિત્તીઓ વિષે પંચગ્રંથમાં ઘણીએક સૂચના છે, અને એ બધી વાત, હિત્તી લોક વિષે સાંપ્રતકાળમાં જે શોધી કાઢવામાં આવ્યું છે તેની સાથે બરાબર મળતી છે. ઈબ્રાહિમથી તે યુસફના વખત સુધી મિસર દેશમાં હિક્ષોસ વંશના ભરવાડ રાજાઓ રાજ્ય ચલાવતા હતા, અને પંચગ્રંથમાં પણ એવુંજ સુચવેલું છે.

ઉપલી બધી વાત પરથી ખાતરીપૂર્વક અનુમાન કરી શકાય છે કે, પંચગ્રંથમાંની, હા, જુના કરારમાંની, વાત ખરેખર સત્ય તથા માનવાજોગ છે. અને એમ હોવાનું કારણ શું? પવિત્ર આત્માની પ્રેરણા. પરંતુ પવિત્રલેખમાંની વાતો એક બીજા સાથે સરખાવતાં કોઈ કોઈ વેળા તેમાં જુદાપણું જણાય છે; અને એ જુદાપણા સંબંધીનો સંપૂર્ણ ખુલાસો આપણે હાલમાં બરાબર કરી નથી શકતા. કોઇ કોઇ વાકયમાં જુદાપણું તો છેજ. તો શું એ કારણને લીધે આ પુસ્તકને આપણે ઇશ્વરપ્રેરિત નહિ સમજવું? ના, એવું ન થાઓ. તમામ પવિત્ર શાસ્ત્ર ઇશ્વરપ્રેરિત છે એવું સમજવાનું અતિ ભારે તથા સબળ કારણ છે. તે કારણ આ,

આ પવિત્ર બેબલ શિવાય બીજા કોઇ પણ ધર્મપુસ્તકમાં પાપીઓને માટે સંપૂર્ણ તારણોપાય બતાવ્યો નથી. ઇશ્વર ખ્રીસ્તમાં પ્રગટ થયો અને તેણે માણુસ પ્રત્યેની પોતાની ઇચ્છા ખ્રીસ્તની મારફતે જાહેર કરી, અને તેણે માણસનું તારણ કરવા માટે જોઇતું બધું ખ્રીસ્ત દ્વારે સાધ્યું, એ બધી વાત બેબલ શિવાય બીજા કોઇ ધર્મશાસ્ત્રમાં રહેલી નથી. પરંતુ એને લગતી શાસ્ત્રમાંની બધી વાત ખરેખર સત્ય છે એ કેમ કરીને માલુમ પડે? તે તો ખાતરીપૂર્વક માલુમ પડે છે; કારણ કે પવિત્ર આત્મા પોતાના સત્શાસ્ત્રની સત્યતા વિષે મારા પોતાના હૃદયની અંદર સાક્ષી પુરે છે. જે પવિત્ર આત્મા મારી માંહે વાસો કરે છે તેજ પવિત્ર આત્મા બેબલમાં સમાએલી પોતાની વાણી સહેજ રીતે કે આપથી ઓળખા કાઢે છે. મારા આત્માને આના જેવાં વચન બોલનાર તે તો ઈશ્વરજ છે; એના શિવાય બીજો કોઇ હોયજ નહિ. મારા મનમાં આવી ખાતરી પવિત્ર આત્મા પોતે ઉપજાવે છે.

## ઉત્પત્તિના પુસ્તકનું પૃથક્કરણ.

આ પુસ્તકમાં વારંવાર એવા શબ્દો નજરે પડે છે કે, "………ની વંશાવળી આ પ્રમાણે છે," અને એ શબ્દોમાં જાણે કે એવું સુચવેલું છે કે અમુક અમુક (માણસની) વંશાવળીને ધોરણે આખા પુસ્તકનું પૃથકકરણ મળી આવે છે, તે નીચે મુજબ—

(૧) ઉત્પ. ૨ ; ૪. "આકાશ તથા પૃથ્વીનું ઉત્પત્તિવર્ણન."
,, ૧ ; ૧—૪ ; ૨૬. આકાશ તથા પૃથ્વીની ઉત્પત્તિ, તેમજ આદમ તથા હવા વિષે.

(૨) ઉત્પ. ૫ ; ૧. "આદમની વંશાવળી."
,, ૫ ; ૧—૬ ; ૮. માણસ ભ્રષ્ટ થયાં તેથી જળપ્રલય.

(૩) ઉત્પ. ૬ ; ૯. "નુહની વંશાવળી."
,, ૬ ; ૯—૯ ; ૨૯. જળપ્રલયનું વિવેચન.

(૪) ઉત્પ. ૧૦ ; ૧. "નુહના દીકરા શેમ, હામ ને યાફેથ એઓની વંશાવળી.
,, ૧૦ ; ૧—૧૧ ; ૯. જળપ્રલય તથા બાબેલનો બુરૂજ.

(૫) ઉત્પ. ૧૧ ; ૧૦. "શેમની વંશાવળી."
,, ૧૧ ; ૧૦-૨૬. શેમથી તે તેરાહ સુધીની વંશાવળી.

(૬) ઉત્પ. ૧૧ ; ૨૭. "તેરાહની વંશાવળી."
,, ૧૧ ; ૨૭—૨૫ ; ૧૧. ઇબ્રાહીમની સવિસ્તર હકીકત.

(૭) ઉત્પ. ૨૫ ; ૧૨. "ઇબ્રાહીમનો દીકરો ઇશ્માએલ……તેની વંશાવળી.
,, ૨૫ ; ૧૩-૧૮. ઇશ્માએલથી જે કુળો ઉત્પન્ન થયાં તે વિષે.

(૮) ઉત્પ. ૨૫ ; ૧૯. "ઇબ્રાહીમના દીકરા ઈસ્હાકની વંશાવળી."
,, ૨૫ ; ૧૯—૩૫ ; ૨૯. યાકૂબ વિષે સવિસ્તર વિવેચન.

(૯) ઉત્પ. ૩૬ ; ૧-૯. એસાવ વિષે.

અ) ઉત્પ. ૩૬ ; ૧. "એસાવ એટલે અદોમની વંશાવળી."
,, ૩૬ ; ૧-૮. સેઇર પહાડમાં એસાવે વાસો કર્યો ત્યાં સુધીની વાત.

આ) ઉત્પ. ૩૬ ; ૯. "સેઇર પહાડ પરના અદોમ લોકનો બાપ, જે એસાવ, તેનો વંશ."
,, ૩૬ ; ૯—૩૭ ; ૧. ઇસ્રાએલપુત્રો પર રાજાની નિમણુક થઇ તે અગાઉના અદોમી રાજ્યને લગતી નોંધ.

(૧૦) ઉત્પ. ૩૭ ; ૨. "યાકુબનો વંશ."
,, ૩૭ ; ૨—૫૦ ; ૨૬. યુસફ તથા તેના ભાઇઓ વિષે વિવેચન.

ઉપર આવેલી વંશાવળીમાંનાં નામ નીચે મુજબ ગોઠવીએ.

| | | | |
|---|---|---|---|
| આદમ, નુહ | શેમ, તેરાહ | ઇસ્હાક | યાકૂબ |
| | નુહના દીકરા | ઇશ્માએલ | એસાવ |

તો માલુમ પડે છે કે, જે જે નામ ઉપલી લીટીમાં આવે છે તેમનું વિવેચન શાસ્ત્રમાં લંબાણુથી કર્યું છે, પણ જે જે નામ નીચલી લીટીમાં આવે છે તેઓનું વર્ણન છેક ટુંકામાં કર્યું છે.

---

## ઉત્પત્તિના પુસ્તકનું સંક્ષિપ્ત પૃથક્કરણ.

I. ઉત્પ. ૧ ; ૧—૧૧ ; ૨૬. સર્વ દેશજાતીઓનો ટુંક ઇતિહાસ.
૧) ,, ૧ ; ૧— ૨ ; ૩. સૃષ્ટિની ઉત્પત્તિ.
૨) ,, ૨ ; ૪-૨૫. પૃથ્વી તથા માણુસની ઉત્પત્તિ વિષે.
૩) ,, ૩ ; ૧-૨૨. માણુસ પતિત થયું.
૪) ,, ૪ ; ૧-૨૪. કાઇન તથા તેનાં સંતાન વિષે
૫) ,, ૪ ; ૨૫, ૨૬. શેથ તથા તેના પુત્ર અનોશ વિષે વાત.
૬) ,, ૫ ; ૧— ૬ ; ૮. શેથના કુળમાં નુહ જનમ્યો ત્યાં સુધીની વંશાવળી.
૭) ,, ૬ ; ૯— ૯ ; ૨૯. જળપ્રલય વિષે.
૮) ,, ૧૦ ; ૧—૧૧ ; ૯. વિવિધ દેશજાતીઓનું વર્ણન અને બાબેલના બુરૂજ વિષે.
૯) ,, ૧૧ ; ૧૦-૨૬. શેમથી તેરાહ સુધીની વંશાવળી.

II. ઉત્પ. ૧૧ ; ૨૭—૫૦ ; ૨૬. પસંદ કરેલી પ્રજાના પૂર્વજોનો ઇતિહાસ.
૧) ,, ૧૧ ; ૨૭—૨૫ ; ૧૧. ઇબ્રાહીમ વિષે.
૨) ,, ૨૫ ; ૧૨—૩૫ ; ૨૯. ઇસ્હાક વિષે.
૩) ,, ૩૬ ; ૧—૩૭ ; ૧. યાકૂબ વિષે.
૪) ,, ૩૭ ; ૨—૫૦ ; ૨૬. યુસફ તથા તેના ભાઇઓ વિષે.

---

## ઉત્પત્તિના પુસ્તકનું સવિસ્તર પૃથક્કરણ.

I. ઉત્પ. ૧ ; ૧—૪ ; ૨૬. "આકાશ તથા પૃથ્વીનું ઉત્પત્તિ-વર્ણન."
૧) ,, ૧ ; ૧—૨ ; ૪a. આકાશ તથા પૃથ્વીની ઉત્પત્તિ વિષે.

(૧) ઉત્પ. ૧ ; ૧-૩૧. ઉત્પત્તિના સપ્તાહની વાત.
(૨) ,, ૨ ; ૧-૪*a*. સાબ્બાથ દિવસને દેવે પવિત્ર ઠરાવીને આશીર્વાદ દીધો.

૨) ઉત્પ. ૨ ; ૪*b*-૨૫. પૃથ્વી તથા માણુસની ઉત્પત્તિ વિષે. (આ ભાગમાં આકાશની ઉત્પત્તિ વિષે કશી હકીકત નથી.)
(૧) ,, ૨ ; ૪*b*- ૭. ઇશ્વરે માણુસને ધુળમાંથી બનાવ્યો, અને તેના નસ્કોરામાં જીવનનો શ્વાસ ફુંક્યો. (પૃથ્વી પર લીલોતરી નહોતી.)
(૨) ,, ૨ ; ૮-૧૪. એદનવાડી તથા લીલોતરી વિષે.
(૩) ,, ૨ ; ૧૫-૧૭. ઇશ્વરે આદમને એદન વાડીમાં મુકયો.
(૪) ,, ૨ ; ૧૮-૨૫. ઇશ્વરે જાનવર પેદા કીધાં, અને આદમને માટે સહાયકારી સ્ત્રી બનાવી.

૩) ઉત્પ. ૩ ; ૧-૨૨. પાપ પેઠાથી માણુસ પતિત થયું.
(૧) ,, ૩ ; ૧-૭. શેતાને સાપનું રૂપ ધરીને આદમ તથા હવાની પરીક્ષા કીધી. તેમાં બન્ને જણુ પતિત થયાં.
(૨) ,, ૩ ; ૮-૧૩. પાપ થયાના સંબંધમાં યહોવાહે બંનેની તપાસણી કીધી.
(૩) ,, ૩ ; ૧૪-૧૯. યહોવાહે આદમ તથા હવા તથા શેતાનને માથે દંડાજ્ઞા ઠરાવી, અને તે ઉપરાંત આવનાર ત્રાતા વિષે પહેલી અગમસૂચના કીધી.
(૪) ,, ૩ ; ૨૦. આદમે પોતાની સ્ત્રીનું નામ હવા ( એટલે સજીવ ) પાડયું.
(૫) ,, ૩ ; ૨૧. યહોવાહે આદમ તથા હવાને ચર્મવસ્ત્ર આપ્યાં.
(૬) ,, ૩ ; ૨૨-૨૪. યહોવાહે આદમ તથા હવાને વાડીમાંથી ખદેડી મુકયાં.

૪) ઉત્પ. ૪ ; ૧-૨૪. કાઈન તથા તેનાં સંતાન વિષે.
(૧) ,, ૪ ; ૧-૮. કાઈને પોતાના ભાઇ હાબેલને મારી નાખ્યો.
(૨) ,, ૪ ; ૯-૧૬. યહોવાહે કાઇનને માથે દંડાજ્ઞા ઠરાવી.
(૩) ,, ૪ ; ૧૭-૨૪. કાઇનના વંશજો વિષે ટુંકી હકીકત.
૫) ઉત્પ. ૪ ; ૨૫, ૨૬. શેથ તથા તેના પુત્ર અનોશના જન્મ વિષે વાત.

II. ઉત્પ. ૫ ; ૧—૬ ; ૮. "આદમની વંશાવળી."
(એમાં આદમના પુત્ર શેથના કુળમાં નુહ જન્મ પામ્યો ત્યાં સુધીની વંશાવળી આવે છે.)

૧) ઉત્પ. ૫ ; ૧-૩૨. આદમથી તે નુહના પુત્રો સુધીની વંશાવળી.

૨) ,, ૬ ; ૧-૮. અગમ્યગમન થયાને કારણે પૃથ્વીના લોક દંડપાત્ર થયા.

III. ઉત્પ. ૬ ; ૯—૯ ; ૨૯. "નુહની વંશાવળી."

૧) ઉત્પ. ૬ ; ૯—૭ ; ૧૬. આવનાર જળપ્રલયને લગતી તૈયારી.

(૧) ઉત્પ. ૬ ; ૯-૧૬. આખી પૃથ્વીમાં ભ્રષ્ટતા ફેલાઇ હતી, માટે ઇશ્વરે નુહને વહાણ બાંધવાનું ફરમાવ્યું.

(૨) ,, ૬ ; ૧૭-૨૨. માનવ તથા પ્રાણીના બચાવને અર્થે વહાણ બાંધવાનું હતું.

(૩) ,, ૭ ; ૧-૧૬. યહોવાહના હુકમ મુજબ નુહ તથા તેની સ્ત્રી અને નુહના ત્રણ પુત્રો તેમજ તેમની સ્ત્રીઓ, કુલ્લે આઠ માણસ, વહાણમાં પેઠાં. વળી એ ઉપરાંત વહાણની માંહે શુદ્ધ તથા અશુદ્ધ બન્ને જાતનાં જાનવરો પણ ગયાં.

૨) ઉત્પ. ૭ ; ૧૭—૮ ; ૧૪. જળપ્રલયનો પ્રસાર ચોતરફ થયો.

૩) ,, ૮ ; ૧૫—૯ ; ૧૭. નુહ વહાણમાંથી બહાર આવ્યો, અને ઇશ્વરે તેની સાથે કરાર કીધો.

(૧) ઉત્પ. ૮ ; ૧૫-૧૯. વહાણમાંથી સઘળાં બહાર નીકળી આવ્યાં.

(૨) ,, ૮ ; ૨૦-૨૨. નુહે શુદ્ધ પશુ તથા પક્ષીમાંથી કેટલાંએકનો યજ્ઞ કીધો, અને યહોવાહે તેનો સ્વીકાર કર્યો.

(૩) ,, ૯ ; ૧-૧૭. યહોવાહે મેઘધનુષ્યદ્વારે નુહની સાથે કરાર કીધો.

૪) ઉત્પ. ૯ ; ૧૮-૨૯. નુહની પાછલી જીંદગીની હકીકત.

(૧) ,, ૯ ; ૧૮-૨૪. નુહ દ્રાક્ષરસથી પીધેલ થયો.

(૨) ,, ૯ ; ૨૫-૨૭. નુહે પોતાના દીકરાઓ વિષે ભવિષ્ય ઉચ્ચાર્યું.

(૩) ,, ૯ ; ૨૮, ૨૯. જળપ્રલય પછી નુહ ૩૫૦ વર્ષ જીવ્યો, એટલે ૯૫૦ વરસની ઉમ્મરે તે મરણ પામ્યો.

IV. ઉત્પ. ૧૦ ; ૧—૧૧ ; ૯. "નુહના દીકરાઓની વંશાવળી."

૧) ,, ૧૦ ; ૨-૫. યાફેથના દીકરાઓનાં નામ.

૨) ,, ૧૦ ; ૬-૨૦. હામના દીકરાઓનાં નામ.

(૧) ઉત્પ. ૧૦; ૭-૧૨. કૂશના દીકરાઓ (અને નિમ્રોદની હકીકત).

(૨) ,, ૧૦; ૧૩, ૧૪. મિસરાઇમના દીકરાઓ.

(૩) ,, ૧૦; ૧૫-૨૦. કનાનના દીકરાઓ.

૩) ,, ૧૦; ૨૧-૩૧. શેમના દીકરાઓનાં નામ; (શેમ પછી ચોથી પેઢીએ યોકટાન થયો તેના તેર દીકરાઓનાં નામ).

૪) ,, ૧૧; ૧-૯. બાબેલના બુરૂજ વિષેની વાત.

V. ઉત્પ. ૧૧; ૧૦-૨૬. "શેમની વંશાવળી."

(એમાં શેમથી માંડીને તેરાહ સુધીની વંશાવળી આપેલી છે.)

•VI. ઉત્પ. ૧૧; ૨૭—૨૫; ૧૧. "તેરાહની વંશાવળી."

(એમાં ઇબ્રાહીમ તથા લોટની હકીકત આવે છે.)

૧) ઉત્પ. ૧૧; ૨૭-૩૨. ઇબ્રાહીમના પૂર્વજો વિષે ટુંકી સૂચના.

૨) ,, ૧૨; ૧—૨૫; ૧૧. ઇબ્રાહીમનો ઇતિહાસ.

(૧) ઉત્પ. ૧૨; ૧-૯. ઇશ્વરે ઇબ્રાહીમને ઉરમાંથી તેડયો; માટે તે ત્યાંથી નીકળીને હારાનમાં, અને પાછળથી કનાનમાંના શેખેમમાં, અને પછી બેથેલ તથા આઇ વચ્ચે આવીને રહ્યો.

(૨) ઉત્પ. ૧૨; ૧૦-૨૦. દુકાળને લીધે ઇબ્રામ મિસરમાં ગયો, અને ત્યાં સારાઇ વિષે ઠગાઇ કીધી. સરખાવો ૨૦; ૧-૧૮ અને ૨૬; ૭-૧૧.

(૩) ઉત્પ. ૧૩; ૧-૧૮. ઇબ્રામ બેથેલમાં રહેવા આવ્યો, અને લોટથી જુદો પડયો.

(૪) ઉત્પ. ૧૪; ૧-૨૪. કદોરલાઓમેર અને તેની સાથેના ત્રણ બીજા રાજાઓની ચઢાઈ. એમાં લોટ પકડાયો; પણ ઇબ્રાહીમે તેને છોડવ્યો, ત્યાર પછી મેલ્ખીસેદેકની મુલાકાત થઇ.

(૫) ઉત્પ. ૧૫; ૧-૨૧. યહોવાહે ઇબ્રામ સાથે કરાર કીધો.

અ) ,, ૧૫; ૧-૭. નિઃસંતાન હોવાને લીધે ઇબ્રામ પોતાનો ખેદ જાહેર કરે છે.

આ) ,, ૧૫; ૮-૧૨. યહોવાહના કહેવા મુજબ ઇબ્રાહીમ કેટલાંએક યજ્ઞપશુ લાવ્યો.

ઇ) ઉત્પ. ૧૫; ૧૩-૧૭. ઇબ્રામનાં સંતાન પરદેશમાં જશે તે વિષે ભવિષ્ય.

ઈ) ,, ૧૫; ૧૮-૨૧. ઇબ્રામને જે દેશ વિષે વચન આપ્યું તે દેશની સરહદ.

(૬) ઉત્પ. ૧૬; ૧-૧૬. સારાઇએ હાગારદ્વારે સંતાન મેળવવાની યોજના કીધી.

અ) ,, ૧૬; ૧-૬. હાગાર ઇબ્રામથી ગર્ભવતી થઇ, ત્યારે તેણીએ સારાઇને તુચ્છ ગણી.

આ) ,, ૧૬; ૭-૧૬. સારાઇના જુલમને લીધે હાગાર નાઠી; પણ યહોવાહના દૂતના કહેવાથી તે આવીને ઇબ્રામના ઘરમાં પાછી રહી. ત્યાં ઇશ્માએલનો જન્મ થયો.

(૭) ઉત્પ. ૧૭; ૧-૨૭. સુન્નતક્રિયાનું ચિન્હ, અને સારાહથી ઇબ્રાહીમને પુત્ર પ્રાપ્ત થશે એવું વચન.

અ) ,, ૧૭; ૧-૮. ઈશ્વરે ઇબ્રામ સાથે કરાર કરતાં પોતાનું "એલશાદ્દાઇ" (એટલે, સર્વસમર્થ દેવ) નામ પ્રગટ કર્યું, અને "ઇબ્રામ" (એટલે, મહાન બાપ) એને બદલે "ઇબ્રાહીમ" (એટલે, ઘણાઓનો બાપ) નામ આપ્યું.

આ) ,, ૧૭; ૯-૧૪. કરારની નિશાણી તથા મુદ્રા તરીકે સુન્નતક્રિયાનું ચિન્હ ઠરાવ્યું.

ઇ) ,, ૧૭; ૧૫-૨૨. ઇશ્વરે જણાવ્યું કે કરારનો વારસ તો સારાહથી જન્મ પામશે, આ પ્રસંગે "સારાઇ" (એટલે કદાપિ, વઢકણી) એને બદલે "સારાહ" (એટલે, શાહજાદી) નામ પાડયું.

ઈ) ,, ૧૭; ૨૩-૨૭. ઇબ્રાહીમની, ઇશ્માએલની તથા ઘરમાંના સર્વ પુરૂષોની સુન્નત કરવામાં આવી.

(૮) ઉત્પ. ૧૮; ૧-૩૩. સદોમના લાભમાં ઇબ્રાહીમે મધ્યસ્થી આવી.

અ) ,, ૧૮; ૧-૮. ઇબ્રાહીમે ત્રણ જણની (દૂતોની) પરોણાચાકરી કીધી.

આ) ,, ૧૮; ૯-૧૫. એઓની વાતચિત સાંભળીને સારાહને હસવું આવ્યું, ત્યારે સારાહ જુઠું બોલી, તેથી તેને ધમકીવચન આપવામાં આવ્યું.

ઇ) ઉત્પ. ૧૮; ૧૬-૨૨. યહોવાહે સદોમ વિષેની પોતાની ધારણા ઇબ્રાહીમને જણાવી.

ઈ) ,, ૧૮; ૨૩-૩૩. ત્યારે ઇબ્રાહીમે સદોમ વિષે એવી વિનંતીઓ કરી કે, જો સદોમમાં ૫૦, નહિ તો ૪૫, નહિ તો ૪૦, અથવા ૩૦, કે ૨૦, કે ૧૦ ન્યાયી માણસ મળે તો શહેરનો નાશ ન થાય.

(૯) ઉત્પ. ૧૯; ૧-૨૮. મેદાનમાંનાં નગરોનો ( એટલે સદોમ, ગમોરાહ, આદમાહ, સબોઇમ—પુન. ૨૯; ૨૩ ) ગંધકના વરસાદથી નાશ થયો.

અ) ,, ૧૯; ૧-૧૧. લોટે બે દૂતોની પરોણાચાકરી કીધી, અને લોકોની અનીતિને લીધે દૂતે તેઓને આંધળા કીધા.

આ) ,, ૧૯; ૧૨-૨૮. લોટ સદોમમાંથી નીકળીને સોઆરમાં જઇ રહ્યો.

(૧૦) ઉત્પ. ૧૯; ૨૯. (લોટના બચાવ વિષે ફરીથી સૂચના.)

(૧૧) ,, ૧૯; ૩૦-૩૮. મોઆબ તથા આમોનના જન્મ વિષેની વાત.

(૧૨) ,, ૨૦; ૧-૧૮. ઇબ્રાહીમ ગરારમાં ગયો, અને ત્યાં સારાહ વિષે ફરી દગાઇ કીધી; સરખાવો ૧૨; ૧૦-૨૦.

(૧૩) ,, ૨૧; ૧-૩૪. ઇસ્હાકનો જન્મ. હાગાર તથા ઇસ્માએલને ઘરમાંથી કાઢી મુક્યાં. અબીમેલેખ સાથે કરાર કીધો.

અ) ,, ૨૧; ૧-૯. ઇસ્હાકના જન્મ તથા ધાવણ છોડાવવા વિષે વાત.

આ) ,, ૨૧; ૧૦-૧૪. ઇસ્માએલને તથા હાગારને ઘરમાંથી કાઢી મેલ્યાં.

ઇ) ,, ૨૧; ૧૫-૨૧. હાગાર તથા ઇસ્માએલ બેરશેબાના અરણ્યમાં ગયાં. ત્યાં દૂતે તેમને કુવો દેખાડયો, અને ઇસ્માએલ વિષે સારૂં ભવિષ્ય કહ્યું.

ઈ) ,, ૨૧; ૨૨-૩૪. બેર-શેબા આગળ અબીમેલેખ સાથે ઈબ્રાહીમનો કરાર.

(૧૪) ઉત્પ. ૨૨; ૧-૧૯. ઈસ્હાકનો યજ્ઞ કરવા સારૂ ઈબ્રાહીમ તેને મોરીયાહ પહાડ પર લઇ ગયો.

(૧૫) ,, ૨૨; ૨૦-૨૪. રિબકાહના પૂર્વજોની ટુંકી ટીપ.

(૧૬) ઉત્પ. ૨૩; ૧-૨૦. સારાહ ૧૨૭ વરસની ઉંમરે મરણ પામી. તેને દાટવા સારૂ ઇબ્રાહીમે એફ્રોન હિત્તી પાસેથી રૂપાના ૪૦૦ શેકેલે માખ્પેલાહની ગુફા વેચાતી લીધી.

(૧૭) ,, ૨૪; ૧-૬૭. ઇસ્કાહના લગ્નની હકીકત.

અ) ,, ૨૪; ૧- ૯. ઇબ્રાહીમે ઇસ્હાકનાં લગ્ન ગોઠવવાનું કામ પોતાના કારભારી અલીએઝેરને સોંપ્યું.

આ) ,, ૨૪; ૧૦-૨૭. અલીએઝેરે કેવી રીતે કન્યા શોધી કાઢી.

ઇ) ,, ૨૪; ૨૮-૫૩. લગ્ન વિષેની ગોઠવણ.

ઈ) ,, ૨૪; ૫૪-૬૭. રિબકાહ પોતાના બાપનું ઘર મુકીને ઇસ્હાકને ત્યાં આવી.

(૧૮) ઉત્પ. ૨૫; ૧-૧૧. ઇબ્રાહીમને કટૂરાહથી ૭ દીકરા થયા. પછી ઇબ્રાહીમ ૧૭૫ વરસની ઉંમરે મરણ પામ્યો, અને તેને ઇસ્હાક તથા ઇસ્માએલ બન્નેએ માખ્પેલાહની ગુફામાં દાટયો.

VII. ઉત્પ. ૨૫; ૧૨-૧૮. "ઇસ્માએલની વંશાવળી."

VIII. ઉત્પ. ૨૫; ૧૯—૩૫; ૨૯. "ઇબ્રાહીમનો દીકરો જે ઇસ્હાક તેની વંશાવળી."

૧) ,, ૨૫; ૧૯-૩૪. ઇસ્હાકને જોડ દીકરા થયા, એટલે એસાવ તથા યાકૂબ.

(૧) ,, ૨૫; ૧૯-૨૮. એસાવ તથા યાકૂબ સાથે જનમ્યા. તે દરેકનાં ખાસ લક્ષણ.

(૨) ,, ૨૫; ૨૯-૩૪. થોડા લાલ શાક બદલ એસાવે પોતાનું જ્યેષ્ઠપણું યાકૂબને વેચ્યું.

૨) ,, ૨૬; ૧-૩૫. ઇસ્હાક ગરારમાં તથા બેરશેબામાં રહેવા ગયો.

(૧) ,, ૨૬; ૧-૬. દેશમાં દુકાળ હોવાને લીધે ઇસ્હાક ગરારમાં ગયો. ત્યાં યહોવાહે તેને દર્શન દઇને શુભવચન આપ્યું.

(૨) ઉત્પ. ૨૬; ૭-૧૧. ગરારમાં ઇસ્હાકે પોતાની સ્ત્રી વિષે ઠગાઇ કીધી, સરખાવો ૧૨; ૧૦-૨૦ અને ૨૦; ૧-૧૮.

(૩) ,, ૨૬; ૧૨-૨૨. ગરારમાં ઇસ્હાક બહુ આબાદ થયો.

(૪) ,, ૨૬; ૨૩-૩૩. ઇસ્હાક બેરશેબામાં રહેવા ગયો.

(૫) ઉત્પ, ૨૬ ; ૩૪,૩૫. એસાવે કનાનમાંની બે કન્યાઓ સાથે લગ્ન કીધું.

૩) ,, ૨૭ ; ૧-૪૦. યાકૂબે કપટ કરીને પોતાના બાપ પાસેથી જ્યેષ્ઠપુત્રનો આશીર્વાદ મેળવી લીધો.

(૧) ,, ૨૭ ; ૧-૪. ઇસ્હાકે પોતાના પુત્ર એસાવને જ્યેષ્ઠ-પુત્રનો આશીર્વાદ આપવાની ધારણા કીધી.

(૨) ,, ૨૭ ; ૫-૧૭. પણ રિબકાહના શિખવ્યા પ્રમાણે પોતાના ભાઇ એસાવના આવ્યા અગાઉ પોતાના બાપની હજુરમાં આવીને ઉભો રહ્યો.

(૩) ,, ૨૭ ; ૧૮-૨૯. ઇસ્હાકે અજાણતાં યાકૂબને જ્યેષ્ઠ-પુત્રનો આશીર્વાદ આપી દીધો.

(૪) ,, ૨૭ ; ૩૦-૪૦. યાકૂબનું કપટ ઇસ્હાકના જાણવામાં આવ્યું, તો પણ આપેલો આશીર્વાદ ઇસ્હાક પાછો ખેંચી લઇ શકયો નહિ.

૪) ,, ૨૭ ; ૪૧—૨૮ ; ૨૨. યાકૂબ એસાવથી બીહીને પાદ્દાનારામમાં (એટલે મેસોપોટામ્યામાં જે આરામી પ્રદેશ તેમાં) નાસી ગયો.

(૧) ,, ૨૭ ; ૪૧-૪૫. એસાવનો ગુસ્સો જોઇને રિબકાહે યાકૂબને નાસી જવાની સલાહ આપી.

(૨) ,, ૨૭ ; ૪૬ —૨૮ ; ૫. ઇસ્હાકે યાકૂબને લગ્ન કરવા સારૂ પાદ્દાનારામ મોકલતાં એવું કહ્યું કે, તારે કનાની સ્ત્રી સાથે લગ્ન કરવું નહિ.

(૩) ,, ૨૮ ; ૬-૯. એસાવે, કનાની સ્ત્રીઓ ઉપરાંત, ઇશ્માએલની દીકરી માહાલાથ સાથે લગ્ન કીધું.

(૪) ,, ૨૮ ; ૧૦-૨૨. બેથેલમાં (એટલે લૂઝમાં) યાકૂબને સીડીનું સ્વપ્નું થયું.

૫) ,, ૨૯ ; ૧-૩૦. યાકૂબે હારાનમાં જઇને લગ્ન કીધું.

(૧) ,, ૨૯ ; ૧-૧૪. યાકૂબને એક કુવા પાસે રાહેલની મુલાકાત થઇ.

(૨) ,, ૨૯ ; ૧૫-૨૦. યાકૂબે રાહેલ સાથે પરણવાના હેતુથી સાત વરસ લગી પોતાના મામા લાબાનની ચાકરી કીધી.

(૩) ,, ૨૯ ; ૨૧-૨૫. સાત વરસને અંતે લાબાને કપટ કરીને યાકૂબની સાથે લેઆહને પરણાવી.

(૪) ઉત્પ. ૨૯; ૨૬-૩૦. એક અઠવાડીઆ પછી લાબાને રાહેલ સાથે યાકૂબનું લગ્ન કરાવ્યું.

૬) ,, ૨૯; ૩૧—૩૦; ૨૪. યાકૂબને અગિયાર દીકરા તથા એક દીકરી થયાં.

(૧) ,, ૨૯; ૩૧-૩૫. લેઆહના પ્રથમ ચાર દીકરા—રેઉબેન, શિમઓન, લેવી, યહૂદાહ.

(૨) ,, ૩૦; ૧-૮. રાહેલની દાસી બિલ્હાહના બે દીકરા—દાન, નાફતાલી.

(૩) ,, ૩૦; ૯-૧૩. લેઆહની દાસી ઝિલ્પાહના બે દીકરા—ગાદ, આશેર.

(૪) ,, ૩૦; ૧૪-૨૧. લેઆહના બીજા બે દીકરા તથા એક દીકરી—યિસ્સાખાર, ઝબુલૂન, દીનાહ.

(૫) ,, ૩૦; ૨૨-૨૪. રાહેલનો પ્રથમજનિત દીકરો—યુસફ.

૭) ,, ૩૦; ૨૫—૩૧; ૫૫. વેતન સારૂ લાબાન સાથે પટ્ટણ. યાકૂબ નાઠો, પણ લાબાને તેને પકડી પાડયો. પછી બંન્ને જણ વચ્ચે કરાર થયો.

(૧) ,, ૩૦; ૨૫-૪૩. યાકૂબે લાબાન સાથે છ વરસનું સાટું કર્યું.

(૨) ,, ૩૧; ૧-૨૧. યાકૂબ પોતાના પરિવારસહિત રાતની વખતે નાઠો.

(૩) ,, ૩૧; ૨૨-૫૫. લાબાને યાકૂબની પૂઠે લાગીને તેને પકડી પાડયો. છેવટે બન્ને વચ્ચે કરાર થયો.

૮) ,, ૩૨; ૧—૩૩; ૧૭. યાકૂબ કનાનમાં પાછો આવ્યો, અને યાકૂબ તથા એસાવ વચ્ચે પુનર્મિલાપ થયો.

(૧) ,, ૩૨; ૧-૨૩. એસાવને શાંત પાડવા સારૂ યાકૂબે પોતાના પરિવારની ગોઠવણ કીધી.

(૨) ,, ૩૨; ૨૪-૩૨. પનીએલમાં યાકૂબે એક દૂત સાથે અરૂણોદય સુધી મલ્લયુદ્ધ કીધું. છેવટે દૂતે યાકૂબનું નામ "ઇસ્રાએલ" (એટલે દેવનો સૈનિક) પાડયું. સરખાવો ઉત્પ. ૩૫; ૯-૧૫.

(૩) ,, ૩૩; ૧-૧૭. યાકૂબ તથા એસાવની મુલાકાત થઈ, અને બન્ને વચ્ચે પુનર્મિલાપ થયો.

૯) ,, ૩૩; ૧૮—૩૪; ૪૧. યાકૂબ શખેમમાં આવ્યો, અને તેણે શખેમનો બાપ (સ્થાપનાર) જે હમોર

તેના પુત્રો પાસેથી જમીનનો ટુકડો રૂપાના એકસો કડકા આપીને લીધો. ત્યાં યાકૂબે એક વેદી ઉભી કીધી, અને તેનું નામ "એલ-એલોહે-ઇસ્રાએલ" (એટલે, એલ જે ઇસ્રાએલનો દેવ તે) પાડયું. સરખાવો પ્રે. કૃ. ૭; ૧૬ : ઉત્પ. ૨૩; ૧-૨૦.

૧૦) ઉત્પ. ૩૫; ૧-૨૯. યાકૂબ બેથેલમાં પાછો આવ્યો. દબોરાહ, જે રિબકાહની દાઇ, તે મરણ પામી. બિન્યામીનના જન્મ વેળા રાહેલ મરણ પામી. વળી ઇસ્હાકનું પણ મરણ નીપજ્યું.

(૧) ,, ૩૫; ૧-૭. યાકૂબ બેથેલમાં પાછો આવ્યો.

(૨) ,, ૩૫; ૮. રિબકાહની દાઇ દબોરાહ મરણ પામી.

(૩) ,, ૩૫; ૯-૧૫. "એલશાદ્દાઇ" પ્રભુએ યાકૂબને આશીર્વાદ દેતાં તેનું નામ "ઇસ્રાએલ" પાડયું. સરખાવો ઉત્પ. ૩૨; ૪-૩૨.

(૪) ,, ૩૫; ૧૬-૨૦. બિન્યામીનના જન્મ વખતે રાહેલ મરણ પામી, તેથી તેને બેથલેહેમ-એફ્રાથના રસ્તા પર દાટી.

(૫) ,, ૩૫; ૨૧, ૨૨. રેઉબેન રાહેલની દાસી બિલ્હાહ પાસે ગયો. સરખાવો ઉત્પ. ૩૦; ૧-૮.

(૬) ,, ૩૫; ૨૩-૨૬. યાકૂબના બાર દીકરાનાં નામ.

(૭) ,, ૩૫; ૨૭-૨૯. ઇસ્હાક ૧૮૦ વરસની વયે મરણ પામ્યો.
અને તેને એસાવ તથા યાકૂબ બન્નેએ દાટયો.

IX. ,, ૩૬; ૧—૩૭; ૧. એસાવના વંશના અદોમી અધિકારીઓ વિષે.

૧) ,, ૩૬; ૧-૮. "એસાવ, જે અદોમ છે, તેની વંશાવળી." (એમાં એસાવની સ્ત્રીઓનાં તથા તેમના વતનનાં નામ આવે છે.)

૨) ,, ૩૬; ૯—૩૭; ૧. "સેઇર પહાડના અદોમ લોકોનો બાપ, જે એસાવ, તેની વંશાવળી."

(૧) ,, ૩૬; ૯-૧૯. એસાવના વંશજોનાં નામ.

(૨) ,, ૩૬; ૨૦-૩૦. એત્તદેશી હોરી લોકના સરદારોનાં નામ.

(૩) ,, ૩૬; ૩૧-૩૯. અદોમી રાજાઓનાં નામ.

(૪) ઉત્પ. ૩૬ ; ૪૦-૪૩. અદોમી સરદારોનાં નામ.
(૫) ,, ૩૭ ; ૧. યાકૂબ કનાન દેશમાં રહેવા આવ્યો.
X. ,, ૩૭ ; ૨—૫૦ ; ૨૬. "યાકૂબની વંશાવળી."
૧) ,, ૩૭ ; ૨-૩૬. યુસફનું સ્વપ્ન અને તેથી તેની પ્રત્યે તેના ભાઇઓની વર્ત્તણુક.
(૧) ,, ૩૭ ; ૧-૧૧. યુસફને પુળીઓનું અને સૂર્યચંદ્ર તથા ૧૧ તારાઓનું સ્વપ્ન થયું. તેને લીધે તેના ભાઇઓના મનમાં એના પર અદેખાઇ ઉપજી.
(૨) ,, ૩૭ ; ૧૨-૨૮. યુસફને તેના ભાઇઓએ ઇશ્માએલી વેપારીઓના હાથમાં વેચ્યો.
(૩) ,, ૩૭ ; ૨૯-૩૫. યુસફને લીધે રેઉબેનને તથા યાકૂબને ખેદ થયો.
(૪) ,, ૩૭ ; ૩૬. ઈશ્માએલીઓએ (મિદ્યાનીઓએ) યુસફને ફારૂનના સરદાર પોટીફારને ત્યાં વેચ્યો.
૨) ,, [૩૮ ; ૧-૩૦. પેરેસ તથા ઝેરાહના જન્મ વિષે.
(૧) ,, ૩૮ ; ૧-૫. યહૂદાહે બાથશૂઆ સાથે લગ્ન કીધાં અને તેથી તેને ત્રણ દીકરા થયા, એટલે એર, ઓનાન, શેલાહ.
(૨) ,, ૩૮ ; ૬-૧૧. તામારની સાથે વિપરિત વર્તણુક કરવાને લીધે એર તથા ઓનાન મરણ પામ્યા.
(૩) ,, ૩૮ ; ૧૨-૨૩. યહૂદાહથી તામાર ગર્ભવતી થઇ.
(૪) ,, ૩૮ ; ૨૪-૩૦. તામારને બે દીકરા થયા ; એટલે પેરેસ તથા ઝેરાહ.]
૩) ,, ૩૯ ; ૧-૨૩. યુસફની આબાદ સ્થિતિ, પરીક્ષણ તથા કેદ.
(૧) ,, ૩૯ ; ૧-૬. યુસફ પોટીફારના ઘરમાં આબાદ થયો.
(૨) ,, ૩૯ ; ૭-૧૬. પોટીફારની સ્ત્રીએ યુસફ પર પરીક્ષણ નાખ્યું.
(૩) ,, ૩૯ ; ૧૭-૨૩. પોટીફારની સ્ત્રીના જુઠાણાને લીધે યુસફને કેદખાનામાં જવું પડયું.
૪) ,, ૪૦ ; ૧-૨૩. યુસફની સાથેના બે કેદીઓનાં સ્વપ્ન અને તેનો ખુલાસો.
(૧) ,, ૪૦ ; ૧-૪. ફારૂનનો મુખ્ય પાત્રવાહક તથા ભઠીઆરો યુસફ હતો તે કેદખાનામાં નખાયા.

(૨) ઉત્પ. ૪૦ ; ૫-૧૯. એ બંનેને સ્વપ્ન આવ્યાં ; અને તેનો અર્થ યુસફે કહી દેખાડયો. સ્વપ્નમાં પાત્રવાહકે દ્રાક્ષવેલાની ત્રણ ડાળી જોઇ, અને ભઠીઆરાએ સફેદ રોટલી ભરેલી ત્રણ ટોપલી દીઠી.

(૩) ,, ૪૦ ; ૨૦-૨૩. યુસફના ખુલાસા મુજબ બંનેને થયું.

૫) ,, ૪૧ ; ૧-૩૬. ફારૂનનાં સ્વપ્નોનો ખુલાસો યુસફે કીધો.

(૧) ,, ૪૧ ; ૧-૮. ફારૂનને બે સ્વપ્ન થયાં, એટલે સાત પુષ્ટ ગાયો તથા સાત સુકાએલી ગાયોનું, અને સાત સારાં કણસલાં તથા સાત ચીમળાએલાં કણસલાંનું.

(૨) ,, ૪૧ ; ૯-૩૬. યુસફે સ્વપ્નોનો અર્થ દેખાડયો, અને ભવિષ્યને સારૂ કેવી ગોઠવણ કરવી તે વિષે સૂચના આપી.

૬) ,, ૪૧ ; ૩૭-૫૭. યુસફ કેદખાનું પડતું મુકીને મહેલમાં રહેવા ગયો.

(૧) ,, ૪૧ ; ૩૭-૫૨. ફારૂને યુસફને સૌથી ઉંચી પદવી આપી, અને તેનું નામ "સાફનાથ-પાનેઆહ" (એટલે, માર્મિક વાત જણાવનાર કે ઉખાણાં છોડનાર) પાડયું. વળી તેણે તેને ઓનના યાજક પોટીફેરાની દીકરી આસનાથની સાથે પરણાવ્યો. તેથી તેને બે દીકરા થયા, એટલે મનાશ્શેહ તથા તેના પછી એફ્રાઈમ.

(૨) ,, ૪૧ ; ૫૩-૫૭. યુસફના રાજકારોબારનું વિવેચન.

૭) ,, ૪૨ ; ૧-૩૮. યુસફના ભાઈઓ પહેલીવાર મિસરમાં આવ્યા.

(૧) ,, ૪૨ ; ૧-૪. યાકૂબે, બિન્યામીન શિવાય, પોતાના દસ દીકરાઓને અનાજ ખરીદવા સારૂ મિસર દેશમાં મોકલ્યા.

(૨) ,, ૪૨ ; ૫-૨૦. યુસફની નજરે તેઓ પડયા તે વેળાની યુસફની વર્તણુકની હકીકત.

(૩) ,, ૪૨ ; ૨૧-૩૮. યુસફે પોતાના ભાઇઓને જાસુસ દાખલ ગણ્યા. શિમઓનને જામીન દાખલ મિસરમાં રાખ્યો. બાકીના નવ ભાઇઓને અનાજ આપીને વિદાય કીધા. પાછળથી એઓને પોતાની ગુણોમાં અનાજના પૈસા માલમ પડયા,

૮) ઉત્પ. ૪૩; ૧—૪૫; ૨૮. યુસફના ભાઇઓ બીજીવાર મિસરમાં આવ્યા.

(૧) ,, ૪૩; ૧-૧૪. યુસફના ભાઇઓ ફરી અનાજ લેવા નીકળ્યા, ત્યારે બિન્યામીનને સાથે લીધા.

(૨) ,, ૪૩; ૧૫-૩૪. યુસફની નજરે તેઓ બીજીવાર પડયા તે વેળાની યુસફની વર્તણુકની હકીકત.

(૩) ,, ૪૪; ૧-૧૩. યુસફે પોતાના ભાઇઓને અનાજ લઇને જવા દીધા, પણ પાછળથી પોતાનું પ્યાલું, જેથી તે શકુન જોતો હતો, તે ચોરી જવાનું તહોમત મુકીને તેમને પાછા તેડી મંગાવ્યા.

(૪) ,, ૪૪; ૧૪-૩૪. યહૂદાહે પોતાના ભાઈ બિન્યામીનના બચાવમાં બહુ ઉત્તમ વિનંતીરૂપ ભાષણ કીધું.

(૫) ,, ૪૫; ૧-૧૫. યુસફે પોતાના ભાઇઓને પોતાની ઓળખાણ પાડી.

(૬) ,, ૪૫; ૧૬-૨૮. યુસફે પોતાના બાપ યાકૂબને તેડી લાવવા સારૂ પોતાના ભાઈઓને મોકલ્યા.

૯) ,, ૪૬; ૧-૨૭. યાકૂબ મિસર દેશમાં જવા નીકળ્યો.

(૧) ,, ૪૬; ૧-૭. મુસાફરીમાં યાકૂબને દેવે દર્શન દીધું, અને ઉત્તેજનદાયક વચન આપ્યું.

(૨) ,, ૪૬; ૮-૨૭. યાકૂબ પોતાના પરિવાર સુદ્ધાં એટલે ૬૬ જણને લઇને મિસર જવા નીકળ્યો તે વિષે. (પ્રે. કૃ. ૭; ૧૪માં, સપ્તતિ તરજુમાને અનુસરીને ૬૬ને બદલે ૭૫ છે.)

૧૦) ,, ૪૬; ૨૮—૪૭; ૧૨. યાકૂબ મિસરમાં આવીને રહ્યો.

(૧) ,, ૪૬; ૨૮-૩૪. યાકૂબ સહકુટુંબ મિસરમાં આવી પહોંચ્યો.

(૨) ,, ૪૭; ૧-૧૦. યાકૂબે ફારૂન રાજાની મુલાકાત કીધી.

(૩) ,, ૪૭; ૧૧, ૧૨. યુસફને લીધે યાકૂબ પોતાના પરિવારસહિત મિસરના સૌથી સારા પ્રદેશમાં, એટલે રામેસેસમાં (ગોશેનમાં), વતન કરીને રહ્યો.

૧૧) ,, ૪૭; ૧૩-૨૬. દુકાળના વખતમાં યુસફની જે રાજનીતિ હતી તેની હકીકત.

૧૨) ઉત્પ. ૪૭ ; ૨૭—૪૮ ; ૨૨. યાકૂબે પોતાનો અંતકાળ પાસે આવેલો જાણીને યુસફને તથા તેનાં બે પુત્રોને આશીર્વાદ દીધો.

(૧) ,, ૪૭ ; ૨૭-૩૧. મરણ પાસે છે એવું સમજીને યાકૂબ તૈયારી કરવા મંડયો.

(૨) ,, ૪૮ ; ૧-૨૨. યાકૂબે યુસફને આશીર્વાદ દીધો. પછી યુસફના નાના દીકરા એફ્રાઈમને જ્યેષ્ઠપણાનો આશીર્વાદ આપ્યો, અને જ્યેષ્ઠપુત્ર મનાશ્શેહને ઉતરતો આશીર્વાદ દીધો.

૧૩) ,, ૪૯ ; ૧-૩૩. પોતાના બાર પુત્રોને યાકૂબનો આશીર્વાદ કે ભવિષ્યવચન.

—૪૯ ; ૧, ૨. યાકૂબ મરણની અણી પર આવ્યો ત્યારે તેણે પોતાના બાર દીકરાઓને બોલાવ્યા અને તેઓમાંના દરેક વિષે બોલ્યો---

(૧) ,, ૪૯ ; ૩, ૪. રેઉબેન વિષે ભવિષ્ય.

(૨, ૩) ,, ૪૯ ; ૫-૭. શિમઓન તથા લેવી વિષે ભવિષ્ય.

(૪) ,, ૪૯ ; ૮-૧૨. યહૂદાહને આપેલો આશીર્વાદ.

(૫) ,, ૪૯ ; ૧૩. ઝબુલૂન વિષે ભવિષ્ય.

(૬) ,, ૪૯ ; ૧૪, ૧૫. યિસ્સાખાર વિષે ભવિષ્ય.

(૭) ,, ૪૯ ; ૧૬, ૧૭. દાન વિષે ભવિષ્ય.

—[૪૯ ; ૧૮. યાકૂબનો ઉદ્ગાર : "ઓ યહોવાહ, મેં તારા તારણની વાટ જોઇ છે."]

(૮) ,, ૪૯ ; ૧૯. ગાદ વિષે ભવિષ્ય.

(૯) ,, ૪૯ ; ૨૦. આશેર વિષે ભવિષ્ય.

(૧૦) ,, ૪૯ ; ૨૧. નાફતાલી વિષે ભવિષ્ય.

(૧૧) ,, ૪૯ ; ૨૨-૨૬. યુસફને આપેલો આશીર્વાદ.

(૧૨) ,, ૪૯ ; ૨૭. બિન્યામીન વિષે ભવિષ્ય.

—૪૯ ; ૨૮-૩૩. એ વચનો બોલી રહ્યા પછી યાકૂબે પોતાના દફન વિષે કહ્યું કે મને માખ્પેલાહની ગુફામાં દાટજો. છેવટે યાકૂબ ૧૪૭ વરસની ઉંમરે મરણ પામ્યો.

૧૪) ,, ૫૦ ; ૧-૨૬. યાકૂબના મરણને લીધે વિલાપ, અને યુસફનું મૃત્યુ.

(૧) ઉત્પ. ૫૦; ૧-૧૩. મિસરીઓએ ૭૦ દિવસ સુધી યાકૂબનો શોક પાળ્યો. પછી યાકૂબને માખ્પેલાહની ગુફામાં દાટયો.

(૨) „ ૫૦; ૧૪-૨૧. યાકૂબના મરણ પછી યુસફે પોતાના ભાઇઓનું સંરક્ષણ કીધું.

(૩) „ ૫૦; ૨૨-૨૬. યુસફે પોતાના ભાઇઓને ફરમાવ્યું કે, તમે કનાન દેશમાં જાઓ ત્યારે મારૂં મુડદું ત્યાંથી લઇ જજો. પછી યુસફ ૧૧૦ વરસની ઉંમરે મરણ પામ્યો, અને તેના ભાઇઓએ તેનું મુડદું શબ-કોષમાં મુકીને મિસરમાં સાચવી રાખ્યું (સરખાવો યહોશુ. ૨૪; ૩૨: પ્રે. કૃ. ૭; ૧૬).

---

## સૃષ્ટિ સૃજવાના સપ્તાહમાં કરેલાં કામ.

(ઉત્પ. ૧; ૧—૨; ૩.)

સપ્તાહના જે સાત દિવસ તેમાંના પહેલા ૭ દિવસે દેવે સૃષ્ટિ સૃજવાનું કામ કર્યું. પણ સાતમે દિવસે તે સ્વસ્થ રહ્યો, એટલે તેણે બીજું કાંઇ સૃજ્યું નહિ.

૭ દિવસમાંના જે પહેલા ત્રણ તે દરેકમાં તેણે કાંઇ કાંઇ એક બીજાથી ભિન્ન પાડયું. એટલે—

પહેલે દિવસે, અજવાળું તથા અંધારૂં બન્ને જુદાં પાડયાં.

બીજે દિવસે, અંતરિક્ષની તળેનાં પાણીને અંતરિક્ષની ઉપરનાં પાણીથી ભિન્ન કીધાં.

ત્રીજે દિવસે, સમુદ્રનું પાણી અને કોરી ભૂમિ એ બન્નેને એક બીજાથી અલગ કીધાં અને જે કોરી ભૂમિ નીકળી તેને પૃથ્વી કહીને તે પર લીલોતરી ઉપજાવી.

હવે બીજા ત્રણ દિવસમાં ઉપરના ત્રણના સંબંધમાં કાંઇ કાંઇ બનાવ્યું. એટલે—

ચોથે દિવસે, અજવાળાના સંબંધમાં જ્યોતિઓ બનાવી, જેમકે સૂર્ય, ચંદ્ર તથા તારામંડળ.

પાંચમે દિવસે, અંતરિક્ષ તળેના પાણીમાં માછલાં કે જળચર પ્રાણી, અને અંતરિક્ષની ઉપરના પાણીમાં પક્ષીઓ કે ખેચર પ્રાણી બનાવ્યાં.

છઠ્ઠે દિવસે, પશુઓ એટલે ભૂચર પ્રાણી બનાવ્યાં, અને છેવટે સૃષ્ટિ-કાર્યની ટોચરૂપ માણસને, હા, "દેવે પોતાના સ્વરૂપ પ્રમાણે માણસને ઉત્પન્ન કીધું, દેવના સ્વરૂપ પ્રમાણે તેણે તેને ઉત્પન્ન કીધું, તેણે તેઓને નરનારી ઉત્પન્ન કીધાં" (ઉત્પ. ૧; ૨૭).

ઉપલો બધો બોધ નીચેની આકૃતિમાં બતાવેલો છે—

I II III

અજવાળું—અંધકાર. અંતરિક્ષ તળે—અંતરિક્ષ ઉપર. કોરી ભૂમિ—સમુદ્ર.



IV V VI

જ્યોતિઓ જળચર ખેચર ભુચર તથા માણસ.

ઉત્પત્તિના પુસ્તકના પહેલા અધ્યાયમાં સૃષ્ટિ સૃજવાનું કામ ૭ દિવસમાં બનેલું જણાય છે. પરંતુ "દિવસ" એટલે શું? ચોવીસ ચોવીસ કલાકનો એક દિવસ સમજવો? એ તો કેમ બને? કારણ કે પહેલા ત્રણ દિવસના અરસામાં સૂર્યની ઉત્પત્તિ થઇ નહોતી; ત્યારે સૂર્યની ગતિ પ્રમાણે ૨૪ કલાકની મુદ્દત કેવી રીતે માપી શકાય? માટે એવું અનુમાન કરવું વાજબી લાગે છે કે સૃષ્ટિના સમાહના જે ૭ દિવસ તેમને ૭ યુગ સમાન ગણવા. પ્રભુ કહે છે કે, "જેમ આકાશો પૃથ્વીથી ઉંચાં છે તેમ મારા વિચારો તમારા વિચારોથી ઉંચા છે" (યશા. ૫૫; ૯). તેમજ પ્રભુની ગણત્રી તથા માપ માણસની ગણત્રી તથા માપ કરતાં મોટાં છે. પીતર પ્રેરિત લખે છે કે, "પ્રભુની પાસે એક દિવસ હજાર વરસોના સરખો અને હજાર વરસો એક દિવસના સરખાં છે" (૨ પીતર ૩; ૮).

સૃષ્ટિકાર્યના સમાહના દિવસની મુદ્દત ગમે તેટલી હોય, પરંતુ સૃષ્ટિ સૃજવા વિષે જે વર્ણન કરેલું છે તે પરથી એવો ખાસ બોધ મળે છે કે—(૧) સૃષ્ટિ પોતાથી ઉત્પન્ન થઇ નથી, પણ પ્રભુના પ્રતાપથી તથા પ્રભુની મરજી મુજબ ઉત્પન્ન થઇ છે. (૨) કુદરતમાં જે બધા નિયમો છે તેમનો અમલ આપથી કે પોતા માંહે રહેલી સત્તાથી થતો નથી; તે નિયમોનો મૂળ યોજનાર તથા ઠરાવનાર ઇશ્વર પોતે છે. (૩) પ્રભુ પોતાનું કામ, મરજી હોય તો, એકદમ પુરેપુરૂં કરે; અથવા તે ચહાય તો, કામ ક્રમે ક્રમે કરે; અને હા, એમ તે કરે છે. (૪) છેવટે સૃજાએલું તે તો મનુષ્ય છે. માણસ તો જાણે કે સૃષ્ટિટોચ કહેવાય. જ્યારે માણસ ઉત્પન્ન થયું ત્યારેજ "દેવે જે સર્વ ઉત્પન્ન કર્યું તે જોયું, અને જુઓ, તે ઉત્તમોત્તમ" (ઉત્પ. ૧; ૩૧). જ્યાં સુધી માણસ ઉત્પન્ન થયું નહોતું ત્યાં સુધી સૃષ્ટિ ઉત્તમોત્તમ થઇ નહોતી.

## પ્રથમ પાપ સંબંધી ફેંસલો—દયામિશ્રિત ન્યાય.

(ઉત્પ. ૩; ૧૪-૧૯.)

આ ફકરામાં નીચેની ત્રણ બાબત ઉપર ધ્યાન આપીએ—

(૧) શાપ તથા સજા.
શાપ સર્પ ઉપર તથા ભૂમિ પર પડયો; અને સજા તો આદમ તથા હવા પર.

(૨) આધીનતા તથા ધણીપણું.
સ્ત્રી સાપને આધીન થઇ, અને પુરૂષ સ્ત્રીને આધીન થયો. પણ આગળ જતાં, સ્ત્રીનું સંતાન સર્પ ઉપર ફતેહ પામશે, અને પુરૂષ સ્ત્રી ઉપર ધણીપણું કરશે.

(૩) સજા તથા શુભફળ.
સ્ત્રીને ગરોદરપણાનું કષ્ટ વેઠવું પડશે; પરંતુ પુત્રપ્રાપ્તિથી આનંદ ઉભરાઇ જશે. જુઓ યોહાન ૧૬; ૨૦. પુરૂષને ખેતીકામ કરતાં પરસેવો નીકળે ત્યાં સુધી કષ્ટ ઉઠાવવું પડશે; પરંતુ પરસેવાથી તંદુરસ્તી પ્રાપ્ત થાય છે, અને ખેતરમાંથી અનાજ ઉપજે છે.

પણ આ ફકરો વિશેષ મુલ્યવાન ગણાય છે, કેમકે એમાં આવનાર ત્રાતા વિષે પહેલામાં પહેલી અગમસૂચના રહેલી છે (ઉત્પ. ૩; ૧૫). યહોવાહ દેવે સર્પને કહ્યું કે, "તારી ને સ્ત્રીની વચ્ચે, તથા તારા સંતાનની ને તેના સંતાનની વચ્ચે હું વૈર કરાવીશ, તે તારૂં માથું છુંદશે, ને તું તેની એડી છુંદશે."

આ કલમમાં, "સ્ત્રીનું સંતાન" એટલે અવતારધારી પ્રભુ ઇસુ ખ્રીસ્ત, જુઓ ગલાતી ૪; ૪. રૂમી ૧૬; ૨૦. અને સ્ત્રીના સંતાનની "એડી" એટલે ઇસુનું માનવીપણું. શેતાન "તેની એડી છુંદશે," એટલે પ્રભુ ઇસુનું શરીર વિંધાશે તથા કચડાશે. પરંતુ સ્ત્રીનું સંતાન સાપનું "માથું છુંદશે," એટલે પ્રભુ ઇસુ ખ્રીસ્ત શેતાન ઉપર પુરેપુરી જીત મેળવશે. ૧ યોહા. ૩; ૮માં લખ્યું છે કે, "દેવનો પુત્ર એ સારૂ પ્રગટ થયો કે, તે શેતાનનાં કામનો નાશ કરે." વળી જુઓ હેબ્રી. ૨; ૧૪, ૧૫.

હવાને શિક્ષા તો થઇ, પણ તેના ઉપરનો શાપ સર્પ ઉપર ઉતર્યો. તેમજ આદમને શિક્ષા થઇ ખરી, પણ આદમ ઉપરનો શાપ ભૂમિ પર પડયો. માણસ પતિત થયું ત્યાર પહેલાં ભૂમિમાંથી ફળ જાણે કે આપથી નીપજી આવતું હતું. પરંતુ ભૂમિ શાપિત થઇ ત્યારથી તેનું ફળદ્રુપપણું લોપ થયું. હવેથી તો ભૂમિ પર એવો શાપ આવી પડયો છે કે, ભૂમિને ખોદીએ (હળ ખેડીએ) તોજ ફળ

નીપજે. આ જે શાપ ભૂમિને વળગ્યો છે તે વિષે રૂમી. ૮; ૧૯-૨૨માં લખ્યું છે કે, અત્યાર સુધી સઘળી સૃષ્ટિ સામટી નિસાસા નાખીને કષ્ટાય છે. ખેતીકામ મુશ્કેલ તથા ખેદકારક લાગે છે ખરૂં, પરંતુ એવી જાતની મહેનત તથા મજુરી કરવાથી મજુરને તંદુરસ્તી તથા બળ પ્રાપ્ત થાય છે.

---

કાઈનથી તથા શેમથી આદમનું સંતાન.

(ઉત્પ. ૪; ૧૬-૨૨ અને ૫; ૧-૩૨.)




લામેખના ત્રણ દીકરા ત્રણ બાબતમાં આગેવાન નીકળ્યા. યાબાલ તંબુમાં રહેનારાઓનો તથા ઢોર રાખનારાઓનો બાપ થયો. યૂબાલ સર્વ તારનાં તથા પવનનાં વાજાં વગાડનારાઓનો બાપ હતો, અને તૂબાલકાઇન સર્વ ત્રાંબા તથા લોઢાનાં હથીઆર ઘડનારાઓનો શિખવનાર બન્યો.

નુહના ત્રણ દીકરા તો પૃથ્વીની દેશજાતીઓના પૂર્વજો છે. શેમનાં સંતાન વિશેષે કરીને પાલેસ્ટાઈન દેશમાં તથા અરબસ્તાનમાં પ્રસરી ગયાં. હામવંશજો આફ્રિકા ખંડમાં અને યાફેથપુત્રો યુરોપખંડમાં ફેલાયા.

ઉત્પત્તિમાંનાં ગીતો.

૧. લામેખનું ગીત. ૪; ૨૩, ૨૪.
૨. નુહનું ગીત, ૯; ૨૫-૨૭.
૩. મેલ્ખીસેદેકનું ગીત. ૧૪; ૧૯, ૨૦.
૪. રિબકાહનું ગીત. ૨૫; ૨૩.
૫. ઇસ્હાકનો આશીર્વાદ.—
યાકુબને આપેલો આશીર્વાદ. ૨૭; ૨૭-૨૯.
એસાવને આપેલો આશીર્વાદ. ૨૭; ૩૯, ૪૦.
૬. યાકૂબનાં ભવિષ્યવચન. ૪૯; ૨-૨૭.

આ ટીપમાં જે પહેલું ગીત લામેખનું છે તે માર્મિક જેવું જણાય છે. એ ગીતનો સાર ઘણું કરીને નીચે મુજબ સમજવો—

મારા હાથમાં મારા દીકરાનાં બનાવેલાં લોઢાનાં તથા ત્રાંબાનાં હથીઆર આવ્યાં છે. હવે તો મને મારવાના બદલામાં હું, વૃદ્ધ છતાં પણ, જુવાનને મારી નાખી શકું. હા, કાઇનને મારવાનો બદલો સાતગણો લેવાય. પણ હું તો મને ઘાયલ કરનારને સિત્તોતેરગણું વેર વાળી શકું.

---

જળપ્રલયની તારીખવાર નોંધ.

( ઉત્પ. ૭; ૪—૮; ૧૯ ).

| નુહની ઉંમરનું વરસ | માસ | તારીખ | બીના. |
|---|---|---|---|
| ૬૦૦ | ૨ | ૧૭ | જળપ્રલય શરૂ થયો. |
| ,, | ૩ | ૨૭ | વર્ષાદ ૪૦ દિવસ વરસ્યા પછી અટક્યો. |
| ,, | ૭ | ૧૭ | અરારાટ પહાડ પર વહાણ થંભ્યું. |
| ,, | ૧૦ | ૧ | પહાડનાં શિખરો દેખાયાં. |
| ,, | ૧૧ | ૧૧ | કાગડાને વહાણમાંથી મોકલ્યો. |
| ૬૦૧ | ૧ | ૧ | વહાણનું ઢાંકણું ઉઘાડ્યું. |
| ,, | ૨ | ૨૭ | વહાણમાંથી બધાં બહાર નીકળ્યાં. |

[ બધાં માણસ વહાણમાં ૧ વરસ તથા ૧૦ દિવસ સુધી રહ્યાં. ]

**નોંધ**—વહાણમાંથી કાગડો રવાન કર્યો એટલુંજ નહિ, પણ ત્યાર પછી ત્રણવાર કબુતર મોકલવામાં આવ્યું; પણ મોકલવાની તારીખ બરાબર માલુમ નથી. કબુતરને પહેલીવાર મોકલ્યું ત્યારે તે એમનેએમ પાછું આવ્યું. સાત દહાડા પછી તેને બીજીવાર મોકલ્યું ત્યારે ચાંચમાં જીતવૃક્ષનું પાતરૂં લઇને આવ્યું. બીજા સાત દહાડા પછી ફરીથી તેને બહાર મોકલ્યું, પણ એ વેળા તે પાછું આવ્યું નહિ.

## સિત્તેર દેશજાતીઓની ટીપ. (ઉત્પ. ૧૦)









કુળજાતીવિદ્યામાં પ્રવિણ થએલા કેટલાએક વિદ્વાનો એવો મત ધરાવે છે કે—"શેમ" એટલે જૈતુન, અને શેમવંશી એટલે જૈતુનવર્ણના માણસો; "હામ" એટલે તડકાથી બળેલો, અને હામવંશી એટલે સૂર્યના તડકાથી કાળા પડી ગએલા લોકો; અને "યાફેથ" એટલે ગોરૂં કે ભુરૂં, અને યાફેથ-વંશી એટલે ગોરા કે ધઉંવર્ણા લોકો.

ઉપર જે નામ આવ્યાં છે તે બધાં પુત્રોનાં નામ નહિ, પણ તેમને દેશ-જાતીઓનાં નામ સમજવાં. જેમકે, "કનાનના દીકરા" એટલે કનાન દેશમાં રહેનારા લોકો. કયા કયા લોક કયા કયા દેશમાં રહેતા હતા તે બતાવવા સારૂ એ નામો આપેલાં છે.

દુનિયાની કેટલીએક દેશજાતીઓનાં નામ ઉપરના કોષ્ટકમાં ખુટે છે ખરાં, જેમકે—

૧) અર્વાચિન વખતની કેટલીએક દેશજાતિનાં નામ એમાં આવતાં નથી. જેમકે ઇશ્માએલી, અદોમી, કતુરી.

૨) વેગળે રહેનારી કોઇ કોઇ દેશજાતિનાં નામ એમાં નથી. જેમકે, ચીની, હિંદુસ્તાની, ઇરાની.

૩) પ્રાચિનકાળની કેટલીએક દેશજાતિનાં નામ એમાં ખુટે છે. જેમકે, રફાઇમ, અમાલેકી, અનાકીમ.

મજકુર દેશજાતીઓનાં નામ આ કોષ્ટકમાં નથી, કેમકે ઇસ્રાએલી કોમ સાથે હજી તેમને વહેવાર ચાલતો નહોતો. પરંતુ ઉપરની વંશાવળી ભૂગોળ-વિદ્યાને માટે ખરેખરીથી ઉપયોગી છે. એટલે ભૂમધ્ય સમુદ્રની ઉત્તરે, દક્ષિણે, તથા પૂર્વે જે જે દેશજાતીઓ વાસો કરતી હતી તેમનાં નામ ત્યાં આપ્યાં છે. યાફેથનો વંશ વિશેષે કરીને ઉત્તર પ્રદેશમાં, હામનો વંશ દક્ષિણમાં, અને શેમનો વંશ એ બન્નેની મધ્યમાં એમ ત્રણેના વંશજો વાસો કરી રહ્યા હતા.

[ **નિમ્રોદ વિષે નોંધ**—નિમ્રોદે બાબેલ તથા એરેખ તથા આક્કાદ, એ ત્રણ ગામ બાબેલ પ્રાંતની ઉત્તરમાં વસાવ્યાં, અને દક્ષિણમાં એટલે શિનઆર દેશમાં તેણે કાલ્નેહ બંધાવ્યું. ત્યાર પછી તેણે નીનવેહ, રેસેન, કાલાહ તથા રેહોબોથ-ઇર, એ ચાર ગામ આશ્શૂર દેશમાં વસાવ્યાં.]

## તેરાહથી યાકૂબ સુધીની વંશાવળી.

(ઉત્પ. ૧૧; ૨૭—૩૨. ૨૦; ૧૨.)




---

## યાકૂબની સ્ત્રીઓ તથા બાળકો.



## ઈસ્રાએલીઓના સંબંધમાંની દેશજાતીઓ.

તેરાહ




## ઇબ્રાહીમના જીવનચરિત્રની સાલવાર ટીપ.

ઉત્પ. ૧૧ ; ૨૮—૨૫ ; ૧૧.

| ઉમર | બીના. | ઉત્પત્તિનું પુસ્તક. |
|---|---|---|
| ૭૦ ? | ઇશ્વરે ઇબ્રાહીમને ખાલ્દીના ઉરમાંથી તેડયો—પ્રભુનું પહેલું દર્શન. (પહેલું તેડું) પ્રે. કૃ. ૭ ; ૨-૫. | ૧૧ ; ૨૮-૩૧. |
| ૭૫ | દેવે તેને હારાનમાંથી તેડયો—પ્રભુનું બીજું દર્શન. (બીજું તેડું). | ૧૨ ; ૧-૪. |
| — | હારાનમાંથી નીકળીને કનાનમાં રહેવા આવ્યો. | ૧૨ ; ૪, ૫. |
| — | શેખેમમાં (મોરેહમાં) મુકામ કર્યો—પ્રભુનું ત્રીજું દર્શન—શેખેમ પાસે વેદી બાંધી. | ૧૨ ; ૬, ૭. |
| — | બેથેલ તથા આઇની વચ્ચે વેદી બાંધી અને ત્યાં તંબુ માર્યો. | ૧૨ ; ૮. |
| — | નેગેબ એટલે પાલેસ્ટાઇનના દક્ષિણમાં ગયો. | ૧૨ ; ૯. |
| — | મિસર સુધી મુસાફરી કરી અને ત્યાં ફારૂનની મુલાકાત થઇ. | ૧૨ ; ૧૦-૨૦. |
| — | બેથેલમાં પાછો આવ્યો અને લોટથી જુદો થયો. | ૧૩ ; ૧-૧૩ |
| — | પ્રભુનું ચોથું દર્શન. | ૧૩ ; ૧૪-૧૭. |
| ૮૦ ? | મામરેમાં (હેબ્રોનમાં) મુકામ કર્યો, અને ત્યાં પણ વેદી બાંધી. | ૧૩ ; ૧૮. |
| — | આમ્રાફેલ, આર્યોખ, કદોરલાઓમેર તથા તિદાલ, એ ચાર રાજાઓએ મેદાનમાંના પાંચ રાજાઓ વિરૂદ્ધ લડાઈ કીધી. | ૧૪ ; ૧-૧૬. |

| ઉમર. | બીના. | ઉત્પત્તિનું પુસ્તક. |
|---|---|---|
| — | મેલ્ખીસેદેક તથા સદોમના રાજા સાથે મુલાકાત થઇ. | ૧૪ ; ૧૭-૨૪. |
| — | પ્રભુનું પાંચમું દર્શન—ઇશ્વરે ચિન્હદ્વારે વચનને ટેકો આપ્યો. | અધ્યા. ૧૫. |
| ૮૫ | ગર્ભવતી હાગારને ઘરમાંથી નાસી જવું પડયું. | ૧૬ ; ૧-૧૪. |
| ૮૬ | ઇશ્માએલ જન્મ પામ્યો. | ૧૬ ; ૧૫, ૧૬. |
| ૯૯ ,, ,, | પ્રભુનું છઠ્ઠું દર્શન—સુન્નતક્રિયાસહિત કરાર બંધાયો. વળી એ પ્રસંગે નામ પણ બદલાયાં; એટલે "ઇબ્રામ"ને બદલે "ઇબ્રાહીમ," અને "સારાઇ"ને બદલે "સારાહ." | અધ્યા. ૧૭. |
| ,, | પ્રભુનું સાતમું દર્શન, અને ત્રણ દૂતોની મુલાકાત. | ૧૮ ; ૧-૧૫. |
| ,, | સદોમ તથા ગમોરાહ વિષે ઇબ્રાહીમે વિનંતી કીધી. | ૧૮ ; ૧૬-૩૩. |
| | મેદાનનાં નગરો (સદોમ, ગમોરાહ, ઇ.) નાશ પામ્યાં. | અધ્યા. ૧૯. |
| ૧૦૦ | ગરારમાં મુકામ અને ત્યાંના રાજા અબીમેલેખની મુલાકાત. | અધ્યા. ૨૦. |
| ૧૦૨ | ઇસ્હાકનો જન્મ થયો. આ વખતે સારાહ ૯૦વરસની હતી. જુઓ હેબ્રી. ૧૧ ; ૧૧. | ૨૧ ; ૧-૭. |
| — ૧૨૫? | પ્રભુનું આઠમું દર્શન—હાગારતથા ઇશ્માએલને કાઢી મુકયાં. | ૨૧ ; ૮-૨૧. |
| | બેરશેબામાં અબીમેલેખ સાથે કરાર કર્યો. | ૨૧ ; ૨૨-૩૪. |
| ,, | ઇસ્હાકના યજ્ઞ મારફતે મોરિયાહ પહાડ પર ઇબ્રાહીમની પરીક્ષા થઇ. | ૨૨ ; ૧-૧૪. |
| ૧૩૭ | પ્રભુનું નવમું દર્શન—આ વખતે દેવે સમ ખાઇને આશીર્વાદ દીધો. | ૨૨ ; ૧૫-૧૯. |
| ૧૪૦ | [ઉત્પ. ૨૨; ૨૦-૨૪માં ઇબ્રાહીમના ભાઇ નાહોરના કુટુંબ વિષે ટુંકી વાત રહેલી છે.] | |
| — | સારાહ ૧૨૭ વરસની ઉમરે મરણ પામી, અને તેને માખ્પેલાહમાં દાટવામાં આવી. | અધ્યા. ૨૩. |
| ૧૭૫ | રિબકાહને લાવવા સારૂ અલીએઝેરને મોકલ્યો, અને ઇસ્હાકનું લગ્ન થયું. | અધ્યા. ૨૪. |
| | ઇબ્રાહીમે કટૂરાહ સાથે લગ્ન કીધું, અને તેનાથી ૭ દીકરા થયા. | ૨૫ ; ૧-૪. |
| | ઇબ્રાહીમ મરણ પામ્યો, અને તેના બે પુત્ર ઇશ્માએલ તથા ઇસ્હાકે તેને માખ્પેલાહની ગુફામાં દાટયો. | ૨૫ ; ૫-૧૧. |

**નોંધ.**—મુસલમાન લોકો ઇબ્રાહીમને પેગંબર ગણીને તેને "ખલીલુલ્લાહ" (એટલે, દેવનો મિત્ર) કહે છે. જુઓ ૨ કાળ. ૨૦ ; ૭. યશા. ૪૧ ; ૮. યાકુબ ૨ ; ૨૩.

## ઇબ્રાહીમને થએલાં ઈશ્વરનાં નવ દર્શનો.

(૧) ઉરમાં: ઇશ્વરે મૂર્તિપૂજક ઇબ્રાહીમને તેડયો. ત્યારે સારાઈ, તેરાહ, તથા લોટ તેની સાથે થયાં. કનાન આવતાં તેઓ હારાનમાં થોભ્યાં. ઉત્પ. ૧૧; ૩૧. પ્રે. કૃ. ૭; ૨-૫.

(૨) હારાનમાં: જ્યાં તેરાહ મરણ પામ્યો (પ્રે. કૃ. ૭; ૪. ઉત્પ. ૧૧; ૩૨), ત્યારે ઇબ્રાહીમને દિલાસો આપવા તથા આગલા કરારને સ્થાપિત કરવા સારૂ દેવે દર્શન દીધું. ઉત્પ. ૧૨; ૧-૫.

(૩) શખેમમાં: ઇબ્રાહીમ પરદેશીઓ વચ્ચે રહેતો હતો; અને દેશના વતની કનાનપુત્રો હતા. પણ પ્રભુએ દર્શન દઇને જણાવ્યું કે આ દેશ તો તારૂં વતન થશે. ઉત્પ. ૧૨; ૬, ૭.

(૪) બેથેલ તથા આઇની વચ્ચે (ઉત્પ. ૧૩; ૩): થોડી વાર પર લોટ ઇબ્રાહીમથી જુદો પડયો હતો, અને પહેલાંનાં નીકળેલાં ચારમાંથી માત્ર બેજ જણ હવે સાથે રહ્યાં હતાં, તેથી ઇબ્રાહીમને ઉદાસી ઉપજી હશે. ત્યારે દિલાસાને અર્થે દર્શન દેતાં દેવે કહ્યું કે, બીજાઓને નહિ પણ કેવળ તનેજ આખો દેશ વતન તરીકે અપાશે (૧૩; ૭). પહેલાં તો લોટ તથા ઇબ્રાહીમનો સાથે સમાવેશ થાય એવું નહોતું (૧૩; ૬); પણ હવે તો દેવે ઇબ્રાહીમને દેશની પુષ્કળતા તથા વિશાળપણું જણાવ્યું. "ઉઠ, આ દેશની લંબાઇ તથા પહોળાઇની હદ સુધી ફર, કેમકે તે હું તને આપીશ." ઉત્પ. ૧૩; ૧૪-૧૭.

(૫) હેબ્રોનમાં: ઇબ્રાહીમે પૂર્વ દેશના ચાર રાજાઓને હરાવ્યા હતા. હવે તેને બીક લાગતી હતી કે કદાપિ તેઓ પાછા આવીને મારો નાશ કરશે. ત્યારે પ્રભુએ તેને જણાવ્યું કે, "હું તારી ઢાલ છું." વળી ઇબ્રાહીમે સદોમના દુષ્ટ રાજા પાસેથી કંઈ પણ લીધું નહોતું, તેથી પ્રભુએ તેને કહ્યું કે, "હું તારૂં મહા મોટું પ્રતિદાન છું." વળી પોતાનો કરાર સનાતન છે એ દર્શાવવા સારૂ પ્રભુએ તેને વિચિત્ર ચિન્હ બતાવતાં કહ્યું કે, આ દેશનું વતન તને એકદમ મળશે નહિ, કેમકે અમોરીઓનાં પાપનો ઘડો હજી ભરાયો નથી (ઉત્પ. ૧૫).

(૬) હેબ્રોનમાં: ઈબ્રાહીમને ત્યાં ઇશ્માએલનો જન્મ થયો (ઉત્પ. ૧૬; ૧૬: ગલાતી. ૪; ૨૨-૨૬), તેને તેર વરસ વીતિ ગયાં હતાં, તેથી પ્રભુના અસલ આપેલા વચન પરનો ભાવ ઈબ્રાહીમમાં જરા ઓછો થયો હશે, ત્યારે પ્રભુએ તેની સાથે કુટુંબી કરાર કરતાં ઇબ્રામનું નામ ઇબ્રાહીમ, અને સારાઇનું નામ સારાહ પાડયું. વળી પ્રભુએ તેને પોતાનું નવું નામ "એલ-શાદ્દાઇ" (એટલે, સર્વ સમર્થ દેવ) પ્રગટ કરતાં કહ્યું કે, કુદરત તરફ જોતાં સારાહને પેટે દીકરો અવતરવો અશકય છે, પણ મારી તરફ જોતાં તો શકય છે. આ વેળાએ ઇશ્માએલને પ્રભુ ભૂલી ગયો નહિ તેને પણ આશીર્વાદ દીધો.

પરંતુ પોતાનું વચન તો ઇસ્હાકમાં પુરૂં પડવાનું છે. આ પ્રસંગે સુન્નતવિધિ ઠરાવવામાં આવ્યો. ઉત્પ. ૧૭.

(૭) હેબ્રોનમાં : મેદાનનાં નગરોનો નાશ કરવા અગાઉ ત્રણ પુરૂષે ઇબ્રાહીમને દર્શન દીધું, એ માટે કે ઇબ્રાહીમને તે નગરો સારૂ મધ્યસ્થી કરવાનો પ્રસંગ મળે. ઉત્પ. ૧૮.

એ ત્રણ પુરૂષમાં ઈશ્વર વિષે એવું સુચવેલું જણાય છે કે—(અ) તે કૃપાનો દેવ છે, કે જેની હસ્તક પુત્ર વિષેનું વચન ઈબ્રાહીમને ફરી અપાયું. ઉત્પ. ૧૮ : ૧૦. (આ) તે કરૂણાનો દેવ છે, કે જેણે ઈબ્રાહીમની છ વિનંતી સ્વીકારી. ઉત્પ. ૧૮ ; ૨૩-૩૩. (ઇ) તે ન્યાયનો દેવ છે, કે જેણે નગરોનો તથા લોટની સ્ત્રીનો નાશ કીધો. ઉત્પ. ૧૯ ; ૨૪-૨૬.

(૮) હેબ્રોનમાં : ઇબ્રાહીમને પોતાની મરજી વિરૂદ્ધ, ઇસ્માએલ તથા હાગારને કહાડી મુકવાં પડયાં. ત્યારે દુઃખિત ઈબ્રાહીમને દિલાસો આપવા સારૂ દેવે દર્શન દીધું. એ વખતે દેવે ઇસ્માએલને આપેલું વચન પુરૂં પાડવાનું ફરીથી કબુલ કર્યું. ઉત્પ. ૨૧ ; ૧૧-૧૩.

(૯) મોરિયાહ પહાડ પર : ઇબ્રાહીમ પોતાના એકનાએક દીકરાનું અર્પણ કરતાં પાછો પડયો નહિ. ત્યારે દેવે તેને કહ્યું કે, તને અસંખ્ય દીકરા થશે, અને તેઓમાંનો એક તો એવો થશે કે જેમાં પૃથ્વીની સર્વ દેશજાતીઓ આશીર્વાદ પામશે. ઉત્પ. ૨૨ ; ૧૨, ૧૫-૧૮.

## પૂર્વના રાજાઓની ચઢાઈ ( ઉત્પ. ૧૪; ૧-૨૪).

ઇ. સ. પૂ. ૧૯૨૭–૧૯૧૩ (?)

પૂર્વના રાજાઓ—શિનઆરનો રાજા આમ્રાફેલ, એલ્લાસારનો રાજા આર્યોખ, એલામનો રાજા કદોરલાઓમેર, ગોઇમનો રાજા તિદાલ.

પશ્ચિમના (કનાનના) રાજાઓ—સદોમનો રાજા બેરા, ગમોરાહનો રાજા બિર્શા, આદમાહનો રાજા શિનાબ, સબોઇમનો રાજા શેમેબેર, બેલા એટલે સોઆરનો જે રાજા તે.

પૂર્વના રાજાઓએ ઈ. સ. પૂ. ૧૯૨૭માં પશ્ચિમના રાજાઓ ઉપર હલ્લો કર્યો, ત્યારે સિદ્દીમ એટલે ખારા સમુદ્રના ઉત્તર ભાગ આગળ જે ખીણ આવેલી છે ત્યાં લડાઇ થઇ. તેમાં પૂર્વના રાજાઓએ જીત મેળવીને પશ્ચિમના રાજાઓને ખંડીયા કીધા. બાર વરસ સુધી પશ્ચિમના રાજાઓએ ખંડણી ભરી; પણ પછી તેઓએ દંગો કીધો. તે પરથી પૂર્વના રાજાઓ ફરી ચઢી આવ્યા. અને ઇ. સ. પૂ. ૧૯૧૩માં નીચે મુજબ લડાઇઓ થઇ. તેમાં પૂર્વના રાજાઓએ—

આસ્તરોથકારનાઇમમાં, રફીઓને હરાવ્યા. ઉત્પ. ૧૪ ; ૫.
હામમાં, ઝુઝીઓને હરાવ્યા. ઉત્પ. ૧૪ ; ૫.
શાવેહકિર્યાથાઇમમાં, એમીઓને હરાવ્યા. ઉત્પ. ૧૪ ; ૫.
સેઇરમાં, હોરીઓને એલપારાન સુધી હરાવ્યા. ઉત્પ. ૧૪ ; ૬.
એનમિસ્પાટમાં (કાદેશમાં), અમાલેકીઓને હરાવ્યા. ઉત્પ. ૧૪ ; ૭.
હાસસોન તામારમાં, અમોરીઓને હરાવ્યા. ઉત્પ. ૧૪ ; ૭.
સિદ્દીમના નિચાણમાં, મેદાનના પાંચ રાજાઓને હરાવ્યા અને લોટને તથા તેના સર્વસ્વને હરી લીધું. ઉત્પ. ૧૪ ; ૧૧, ૧૨.

પરંતુ છેલ્લી લડાઇ જે દાન તથા હોબાહમાં થઇ, તેમાં આનેર તથા એશ્કોલ તથા મામરે એ ત્રણેએ ઇબ્રાહીમની સાથે મળીને પૂર્વના રાજાઓને હરાવ્યા, અને તેમની પાસેથી લોટને તથા તેના કુટુંબકબિલાને છોડાવ્યાં. ઉત્પ. ૧૪ ; ૧૩-૨૪.

---

## મેલ્ખીસેદેક વિષે ટીકા. ( ઉત્પ. ૧૪ ; ૧૮ ).

"શાલેમનો રાજા મેલ્ખીસેદેક……તે પરાત્પર દેવનો (એલ-એલ્યોન) યાજક હતો." એ માણસ શાલેમ (યરૂશાલેમ) નગરનો રાજા હતો, તેમજ યાજક પણ હતો. જ્યારે ચારે તરફ ભુંડાઇ વધી ગઈ હતી ત્યારે આ માણસ "એલ-એલ્યોન" એટલે પરાત્પર દેવની સેવાભક્તિ કરતો હતો, અને તેથી તેને યાજકપદ મળ્યું હતું. એ પદ કંઇ વંશપરંપરાથી ઉતરી આવ્યું નહોતું, પણ તે પંડે ઇશ્વરનો ખરો ભક્ત હતો, તેથી એ પદ તેને મળ્યું હતું. "મેલ્ખીસેદેક" એ શબ્દનો અર્થ ન્યાયીપણાનો રાજા અથવા ન્યાયી રાજા. જુઓ ગીત ૧૧૦ ; ૪. હેબ્રી. ૭ ; ૧-૧૧. આ ભક્ત પડોસમાં રહેનાર લોકોની સાથે લડાઇમાં ભાગ લેતો નહોતો ; પણ દયાનાં તથા પરોપકારનાં કામ કરતો હતો. પૂર્વના રાજાઓની સાથે જે છેલ્લી લડાઇ થઇ તેમાં જીત પામીને ઇબ્રાહીમ પાછો આવ્યો, ત્યારે ઇબ્રાહીમને સારૂ મેલ્ખીસેદેક રોટલી તથા દ્રાક્ષારસ લાવ્યો, ઇબ્રાહીમે તેને માનવંતો ગણીને પોતાની પાસે જે હતું તેમાંથી દશાંશ તેને આપ્યો, ત્યારે મેલ્ખીસેદેકે ઇબ્રાહીમને આશીર્વાદ દીધો.

મેલ્ખીસેદેક તથા પ્રભુ ઇસુ ખ્રીસ્ત વિષે.—પવિત્ર શાસ્ત્રમાં મેલ્ખીસેદેકનાં માબાપ, સંતાન, જન્મ કે મરણ એ વિષે કશું લખ્યું નથી. તેથી એનામાં તથા ઇસુમાં જન્માદિ બાબતો વિષે સમાનતા રહેલી જણાય છે (વાંચો હેબ્રી. ૭ ; ૩). મેલ્ખીસેદેકને માબાપ તો હતાં, સાધારણ રીતે તે જન્મ્યો હતો, તેમજ મરણ પણ પામ્યો હતો. પરંતુ એ બાબતો વિષે શાસ્ત્રમાં કાંઇ લખેલું નથી, તેથી તેના પર જાણે કે સનાતનકાળની છાપ પડી છે. તે પંડે સનાતન

નહોતો, પણ તેનામાં સનાતનકાળની માત્ર ઉપમા સુચવેલી હતી; એટલે જે ખરેખરો સનાતન ઇસુ તેની ઉપમા.

મેલ્ખીસેદેકનું યાજકપદ હારૂનના યાજકપદ કરતાં ચઢીઆતું હતું. કારણ કે—

૧) હારૂનના પૂર્વજ ઈબ્રાહીમે મેલ્ખીસેદેકને દશાંશ આપ્યો હતો. હેબ્રી. ૭; ૪-૭. આપણે જાણીએ છીએ કે દશાંશ જે માણસ આપે તે નાનો, અને દશાંશ જેને આપવામાં આવે તે માણસ મોટો. —જે સમયે ઇબ્રાહીમે મેલ્ખીસેદેકને દશાંશ આપ્યો ત્યારે હારૂન પોતાના પૂર્વજ ઇબ્રાહીમની કમરમાં હતો. માટે એમ કહી શકાય કે હારૂને પણ મેલ્ખીસેદેકને દશાંશ આપ્યો.

૨) હારૂનના પૂર્વજ ઇબ્રાહીમને મેલ્ખીસેદેકે આશીર્વાદ આપ્યો હતો. હેબ્રી. ૭; ૭. હવે, જે આશીર્વાદ આપે તેને મોટો ગણવો જોઈએ, અને જેને આશીર્વાદ આપવામાં આવે તેને નાનો કે ઉતરતી પંક્તિનો સમજવો જોઇએ.

૩) હારૂન વંશમાંના યાજકો મરણને આધીન હતા, પણ મેલ્ખીસેદેકમાં તો અમર યાજકપણાની ઉપમા રહેલી હતી. હેબ્રી. ૭; ૮. —જે મરે તે નાનો, અને જે અમર તે મોટો.

---

## માખ્પેલાહની ગુફામાં કોણ કોણ દટાયાં? (ઉત્પ. ૨૩; ૧૯).

સારાહ તથા ઈબ્રાહીમ, રિબકાહ તથા ઇસ્હાક, લેઆહ તથા યાકુબ, એઓ માખ્પેલાહની ગુફામાં દાટવામાં આવ્યાં. જુઓ ઉત્પ. ૪૯; ૨૯-૩૨ અને ૫૦; ૧૨, ૧૩. ઇબ્રાહીમ તથા ઇસ્હાક તથા યાકૂબ, જેઓ મહાન આદિપિતા કહેવાય, તેઓ તથા તેમની સ્ત્રીઓ આ ગુફામાં દટાયાઁ. પરંતુ યાકૂબના બાર દીકરાઓ જેઓ કુળપતિ કહેવાય તેઓ તો શખેમમાં દાટવામાં આવ્યા હતા. જુઓ પ્રે. કૃ. ૭; ૧૫, ૧૬. યુસફનાં હાડકાં શખેમમાં મુકવામાં આવ્યાં હતાં, તે વિષે વાંચો ઉત્પ. ૫૦; ૨૫, ૨૬. નિર્ગ. ૧૩; ૧૯. યહોશુ. ૨૪; ૩૨.

## ઈસ્હાકના જીવનચરિત્રની સાલવાર ટીપ.

ઉત્પ. ૨૨; ૧—૩૫; ૨.

| ઉમર. | બીના. | ઉત્પત્તિનું પુસ્તક. |
|---|---|---|
| ૨૫ (?) | મોરિયાહ પહાડ પર ઈસ્હાકનો યજ્ઞ. | અધ્યા. ૨૨. |
| ૩૭ | એની મા સારાહ મરણ પામી. | ૨૩; ૧. |
| ૪૦ | ઇસ્હાકનું લગ્ન રિબકાહ સાથે થયું. | ૨૫; ૨૦. |
| ૬૦ | એસાવ તથા યાકૂબનો જન્મ. | ૨૫; ૨૬. |
| ૭૫ | એનો બાપ ઇબ્રાહીમ મરણ પામ્યો, તે વખતે ઈસ્માએલ તથા ઈસ્હાક બન્નેએ મળીને તેને દાટયો. | ૨૫; ૬૦. |
| ૧૦૦ | એસાવે લગ્ન કીધું. | ૨૬; ૩૪. |
| ૧૨૩ | ઇસ્માએલ મરણ પામ્યો. | ૨૫; ૧૭. |
| ૭૫–૧૩૭ | ગરારમાં પ્રભુનું પહેલું દર્શન થયું. પ્રભુએ તેને મિસરમાં જવાની ના પાડી. | ૨૬; ૨-૫. |
| ,, | અબીમેલેખ સાથે ઈસ્હાકનો સમાગમ. | અધ્યા. ૨૬. |
| ,, | ગરારમાંથી કનાન આવતાં બેરશેબા આગળ પ્રભુનું બીજું દર્શન થયું. | ૨૬; ૨૩-૨૫. |
| ૧૩૭* | યાકૂબ હારાન તરફ નાસી ગયો. | અધ્યા. ૨૮. |
| ૧૫૧ | યુસફનો જન્મ થયો. | ૩૦; ૨૫. |
| ૧૫૭ | હારાનમાંથી યાકૂબ પાછો આવ્યો. | ૩૧; ૪૧. |
| ૧૬૮ | યુસફને કુંડમાં નાખી દીધો. | ૩૭; ૨. |
| ૧૮૦ | ઇસ્હાક મરણ પામ્યો. | ૩૫; ૨૮. |

***નોંધ.**—યુસફ પહેલીવાર ફારૂન આગળ આવ્યો ત્યારે તેની ઉમર ૩૦ વરસની હતી, ત્યાર પછી સાત વરસ મિસરમાં સુકાળ હતો. એટલે યુસફને સાડત્રીસમે વરસે આબાદીનાં વરસો સમાપ્ત થયાં. આસરે બે વરસ પછી, એટલે યુસફ ૩૯ વરસનો હતો ત્યારે તેનો બાપ યાકૂબ મિસરના રાજા આગળ આવ્યો, કે જ્યારે યાકૂબની ઉમર ૧૩૦ વરસની થઇ હતી. ત્યારે તો યુસફના જન્મ વખતે યાકૂબ ૯૧ વરસનો હતો. પણ યાકૂબ હારાનમાં ૧૪ વરસ રહ્યો ત્યાર પછી યુસફનો જન્મ થયો હતો. માટે જણાય છે કે યાકૂબ ૭૭ વરસની ઉમરે હારાન તરફ નાસી ગયો હતો. પણ યાકૂબનો બાપ ઇસ્હાક પોતાના દીકરા યાકૂબ કરતાં ૬૦ વરસ મોટો હતો. માટે સમજવું જોઇએ કે યાકૂબ હારાન તરફ નાઠો ત્યારે ઇસ્હાક ૧૩૭ વરસનો હતો. જુઓ ઉત્પ. ૪૧; ૪૬, ૫૩ અને ૪૫; ૬ અને ૪૭; ૯.

## યાકૂબના જીવનચરિત્રની સાલવાર ટીપ.

ઉત્પ. ૨૫ ; ૧૯—૫૦ ; ૧૩.

| ઉમર. | બીના. | ઉત્પત્તિનું પુસ્તક. |
|---|---|---|
| — | એસાવ તથા યાકૂબ જોડભાઇનો જન્મ થયો. | ૨૫ ; ૧૯-૨૬. |
| — | યાકૂબે એસાવનો જ્યેષ્ઠપણાનો હક વેચાતો લીધો. | ૨૫ ; ૨૭-૩૪. |
| ૪૦ | એસાવે બે હિત્તી સ્ત્રી સાથે લગ્ન કીધું. | ૨૬ ; ૩૪, ૩૫. |
| ૭૭ | યાકૂબ હારાન તરફ નાઠો ( સરખાવો ઉત્પ. ૪૧ ; ૪૬, ૫૩ અને ૪૫ ; ૬ અને ૪૭ ; ૯). | ૨૮ ; ૧, ઇત્ય. |
| ,, | યાકૂબને હારાન તરફ જતાં બેથેલમાં સીડીના સ્વપ્ન-દ્વારે ઇશ્વરનું પહેલું દર્શન થયું. | ૨૮ ; ૧૦-૧૯. |
| ૮૪ | યાકૂબે લેઆહ સાથે લગ્ન કીધું. | ૨૯ ; ૨૦. |
| ,, | સાત દિવસ પછી રાહેલ સાથે લગ્ન થયું. | ૨૯ ; ૨૭. |
| ૯૧ | યુસફનો જન્મ થયો. | ૩૦ ; ૨૨. |
| ૯૭ | હારાનમાં ઇશ્વરનું બીજું દર્શન થયું ; અને યાકૂબને કનાનમાં પાછા જવાનું કહ્યું. | ૩૧ ; ૩, ૧૧-૧૩. |
| ,, | યાકૂબ હારાનમાંથી નીકળ્યો. | ૩૧ ; ૪૧. |
| ,, | યાબ્બોક આગળ ઇશ્વરનું ત્રીજું દર્શન થયું. યાકૂબે એક દૂત સાથે અરૂણોદય સુધી મલ્લયુદ્ધ કીધું. આ પ્રસંગે યાકૂબને "ઇસ્રાએલ" નામ આપવામાં આવ્યું. | ૩૨ ; ૨૪-૩૨. |
| — | યાકૂબે સુક્કોથમાં અને પછી શખેમમાં મુકામ કર્યો. | ૩૩ ; ૧૭-૨૦. |
| — | યાકૂબની દીકરી દીનાહ પ્રત્યે અનીતિ થઇ, અને તે કારણને લીધે શિમઓન તથા લેવી જેઓ દીનાહના સહોદર ભાઇ હતા તેઓએ શખેમના લોકોનો નાશ કીધો. | અધ્યા. ૩૪. |
| — | શખેમથી નીકળતાં ઇશ્વરનું ચોથું દર્શન થયું. એ વખતે પ્રભુએ યાકૂબને પોતાની માનતા પુરી પાડવાનું ફરમાવ્યું. | ૩૫ ; ૧. |
| — | બેથેલ પાછા આવતાં રિબકાહની દાઈ દબોરાહ મરણ પામી. | ૩૫ ; ૧-૭. |
| — | ઇશ્વરનું પાંચમું સંદર્શન થયું. યાકૂબનું નામ બીજી વાર "ઇસ્રાએલ" પડયું, અને પ્રભુએ પોતાનું "એલશાદ્દાઈ" નામ પ્રગટ કર્યું. | ૩૫ ; ૮-૧૫. |

| ઉમર. | બીના. | ઉત્પત્તિનું પુસ્તક. |
|---|---|---|
| — | એફ્રાથમાં બિન્યામીનનો જન્મ થયો, અને તેની મા રાહેલનું મરણ નીપજ્યું. | ૩૫ ; ૧૬-૨૦. |
| ૧૦૭ | યાકૂબ હેબ્રોનમાં રહેવા આવ્યો. | ૩૫ ; ૨૭. |
| ૧૦૮ | યુસફ ૧૭ વરસની ઉંમરે વેચાયો, અને મિસરમાં લઇ જવાયો. | ૩૭ ; ૨. |
| ૧૨૦ | ઈસ્હાક મરણ પામ્યો, અને એસાવ તથા યાકૂબ બન્ને ભાઇઓએ તેને દાટયો. | ૩૫ ; ૨૮, ૨૯. |
| ૧૨૧ | યુસફ ફારૂન આગળ પહેલીવાર ઉભો રહ્યો. | ૪૧ ; ૪૬. |
| ૧૩૦ | યાકૂબને મિસર આવતાં બેરશેબા આગળ ઈશ્વરનું છઠ્ઠું દર્શન થયું. | ૪૬ ; ૨-૪. |
| ,, | યાકૂબે ફારૂનની મુલાકાત કીધી. | ૪૭ ; ૯. |
| ૧૪૬ | યાકૂબે યુસફના દીકરાઓને આશીર્વાદ દીધો. આ વખતે એફ્રાઇમ, જે નાનો, તેને જ્યેષ્ઠપણાનો આશીર્વાદ મળ્યો. | અધ્યા. ૪૮. |
| ૧૪૭ | યાકૂબ મરણ પામ્યો, અને માખ્પેલાહમાં દટાયો. (જુઓ ઉત્પ. ૪૭; ૨૮.) | ૪૯;૩૩:૫૦;૧-૧૩. |

## યાકૂબ તથા તેનાં પુત્રપુત્રી મિસરમાં ગયાં તેમની સંખ્યા.

| નામ. | પોતે | પુત્ર | પૌત્ર | પ્રપૌત્ર | પુત્રી | કુલ્લે |
|---|---|---|---|---|---|---|
| યાકૂબ | ૧ | | | | | ૧ |
| ૧) લેઆહનાં છોકરાં— | | | | | | |
| રેઉબેન. | ૧ | ૪ | | | | ૫ |
| શિમઓન. | ૧ | ૬ | | | | ૭ |
| લેવી. | ૧ | ૩ | | | | ૪ |
| યહૂદાહ. | ૧ | ૧ | ૨ | ૨ | | ૬ |
| યિસ્સાખાર. | ૧ | ૪ | | | | ૫ |
| ઝબુલૂન. | ૧ | ૩ | | | | ૪ |
| દીનાહ. | ૧ | | | | | ૧ |
| ૨) ઝિલ્પાહનાં છોકરાં— | | | | | | |
| ગાદ. | ૧ | ૭ | | | | ૮ |
| આશેર. | ૧ | ૪ | ૨ | | ૧ | ૮ |
| ૩) રાહેલનાં છોકરાં— | | | | | | |
| યુસફ. | ૧ | ૨ | ૩ | ૨ | | ૮ |
| બિન્યામીન. | ૧ | ૧૦ | | | | ૧૧ |
| ૪) બિલ્હાહનાં છોકરાં— | | | | | | |
| દાન. | ૧ | ૧ | | | | ૨ |
| નાફતાલી. | ૧ | ૪ | | | | ૫ |
| કુલ્લે | ૧૪ | ૪૯ | ૭ | ૪ | ૧ | ૭૫ |

**નોંધ.**—આ ૭૫ની સંખ્યામાંથી (પ્રે. કૃ. ૭; ૧૪) યુસફના પૌત્ર તથા પ્રપૌત્રને બાદ કરીએ (૧ કાળવૃ. ૭; ૧૪, ૧૫, ૨૦), તો ૭૦ની સંખ્યા થાય (નિર્ગ. ૧; ૫. પુનર્નિ. ૧૦; ૨૨); અને એ ૭૦માંથી જો યાકૂબ તથા યુસફ તથા યુસફના બે પુત્રોને બાદ કરીએ તો ૬૬ની સંખ્યા થાય (ઉત્પ. ૪૬; ૨૬).

## શીલોહને લગતી ભવિષ્યવાત.

### (ઉત્પ. ૪૯ ; ૧૦).

ઉત્પ. ૪૯ ; ૧૦માં એમ લખ્યું છે કે, "શીલોહ આવે ત્યાં સુધી યહૂદાહમાંથી રાજદંડ ખસશે નહિ."

"શીલોહ" એ શબ્દમાં શું સમજવું ? કેટલાએક વિદ્વાનોને એવું લાગે છે કે, શીલોહ તો માણસનું નામ છે, અને તેમાં વિશેષે કરીને પ્રભુ ઇસુ ખ્રીસ્ત સુચવેલો છે. પરંતુ ઇ. સ. ૧૬મા સૈકા પહેલાં આવો ખુલાસો સાંભળવામાં આવતો નહોતો.

આપણે તો એવું સમજવું કે "શીલોહ" શબ્દ માણસસૂચક નથી પણ સ્થળસૂચક છે. શીલોહ ગામ બેથેલની ઉત્તરે ૧૨ મૈલ પર આવેલું છે, અને એ ગામમાં આસરે ૩૦૦ વરસ સુધી પ્રભુનો કરારકોષ રહ્યો હતો. (જુઓ ન્યાયા. ૧૮ ; ૩૧. ૧ શમૂ. ૪ ; ૩) એ કારણને લીધે આગળ જતાં "શીલોહ" શબ્દનો અર્થ એવો થયો કે પ્રભુનું ઘર અથવા મંદિર. ત્યારે તો "શીલોહ આવે ત્યાં સુધી" એ શબ્દોનો એવો તરજુમો કરવો યોગ્ય જણાય છે કે, "શીલોહમાં આવે ત્યાં સુધી." હવે આ શીલોહ નગરમાં એટલે પ્રભુના ઘરમાં જે આવનાર તે કોણ ? તે તો જેના હાથમાં રાજદંડ છે તે. એટલે જે રાજા, હા, મહાન રાજા, હા, રાજાઓનો રાજા તથા પ્રભુઓનો પ્રભુ છે તે. એ રાજા શીલોહમાં આવે નહિ ત્યાં સુધી "યહૂદાહમાંથી રાજદંડ ખસશે નહિ." યાકૂબના આ ભવિષ્યવચનમાં એવી મતલબ સમાએલી છે કે, જ્યાં સુધી મસીહ પોતાના મંદિરમાં પ્રવેશ નહિ કરે ત્યાં સુધી યહુદી રાષ્ટ્રબંધન તુટી જશે નહિ.

હવે ઇતિહાસ પરથી આપણે જાણીએ છીએ કે, ઇ. સ. ૩૦મી સાલે પ્રભુ ઇસુ મંદિરમાં પ્રગટ થયો, અને ઇ. સ. ૭૦માં યહુદી રાષ્ટ્રબંધન નષ્ટ થયું.

# યુસફના જીવનચરિત્રની સાલવાર ટીપ.

## ઉત્પ. ૩૦; ૨૨—૫૦; ૨૬.

| ઉમર. | બીના. | ઉત્પત્તિનું પુસ્તક. |
|---|---|---|
| — | રાહેલને પેટે યુસફનો જન્મ થયો. | ૩૦; ૨૨-૨૪. |
| ૬ | યુસફનો સહોદર ભાઇ બિન્યામીન જન્મ પામ્યો. | ૩૫; ૧૬, ઈત્ય. |
| ૧૭ | યુસફ વેચાયો અને પછી મિસરમાં ગયો. | ૩૭; ૨. ઇત્ય. |
| ૨૮ | યુસફ કેદખાનામાં નખાયો. | ૩૯; ૨૦: ૪૧; ૧. |
| ૨૯ | યુસફનો દાદો ઈસ્હાક મરણ પામ્યો. | ૩૫; ૨૮, ૨૯. |
| ૩૦ | ફારૂનને બે સ્વપ્ન થયાં; તેઓનો અર્થ યુસફે જણાવ્યો; અને તેથી યુસફ મિસરનો અધિકારી નિમાયો. | ૪૧; ૪૬. |
| ,, | યુસફે આસનાથ સાથે લગ્ન કીધું. | ૪૧; ૪૫. |
| ૩૦-૩૭ | સુકાળનાં સાત વરસની અંદર મનાશ્શેહ અને તે પછી એફ્રાઇમ, એ બે દીકરા જનમ્યા. | ૪૧; ૫૦-૫૨. |
| ૩૭ | દુકાળનાં વરસોની શરૂઆત થઇ. | ૪૧; ૪૭-૫૩. |
| ૩૮ | યાકૂબના દસ દીકરા અનાજ ખરીદવા સારૂ મિસરમાં આવ્યા. આ પ્રસંગે શિમઓનને જામીન દાખલ મિસરમાં રાખ્યો. | અધ્યા. ૪૨. |
| ૩૯ | યાકૂબના દીકરાઓ બિન્યામીનને લઇને મિસરમાં બીજીવાર આવ્યા. | અધ્યા. ૪૩: ૪૫; ૬. |
| ,, | યાકૂબ કુટુંબસહિત મિસરમાં આવ્યો. | અધ્યા. ૪૬: ૪૭; ૯. |
| ૩૭-૪૪ | દુકાળનાં સાત વરસ દેશ પર આવ્યાં. એ અરસામાં યાજકવર્ગ શિવાયના બીજા બધા મિસરીઓની સંપત્તિ ફારૂનને સ્વાધીન થઇ. | ૪૭; ૧૩-૨૬. |
| ૫૫ | યાકૂબે યુસફના બે દીકરાઓને આશીર્વાદ દીધા. એમાં જ્યેષ્ઠપણાનો આશીર્વાદ નાના દીકરા એફ્રાઇમને મળ્યો. | ૪૮; ૫. |
| ૫૬ | યાકૂબ મરણ પામ્યો અને માખ્પેલાહમાં દટાયો. (જુઓ ઉત્પ. ૪૭; ૨૮). | ૪૯; ૩૩-૫૦; ૧૩. |
| ,, | યુસફના ભાઇઓ યુસફથી બીધા, પણ યુસફે તેમને દિલાસાજનક વચન કહ્યાં. | ૫૦; ૧૫-૨૧. |
| ૧૧૦ | યુસફ મરણ પામ્યો—એનાં હાડકાં ઈસ્રાએલ-પુત્રોએ કનાનમાં આવ્યા બાદ શખેમમાં મુકયાં. નિર્ગ. ૧૩; ૧૯. યહો. ૨૪; ૩૨. પ્રે. કૃ. ૭; ૧૫, ૧૬. | ૫૦; ૨૨-૨૬. |

## યુસફથી યહોશુઆ સુધીની વંશાવળી.

(ઉત્પ. ૫૦; ૨૩. ૧ કાળ. ૭; ૧૪-૨૯.)



## ઇશ્વરનાં જે વિવિધ નામ પંચગ્રંથમાં છે તે વિષે.

પંચગ્રંથમાં ઇશ્વરને માટે જુદા જુદા શબ્દ વાપરેલા છે. જેમકે, એલ, એલોહા, એલ-એલ્યોન, એલ-શાદ્દાઇ, યહોવાહ, ઇત્યાદિ. ઇશ્વરનાં જે જુદાં જુદાં નામ છે તે પરથી ઇશ્વર સંબંધી કંઈ કંઇ ખાસ બોધ મળી શકે છે.

I. ઇશ્વર સર્વ દેશજાતીઓનો દેવ છે એ સુચવવાને અર્થે વિશેષે કરીને "એલોહીમ" શબ્દ આવે છે, અને એ નામની સાથે નિકટ સંબંધમાં આવેલાં બીજાં ત્રણ નામ છે. એટલે એલ, એલીમ, એલોઆહ.

૧) જુના કરારમાં "એલ" શબ્દ ૩૦૦ વખત આવે છે, અને એ શબ્દનું અનેકવચનનું રૂપ "એલીમ" જુના કરારમાં માત્ર ૫ વખત નજરે પડે છે. વળી "એલોઆહ" શબ્દ ૫૭ વખત આવે છે, અને એનું અનેકવચનનું રૂપ "એલોહીમ" તો ૨૦૦૦ કરતાં વધારે વખત વાપરેલું છે.

"એલોહીમ" સાથે સરખાવતાં "એલ" શબ્દમાં જરા ઓછો વજનદાર અર્થ રહેલો છે (સરખાવો યહો. ૨૨; ૨૨). એ બંને શબ્દ "ઊલ" ધાતુ પરથી નીકળ્યા છે, અને ધાતુ તરફ જોતાં "એલ" શબ્દનો અર્થ જે સામર્થ્યવાન તે, જે બળવાન તે. યહુદી લોકો મધ્યે સ્થળ તથા માણસોનાં નામમાં "એલ" શબ્દ અનેકવાર આપણા જોવામાં આવે છે. જેમકે, બેથેલ, ઇશ્માએલ.

૨) "એલીમ" શબ્દ અનેકવચનનું રૂપ છે, માટે તેનો અર્થ "દેવો." એ શબ્દ કોઇ વેળા યહોવાહને અર્થે અને કોઇ વેળા વિદેશી દેવદેવીઓને અર્થે વાપરેલો છે. નિર્ગ. ૧૫; ૧૧ : ૧૮; ૧૧. ગીત. ૨૯; ૧ : ૮૯; ૬.

૩) "એલોઆહ" શબ્દના અર્થ વિષે જરા સંશય રહે છે. કેટલાએકના ધારવા પ્રમાણે 'એલોઆહ' તેમજ 'એલ' એ બંને શબ્દ "ઊલ" ધાતુ પરથી વ્યુત્પન્ન થયા છે. જો એ મત ખરો હોય તો "એલોઆહ" શબ્દમાં સામર્થ્યની સૂચના રહેલી સમજવી. પરંતુ વિશેષ સંભવિત એ છે કે "એલોઆહ" શબ્દ "આલેહ" ધાતુ પરથી નીકળ્યો છે કે જેનો અર્થ ભયભિત થવું. તે પરથી "એલોઆહ" નામમાં ધાક કે ભયનો અર્થ રહે છે; અને ત્યાર પછી, એ શબ્દની મતલબ, જે ભયયોગ્ય કે ધાસ્તિજનક દેખાય છે તે. માટે "એલોઆહ" એટલે ભયાસ્પદ (દેવ). ઉત્પ. ૩૧; ૪૨, ૫૩માં ઇશ્વરનું નામ એ છે કે ઈસ્હાકનું

ભયાસ્પદ. વળી જે પાદશાહ પાસેથી પાઉલે દાદ માગી તેને પ્રે. કૃ. ૨૫; ૨૫માં "સેબાસ્ટૉસ" એટલે ધાકજનક કહે છે.

૪) "એલોહીમ" શબ્દ "એલોઆહ" શબ્દનું અનેકવચનનું રૂપ છે. અનેકવચનનું રૂપ એવું સુચવે છે કે ઇશ્વરમાં પરિપૂર્ણતા તથા અતિશયતા રહેલાં છે. જુના કરારમાં ઇશ્વરને માટે "એલોહીમ" શબ્દ વિશેષે કરીને વાપરેલો છે. અને એ નામની સાથે ઇશ્વરનાં બીજાં નામ પણ જોડાયલાં વારંવાર માલુમ પડે છે. કોઇ કોઇ વેળા "એલોહીમ" શબ્દ વિદેશી દેવદેવીઓને માટે પણ વાપરેલો છે તેમજ બીક તથા ધ્રુજારી ઉપજાવે એવા અલૌકિક આભાસને માટે પણ એ શબ્દ લખેલો છે. ૧ શમૂ. ૨૮; ૧૩.

ટીકા.—"એલ-એલ્યોન" એટલે પરાત્પર દેવ (અરબીમાં, "અલ્લાહ તઆલા"), એ નામ વિદેશી લોકોમાં પણ ઇશ્વરને માટે વાપરવામાં આવતું હતું. જેમકે, શાલેમનો રાજા મેલ્ખીસેદેક જે યહુદી નહિ પણ કનાની કુળનો હતો તેના વિષે લખ્યું છે કે તે એલ-એલ્યોનનો યાજક હતો (ઉત્પ. ૧૪; ૧૮). વળી યશા. ૧૪: ૧૪ પરથી જણાય છે કે, બાબેલનો રાજા પોતાના ઇષ્ટ દેવ "બેલ"ને યાદ કરીને કહે છે કે "હું પોતાને પરાત્પરની (એલ્યોનની) બરાબર કરીશ." મજકુર શબ્દ ઇસ્રાએલી લોકના સંબંધમાં કેવળ કાવ્યમાં વાપરેલો નજરે પડે છે. જુઓ ગણના ૨૪; ૧૬. પુન. ૩૨; ૮. ગીત. ૫૭; ૨.

II. "એલ-શાદ્દાઇ." પ્રભુ પોતાનું ખાસ પ્રકટીકરણ કરવાનો હોય છે ત્યારે આ નામ પોતાને માટે વિશેષે કરીને વાપરે છે, જાણે કે પોતા વિષેના પ્રકટીકરણની પ્રસ્તાવનારૂપે આ શબ્દ છે. "શાદાદ" ધાતુનો અર્થ બળાત્કારે કરાવવું, અથવા પાયમાલ કરવું, અને એ ધાતુ પરથી "શાદ્દાઇ" શબ્દ વ્યુત્પન્ન થયો છે. "એલ-શાદ્દાઇ" એટલે જે દેવ અતિ પરાક્રમી કૃત્યોથી પોતાને પ્રગટ કરે છે તે. આ દેવ તો કુદરતને પોતાના તાબામાં રાખીને તેને વશ કરે છે. ઇબ્રાહીમ ૧૦૦ વરસનો થઇ ગયો હતો અને નિ:સંતાન હતો, તો પણ "એલ-શાદ્દાઇ" દેવના પ્રતાપથી ઘણી દેશજાતીઓનો પિતા થવાનો હતો. "એલ-શાદ્દાઇ" દેવ પોતાના પસંદ કરેલા લોકનું રક્ષણ કરવાને માટે તથા તેમને આશીર્વાદ આપવાને માટે મહાભારત પરાક્રમી કામો કર્યાં કરતો હતો (જુઓ ઉત્પ. ૧૭; ૧: ૨૮; ૩: ૩૫; ૧૧: ૪૩; ૧૪: ૪૮; ૩: ૪૯; ૨૫). "એલોહીમ" એટલે સૃષ્ટિનો જે સૃજનાર તથા ચલાવનાર તે દેવ. પણ "એલ-શાદ્દાઇ" એટલે જે દેવ જોરજબરાઇથી સૃષ્ટિની પાસે પોતાની સેવા કરાવે છે તે, હા, "એલ-શાદ્દાઇ" તો સૃષ્ટિને કૃપાની સેવકી બનાવે છે.

ટીકા.—ઉત્પત્તિના પુસ્તકમાં ઇશ્વરનાં નામ નીચે મુજબ પણ આવે છે—
ઉત્પ. ૧૬ ; ૧૩. "એલ-રોઇ," એટલે જોનારો દેવ.
— ૧૬ ; ૧૪ : ૨૪ ; ૬૨ : ૨૫ ; ૧૧. "(બેર)-લાહાય-રોઈ," એટલે જે જીવતો મને જુએ છે (તેનો કુવો).
— ૨૧ ; ૩૩. "(શેમ)-યહોવાહ-એલ-ઓલામ," એટલે યહોવાહ સનાતન દેવ (તેનું નામ).
— ૩૩ ; ૨૦. "એલ-એલોહે-ઇસ્રાએલ," એટલે દેવ ઇસ્રાએલનો દેવ.

III. "યહોવાહ" નામ વિષે.

પસંદ કરેલી કોમ સાથે ખાસ કરારના બંધનથી બંધાયલો જે દેવ તેને "યહોવાહ" નામ આપવામાં આવ્યું છે. યહુદી લોકો પોતાની સાથે કરાર દ્વારે જોડાએલા દેવને એટલો બધો પુજ્ય તથા પવિત્ર ગણતા હતા કે તેનું પવિત્ર નામ પોતાના અપવિત્ર હોઠ પર લેવું એ તેમને તદન અયોગ્ય લાગતું હતું. આગળ જતાં યહુદી લોકોએ આ પવિત્ર નામ ઉચ્ચારવાનું તદન પડતું મુકયું. પોતાના મુખથી એ પવિત્ર નામ ઉચ્ચારે નહિ એટલુંજ નહિ, પરંતુ એ પવિત્ર શબ્દમાં આવતા વ્યંજન ("યહવહ") લખવા હોય તો કલમ સાફ કરીને તાજી સાહીથી લખે. નામ ન ઉચ્ચારવાને લીધે રહેતાં રહેતાં નામનો ખરો ઉચ્ચાર ભુલી જવાયો. હાલમાં આપણે "યહોવાહ" ઉચ્ચાર કરીએ છીએ ખરા; પરંતુ એ ઉચ્ચારની ઉત્પત્તિ વિચિત્ર રીતે થઇ છે.

અસલ હેબ્રી હસ્તલેખમાં આ પરમપવિત્ર નામમાં ચાર વ્યંજન છે, એટલે "યહવહ." પ્રાચિન વખતે લખાણમાં વ્યંજનની સાથે સ્વરચિન્હ લખવાની રીત હતી નહિ. હવે જાહેરાંતમાં શાસ્ત્રાધ્યયન કરનાર માણસ શાસ્ત્રમાં જ્યારે જ્યારે "યહવહ" શબ્દ આવે ત્યારે "અદોનાય" (એટલે ધણી) શબ્દ બોલતો હતો. વાંચવામાં કાંઇ ભૂલ ન થાય પણ શાસ્ત્ર વાંચનાર માણસ "યહવહ" શબ્દ જ્યાં કંઇ આવે ત્યાં "અદોનાય" શબ્દ ખાસ કરીને વાંચે એ માટે પાછળથી હેબ્રી હસ્તલેખોમાં "યહવહ" શબ્દની સાથે "અદોનાય" શબ્દમાંના ત્રણ સ્વર (અ-ઓ-આ) જોડવાની રીત દાખલ થઇ. હવે ઇ. સ. ૧૫૧૮માં એક વિદ્વાન શાસ્ત્રીએ એવી સૂચના કરી કે "યહવહ" વ્યંજનની સાથે ઉપલા ત્રણ સ્વર જોડી દઇને નવો શબ્દ કે નવો ઉચ્ચાર યોજી કહાડવો. એટલે ય્+અ, હ્+ઓ, વ્+આ, હ્ સ્વરરહિત, એવી યોજના કરવાથી જે નવો શબ્દ બન્યો તે "યહોવાહ." પરંતુ આ (યહવહ) પવિત્ર નામનો અસલમાં "યહોવાહ" ઉચ્ચાર હતો એવું બિલકુલ સમજવું નહિ. હેબ્રી ભાષામાં પ્રવિણ વિદ્વાનો જેમ જેમ વધારે ઉંડી શોધ કરતા ગયા તેમ તેમ તેઓને લગભગ

ખાતરીપૂર્વક લાગ્યું કે આ અકથ્ય "યહવહ" શબ્દનો અસલ ઉચ્ચાર "યાહવેહ" અથવા "યાહ્‌વેહ" હતો.

"યહવહ" નામનાં સંક્ષિપ્ત રૂપ નીચે મુજબ છે—યાહૂ, યહો, યો, યાહ. આ ટુંકાં રૂપ કેટલાએક હેબ્રી શબ્દોમાં આપણી નજરે પડે છે; જેમકે મિખાયાહૂ (૧ રાજા. ૨૨ ; ૮), યહોશાફાટ (૧ રાજા. ૧૫ ; ૨૪), યોહાનાન (૨ રાજા. ૨૫; ૨૩), યાહાઝ (યિર્મે. ૪૮ ; ૩૪), યા-અઝાન્યાહ (હઝકી. ૮ ; ૧૧). વળી જુઓ પ્રભુનું નામ "યાહ" (ગીત. ૬૮ ; ૪).

હવે "યાહવેહ" શબ્દનો અર્થ શો? એ શબ્દ તો હેબ્રી ક્રિયાપદ "હાયાહ"નું અપૂર્ણ કાળનું રૂપ છે: અને "હાયાહ" એટલે "થવું." ત્યારે તો "યાહવેહ" એટલે "જે થશે તે," "જે થવાનો છે તે." ("હાયાહ" શબ્દનો અર્થ "હોવું" એમ નથી). પરમેશ્વરે મુસાને પોતાનું નામ એવું બતાવ્યું કે "હું જે થઇશ તે હું થઇશ." પરમેશ્વર બેશક સ્વયંભુ છે, પરંતુ "યાહવેહ" શબ્દના ધાતુ તરફ જોતાં એ નામનો અર્થ "સ્વયંભુ" કરવો એ ગેરવાજબી છે.

આદિએ ઇશ્વરે પોતાને સૃષ્ટિકર્તા દાખલ પ્રગટ કર્યો હતો. પછીથી તે પોતાના લોકોનો માર્ગદર્શક તથા નિયમદાતા તરીકે દેખાયો, અને આગળ જતાં તેમનો ખંડી લેનાર તથા ત્રાતા દાખલ પ્રગટ થયો. એ પ્રમાણે "યાહવેહ" એટલે "જે હું થઈશ તે હું થઇશ," એવો અર્થ ઇતિહાસમાં ક્રમેક્રમે વધારે ને વધારે ઉંડો જણાઇ આવ્યો છે. હજી ભવિષ્યકાળમાં પણ એ નામનું અથાગ ઉંડાણ પ્રગટ થતું જવાનું છે. "હું થઇશ" એ દેવ કયારનોએ પ્રગટ થયો છે; પણ "હું જે થઈશ તે હું થઇશ" (હું કેવો કેવો થતો જઇશ) એ દેવ તો સદાકાળ સુધી પ્રગટ થતો થતો જશે. ઇશ્વર શું શું થવાનો છે તે ખરૂં કહેતાં અશોધ્ય છે; અને એ બધું સુચવવાને માનવી ભાષામાં કોઇ પણ એક ખાસ શબ્દ નથી, માટે પ્રભુનું નામ અકથ્ય રહે છે. ઇશ્વર પોતાનું નામ પ્રગટ કરતાં એટલુંજ કહે છે કે "હું જે થઇશ" તે હું છું (જુઓ નિર્ગ. ૩ ; ૧૧-૧૬).

---

## નિર્ગમનના પુસ્તકનું પૃથક્કરણ.

**A.** નિર્ગ ૧ ; ૧—૧૧ ; ૧૦. ઇસ્રાએલીઓ મિસરમાંથી નીકળ્યા તે અગાઉની બીનાઓ.

**I.** નિર્ગ. ૧ ; ૧—૨ ; ૨૫. ઇસ્રાએલીઓની વૃદ્ધિ વિષે, તથા મુસા મિદ્યાનમાં નાસીને ગયો ત્યાં સુધીની તેના વિષેની વાત.

૧) નિર્ગ. ૧ ; ૧-૨૨. યાકુબનાં સંતાન મિસર દેશમાં બહુ વધ્યાં, તેથી ત્યાંનો રાજા "જે યુસફને ઓળખતો નહોતો" તેણે ઇસ્રાએલીઓની વૃદ્ધિ અટકાવવાને માટે ખાસ યોજના કીધી.

૨) નિર્ગ. ૨ ; ૧-૨૫. મુસાનો જન્મ, કેળવણી તથા મિદ્યાનમાં નાહો તે વિષેની હકીકત.

**II.** નિર્ગ. ૩ ; ૧—૭ ; ૧૩. યહોવાહે મુસાનું તેડું કર્યું, અને ત્યાર પછી મુસાને ઇસ્રાએલીઓ સાથે તથા ફારૂન સાથે સમાગમ થયો તે વિષે. [ ૩ ; ૧—૬ ; ૧માં જે વાત વર્ણવેલી છે તેજ વાતનું પુનરાવર્તન ૬ ; ૧૨—૭ ; ૧૩માં આવે છે. માટે ૬ ; ૧ પછીની વાત ૭ ; ૧૪થી ચાલુ રહે છે, એવું સમજવું. ]

૧) નિર્ગ. ૩ ; ૧—૬ : ૧. બળતા ઝાડમાં મુસાને યહોવાહનું દર્શન થયું, તે પ્રસંગે ઇસ્રાએલીઓને બંધનમાંથી છોડવવાનું કામ મુસાને સોંપવામાં આવ્યું, અને મુસાની વતી તેનો ભાઇ હારૂન લોકો સાથે બોલનારા તરીકે નિમાયો.

લોકોમાં ખાતરી ઉપજાવવા માટે ત્રણ ચિન્હ પ્રગટ થયાં. એટલે—પહેલું, મુસાની લાકડી સાપ બની, અને ફરીથી લાકડી થઇ ગઇ. બીજું, મુસાનો હાથ કહોડીઓ થયો, અને ફરીથી સમો થયો. ત્રીજું, નદીનું પાણી ભૂમિ પર રેડયાથી લોહી બન્યું.

ઉપલાં ચિન્હો જોવાથી ઇસ્રાએલીઓને વિશ્વાસ આવ્યો, અને તેમણે માથું નમાવીને યહોવાહનું ભજન કીધું.

પછી મુસા તથા હારૂને ફારૂનની હજુરમાં જઇને ઇસ્રાએલીઓને છોડી મુકવાની વિનંતી કરી, પણ ફારૂને તેમનું ગણકાર્યું નહિ.

એ પરથી યહોવાહે મિસરીઓ ઉપર ઉપદ્રવ લાવવાનું આગળથી જાહેર કર્યું.

૨) નિર્ગ. ૬ ; ૨—૭ ; ૧૩. ઇશ્વરે પોતાનું "યાહવેહ" નામ મુસાને જણાવ્યું, અને ત્યાર બાદ પોતાના જાતીભાઈઓને બંધનમાંથી છોડવવાનું કામ મુસાને સોંપ્યું.

પરંતુ ઇસ્રાએલપુત્રોએ મુસાનું કંઇ પણ સાંભળ્યું નહિ. હવેથી હારૂન ફારૂનની સાથે બોલનારા તરીકે નિમાયો.

હારૂને ફારૂનની હજુરમાં જઈને પોતાની લાકડી નીચે નાખી, એટલે તે સર્પ બની ગઇ.

છતાં, ફારૂનનું હ્રદય હઠીલું ને હઠીલું રહ્યું.

III. નિર્ગ. ૭ : ૧૪—૧૧ ; ૧૦. મિસરીઓ પર જે દસ અનર્થ આવ્યા તે વિષે.

(૧) પાણીનું લોહી થયું. (૨) દેડકાં બધે ફેલાયાં. (૩) આખા દેશમાં જૂ આવી. (૪) માખોનાં ટોળાં ફેલાઇ ગયાં. (૫) ઢોરઢાંક તથા ઘેટાંબકરાંમાં મરકી ચાલી. (૬) માણસોને તથા ઢોરને ફોલ્લાવાળાં ગુમડાં થયાં. (૭) કરાં વરસ્યાં. (૮) તીડ આખા દેશ પર પ્રસર્યાં. (૯) ઘોર અંધારૂં થયું. (૧૦) સર્વ પ્રથમજનિત પુત્રોનો સંહાર થશે, એવું આગળથી જણાવ્યું.

B. નિર્ગ. ૧૨ ; ૧—૧૯ ; ૨. દસમો અનર્થ થયો, અને ત્યાર પછી ઇસ્રાએલપુત્રો મિસરમાંથી નીકળીને સિનાય તરફ જવા લાગ્યા.

I. નિર્ગ. ૧૨ ; ૧—૧૩ ; ૨૨. પાસ્ખા પર્વની સ્થાપના કરી, અને બેખમીરી રોટલીનું પર્વ પાળવાનું ફરમાવ્યું.

દરેક મિસરી કુટુંબમાંથી પ્રથમજનિત પુત્ર માર્યો ગયો.

ઇસ્રાએલપુત્રોએ રામસેસથી સુક્કોથ સુધી મુસાફરી કરી.

ઈસ્રાએલપુત્રાને ફરમાવવામાં આવ્યું કે દરેક પ્રથમજનિત પુત્રને તથા પશુના પ્રથમ જન્મેલાને અલાહિદો કરવો, કેમકે પ્રત્યેક નર યહોવાહનો ગણાય.

સુક્કોથથી નીકળીને એથામમાં અરણ્યની સરહદ ઉપર છાવણી કીધી.

II. નિર્ગ. ૧૪ ; ૧—૧૫ ; ૨૭. સૂફ સમુદ્રમાં ખુશ્કીનો રસ્તો થયો, અને તેમાં થઈને લોકો સમુદ્ર પાર ગયા.

તે પ્રસંગે મુસાએ જયનાદનું ગીત ગાયું.

લોકો સુફ સમુદ્રને કીનારેથી મારાહમાં આવ્યા, જ્યાંનાં પાણી કડવાં હતાં. પછી આગળ વધીને એલીમ સુધી પહોચ્યાં. ત્યાં તો પાણીના ૧૨ ઝરા તથા ૭૦ ખજુરીઓ હતી.

III. નિર્ગ. ૧૬ ; ૧—૧૯ ; ૨.

એલીમથી સિનાય સુધી મુસાફરી કરી. માર્ગમાં તેમને સિનાયના અરણ્યમાં ખોરાકને અર્થે લાવરી તથા માન્ના આપવામાં આવ્યાં.

રફીદીમની આગળ હોરેબ ખડકમાંથી ચમત્કારિક રીતે પાણી નીકળ્યું. વળી ત્યાં આગળ અમાલેકપુત્રો મુસાની પ્રાર્થના મુજબ હાર્યા ગયા. માટે મુસાએ એક વેદી બાંધી, અને તેનું નામ "યહોવાહ-નિસ્સી" (યહોવાહ મારી ધ્વજા ) પાડ્યું.

મુસાનો સસરો યિથ્રો મુસાનાં બઇરીછોકરાંને લઇને આવ્યો, અને તેણે લોકો પર હકુમત ચલાવવાના સંબંધમાં મુસાને સલાહ આપી.

C. નિર્ગ. ૧૯ ; ૩—૪૦ ; ૩૮. ઇસ્રાએલપુત્રો સિનાય પહાડ આગળ છાવણી કરીને રહ્યા, તે સમયમાં બનેલી બીના.

I. નિર્ગ. ૧૯ ; ૩—૨૪ ; ૧૮. યહોવાહે પોતે ઇસ્રાએલના રાજા દાખલ ધર્મરાજ્યવ્યવસ્થાની સ્થાપના કીધી.

૧) નિર્ગ. ૧૯ ; ૩-૨૫. સિનાય પહાડ આગળ ઇસ્રાએલપુત્રો પવિત્ર કરાયા. [એ વિષે પ્રથમ વાત કલમ ૩–૧૯માં આવે છે, અને તેનેતેજ વાત ફરીથી કલમ ૨૦-૨૫માં મળે છે.]

૨) નિર્ગ. ૨૦ ; ૧-૨૧. દસ આજ્ઞા પ્રગટ કરવામાં આવી. એ પ્રસંગે ગર્જના તથા વીજળી થયાં હતાં ( સરખાવો ૩૪ ; ૧૧-૨૬ ).

૩) નિર્ગ. ૨૦ ; ૨૨—૨૩ ; ૩૩. શાસ્ત્રના જે ભાગને "કરારનું પુસ્તક" કહે છે તે.

(૧) નિર્ગ. ૨૦ ; ૨૨-૨૬. કોરેલી મૂર્તિ બનાવવા વિષે નિષેધ, અને યજ્ઞવેદી બાંધવાના સંબંધમાં નિયમ.

(૨) નિર્ગ. ૨૧ ; ૧-૧૧. હેબ્રી ગુલામ તથા ગુલામડીઓ વિષે નિયમ.

(૩) ૨૧ ; ૧૨-૧૭. મરણદંડપાત્ર ગુન્હાઓ વિષે.

(૪) ૨૧ ; ૧૮-૩૨. જીવને હાની પહોંચાડનાર તથા અંગના અવયવને નુકશાન કરનારને શિક્ષા.

(૫) ૨૧ ; ૩૩—૨૨ ; ૬. ગફલતથી થયલા ગુન્હા તથા ચોરી વિષે નિયમ.

(૬) ૨૨ ; ૭-૧૭. થાપણ મુકેલા તથા માગી લીધેલા વિષે. વળી કુમારિકાવ્રત ભંગ કરનારના સંબંધમાં શિક્ષા.

(૭) ૨૨ ; ૧૮-૩૧. ધર્મવ્યહવાર તથા નીતિવ્યવહારને લગતા કેટલાએક નિયમ.

(૮) ૨૩ ; ૧-૯. જુઠથી દૂર રહીને અદલ ઇન્સાફ કરવા વિષે.

(૯) ૨૩ ; ૧૦-૧૯. સાબ્બાથ વર્ષ, સાબ્બાથ દિવસ તથા ત્રણ વાર્ષિક પર્વો વિષે (એટલે બેખમીરી રોટલીનું પર્વ, કાપણીનું પર્વ, સંગ્રહ પર્વ); વળી યજ્ઞના રક્ત વિષે.

(૧૦) ૨૩ ; ૨૦-૩૩. સમાપ્તિમાં વિનંતીરૂપ બોધ.

૪) ૨૪ ; ૧-૧૮. મુસાએ યજ્ઞવેદી બાંધીને તેના પર લોહી છાંટયું. પછી મુસા, હારૂન, નાદાબ, અબીહુ તથા ઇસ્રાએલના ૭૦ વડીલોને દેવે દર્શન દીધું. ત્યાર બાદ મુસા એકલો ૪૦ દિવસ તથા ૪૦ રાત પર્વત પર રહ્યો.

II. ૨૫ ; ૧—૩૧ ; ૧૮. યહોવાહના મંડપ તથા યાજકપદ વિષે.

૧) ૨૫ ; ૧-૩૯. પરમપવિત્રસ્થાનમાંનાં વિવિધ વાસણ તૈયાર કરવા વિષે નિયમ.

૨) ૨૬ ; ૧-૩૭. પવિત્રસ્થાન કે મંડપ બનાવવા વિષે હુકમ.

૩) ૨૭ ; ૧-૨૧. મંડપની આસપાસનું આંગણું તથા તેમાંનો સામાન બનાવવા વિષે.

૪) ૨૮ ; ૧—૨૯ ; ૩૭. મંડપમાં સેવા કરનાર યાજકોનાં વસ્ત્ર તથા યાજકોની અભિષેકક્રિયા વિષે.

૫) ૨૯ ; ૩૮-૪૭. દૈનિક દહનાર્પણ વિષે. છેવટે યહોવાહ ઇસ્રાએલપુત્રો મધ્યે રહીને તેઓનો દેવ થવાનું વચન આપે છે.

૬) ૩૦ ; ૧—૩૧ ; ૧૮. વિવિધ બાબતો વિષે વિવેચન.— ધુપવેદી બનાવવા વિષે (૩૦ ; ૧-૧૦). મુલાકાતમંડપમાં ધર્મસેવા ચલાવવાને અર્થે પૈસા સંબંધીની જે વ્યવસ્થા તે વિષે (૩૦ ; ૧૧-૧૬). પિત્તળના હોજ વિષે (૩૦ ; ૧૭-૨૧).

અભિષેકના પવિત્ર તેલ વિષે (૩૦ ; ૨૨-૩૩). ધુપદ્રવ્ય વિષે (૩૦ ; ૩૪-૩૮). નિપુણ કારીગર બસાલએલ તથા ઓહલીઆબને કામ પર નિમવા વિષે (૩૧ ; ૧-૧૧). સાબ્બાથ દિવસને પવિત્ર પાળવા વિષે આજ્ઞા (૩૧ ; ૧૨-૧૭). પછી દેવે મુસાને બે સાક્ષ્યપાટી એટલે દેવની આંગળીથી લખેલી બે શીલાપાટીઓ આપી (૩૧ ; ૧૮).

III. ૩૨ ; ૧—૩૪ ; ૩૫. મુસાની ગેરહાજરીમાં ઇસ્રાએલપુત્રો સોનાનું વાછરડું બનાવીને તેની પૂજા કરવા લાગ્યા. મુસાએ પહાડ પરથી ઉતર્યાં બાદ તેમને સારૂ યહોવાહ આગળ વિનંતી કીધી. છેવટે યહોવાહની સાથે ફરીથી કરાર બાંધવામાં આવ્યો. [આ ભાગમાં જે ૩૪; ૧૧-૨૬ તેમાં "કરારનું નાનું પુસ્તક" સમાએલું છે. સરખાવો ૨૦; ૨૨—૨૩; ૩૩.]

IV. ૩૫ ; ૧—૪૦ ; ૩૮. અગાઉથી આપેલા હુકમ મુજબ મંડપ તથા તેને લગતો બધો સરસામાન તૈયાર કરવામાં આવ્યો, અને મુસાફરીનું બીજું વર્ષ બેઠું તે દિવસે મંડપ ઉભો કર્યો.

૧) ૩૫ ; ૧-૩૫. સાબ્બાથ દિવસ પવિત્ર પાળવા વિષે આજ્ઞા મળી. સ્વેચ્છિત દાન આપવામાં આવ્યાં અને બસાલએલ તથા ઓહલીઆબને કામ પર નિમ્યા.

૨) ૩૬ ; ૧-૩૮. મંડપ તૈયાર કરવામાં આવ્યો.

૩) ૩૭ ; ૧-૨૯. મંડપમાંનાં વાસણ બનાવ્યાં.

૪) ૩૮ ; ૧-૩૧. યજ્ઞવેદી, પિત્તળનો હોજ તથા મંડપનું આંગણું બનાવવામાં આવ્યાં.

૫) ૩૯ ; ૧-૪૩. યાજકોનાં વસ્ત્ર તૈયાર કર્યાં. હવે મંડપને લગતું બધું કામ પુરૂં થયું. એટલે યહોવાહે મુસાને આજ્ઞા આપી હતી તે પ્રમાણે બધું પુરૂં કર્યું.

૬) ૪૦ ; ૧-૩૮. મુસાફરીનું બીજું વર્ષ બેઠું તેજ દિવસે મુલાકાતમંડપનો માંડવો ઉભો કર્યો અને તેની અંદર સાક્ષ્યકોષ મુકયો. તે વેળાએ મેઘે મુલાકાતમંડપ ઉપર આચ્છાદન કીધું અને યહોવાહના ગૌરવથી મંડપ ભરાઈ ગયો. એ ગૌરવથી તંબુ ભરેલો રહેતો હતો.

### "મિસર દેશ પર એક નવો રાજા થયો કે જે યુસફને ઓળખતો નહોતો" (નિર્ગમન ૧ : ૮).

ઇબ્રાહીમ મિસર દેશમાં ગયો (ઉત્પ. ૧૨ ; ૧૦), ત્યારે ભરવાડ વં
"હિક્ષોસ" રાજાઓ મિસરના ઉત્તર ભાગમાં રાજ્ય કરતા હતા. તે
લગભગ ૫૦૦ વરસ સુધી રાજ્ય કીધું. (તેમની રાજધાનીનું મુખ્ય ન
ઝોઆન કે તાનીસ હતું), અને એ દરમિયાનમાં યુસફ મિસર દેશમાં અ
કારી થયો હતો. એ સમયે દક્ષિણ ભાગમાં એત્તદેશી મિસરીઓ ર
ચલાવતા હતા. (તેમનું મુખ્ય નગર કે રાજધાની થેબ્સ હતી).
એત્તદેશીઓએ અહામેઝની આગેવાની તળે રહીને હિક્ષોસ રાજાઓને કા
મેલ્યા, અને પોતાનો નવો રાજ્યવંશ સ્થાપ્યો. એ વંશ ત્રણ સૈકાં
ચાલ્યો. પણ પછી જે રાજ્યવંશને "૧૯મો રાજ્યવંશ" કહે છે તે ઉ
થયો. એ વંશમાંનો પહેલો રાજા રામસેસ ૧લો હતો (આસરે ઇ. સ.
૧૪૦૦-૧૩૬૬). તેના પછી સેથી ૧લો થયો, અને તેણે પોતાની
પોતાના બાર વરસના છોકરાને ગાદીએ બેસાડયો, કે જેનું નામ રામસેસ
હતું. આ રામસેસ ૨ જાએ ઝોઆન ગામનાં ખંડીએરોને સમરાવી
ગામને "રામસેસ" નામ આપ્યું, અને તેમાં મોટી ભવ્ય ઇમારતો બંધ
એજ રાજા ઇસ્રાએલપુત્રો પર જુલમ ગુજારતો હતો; અને એજ રાજ
મરણની વાત નિર્ગ. ૨ ; ૨૩માં આવે છે. તેણે ૬૭ વરસ રાજ્ય ક
અને તેના પછી મેનેપ્ટા (મેરેંપ્ટાહ) નામનો રાજા થયો. તેના વખત
ઇસ્રાએલી લોકોનું નિર્ગમન થયું, અને મિસરી સૈન્ય સમુદ્રમાં નાશ પ
(નિર્ગ. ૧૪ ; ૨૭, ૨૮).

---

### યાકૂબથી દાથાન અબીરામ સુધીની વંશાવળી.

(ગણના ૨૬ ; ૫-૯).

યાકૂબ+લેઆહ

રેઉબેન

હનોખ | પાલ્લૂ | હેસ્રોન | કાર્મી

અલીઆબ (પાલ્લૂનો પુત્ર)

નમૂએલ | દાથાન | અબીરામ

## યાકૂબથી ફીનહાસ સુધીની વંશાવળી.

(નિર્ગ. ૬; ૧૬-૨૭: ૧૮; ૩, ૪. ગણ. ૨૬; ૫૭-૬૧).




### દસ અનર્થ (નિર્ગ. ૭; ૮—૧૨; ૩૬).

મુસા તથા હારૂનને યહોવાહે પોતા તરફથી મોકલ્યા હતા એવી ખાતરી ઇસ્રાએલી લોકોના મનમાં દશ અનર્થદ્વારે ઉપજી એટલુંજ નહિ, પણ મિસરમાંનાં દેવદેવીઓ વ્યર્થ તથા જુઠાં છે એવું યહોવાહે એજ અનર્થો વડે જણાવ્યું.

પહેલો અનર્થ (૭; ૧૪-૨૬).—નીલ નદીનું પાણી લોહી થઇ ગયું અને તેથી નદીમાંનાં માછલાં ગંધાઇ ઉઠયાં.—મિસરી લોકો તો નીલ નદીને તેમજ તેમાંનાં માછલાંને પુજ્ય ગણતા હતા. હવે જે પવિત્ર ગણાતું તેના ઉપર મિસરીઓને કંટાળો ઉપજ્યો.

બીજો અનર્થ (૮; ૧-૧૫).—દેડકાંએ નીલ નદીમાંથી નીકળીને મિસર દેશને ઢાંકી દીધો.—મિસરીઓ દેડકાંની પૂજા કરતા હતા. પણ હવે પૂજ્ય વાનાં પૂજકોને કંટાળારૂપ લાગ્યાં.

ત્રીજો અનર્થ (૮; ૧૬-૧૯).—માણસોના તથા ઢોરઢાંકના અંગ પર જૂ પડી.—મિસરીઓમાં એવો નિયમ હતો કે જો કોઇ માણસ પર એક પણ

જૂ જણાય તો તે અશુદ્ધ ગણાય, અને તે કારણ માટે એ માણસ ધર્મક્રિયા કરી શકે નહિ.

ચોથો અનર્થ (૮; ૨૦-૩૨).—ફારૂનના તથા તેના સેવકોના ઘરમાં માખોનાં માતબર ટોળાં આવ્યાં.—મિસરીઓ તો માખીઓનો દેવ, જે બાલઝબુબ, તેની પૂજા કરતા હતા. પણ આ પ્રસંગે તેમનો દેવ તેમને પીડા દેનાર માલુમ પડયો.

પાંચમો અનર્થ (૯; ૧-૭).—મિસરીઓનાં સર્વ ઢોર મરકીથી મરણ પામ્યાં.—ગોધા, વાછરડા, ઘેટા, બકરા એ સર્વ પશુ પવિત્ર ગણાતાં હતાં, તોપણ તેઓ મરણને સ્વાધીન થયાં.

છઠ્ઠો અનર્થ (૯; ૮-૧૨).—મુસાએ ભઠ્ઠીમાંની રાખ આકાશ ભણી ઉડાવી, એટલે માણસોને તથા પશુઓને ફોલ્લાવાળાં ગુમડાં થયાં. મિસરી યાજકો આશીર્વાદ દેતી વખતે રાખ ઉડાવતા હતા, પરંતુ આ પ્રસંગે એ રાખ શાપરૂપ નીવડી.

સાતમો અનર્થ (૯; ૧૩-૩૫).—યહોવાહે ગર્જના તથા કરાં મોકલ્યાં, અને પૃથ્વી ઉપર અગ્નિ ધસી આવ્યો.—ઇસિસ તથા ઓસિરિસ એ નામનાં દેવદેવીઓ પાણી તથા અગ્નિ ઉપર અધિકાર કે સત્તા રાખનાર ગણાતાં હતાં. પણ આ અનર્થ વખતે આ દેવદેવીઓ પોતાના પૂજકોને બચાવી શકયાં નહિ.

આઠમો અનર્થ (૧૦: ૧-૨૦).—પૂર્વ દિશાના પવનથી મિસર દેશ પર તીડ આવ્યાં અને આખા દેશ પર પ્રસરી ગયાં.—તીડના ઉપદ્રવથી બચાવ કરનાર તે તો સેરાપિસ દેવ છે એવું મિસરીઓ માનતા હતા, છતાં આ મહાભારત અનર્થ વખતે સેરાપિસ દેવ તદ્દન અશક્ત દેખાયો. મિસર દેશની પૂર્વ બાજુએ સૂફ સમુદ્ર આવેલો છે, માટે તે દિશાએથી તીડોનાં ટોળાં આવે એ તો મિસરીઓને તદ્દન અસંભવિત લાગતું હતું, પરંતુ પ્રભુએ એ દિશાએથી તીડ આણ્યાં.

નવમો અનર્થ (૧૦; ૨૧-૨૯).—ત્રણ દિવસ સુધી આખા મિસર દેશ પર ઘોર અંધકાર રહ્યો.—આકાશમંડળમાંની જ્યોતિઓને મિસરીઓ પુજ્ય ગણતા હતા. પણ હવે મિસરીઓને જાહેર થયું કે યહોવાહની મરજી હોય ત્યારે તે જ્યોતિઓનું અજવાળું અટકાવી શકે છે.

દસમો અનર્થ (૧૨; ૨૯).—રાજાથી તે રંક સુધી દરેક મિસરી માણસનો પ્રથમજનિત માર્યો ગયો.—નિર્ગ. ૧; ૧૬ પરથી જણાય છે કે, ફારૂને હેબ્રીઓના દરેક નરબાળકને મારી નાખવાનું ફરમાવ્યું હતું. હવે તો હણનાર પોતે હણાયો. ઈસ્રાએલ જે યહોવાહનો પ્રથમજનિત તેના પર મિસરીઓએ જુલમ ગુજાર્યો હતો. હવે તેના બદલામાં મિસરીઓના પ્રથમજનિત નાશ પામ્યા.

## દશ અનર્થ વિષે નોંધ.

૧લી નોંધ—

અનર્થ ૧લો, ૪થો, ૭મો : એમાં ફારૂનને સવારના પહોરમાંજ ચેતવણી અપાઇ હતી. નિર્ગ. ૭; ૧૫: ૮; ૨૦: ૯; ૧૩.

અનર્થ ૧લો, ૨જો, ૪થો, ૫મો, ૭મો, ૮ મો : એમાં આગળથી ચેતવણી આપવામાં આવી હતી. ૮; ૧: ૯; ૧: ૧૦; ૧.

અનર્થ ૩જો, ૬ઠો, ૯મો એમાં આગળથી ચેતવણી આપવામાં આવી નહિ. ૮: ૧૬: ૯; ૮: ૧૦; ૨૧.

૨જી નોંધ—

ત્રીજા અનર્થ વખતે જાદુગરોએ કબુલ કર્યું કે એમાં દેવની આંગળી છે. ૮; ૧૯.

છઠ્ઠા અનર્થ વખતે જાદુગરો મુસા આગળ ઉભા રહી શકયા નહિ. ૯; ૧૧.

નવમા અનર્થ વખતે ફારૂને મુસાનું મ્હોં જોવાનું નકાર્યું. ૧૦; ૨૮.

૩જી નોંધ—

અનર્થ ૧–૩માં મુસાએ કાઠીનો ઉપયોગ કર્યો. ૭; ૧૫: ૮; ૫: ૮; ૧૬.

અનર્થ ૪–૬માં કાઠી વિષે કંઈ વાત આવતી નથી.

અનર્થ ૭–૯માં ફરીથી કાઠીનો ઉપયોગ કરવામાં આવે છે. (નવમા અનર્થમાં મુસાના હાથ વિષેજ વાત છે.) ૯; ૨૩: ૧૦; ૧૩: ૧૦; ૨૧.

૪થી નોંધ—

અનર્થ ૧–૩ સમયે મિસરી તેમજ ઇસ્રાએલી બન્ને પર ઉપદ્રવ આવ્યો.

અનર્થ ૭–૧૦ સમયે માત્ર મિસરી ઉપર માર પડયો, ઇસ્રાએલી ઉપર નહિ.

૫મી નોંધ—

અનર્થ ૪, ૫, ૬ : માણસની તંદુરસ્તી તથા સુખશાંતિ વિરૂદ્ધ.

અનર્થ ૭, ૮, ૯ : જેના પર જીવનનો આધાર તેની વિરૂદ્ધ.

અનર્થ ૧૦ : જીવની હાનિ સુધીની વિરૂદ્ધતા.

---

## દસ અનર્થ મોકલવાનો હેતુ.

અનર્થ મોકલવાનો હેતુ એ હતો કે મિસરી લોકોને શિક્ષા થાય, મિસર દેશમાં મનાતાં દેવદેવીઓ જુઠાં માલુમ પડે, અને આખી પૃથ્વીમાં યહોવાહ જેવો કોઇ દેવ નથી એવું સાબિત થાય. જુઓ નિર્ગ. ૧૨; ૧૨: ૯; ૧૪-૧૬: ૭; ૫: ૧૮; ૧૦, ૧૧. ગણના ૩૩; ૪.

## અરણ્યમાંની મુસાફરી.

*a*). રામસેસથી સિનાઇ સુધીની મુસાફરી.
*b*). સિનાયની તળેટીમાં છાવણી.
*c*). સિનાયથી નીકળ્યા બાદ ૩૮ વર્ષની મુસાફરી.
*d*). ત્યાર પછીથી તે મુસાના મરણ સુધી.

### *a*. રામસેસથી સિનાય પહાડ સુધીની મુસાફરી.

| મુસાફરીનું વરસ. | સ્થળ. | શાસ્ત્રવાક્ય. | બિના. |
|---|---|---|---|
| ૧લું વર્ષ, ૧લો મહિનો, ૧૪મી તારીખ. | રામસેસ | નિ.૧૨;૩૭. | સ્ત્રી તથા બાળક ઉપરાંત ૬ લાખ ઇસ્રાએલી પુરૂષ રામસેસથી નીકળ્યા. |
| | | નિ.૧૩;૧૯. | યુસફનાં હાડકાં સાથે લઇ લીધાં. |
| | | નિ.૧૨;૩૯: ૧૩; ૩-૧૭. | મિસરમાંથી થએલા છુટકારાના સ્મરણાર્થે બેખમીરી રોટલીનું પર્વ પાળ્યું. |
| | | નિ. ૧૩; ૧, ૨. | મનુષ્ય તેમજ પશુમાંના સર્વ પ્રથમ-જનિતને યહોવાહને અર્થે પવિત્ર કરવાનો હુકમ થયો. |
| | સુક્કોથ | નિ.૧૨;૩૭. | સુક્કોથ આવી પહોંચ્યા. |
| | એથામ | નિ.૧૩;૨૦. | એથામમાં આવ્યા, એટલે અરણ્યની સરહદ ઉપર આવી પહોંચ્યા. |
| | | નિ. ૧૩; ૨૧, ૨૨. | યહોવાહ દિવસે મેઘસ્તંભમાં અને રાત્રે અગ્નિસ્તંભમાં સમુદાયની આગળ ચાલતો. |
| | પીહાહીરોથ | નિ. ૧૪; ૨. | પીહાહીરોથની સામણે મિગ્દોલ તથા સમુદ્રની વચમાં છાવણી કીધી. |
| | | નિ. ૧૪; ૫-૯. | ફારૂનનું સૈન્ય ઇસ્રાએલીઓની પૂઠે લાગ્યું. |
| | | નિ. ૧૪; ૧૧-૧૪. | માટે ઇસ્રાએલીઓએ (પહેલે ફેરે) કચકચ કીધી. ત્યારે મુસાએ તેમને કહ્યું કે, બીહો મા, તમારે માટે યહોવાહ યુદ્ધ કરશે. |

| મુસાફરીનું વરસ. | સ્થળ. | શાસ્ત્રવાકય. | બિના. |
|---|---|---|---|
| | સૂફ સમુદ્ર મધ્યે | નિ. ૧૪ : ૧૫-૨૨. | સૂફ સમુદ્રના પાણીના બે વિભાગ થયા, અને ઇસ્રાએલપુત્રો કોરી જમીન પર ચાલીને પાર ગયા. |
| | | નિ. ૧૪ : ૨૩-૩૧. | સમુદ્રનાં પાણી પાછાં વળીને ઇસ્રાએલીઓની પાછળ ગએલા ફારૂનના સઘળા સૈન્ય ઉપર ફરી વળ્યાં. |
| | | નિ. ૧૫ : ૧-૧૮. | મુસાએ તથા ઇસ્રાએલપુત્રોએ યહોવાહની આગળ ગીત ગાયું. |
| | | નિ. ૧૫ : ૧૯-૨૧. | મુસાની બહેન મરિયમે ડફ લીધું, અને સર્વ સ્ત્રીઓ ડફ વગાડતી તથા નાચતી નાચતી મરિયમની પાછળ ચાલી. |
| | શૂર અરણ્ય | નિ. ૧૫:૨૨ | શૂરના અરણ્યમાં ત્રણ દિવસ ચાલ્યા, પણ કંઇ પાણી તેમને મળ્યું નહિ. |
| | મારાહ | નિ. ૧૫ : ૨૩-૨૬. | મારાહમાં આવ્યા, પણ ત્યાંનાં પાણી કડવાં માલમ પડયાં ("મારાહ" એટલે કડવાસ). માટે ઇસ્રાએલીઓએ (બીજે ફેરે) કચકચ કીધી. પછી મુસાએ યહોવાહના કહ્યા મુજબ પાણીમાં એક વૃક્ષ નાખ્યું, કે જેથી પાણી મીઠાં થઇ ગયાં. વળી પિડાપાત નહિ લાગે એવો કરાર યહોવાહે ઇસ્રાએલીઓ સાથે કીધો. |
| | એલીમ | નિ.૧૫:૨૭. | ઇસ્રાએલી લોક એલીમમાં આવ્યા, ત્યાં પાણીના ૧૨ ઝરા તથા ૭૦ ખજુરીઓ હતી. |
| | સૂફ સમુદ્રને કાંઠે | ગણ. ૩૩ : ૧૦. | એલીમથી ચાલીને સૂફ સમુદ્રને કાંઠે છાવણી કીધી. |
| ૧લું વર્ષ, ૨જો મહિનો, ૧૫મી તારીખ. | સીન અરણ્ય | નિ. ૧૬ : ૧-૧૨. | એલીમ તથા સિનાય વચ્ચે જે સીનનું અરણ્ય છે તેમાં પ્રવેશ કર્યો. ત્યાં તેઓએ મિસરમાં જે ખોરાક ખાતા હતા તે સંભારીને (ત્રીજે ફેરે) કચકચ કીધી. ત્યારે મુસા |

| મુસાફરીનું વરસ. | સ્થળ. | શાસ્ત્રવાકય. | બિના. |
|---|---|---|---|
| | | | તથા હારૂનને જવાબમાં કહ્યું કે, આકાશથી ખોરાક વરસાવવામાં આવશે. |
| | | નિ.૧૬;૧૩. | સાંજે એમ થયું કે લાવરીઓએ ઉડી આવીને છાવણી ઢાંકી દીધી. |
| | | નિ. ૧૬; ૧૩-૩૬. | સવારે આકાશમાંથી માન્ના પણ વરસાવવામાં આવ્યું. (દૂતોનો આ ખોરાક ઇસ્રાએલપુત્રોને ૪૦ વરસ સુધી મળતો રહ્યો, અને એક ઓમેરભર માન્ના યહોવાહની હજુરમાં રાખી મુકવામાં આવ્યું.) |
| | દોફકાહ, આલૂશ | ગણ. ૩૩; ૧૨, ૧૩. નિ. ૧૭:૧. | સીનથી નીકળીને દોફકાહ તથા આલૂશમાં, અને ત્યાર પછી રફી-દીમમાં છાવણી કીધી. |
| | રફીદીમ | નિ.૧૭:૧-૭. | રફીદીમમાં પાણીની અછતને લીધે ઇસ્રાએલીઓએ (ચોથે ફેરે) કચ-કચ કીધી. ત્યારે મુસાએ યહોવાહ આગળ હાંક મારી, પછી યહોવાહના કહ્યા મુજબ મુસાએ હોરેબ ખડકને માર્યું, એટલે તેમાંથી પાણી નીકળ્યું. મુસાએ તે જગ્યાનું નામ માસ્સા (એટલે પારખવું) તથા મરીબાહ (એટલે ઝઘડો) પાડયું. [આ સ્થળનું નામ મરીબાહ-રફીદીમ છે. પરંતુ ગણના ૨૦; ૨-૧૩માં મરીબાહકાદેશ વિષે જે વાત આવે છે તે તદ્દન જુદી સમજવી.] |
| | | નિ. ૧૭; ૮-૧૩. | અમાલેકીઓની સામે ત્યાં યુદ્ધ કરવું પડયું. મુસા પર્વતના શિખર પર પ્રાર્થના કરતો ઉભો રહ્યો. પાછળથી તેના હાથોને હારૂને તથા હુરે ટેકો દીધા. છેવટે યહોશુઆએ તરવારની ધારથી |

| મુસાફરીનું વરસ. | સ્થળ. | શાસ્ત્રવાક્ય. | બિના. |
|---|---|---|---|
| | | | અમાલેકનો પરાજય કીધો. [યહુદી દંતકથા એવી છે કે, હૂર તો મુસાની બહેન મરિયમનો ધણી તથા બસાલએલનો દાદો થતો હતો.] |
| | | નિ. ૧૭; ૧૪-૧૬. | મુસાએ આ જીતનું વર્ણન પુસ્તકમાં લખ્યું, અને તેણે એક વેદી પણ બાંધી, કે જેનું નામ "યહોવાહ-નિસ્સી" (યહોવાહ મારી ધ્વજા). |
| | | નિ. ૧૮; ૧-૭. | યિથ્રો મુસાની સ્ત્રી સિપ્પોરાહ તથા તેણીના બે પુત્રો ગેર્શોમ તથા અલીએઝેરને લઈને આવ્યો. |
| | | નિ. ૧૮; ૮-૧૨. | યિથ્રોએ સાફ કબુલ કર્યું કે, "હવે હું જાણું છું કે યહોવાહ સર્વ દેવો કરતાં મોટો છે." પછી તેણે દહનીયાર્પણ તથા યજ્ઞો ચઢાવ્યાં અને હારૂન તથા ઇસ્રાએલના સર્વ વડીલોની સાથે યહોવાહની હજુરમાં રોટલી ખાધી. |
| | | નિ. ૧૮; ૧૩-૨૭. | યિથ્રોની સલાહ પ્રમાણે મુસાએ હજાર હજારના, સો સોના, પચાસ પચાસના, તથા દસ દસના ઉપરીઓ ઠરાવ્યા. |

## h. સિનાયની તળેટીમાં છાવણી.

| મુસાફરીનું વરસ. | સ્થળ. | શાસ્ત્રવાકય. | બિના. |
| --- | --- | --- | --- |
| ૧લું વર્ષ, ૩જો મહિનો, ૧લી તારીખ. | સિનાય પહાડ આગળ | નિ. ૧૯; ૧-૯. | ઇસ્રાએલપુત્રોએ સિનાય પહાડની તળેટીમાં છાવણી કરી. તેઓ મિસરની ગુલામગીરીમાંથી છુટયા એ વાતની યહોવાહે યાદ દેવડાવી. તે પરથી તેઓએ યહોવાહની આજ્ઞા પાળવાનું મુસાની મારફતે કબુલ કર્યું. |
| | | નિ. ૧૯; ૧૦-૧૫. | ત્રીજે દિવસે યહોવાહ તેમને દર્શન દેવાનો હતો, માટે તેમણે સ્નાન કરીને પોતાનાં અંગ તથા વસ્ત્ર શુદ્ધ કીધાં. |
| | | નિ. ૧૯; ૧૬-૨૫. | યહોવાહ અગ્નિદ્વારા પહાડ પર ઉતર્યો, અને સઘળો પર્વત બહુ કંપ્યો. |
| | | નિ. ૨૦; ૧-૧૮. | ગર્જના તથા વિજળી તથા રણશિંગડાંના નાદ મધ્યે યહોવાહે દસ આજ્ઞા પ્રગટ કરી. |
| | | નિ. ૨૦; ૧૯, ૨૦. | હવે પછી યહોવાહ અમારી સાથે બારોબાર ન બોલે, પણ મુસાની મારફતે પોતાની ઇચ્છા જણાવે, એવી વિનંતી લોકોએ કરી. |
| | | નિ.૨૦;૨૧: ૩૧; ૧૮. | દેવની આંગળીથી લખેલી બે સાક્ષ્યપાટી લેવા સારૂ મુસા સિનાય પહાડ પર ચઢયો. |
| | | નિ. ૨૪; ૧. | મુસા પહાડ પર ચઢયો, ત્યારે હારૂન તથા નાદાબ તથા અબીહૂ તથા ૭૦ વડીલો તેની સાથે થોડે સુધી ઉપર આવ્યા. |
| | | નિ.૨૪;૪-૯. | મુસાએ તળેટીમાં એક વેદી તથા ઇસ્રાએલનાં બાર કુળ પ્રમાણે બાર સ્તંભ બાંધ્યાં, ત્યાં તેણે દહનીયાર્પણ તથા શાંત્યર્પણ ચઢાવ્યાં. પછી યજ્ઞપશુનું લોહી |

| મુસાફરીનું વરસ. | સ્થળ. | શાસ્ત્રવાક્ય. | બિના. |
|---|---|---|---|
| | | | વેદી પર છાંટયું, અને કરારનું પુસ્તક (નિર્ગ. ૨૦ ; ૨૨—૨૩ ; ૩૩) લોકો આગળ વાંચ્યા બાદ તે લોહી લોકો ઉપર પણ છાંટયું. |
| | | નિ.૨૪;૧૦. | મુસા તથા તેના સાથીઓએ ઇસ્રાએલના દેવને દીઠો, અને તેઓએ ખાધું તથા પીધું. |
| | | નિ. ૨૪: ૧૨-૧૭. | મુસા તથા તેનો સેવક યહોશુઆ દેવના પર્વત પર ગયા. પછી મેઘે પર્વતને સાત દિવસ સુધી ઢાંક્યો. એ સમયમાં લોકોને સંભાળવાનું કામ હારૂન તથા હૂરને સોંપાયું. |
| | | નિ.૨૪:૧૮. | મુસા મેઘની અંદર પેસીને ૪૦ દહાડા તથા ૪૦ રાત પર્વત પર રહ્યો. |
| | | નિ. ૨૫: ૩: ૩૧ ; ૧૮. | આ ૪૦ દિવસમાં મુસાને ત્રણ બાબત વિષે ખાસ ફરમાન અપાયો. એટલે —(૧) લોકો પાસેથી દાન ઉઘરાવીને મુલાકાતમંડપ બાંધવા વિષે, (૨) હારૂનવંશી યાજકપદ સ્થાપવા વિષે, (૩) કર્મક્રિયા તથા તેની સામગ્રી વિષે. |
| | | નિ. ૩૨ : ૧-૬. | મુસા ગેરહાજર હતો એટલામાં ઇસ્રાએલીઓની વિનંતી મુજબ હારૂને સોનાનું વાછરડું બનાવ્યું, અને લોકો તેનું ભજન કરવા લાગ્યા. |
| | | નિ. ૩૨ ; ૭-૧૦. | યહોવાહે મુસાના હાથમાં બે સાક્ષ્યપાટી મુકીને તેને જણાવ્યું કે, ઇસ્રાએલપુત્રોએ ઢાળેલું વાછરડું બનાવ્યું છે, અને તેને અર્પણ પણ ચઢાવ્યું છે. |
| | | નિ. ૩૨ ; ૧૧-૧૪. | પછી મુસાએ લોકોની ખાતર મધ્યસ્થ દાખલ વિનંતી કરી, અને યહોવાહે તેની વિનંતી માન્ય રાખી. |

| મુસાફરીનું વરસ. | સ્થળ. | શાસ્ત્રવાક્ય. | બિના. |
|---|---|---|---|
| | | નિ. ૩૨; ૧૫-૨૦. | મુસા પહાડ પરથી ઉતરતો હતો, ત્યારે લોકોને મૂર્તિપૂજા કરતા જોઇને તેણે પોતાના હાથમાંથી પાટીઓ ફેંકી દીધી, તેથી તે પાટીઓ પર્વતની હેઠળ ભાગી ગઇ. પછી મુસાએ પેલું વાછરડું અગ્નિમાં બાળ્યું, તેનો કુટીને ભુકો કીધો, અને પાણી પર ભભરાવીને ઈસ્રાએલ લોકોને તે તે પાણી પાયું. |
| | | નિ. ૩૨; ૨૧-૨૪. | હારૂને પોતાને નિર્દોષ ઠરાવવા સારૂ નઠ્ઠું બહાનું કહાડયું. |
| | | નિ. ૩૨; ૨૫-૨૯. | યહોવાહના પક્ષના હોય તેઓ મારી પાસે આવે એવું મુસાએ ફરમાવ્યું, એટલે સર્વ લેવીપુત્રો તેની પાસે એકઠા થયા. પછી તેઓએ તે દિવસે આસરે ત્રણ હજાર માણસને તરવારથી મારી નાખ્યાં. |
| | | નિ. ૩૨; ૩૦-૩૫. | વાછરડું બનાવવાને લીધે યહોવાહે બીજે દિવસે લોકો પર માર આણ્યો. પણ મુસાએ યહોવાહ આગળ ફરીથી વિનંતી કરી કે, હે પ્રભુ, તું તેઓનાં પાપ ક્ષમા કર તો સારૂં, નહિ તો તું તારા પુસ્તકમાંથી મારૂં નામ ભુંસી નાખ. પછી પ્રભુએ વચન આપ્યું કે, જો, મારો દૂત તારી આગળ ચાલશે, અને જે જગ્યા વિષે મેં તને કહ્યું છે ત્યાં લોકોને તું દોરી જશે. |
| | | નિ. ૩૩; ૧-૬. | યહોવાહે પોતે ઇસ્રાએલપુત્રોની સાથે જવાની ના પાડી, માટે ઇસ્રાએલપુત્રોએ પોતાનાં ઘરેણાં ઉતારી મુકયાં. |

| મુસાફરીનું વરસ. | સ્થળ. | શાસ્ત્રવાકય. | બિના. |
|---|---|---|---|
| | | નિ. ૩૩; ૭ ૧૧. | મુસાએ મુલાકાનમંડપ છાવણીની બહાર ઉભો કીધો. |
| | | નિ. ૩૩; ૧૨-૨૩. | મુસાની વિનંતી મુજબ યહોવાહે તેને પોતાના ગૌરવનું દર્શન કરાવ્યું. |
| | | નિ. ૩૪; ૧-૪. | મુસા બીજીવાર સિનાય પર્વત પર આવ્યો, અને યહોવાહે પહેલાંના જેવી બે સાક્ષ્યપાટીઓ લખીને આપી. |
| | | નિ. ૩૪; ૫-૨૭. | વળી મુસાની બીજી વિનંતી પ્રમાણે યહોવાહે ઇસ્રાએલપુત્રો સાથે કરાર બાંધ્યો. |
| | | નિ.૩૪:૨૮. | મુસા બીજીવાર યહોવાહની સાથે ૪૦ દહાડા તથા ૪૦ રાત રહ્યો. (આ પ્રસંગે મુસાને નીતિવ્યવહાર તથા કર્મક્રિયા વિષે ફરીથી બોધ આપવામાં આવ્યો.) |
| | | નિ. ૩૪; ૨૯-૩૫. | મુસા પર્વત પરથી ઉતર્યો ત્યારે તેનો ચહેરો યહોવાહની સાથે વાત કર્યાને લીધે પ્રકાશતો હતો. પરંતુ લોકો સાથે વાતચિત કરતી વેળા મુસા પોતાના મ્હો પર ઘુંઘટ નાખતો હતો. |
| | | નિ. ૩૫; ૧-૧૯. | યહોવાહ તરફથી મળેલી આજ્ઞા મુસાએ લોકો આગળ પ્રગટ કરી. |
| | | નિ.૩૫;૨૦: ૩૬ ; ૭. | યહોવાહના આપેલા નમુના પ્રમાણે મુલાકાતમંડપ બાંધવા સારૂ દાન ઉઘરાવવામાં આવ્યાં. |
| ૨જું વર્ષ, ૧લો મહીનો, ૧લી તારીખ. | | નિ. ૪૦; ૨, ૧૭. | બસાલએલ તથા ઓહલીઆબે મંડપ તૈયાર કર્યો, અને નવું વર્ષ બેઠું તે દિવસે મંડપ ઉભો કરવાનું કામ પુરૂં થયું. |
| | | નિ. ૪૦; ૧૨-૧૫. | હારૂન તથા તેના ચાર પુત્રોનો અભિષેક થયો. |

| મુસાફરીનું વરસ. | સ્થળ. | શાસ્ત્રવાકય. | બિના. |
|---|---|---|---|
| | | નિ. ૪૦ ; ૩૪-૩૮. | તે વેળાએ મેઘે મુલાકાતમંડપ પર આચ્છાદન કીધું, અને યહોવાહના ગૌરવથી મંડપ ભરાઇ ગયો. હવે પછી મેઘ તેના પર ટકી રહ્યો. |
| | | લેવી. ૧૦ ; ૧-૫. | હારૂનના બે પુત્રો એટલે નાદાબ તથા અબિહૂએ યહોવાહની આગળ પારકો અગ્નિ, એટલે જે વિષે તેણે તેઓને આજ્ઞા કીધી નહોતી એવો અગ્નિ, ચઢાવ્યો. માટે યહોવાહની આગળથી અગ્નિએ ધસી આવીને તેઓને ભસ્મ કીધા, અને તેઓ યહોવાહની સન્મુખ માર્યાં ગયા. |
| | ૨જું વર્ષ, ૧લો મહિનો, ૧૪મી તારીખ. | લેવી. ૨૪ : ૧૦-૨૩. | શલોમીથના દીકરાએ (યહોવાહના) નામનું દુર્ભાષણ કર્યું, તેથી ઇસ્રાએલપુત્રોએ તેને છાવણી બહાર કહાડીને પત્થરે માર્યો. |
| | ૨જો મહિનો, ૧લી તારીખ. | ગણ. ૧ : ૧-૫૪. | ઇસ્રાએલપુત્રોની ગણના કરવામાં આવી.—લેવી કુળના માણસો, એક માસ ઉપરાંતનાં, ૨૩,૦૦૦ અને બાકીનાં ૧૧ કુળનાં માણસો, વીસ વરસ ઉપરાંતનાં, ૬,૦૩,૫૫૦, કુલ્લે ૬,૨૬,૫૫૦. |

## ૯. સિનાયથી નીકળ્યા બાદ ૩૮ વર્ષની મુસાફરી.

| મુસાફરીનું વરસ. | સ્થળ. | શાસ્ત્રવાકય. | બિના. |
|---|---|---|---|
| ૨જું વર્ષ, ૨જો મહિનો, ૨૦મી તારીખ. | ઝીન એટલે પારાનનું અરણ્ય. | ગણ. ૨જો અધ્યાય. | ઇસ્રાએલપુત્રોનાં કુળોએ ઠરાવેલા અનુક્રમ મુજબ પોતપોતાની ધ્વજાસહિત ઝીન એટલે પારાનના અરણ્યમાં કુચ કરવા માંડી. |
| | | ગણ. ૧૦; ૨૯-૩૩. | મુસાની સાથે હોબાબ આવ્યો. (હોબાબ તો મુસાનો સસરો, નહિ તો મુસાનો શાળો, હતો એવું ભાસે છે.) |
| | તાબએરાહ | ગણ. ૧૧: ૧-૩. | પારાનના અરણ્યમાં ત્રણ દિવસની કુચ કર્યા બાદ ઇસ્રાએલપુત્રોએ કચકચ કરી (પાંચમે ફેરે). તે કારણને લીધે આકાશમાંથી અગ્નિ ઉતરી આવ્યો. પણ મુસાએ વિનંતી કરી ત્યારે અગ્નિ હોલવાઈ ગયો. "તે જગ્યાનું નામ તાબએરાહ પાડ્યું, કેમકે તેઓ મધ્યે પ્રભુનો અગ્નિ પ્રગટ્યો." |
| | કિબ્રોથ-હાત્તાવાહ | ગણ. ૧૧; ૪-૯. | માંસ ખાવાની તૃષ્ણાને લીધે અને માન્નાથી કંટાળી જવાને લીધે લોકે કચકચ કીધી (છટ્ઠે ફેરે). |
| | | ગણ. ૧૧; ૧૮-૩૪. | યહોવાહે લાવરીઓ મોકલી, પણ ખાધા પર મરકી ચાલી, તેથી તે જગ્યાનું બીજું નામ કિબ્રોથ-હાત્તાવાહ (એટલે કુવાસના કરનારાઓની કબરો) પાડ્યું. |
| | | ગણ. ૧૧; ૧૦-૧૭. | પોતાને સોંપેલું કામ મુસાને ઘણું ભારે લાગ્યું, માટે કારભાર ચલાવવા સારૂ તેણે સિત્તેર અમલદારોની સભા ઠરાવી, સરખાવો નિર્ગ. ૧૮; ૧૩-૨૭. |

| મુસાફરીનું વરસ. | સ્થળ. | શાસ્ત્રવાક્ય. | બિના. |
|---|---|---|---|
| | હસેરોથ | ગણ. ૧૧ ; ૩૫. | હવે તેઓ કિબ્રોથ-હાત્તાવાહથી નીકળીને હસેરોથમાં આવ્યા. |
| | | ગણ. ૧૨ ; ૧-૯. | મુસા એક કુશી સ્ત્રી સાથે પરણ્યો હતો, તેને લીધે મરિયમ તથા હારૂન તેની વિરૂદ્ધ બોલ્યાં (સાતમી કચકચ). |
| | | ગણ. ૧૨ ; ૧૦-૧૬. | મરિયમને કોઢ થયો : તે પરથી હારૂને બીને મુસા પાસે માફી માગી. ત્યારે મુસાએ યહોવાહની વિનંતી કીધી. પછી મરિયમ સાત દિવસ છાવણી બહાર રહ્યા બાદ સાજી થઇ. |
| | કાદેશ-બાર્નેઆ | ગણ. ૧૩મો અધ્યાય. | પારાનના અરણ્યમાં ચાલતાં ચાલતાં કાદેશ બાર્નેઆમાં આવી પહોંચ્યા. (કાદેશ બાર્નેઆનું બીજું નામ રિથ્માહ હશે, જુઓ ગણ. ૩૩ ; ૧૮.) ત્યાંથી બાર જણને કનાનની જાસુસી કરવા મોકલ્યા, કે જેઓ ૪૦ દિવસ પછી છાવણીમાં પાછા આવ્યા. |
| | | ગણ. ૧૪ ; ૧-૨૦. | ઇસ્રાએલીઓએ જાસુસો પાસેથી કનાન દેશનું વર્ણન સાંભળીને કચકચ કીધી ( આઠમે ફેરે ). પણ કાલેબે તથા યહોશુઆએ તેઓને શાંત પાડવા સારૂ બનતાં સુધી કર્યું, એટલામાં યહોવાહે સજા કરવાની ધમકી બતાવી. પણ મુસાની વિનંતીને લીધે યહોવાહે પોતાનો હાથ પાછો રાખ્યો. |
| | | ગણ. ૧૪; ૨૧-૩૫. | છતાં પ્રભુએ એવો ઠરાવ કર્યો કે વીસ વરસ ઉપરાંતના જેટલા ઇસ્રાએલીઓ મિસરમાંથી નીકળ્યા હતા તેઓમાંથી માત્ર યહોશુઆ તથા કાલેબ વચનના દેશમાં પ્રવેશ કરશે. |

| મુસાફરીનું વરસ. | સ્થળ. | શાસ્ત્રવાક્ય. | બિના. |
|---|---|---|---|
| | | ગણ. ૧૪; ૩૬-૩૯. | જે દસ જાસુસો દેશ વિષે માઠો સંદેશો લાવ્યા હતા તેઓ યહોવાહની આગળ મરકીથી માર્યાં ગયા. |
| | | ગણ. ૧૪; ૪૦-૪૫. | ઇસ્રાએલે યહોવાહની મરજી ઉપરાંત કનાન દેશ પર ચઢાઇ કરી. પણ કનાનીઓએ તથા અમાલેકીઓએ તેમને કાદેશથી હોર્માહ સુધી નસાડયા (બીજી લડાઇ). |
| ૨જા વર્ષથી ૩૮મા વર્ષ સુધી | અરણ્ય | ———— | ઇસ્રાએલપુત્રો ૩૮ વર્ષ સુધી અરણ્યમાં ભટકતા રહ્યા. એ વરસોમાં બીજા કેટલાએક નિયમો પ્રગટ કરવામાં આવ્યા. |
| | | ગણ. ૧૬; ૧-૪૦. | કોરાહ, દાથાન તથા અબીરામે દંગો ઉઠાવ્યો (જુઓ વંશાવળીની ટીપ). કોરાહે યાજકપદનો અને દાથાન તથા અબીરામે મુખીપણાનો દાવો કર્યો હતો. છેલ્લા બે જણના કુટુંબકબિલા તથા તંબુ જુદા પાડવામાં આવ્યા, પછી ધરતીકંપ થયો, એટલે જમીન તે સર્વને ગળી ગઇ. વળી કોરાહ તથા તેની સાથેના ધુપપાત્રવાળા ૨૫૦ માણસ અગ્નિથી મરણ પામ્યા. |
| | | ગણ. ૧૬; ૪૧-૫૦ | એ સર્વેનો નાશ જોઇને ઇસ્રાએલપુત્રોએ કચકચ કરી (દશમે ફેરે), તેથી મરકી દ્વારે ૧૪,૭૦૦ માણસ માર્યાં ગયાં. પછી હારૂન ધુપ ચઢાવીને લોકોને સારૂ પ્રાયશ્ચિત્ત કરીને જીવતા તથા મુએલાઓની વચ્ચે ઉભો રહ્યો, એટલે મરકી બંધ પડી. |

| મુસાફરીનું વરસ. | સ્થળ. | શાસ્ત્રવાક્ય. | બિના. |
|---|---|---|---|
| | | ગણ. ૧૭; ૧-૧૩. | દરેક કુળના નામની એકેક લાકડી સાક્ષ્યકોષ આગળ મુકી. સવારે તો હારૂનની લાકડીને કળીઓ આવી હતી, ફુલો ખીલ્યાં હતાં, અને પાકી બદામો લાગી હતી. |

## d. મુસાફરીનાં છેલ્લાં ત્રણ વર્ષની બીના.

| | | | |
|---|---|---|---|
| ૩૮મું વર્ષ, ૧લો મહીનો | કાદેશ | ગણ.૨૦;૧. | ઝીન કે પારાનના અરણ્યમાં જે કાદેશ આવેલું છે ત્યાં ઈસ્રાએલપુત્રો પાછા આવ્યા. ત્યાં મરિયમ મરણ પામીને દટાઇ. |
| | | ગણ. ૨૦; ૨-૧૩. | પાણીની તંગીને લીધે ઇસ્રાએલીઓએ કચકચ કીધી (અગીઆરમે ફેરે). ત્યારે યહોવાહે મુસાને ફરમાવ્યું કે, લોકોના દેખતાં ખડકને કહે કે તે પોતાનું પાણી આપે. પરંતુ ખડકને કહેવાને બદલે મુસાએ હારૂનની લાકડી લઇને ખડકને બે વાર લાકડી મારીને કહ્યું કે, શું અમે તમારે સારૂ આ ખડકમાંથી પાણી કાઢીએ? પાણી તો પુષ્કળ નીકળ્યું; પણ મુસા તથા હારૂને ઇસ્રાએલપુત્રોની દૃષ્ટિમાં યહોવાહને પવિત્ર ન મનાવ્યો, તેથી યહોવાહે એવું ઠરાવ્યું કે મુસા તેમજ હારૂન વચનના દેશમાં પ્રવેશ કરશે નહિ (એ મરીબાહનાં પાણી છે; કેમકે ત્યાં ઇસ્રાએલપુત્રોએ યહોવાહની સાથે તકરાર કીધી.) |
| | | પુન. ૨; ૧-૨૩. | અદોમ, મોઆબ તથા આમોનપુત્રો પર ચઢાઇ કરવાની યહોવાહે મુસાને મના કીધી. |

| મુસાફરીનું વરસ. | સ્થળ. | શાસ્ત્રવાકય. | બિના. |
|---|---|---|---|
| | | ગણ. ૨૦; ૧૪-૨૨. | અદોમના રાજાએ ઇસ્રાએલપુત્રોને પોતાના દેશમાં થઇને જવા દીધા નહિ, માટે ઇસ્રાએલીઓ મોટો ફેરો ખાઇને આગળ ચાલ્યા. |
| ૩૯મું વર્ષ | | ગણ. ૨૦; ૨૩-૨૯. | હોર પર્વત પર હારૂનને પોતાના પુત્ર એલઆઝારને યાજકપદ સોંપ્યું. પછી હારૂન ૧૨૩ વર્ષની ઉમરે ત્યાં પર્વતના શિખર પર મરણ પામ્યો. |
| | | ગણ. ૨૧; ૧-૩. | આરાદના કનાની રાજા સાથે લડાઇ થઇ, તેમાં ઇસ્રાએલીઓ પહેલી વાર હારી ગયા. પણ બીજી વાર લડાઇ થઇ, તેમાં કનાનીઓનો સંહાર થયો અને તેઓનાં નગરોનો પુરો નાશ કરાયો, તેથી તે જગ્યાનું નામ હોર્માહ (એટલે પ્રભુને અર્પિત કરેલું, અથવા નાશને માટે ઠરાવેલું) પડયું. (૩જી તથા ૪થી લડાઇ). |
| | | ગણ. ૨૧; ૪-૯. | ઇસ્રાએલને મોટો ફેરો ખાવો પડયો, તેથી તેઓ નિરાશ થઇને કચકચ કરવા લાગ્યા (બારમે ફેરે). એ કારણ માટે યહોવાહે તેમની મધ્યે આગીઆ સર્પ મોકલ્યા. પરંતુ લોકોએ પોતાનું પાપ કબુલ કર્યું. ત્યાર પછી મુસાએ તેમને સારૂ વિનંતી કીધી, તેથી યહોવાહના ફરમાવ્યા મુજબ પિત્તળનો સર્પ બનાવવામાં આવ્યો, અને જેટલાએ તે સર્પ તરફ દૃષ્ટિ ફેરવી તેઓ સર્વ સાજા થયા. |
| | અરણ્ય | ગણ. ૨૧; ૧૦-૨૦. | અરણ્યમાંની વિવિધ મજલોની ટીપ. |

| મુસાફરીનું વરસ. | સ્થળ. | શાસ્ત્રવાકય. | બિના. |
|---|---|---|---|
| | | ગણુ. ૨૧; ૨૧-૨૮. | અમોરીઓના રાજા સીહોનના રાજ્યની હદમાં થઇને કુચ કરવાની પરવાનગી માગી, પણ રાજાએ ના પાડી. ત્યાર બાદ યાહાસમાં લડાઇ થઇ કે જેમાં અમોરીઓ હારી ગયા (પાંચમી લડાઇ). ઇસ્રાએલે અમોરીઓનાં સર્વ નગરોમાં એટલે હેસ્બોનમાં તથા તેનાં સર્વ ગામોમાં વાસો કર્યો. |
| | | ગણુ. ૨૧; ૩૨. | પછી મુસાએ યાઝેરની જાસુસી કરવા સારૂ કેટલાએક માણસને મોકલ્યા. એઓએ સર્વ અમોરીઓને નગરોમાંથી કાઢી મુકયા (છઠ્ઠી લડાઇ). |
| | | ગણુ. ૨૧; ૩૩-૩૫. | સૌથી છેલ્લા દૈત બાશાનના રાજા ઓગને એડ્રેઇની લડાઈમાં ઇસ્રાએલે હરાવ્યો, અને તેનાં કોટવાળાં ૬૦ નગરો કબજે કરી લીધાં ( સાતમી લડાઇ ). |
| | | ગણુ. ૨૨; ૧—૨૪; ૨૫. | મોઆબના રાજા બાલાકની સાથે મિદ્યાની સરદારો સંપીલા થયા. તેમણે ઇસ્રાએલને શાપ દેવા સારૂ મેસોપોટામ્યા દેશમાંના પથોર ગામના બલઆમને બોલાવ્યો. બલઆમે પ્રથમ મોકલેલા સંદેશીઆઓના કહેવા પર ધ્યાન આપ્યું નહિ. પણ ત્યાર બાદ બાલાકે વધારે માનવંતા સરદારોને વધારે કીમતી ભેટ લઇને મોકલ્યા. આ વખતે બલઆમને જવાની રજા પ્રભુએ આપી. પણ બીજે દિવસે સવારે તે જવા નીકળ્યો ત્યારે યહોવાહનો દૂત તેની સામે થવા માટે રસ્તામાં |

| મુસાફરીનું વરસ. | સ્થળ. | શાસ્ત્રવાક્ય. | બિના. |
|---|---|---|---|
| | | | ઉભો રહ્યો, અને બલઆમની ગધેડીએ વાચાસહિત પોતાના ધણીને ઠપકો દીધો. બઆલનાં ઉંચસ્થાનો (૨૨; ૪૧), પીસ્ગાહનું શિખર (૨૩; ૧૪), અને પેઓરનુ શિખર (૨૩; ૨૮), આ ત્રણે જગ્યામાં બલઆમે ઇસ્રાએલને શાપ તો નહિ પણ આશીર્વાદ દીધા, અને છેવટમાં ઇસ્રાએલની થનારી આબાદી વિષે ભવિષ્ય કહ્યું. |
| | શિટ્ટીમ | ગણ. ૨૫; ૧-૧૮. | શિટ્ટીમમાં બલઆમની સલાહ પ્રમાણે મોઆબી તથા મિદ્યાની સ્ત્રીઓએ ઇસ્રાએલને પાપ કરવા સારૂ ફોસલાવ્યા. તેથી તેમણે વ્યભિચાર કીધો તથા બાલ-પેઓરની અમંગળ પૂજા પણ કરી. એ બદચાલ કરવામાં જે ઇસ્રાએલીઓ મુખ્ય જેવા હતા તેઓ મારી નાખવામાં આવ્યા, અને તેમની પાછળ ચાલનારા ૨૪,૦૦૦ માણસો મરકીથી માર્યા ગયા. ઇસ્રાએલી ઝિમ્રી નામના પુરૂષે મિદ્યાની સ્ત્રી કોઝબીની સાથે જાહેરાંતમાં કુકર્મ કીધું. તે પરથી એલઆઝાર પ્રમુખ યાજકના દીકરા ફીનહાસે આસ્થાવાન થઇને બન્નેને વિંધી નાખ્યાં. |
| | | ગણ. ૨૬; ૧-૬૫. | ઇસ્રાએલી લોકો યરેખો ગામની સામે શિટ્ટીમમાં હતા ત્યારે તેઓની બીજીવાર ગણત્રી કરવામાં આવી. એક માસ ઉપરાંતના લેવી કુળના ૨૩,૦૦૦, અને બાકીનાં ૧૧ કુળમાંના વીસ વરસ ઉપરાંતનાં ૬,૦૧,૭૩૦, કુલ્લે ૬,૨૪,૭૩૦. સિનાય આગળ જે ગણત્રી કરવામાં આવી હતી (ગણ. ૧), તેમાંના |

| મુસાફરીનું વરસ. | સ્થળ. | શાસ્ત્રવાકય. | બિના. |
|---|---|---|---|
| | | | માત્ર બે માણસ આ ગણત્રી કરતી વખતે હૈયાત હતા, એટલે યહોશુઆ તથા કાલેબ, જુઓ ગણ. ૧૪ ; ૨૧-૩૫. |
| | | ગણ. ૨૭ ; ૧-૧૧. | વારસાના હક વિષે સલોફહાદની પાંચ દીકરીઓએ મુસાને અરજી કીધી. ત્યારે એવો ફેંસલો થયો કે, જો દીકરાઓ ન હોય તો દીકરીઓ વારસ ગણાય ; પરંતુ તેમણે અવસ્ય કરીને પોતાનાજ કુળમાં લગ્ન કરવાં, એ માટે કે એક કુળની હદમાં આવેલો વારસો બીજા કુળને કબજે ન જાય. |
| | | ગણ. ૨૭ ; ૧૨-૨૩. | મુસાને પ્રભુ તરફથી કહેવામાં આવ્યું કે અબારીમ પર્વતની હાર પર ચઢીને જે દેશ મેં ઇસ્રાએલપુત્રોને આપ્યો તે જોવાની તને રજા છે ; પણ ત્યાર બાદ તું તારા લોકોમાં મળી જશે, માટે તારી જગ્યાએ યહોશુઆને આગેવાન તરીકે નિમવો. |
| | | ગણ. ૩૧ ; ૧-૫૪. | મિદ્યાનની સરહદ પર પ્રમુખ્ય યાજક એલઆઝારના દીકરા ફીનહાસે બાર હજાર માણુસ લઇને મિદ્યાની લોકોનો પુરેપુરો સંહાર કર્યો (આઠમી લડાઇ). આ પ્રસંગે બલઆમ ભવિષ્યવાદી તથા મિદ્યાની પાંચ સરદારો માર્યા ગયા, પણ ઇસ્રાએલી કોમનો એક પણ મરાયો નહિ. |
| | | ગણ. ૩૨ ; ૧-૪૨. | રેઉબેન, ગાદ, તથા મનાસ્શેહના અર્ધ કુળને યરદનની પૂર્વગમ કનાનની દેશભૂમિમાંથી હિસ્સો મળ્યો ; પણ એવી શરતે કે તેઓ યરદન પાર જઇને દેશ |

| મુસાફરીનું વરસ. | સ્થળ. | શાસ્ત્રવાક્ય. | બિના. |
| --- | --- | --- | --- |
| | | | જીતવામાં મદદ આપે. |
| | ૪૦મું વર્ષ | ગણ. ૩૫; ૧-૩૪. | લેવીઓને ૪૮ નગર આપવાનું ઠર્યું. અને તેમાંનાં ૭ તો આશ્રયનગર નિમાયાં. |
| | | | (૧) યરદનની પૂર્વગમ—બેસેર, ગિલઆદમાંનું રામોથ, ગોલાન. |
| | | | (૨) યરદનની પશ્ચિમગમ—કેદેશ, શખેમ, ક્રિયાથ-આર્બા એટલે હેબ્રોન. |
| | | [પુ. ૧-૩૧]. | વિદાયગીરીમાં મુસાએ ઇસ્રાએલી લોકોની આગળ ત્રણ ભાષણ કર્યાં— |
| | | પુન. ૧-૩. | I. ઇસ્રાએલીઓ સિનાયથી નીકળ્યા ત્યાર પછી બનેલી બધી બીના યાદ દેવડાવે છે. |
| | | પુન. ૪. | દેવ જડ પદાર્થ નથી પણ આત્મા છે એ બોધ પર ભાર મુકેલો છે. |
| | | પુન. ૫-૧૧. | II. દસ આજ્ઞા ફરીથી પ્રગટ કરવામાં આવે છે, અને તેનું વ્યાખ્યાન કર્યું છે. પછી ઇસ્રાએલપુત્રોને સુબોધ આપવામાં આવે છે કે ગતકાળમાં યહોવાહે તમારા પર જે કૃપાદાનો રેડયાં છે તે સંભારતાં ભવિષ્યમાં એ યહોવાહને તમારે વફાદાર થઇ રહેવું. |
| | | પુન ૧૨-૨૬. | જેને "કરારનું પુસ્તક" કહે છે (નિર્ગ. ૨૦; ૨૨—૨૩; ૩૩) તેનું વ્યાખ્યાન કરેલું છે; અને તે ઉપરાંત ઇસ્રાએલી માણસે પોતાના પડોશીની સાથે કેવી રીતે વર્તવું જોઇએ તે વિષે બોધ આપે છે. |

| મુસાફરીનું વરસ. | સ્થળ. | શાસ્ત્રવાક્ય. | બિના. |
|---|---|---|---|
| | | પુન. ૨૭. | યહોવાહના નિયમ માથે ચઢાવવા બાબત શખેમમાં ગંભીર ક્રિયા કરવાની ફરજ પાડે છે. |
| | | પુન. ૨૮. | યહોવાહને વફાદાર રહીને ચાલશો તો શુભ ફળ મળશે અને અણાજ્ઞાંકિત થશો તો શિક્ષા થશે એવો બોધ આપે છે. |
| | | પુ. ૨૯-૩૧. | III. ઇસ્રાએલપુત્રોને તેમજ યહોશુઆને છેવટનો બોધ આપે છે. ઉપલો કરાર લખવામાં આવે ત્યારે તે લિખિત કરાર યાજકોને હવાલે રહે, અને તેઓ તે લેખ સાત સાત વરસે જાહેર સભા આગળ વાંચી સંભળાવે. |
| | | પુન. ૩૨; ૧-૫૨. | ઇસ્રાએલપુત્રો યહોવાહને અણાજ્ઞાંકિત થાય તો શાપ તેઓ પર આવી પડે તે વાત આગળથી સુચવવાને માટે મુસાએ એક ગીતનાં વચનો ઇસ્રાએલીઓને શિખવ્યાં. |
| | | પુન. ૩૩; ૧-૨૯. | ઇશ્વરભક્ત મુસાએ પોતાના મરણ અગાઉ ઇસ્રાએલપુત્રોને આશીર્વાદ આપ્યો. |
| | | પુન. ૩૪; ૧-૧૨. | મુસા પિસ્ગાહના શિખર પર ચઢયો, અને ત્યાં યહોવાહે તેને આખો કનાન દેશ દેખાડયો. જ્યાં મુસા ૧૨૦ વર્ષની ઉંમરે યહોવાહના વચન પ્રમાણે મરી ગયો, અને યહોવાહે મોઆબ દેશના નિચાણમાં બેથપેઓરની સામે તેને દાટયો. પણ આજ સુધી કોઇ માણસ તેની કબર વિષે જાણતું નથી, સરખાવો યહુદા ૯. |

## અરણ્યમાં થએલી લડાઈઓ.

(૧) નિર્ગ. ૧૭; ૮-૧૬. ઇસ્રાએલપુત્રોને અમાલેકીઓ સામે મરીબા-રફીદીમમાં લડાઈ થઈ. આ પ્રસંગે યહોશુઆ ઇસ્રાએલના સેનાપતિ તરીકે મેદાનમાં યુદ્ધ કરતો હતો, પણ મુસા હોરેબના શિખર પર ચઢીને પ્રાર્થના કરતો હતો. ત્યાં હારૂન તથા હૂર મુસાના હાથને ટેકો આપતા હતા. ઇસ્રાએલે જીત મેળવ્યા પછી ત્યાં વેદી બાંધી, કે જેનું નામ "યહોવાહ-નિસ્સી."

(૨) ગણ. ૧૪; ૪૦-૪૫. ઇસ્રાએલી લોકો યહોવાહની ઇચ્છા વિરૂદ્ધ કનાન દેશ તરફ કુચ કરતા હતા. તેવામાં કનાનીઓ તથા અમાલેકીઓએ ઇસ્રાએલપુત્રોને કાદેશથી હોર્માહ સુધી નસાડયા.

(૩) ગણ. ૨૧; ૧. આરાદના કનાની રાજા સામે નેગેબમાં એટલે કનાન દેશના દક્ષિણ ભાગમાં લડાઈ થઈ. તેમાં આરાદના રાજાએ કેટલાએક ઇસ્રાએલીઓને પકડી લીધા.

(૪) ગણ. ૨૧; ૨, ૩. ઇસ્રાએલપુત્રો ફરીથી હોર્માહ આગળ કનાનીઓની સામે નીકળ્યા, અને આ વખતે તેમણે કનાનીઓને હરાવીને તેમનાં નગરો કબજે કર્યાં.

(૫) ગણ. ૨૧; ૨૧-૨૮ (સરખાવો પુન. ૨; ૨૪-૩૬). અમોરીઓના રાજા સીહોનની સામે ઇસ્રાએલીઓએ યાહાસ આગળ લડાઇ કરી; કારણ કે રાજા સીહોન ઇસ્રાએલપુત્રોને પોતાના દેશમાં થઇને જવા દેતો નહોતો. આ લડાઈમાં ઇસ્રાએલે મોટી જીત મેળવી.

(૬) ગણ. ૨૧; ૩૨: ૩૨; ૧. અમોરીઓ સામે ફરીથી યાઝેરમાં લડાઇ થઇ. તેમાં ઇસ્રાએલીઓએ અમોરીઓને યરદનની પૂર્વ ગમનાં મેદાનોમાંથી નસાડયા, અને ગાદપુત્રોએ તથા રેઉબેનપુત્રોએ તેમનો પ્રદેશ કબજે કરી લીધો.

(૭) ગણ. ૨૧; ૩૩-૩૫ (સરખાવો પુન. ૩; ૧-૧૭). બાશાનના રાજા ઓગ દંત સામે લડાઇ થઈ તેમાં ઓગ રાજા હારી ગયો, અને તેના કિલ્લેબંધ ૬૦ નગરો એટલે આર્ગોબનો આખો પ્રાંત ઇસ્રાએલના તાબામાં આવ્યો.

(૮) ગણ. ૩૧; ૨-૧૨. મિદ્યાન દેશની સરહદ પર મિદ્યાનીઓ સામે લડાઇ થઇ. એ લડાઇમાં પુખ્ત ઊંમરનાં સઘળાં મિદ્યાની સ્ત્રીપુરૂષો માર્યાં ગયાં. બલઆમ તથા મિદ્યાની પાંચ સરદારો પણ પડયા. આ પ્રસંગે ફીનહાસની આગેવાની તળે ૧૨,૦૦૦ ઇસ્રાએલીઓ હતા; પણ તેઓમાંથી એક પણ ઇસ્રાએલી માર્યો ગયો નહિ.

## અરણ્યમાં ઇસ્રાએલની છાવણી.




ઉપલી આકૃતિ પરથી માલમ પડે છે કે, લેવી કુળના લોકો એટલે કહાથ તથા ગેર્શોન તથા મરારીપુત્રો છાવણીની વચ્ચોવચ્ચ આવેલા મંડપની આસપાસ રહેતા હતા, અને મુસા તથા હારૂન તો મુલાકાતમંડપની સામે ઉગમણી બાજુએ છાવણી કરતા હતા (ગણ. ૩ : ૩૮), અને એ સર્વની આસપાસ ત્રણ ત્રણ કુળના જથ્થા રહેતા હતા. એટલે પૂર્વમાં યહૂદાહ તથા યિસ્સાખાર તથા ઝબુલૂન, દક્ષિણમાં રેઉબેન તથા શિમઓન તથા ગાદ, પશ્ચિમમાં એફ્રાઇમ તથા મનાશ્શેહ તથા બિન્યામીન, અને ઉત્તરમાં દાન તથા આશેર તથા નાફતાલી.

---

## કુચ કરતી વખતે કુળોનો અનુક્રમ (ગણ. ૨).

કુચ કરતી વેળાએ સર્વની આગળ તો જે ત્રણ કુળ પૂર્વ ગમ છાવણી કરતાં તેઓ નીકળતાં હતાં; એટલે (૧) યહૂદાહ, (૨) યિસ્સાખાર, (૩) ઝબુલૂન. એઓની પાછળ મરારીપુત્રો તથા ગેર્શોનીપુત્રો મંડપનો સરસામાન લઇને ચાલતા હતા. પછી દક્ષિણ બાજુનાં ત્રણ કુળ કુચ કરતાં; એટલે (૪) રેઉબેન, (૫) શિમઓન, (૬) ગાદ. હવે ઇસ્રાએલનાં બાર કુળોમાંના અડધા ભાગનાં કુળ ચાલી નીકળતાં, ત્યાર પછી કુચમાં મધ્યભાગે કહાથપુત્રો મંડપનાં પરમપવિત્ર વાસણો પોતાની ખાંધ પર ઉપાડીને ચાલતા હતા. એઓની પાછળ પશ્ચિમ ગમનાં ત્રણ કુળ નીકળતાં; એટલે (૭) એફ્રાઇમ, (૮) મનાશ્શેહ, (૯) બિન્યામીન; અને સર્વની પાછળ છાવણીના ઉત્તર ભાગમાં રહેનારાં ત્રણ કુળ આવતાં હતાં, એટલે (૧૦) દાન, (૧૧) આશેર, (૧૨) નાફતાલી.

---

## મંડપના સામાન વિષે (ગણ. ૩).

કુચ કરતી વખતે મંડપનો સામાન હારૂનપુત્રોને હવાલે સોંપાયો હતો. દરેકને ભાગે જે હિસ્સો નિમ્યો હતો તે નીચે મુજબ—

(૧) "કોષ, તથા મેજ, તથા દીપવૃક્ષ, તથા વેદીઓ, પવિત્રસ્થાનનાં સેવા કરવાનાં સાહિત્યો, તથા પડદો, તથા તેને લગતું સર્વ કામ કહાથના દીકરાઓના હવાલામાં રહે." ગણ. ૩ ; ૩૧.

(૨) "મુલાકાતમંડપમાં મંડપ, તથા તંબુ, તથા તેનું આચ્છાદન, તથા મુલાકાતમંડપના દ્વારનો પડદો, અને આંગણાના પડદા, તથા મંડપની પાસે ને વેદીની આસપાસના આંગણાના દ્વારનો પડદો, ને તેના સઘળા કામને વાસ્તે તેની દોરીઓ, તે બધું ગેર્શોનના દીકરાઓના હવાલામાં રહે." ગણ. ૩ ; ૨૫, ૨૬.

(૩) "મંડપનાં પાટિયાં, તથા તેની ભુંગળો, તથા તેના સ્તંભો, તથા તેઓની કુંભીઓ, તથા તેનાં સર્વ ઓઝારો, તથા તેને લગતું સર્વ કામ ; તથા આંગણાની આસપાસના સ્તંભો, તથા તેઓની કુંભીઓ, તથા મેખો, તથા દોરીઓ, એ સઘળું મરારીના દીકરાઓના હવાલામાં રહે." ગણ. ૩ ; ૩૬, ૩૭.

ઉપલો બોજ ઉપાડવા વિષે ગણ. ૭ ; ૭-૯માં લખ્યું છે કે, "બે ગાડાં તથા ચાર બળદ [મુસાએ] ગેર્શોનના દીકરાઓને તેઓની સેવા પ્રમાણે આપ્યાં : ને ચાર ગાડાં તથા આઠ બળદ તેણે મરારીના દીકરાઓને તેઓની સેવા પ્રમાણે આપ્યાં. પણ કહાથના દીકરાઓને તેણે કંઇ ન આપ્યું, કેમકે તેમનું કામ પવિત્રસ્થાનના સંબંધમાં હતું, ને તેઓ તેને પોતાને ખભે ઉંચકી લેતા."

---

## મંડપની રચના.

ઇસ્રાએલપુત્રોની છાવણીને મધ્ય ભાગે ભજનસ્થાન ઉભું કરવામાં આવ્યું હતું. એ પવિત્ર સ્થળના ચોકની આસપાસ કનાથના પડદા ઉભા કર્યાં હતા, અને એ પડદાની અંદરની જગ્યાને "મંડપનું આંગણું" કહેતા હતા. એ આંગણામાં કર્મક્રિયા કરવાને વાસ્તે બે મુખ્ય સાધન મુકેલાં હતાં ; એટલે પિત્તળની યજ્ઞવેદી તથા પિત્તળનો હોજ.

મંડપના આંગણાની અંદર ચોકના પશ્ચિમ ભાગમાં મોટો તંબુ ("મુલાકાતમંડપ") ઉભો કર્યો હતો, કે જેના બે મુખ્ય ભાગ હતા, એટલે તંબુનો પૂર્વ ભાગ "પવિત્રસ્થાન" અને તંબુનો પશ્ચિમ ભાગ "પરમપવિત્રસ્થાન."

પવિત્રસ્થાનમાં ત્રણ વસ્તુ હતી. એટલે ઉત્તર ગમ પવિત્ર રોટલીની મેજ, દક્ષિણ ગમ સોનાનું દીપવૃક્ષ, અને પશ્ચિમ ગમ સોનાની ધુપવેદી. સોનાની ધુપવેદીની પછવાડે જે પડદો હતો તેમાં થઇને પરમપવિત્રસ્થાનમાં પેસી શકાતું હતું.

આ પરમપવિત્રસ્થાનના મધ્યભાગમાં કરારકોષ હતો, કે જેની અંદર ત્રણ પવિત્ર વસ્તુ રાખેલી હતી. એટલે—(૧) દશ આજ્ઞાવાળી પત્થરની બે પાટીઓ, પુન. ૧૦ : ૧-૫ ; (૨) માન્ના ભરેલું સોનાનું પાત્ર, નિર્ગ. ૧૬ ; ૩૨-૩૬ ; (૩) હારૂનની કળી ફૂટેલી લાકડી, ગણ. ૧૭ ; ૧૦, ૧૧. એ ઉપરાંત, કરારકોષ ઉપર સોનાનું ઢાંકણું હતું, કે જેને દયાસન કહે છે, અને એ દયાસનની ઉપર ગૌરવી બે કરૂબો ચડીને મુકેલા હતા.

હવે મજકુર સામગ્રીમાંની દરેક વસ્તુનું વિસ્તારથી વર્ણન નીચે મુજબ આવે છે.

---

## મંડપનું આંગણું.

આંગણાની લંબાઇ ૧૦૦ હાથ તથા પહોળાઇ ૫૦ હાથ હતી. ઉત્તરે તથા દક્ષિણે વીસ વીસ, પણ પૂર્વે તથા પશ્ચિમે દસ દસ પિત્તળના થાંભલા હતા, અને દરેક થાંભલા જોડે પિત્તળનું તળગટ પણ હતું. થાંભલા સાથે ઝીણા કાંતેલા સફેદ સણના પડદા ઉભા રાખેલા હતા, કે જેની ઉંચાઇ ૫ હાથ હતી.

આંગણાની અંદર પ્રવેશ કરવા સારૂ પૂર્વ ગમ જે દરવાજો હતો તેની લંબાઇ ૨૦ હાથ હતી, કે જેમાં ઉપલામાંના ચાર થાંભલા આવેલા હતા. દરવાજાનો જે પડદો પાંચ પાંચ હાથ ઉંચો હતો તે પડદો ઝીણા કાંતેલા સણનો હતો અને તેમાં સફેદ ઉપરાંત નીલ તથા જાંબુઓ તથા કીરમજી રંગ પણ હતો.

---

## પિત્તળની યજ્ઞવેદી.

આંગણાની અંદર રાખેલી આ વેદી બાવળના લાકડાની પણ પિત્તળની મઢેલી હતી. એની લંબાઇ ૫ હાથ, પહોળાઈ ૫ હાથ, અને ઉંચાઇ ૩ હાથ. વેદીને ખુણે ચાર શિંગ હતાં, અને બે બાજુએ બબ્બે કડાં લગાડેલાં હતાં, અને બબ્બે કડાંમાં એકેક કાઠી ઘાલેલી હતી. વળી વેદીની માંહે વચલા ભાગમાં પિત્તળનો જાળીદાર ચુલો હતો, કે જેની ઉપર યજ્ઞપશુ બાળવામાં આવતાં હતાં.

વેદીને લગતાં બધાં વાસણ પિત્તળનાં હતાં. તેઓ નીચે મુજબ—ભસ્મદાનપાત્રો, પાવડા, તપેલાં, ત્રિશૂળ, સઘડીઓ.

---

## પિત્તળનો હોજ.

આ હોજ પિત્તળનો બનાવેલો હતો, અને ઉપલી યજ્ઞવેદી તથા પવિત્રસ્થાનની વચ્ચે રાખેલો હતો. "હોજનું તળિયું પિત્તળનું થાય, ને તેમાં પાણી રેડ, અને હારૂન તથા તેના દીકરાઓ તેમાં હાથપગ ધુએ. તેઓ મુલાકાતમંડપમાં પેસે અથવા સેવા કરવાને માટે એટલે યહોવાહને સારૂ હોમયજ્ઞ બાળવા માટે વેદી પાસે આવે ત્યારે તેઓ માર્યા ન જાય માટે પાણીથી સ્નાન કરે." નિર્ગ. ૩૦ ; ૧૭-૨૧.

---

## મંડપનું ખોખું.

પવિત્રસ્થાન તથા પરમપવિત્રસ્થાન એ બન્ને મળીને મુલાકાતમંડપ થયો હતો. તમામ મંડપની લંબાઈ ૩૦ હાથ, પહોળાઇ ૧૦ હાથ, અને ઉંચાઇ ૧૦ હાથ. મંડપનો જે પૂર્વભાગ તેને પવિત્રસ્થાન કહે છે; તેની લંબાઇ ૨૦ હાથ, પહોળાઇ ૧૦ હાથ, અને ઉંચાઇ ૧૦ હાથ; અને બાકી રહેલો પશ્ચિમનો જે ભાગ તેને પરમપવિત્રસ્થાન કહે છે. તેની લંબાઇ તેમજ પહોળાઇ તેમજ ઉંચાઈ ૧૦ હાથ હતી. તે ઉપરથી જણાય છે કે પરમપવિત્રસ્થાન ૧૦ હાથવાળું ઘનરૂપ હતું.

આખો મંડપ બાવળનાં પાટીયાંનો પરંતુ સોને મઢેલો હતો. દરેક પાટીઆની પહોળાઇ ૧॥ હાથ હતી. ઉત્તરે તથા દક્ષિણે એવાં વીસ વીસ પાટીઆં હતાં. પણ પશ્ચિમ તરફ એવાં ૭ પાટીઆં, અને તે ઉપરાંત ખુણા પર બે નાનાં પાટીઆં હતાં.

દરેક પાટીઆની તળે રૂપાનું એક તળગટ હતું; અને પાટીઆને બરાબર જોડવા સારૂ તળગટને બબ્બે સાલ હતાં. એ તળગટને જમીનમાં ઊંડું દાટતા હતા. દરેક તળગટનું વજન રૂપાનું એક તાલંત હતું.

ઉત્તર તથા દક્ષિણ તથા પશ્ચિમ, એ ત્રણે બાજુએ સોનેથી મઢેલી પાંચ પાંચ કાઠીઓ જોડેલી હતી. વચલી કાઠી તો બાજુ પરનાં બધાં પાટીઆંને પહોંચતી હતી, અને તેની ઉપર તથા નીચે તો કાઠીનાં બબ્બે અડધિયાં હતાં; વળી પાંચે કાઠીઓ ઘાલવા માટે પાટીઆંને કડીઓ લગાડેલી હતી.

---

## મુલાકાતમંડપનાં આચ્છાદન.

(૧) છેક અંદરના આચ્છાદનને "મંડપ" નામ આપેલું છે. એ આચ્છાદન ઝીણા કાંતેલા શણનું હતું; અને તેમાં નીલ તથા જાંબુ તથા કીરમજી બુટ્ટા અને માંહે કરૂબ પાડેલા હતા. એ આચ્છાદનના બે મુખ્ય ટુકડા હતા; એક ટુકડો પવિત્રસ્થાન અને બીજો ટુકડો પરમપવિત્રસ્થાન ઢાંકવા માટે.

પવિત્રસ્થાન ઉપરનો પડદો પાંચ થાનનો બનાવેલો હતો. દરેક થાન ૨૮ હાથ લાંબું તથા ૪ હાથ પહોળું. (કુલ્લે, લંબાઇ ૨૮ હાથ, અને પહોળાઇ ૨૦ હાથ.) એના જેટલોજ બીજો પડદો પરમપવિત્રસ્થાન પર હતો. પણ તે પડદાનો વધારેનો ભાગ પશ્ચિમ તરફ પડવા દેતા હતા. આચ્છાદનના ઉપલા બે મોટા ટુકડાને જોડવા માટે દરેક ટુકડામાં આસમાની રંગનાં પચાસ પચાસ નાકાં હતાં, અને તેમાં ઘાલવા માટે સોનાના પચાસ આંકડા હતા. આ આચ્છાદનની લંબાઈ ૨૮ હાથ હોવાથી એ આચ્છાદન જમીનથી એક હાથ ઉંચું રહેતું હતું.

(૨) મજકુર "મંડપ" નામના આચ્છાદનની ઉપર જે પડદો નાખતા હતા તેને "તંબુ" નામ આપેલું છે. આ આચ્છાદન બકરાંનાં રૂઆંનું બનાવેલું હતું. એના બે મુખ્ય ટુકડા હતા; એક ટુકડો પવિત્રસ્થાન અને બીજો ટુકડો પરમપવિત્રસ્થાન ઢાંકવા માટે.

- પવિત્રસ્થાન ઉપરનો પડદો ૬ થાનનો બનાવેલો હતો. દરેક થાન, ૩૦ હાથ લાંબું તથા ૪ હાથ પહોળું (કુલ્લે, લંબાઈ ૩૦ હાથ, અને પહોળાઇ ૨૪ હાથ.) બીજો ટુકડો જે પરમપવિત્રસ્થાન પર હતો તે ૫ થાનનો બનાવેલો હતો. દરેક થાન, આગળની માફક ૩૦ હાથ લાંબું તથા ૪ હાથ પહોળું, (કુલ્લે લંબાઇ ૩૦ હાથ, અને પહોળાઇ ૨૦ હાથ.) તંબુને મોખરે પવિત્ર-સ્થાન ઉપરનું જે છઠ્ઠું થાન હતું તેને બેવડું વાળવામાં આવતું હતું.

આચ્છાદનના ઉપલા બે મોટા ટુકડાને જોડવા માટે દરેક ટુકડામાં આસમાની રંગનાં પચાસ પચાસ નાકાં હતાં; અને એ નાકાંમાં ઘાલવા માટે પિત્તળના પચાસ આંકડા હતા.

(૩) "તંબુ"ની ઉપરનું આચ્છાદન. એ ઢાંકણ મેંઢાના લાલ રંગેલા ચામડાનું હતું.

(૪) મજકુર જે ત્રણ આચ્છાદન તે સર્વની ઉપર એક ચોથું આચ્છાદન રાખેલું હતું; અને તે તો સીલ માછલીના ચામડાનું બનાવેલું હતું.

---

## પડદા કે દરવાજા.

(૧) આંગણાનો દરવાજો.—એને પિત્તળના ચાર થાંભલા હતા, અને દરેક થાંભલા તળે પિત્તળની એકેક કુંભી હતી. એ થાંભલાઓ પર નીલ તથા જાંબુઆ તથા કીરમજી રંગનો અને ઝીણા કાંતેલા સણનો બુટ્ટેદાર પડદો ટાંગેલો હતો.

(૨) મંડપનો દરવાજો.—એ દરવાજે થઇને પવિત્રસ્થાનમાં પેસી શકાતું હતું. દરવાજાને બાવળના લાકડા અને સોને મઢેલા પાંચ થાંભલા હતા;

અને દરેક થાંભલા તળે પિત્તળની એકેક કુંભી હતી. થાંભલા ઉપર જે પડદો ટાંગેલો હતો તે "આંગણુાના દરવાજા"ના પડદા જેવોજ હતો; એટલે તે નીલ તથા જાંબુઆ તથા કીરમજી રંગનો અને ઝીણા કાંતેલા સણનો બુટ્ટેદાર પડદો હતો.

(૩) સુંદર પડદો.—એ દરવાજે થઇને પરમપવિત્રસ્થાનમાં પેસી શકાતું હતું. તેના જે ચાર થાંભલા તેઓ બાવળના લાકડાના અને સોને મઢેલા હતા, અને દરેક થાંભલા તળે રૂપાની એકેક કુંભી હતી. થાંભલાઓ પરનો પડદો નીલ તથા જાંબુઆ તથા કીરમજી રંગનો અને ઝીણા કાંતેલા સણનો હતો, અને તે ઉપરાંત એ પડદામાં કરૂબો પાડેલા હતા.

---

## પવિત્રસ્થાનમાંની વસ્તુઓ.

(૧) ધુપવેદી પવિત્રસ્થાનમાં છેક પશ્ચિમે એટલે સુંદર પડદાની આગળ મુકેલી હતી. તે વેદી બાવળના લાકડાની અને સોને મઢેલી હતી. એની ઉંચાઇ ૨ હાથ, લંબાઇ ૧ હાથ, અને પહોળાઇ ૧ હાથ હતી. એને ચારે ખુણે ચાર શિંગ હતાં. બે બાજુએ સોનાની એકેક કડી હતી, કે જેમાં સોને મઢેલી બાવળની બે કાડી ઘાલવામાં આવી હતી. ધુપવેદીને મથાળે સોનાનો કઠેરો બનાવેલો હતો. આ વેદી પર કેવળ ધુપદ્રવ્ય બાળવામાં આવતું હતું.

ધુપદ્રવ્ય વિષે નિર્ગ. ૩૦; ૩૪માં લખ્યું છે કે, "યહોવાહે મુસાને કહ્યું કે, તું તારી પાસે સુગંધીદાર કરિયાણું લે, એટલે નાટાફ તથા શહેલેથ તથા હેલ્બનાહ, એ સુંગધીદાર કરિયાણું ચોખ્ખા લોબાન સુદ્ધાં લે, દરેકનું સરખું તોલ હોય." આવું ધુપદ્રવ્ય બનાવવાની બીજાં બધાં માણસને સખત મના હતી. હારૂન તથા તેના વંશજો શિવાય બીજા કોઇ માણસ આ ધુપદ્રવ્ય બાળી પણ શકતા નહિ. ધુપદ્રવ્યના કરિયાણાને બહુજ ઝીણું કુટીને પછી બાળતા હતા, એ માટે કે તેની સુંગધ બધે પસરી જાય. "ચોખ્ખું" "નિરંતર," "પરમપવિત્ર" એવા એવા શબ્દ આ ધુપદ્રવ્યને માટે શાસ્ત્રમાં વાપરેલા છે.

કુચ કરતી વખતે ધુપવેદી પર બે આચ્છાદન ઢાંકવામાં આવતાં હતાં; એક આચ્છાદન આસ્માની રંગના લુગડાનું, અને બીજું તો સીલ માછલીના ચામડાનું.

(૨) અર્પિત રોટલીની મેજ.—એ મેજ પવિત્રસ્થાનમાં ઉત્તર બાજુએ મુકેલી હતી, અને તે સોને મઢેલા બાવળના લાકડાની બનાવેલી હતી. તેની લંબાઈ ૨ હાથ, પહોળાઈ ૧ હાથ, અને ઉંચાઇ ૧॥ હાથ હતી. મેજના દરેક પગને મથાળે એકેક સોનાનું કડું હતું; અને તે કડામાં સોને મઢેલી બાવળની બે લાકડી ઘાલતા હતા. એ મેજને ફરતો સોનાનો કઠેરો હતો; અને કઠેરાની

ચારે તરફ એક હાથ પહોળી ફરતી પાળ હતી. મેજને લગતાં બધાં વાસણ ચોખ્ખા સોનાનાં હતાં; એટલે થાળીઓ, કડછીઓ, વાટકાઓ તથા પ્યાલાં. મેજ ઉપર ૭ ૭ રોટલીની બે હાર ગોઠવતા હતા. દર સાબ્બાથે જુની રોટલી લઇ લેતા, અને તેને બદલે તાજી રોટલી મુકતા. જુની રોટલીઓ તો હારૂન તથા તેના પુત્રો પવિત્રસ્થાનમાં બેસીને ખાતા હતા. કુચ કરતી વખતે મેજને લગતાં પાત્રો રોટલીની સાથે મેજ ઉપર મુકતા હતા, અને એ બધા સામાનની ઉપર આસમાની લુગડું ઢાંકતા હતા.

(૩) દીપવૃક્ષ.—એ તો પવિત્રસ્થાનમાં દક્ષિણ બાજુએ મુકેલું હતું. તે ઘડેલા ચોખ્ખા સોનાનું બનાવેલું હતું. તેમાં વચ્ચોવચ્ચ એક ડાંડો ઉભો હતો, અને તેમાંથી બન્ને બાજુએ ત્રણ ત્રણ ડાળી કે શાખા નીકળતી હતી. દરેક ડાળીમાં ત્રણ ચાડાં હતાં, અને દરેક ચાડાને લગતી એક કળી તથા એક ફુલ, પરંતુ વચલા ડાંડામાં ત્રણને બદલે ચાર ચાડાં હતાં, અને દરેક ચાડાના જવાબમાં એક ડાળી તથા એક ફુલ. એ ઉપરાંત દરેક જોડડાળીની નીચે એકેક પાયારૂપ કળી હતી.

દીપવૃક્ષને લગતાં વાસણ ચોકખા સોનાનાં હતાં; એટલે કાતર તથા અગ્નિપાત્ર. એ પાત્રો સુદ્ધાં દીપવૃક્ષનું વજન સોનાનું એક તાલંત હતું. દીપવૃક્ષને માટે જૈતુનનું પીલેલું ચોખ્ખું તેલ વાપરતા હતા. દીવો રાતદિવસ બળતો રહેતો હતો. એને સાચવવાનું કામ હારૂન તથા તેના પુત્રોને સોંપેલું હતું. બીજા કોઇને એ કામ કરવાની રજા નહોતી.

---

## પરમપવિત્રસ્થાનમાંની વસ્તુઓ.

પરમપવિત્રસ્થાનની લંબાઈ તથા પહોળાઇ તથા ઉંચાઇ સમાન હતી, એટલે ૧૦ હાથ. સુંદર પડદો ઉઘેડીને પરમપવિત્રસ્થાનમાં પેસીએ તો તેમાં એકજ વસ્તુ નજરે પડે, એટલે કરૂબો સહિતનો સાક્ષ્યકોષ.

સાક્ષ્યકોષ જાતે બાવળના લાકડાનો બનાવેલો હતો; પણ માંહે તથા બહાર બધી બાજુએ સોને મઢેલો હતો. એની લંબાઇ ૨॥ હાથ, પહોળાઇ ૧॥ હાથ, અને ઉંચાઈ ૧॥ હાથ હતી. બે બાજુએ બબ્બે સોનાનાં કડાં હતાં, અને તેમાં સોને મઢેલી બાવળના લાકડાની બે કાઠી હતી. "કોષનાં કડાંમાં દાંડા રહે, તેઓ તેમાંથી લઇ લેવામાં નહિ આવે" (નિર્ગ. ૨૫; ૧૫). હવે દાંડા કડાંમાં કાયમ રહેતા, તે પરથી આ કોષને ઉપાડે કે જમીન પર મુકે ત્યારે કોષને અડકવાનું કંઇ પણ પ્રયોજન નહોતું, અને જો કોઈ તેને અડકે તો તે મહાપાતકી ગણાતો (સરખાવો ૨ શમૂ. ૬; ૬, ૭.) કોષની આસપાસ મથાળે ચારે તરફ સોનાનો કઠેરો હતો, કે જેની તળે દયાસનનું પાટીયું કોષ પર બરાબર બંધબેસતું હતું.

સાક્ષ્યકોષની અંદર દસ આજ્ઞાવાળી પત્થરની બે પાટીઓ, માન્ના ભરેલું સોનાનું એક પાત્ર, અને હારૂનની કળી ફૂટેલી લાકડી, એ ત્રણ વસ્તુ રાખેલી હતી. વળી કોષની બહાર એક બાજુએ નિયમશાસ્ત્રનું પુસ્તક મુકેલું હતું (જુઓ નિર્ગ. ૧૬ ; ૩૪ : ગણુ. ૧૭ ; ૧૦ : ૧ રાજા. ૮ ; ૯ : ૨ કાળ. ૫ ; ૧૦ : હેબ્રી. ૯ ; ૩, ૪ : પુન. ૧૦ ; ૫ : ૩૧ ; ૨૪-૨૬).

**દયાસન.**—એ તો સાક્ષ્યકોષના ઢાંકણા દાખલ નકકુર ચોખ્ખા સોનાનું પાટિયું હતું. એની લંબાઈ ૨॥ હાથ, અને પહોળાઇ ૧॥ હાથ હતી, તેથી આ ઢાંકણું કોષ ઉપર બરાબર થઇ રહેતું હતું.

**કરૂબો.**—દયાસનની ઉપર સોનાના બે કરૂબો હતો, અને તેઓ દયાસનની સાથે સળંગ ઘડેલા હતા. એક કરૂબ દયાસનને એક છેડે અને બીજો કરૂબ દયાસનને બીજે છેડે બેઠેલો જણાતો. "કરૂબો પાંખો ઉંચી પસારીને અને મુખો સામસામાં રાખીને દયાસન પર પોતાની પાંખોથી આચ્છાદન કરે; કરૂબોનાં મ્હોં દયાસનની ભણી રહે" (નિર્ગ. ૨૫; ૨૦). આ દયાસન પર પ્રાયશ્ચિત્તને મોટે દિવસે પ્રમુખ્યયાજક લોહીનો છંટકાર કરતો હતો, અને એ લોહીની ગમ કરૂબો જાણે કે નિત્ય તાકીને જોયા કરતા હતા (સરખાવો ૧ પીતર ૧; ૧૨).

કરૂબો કે સરાફો વિષે સતશાસ્ત્રમાં જે કંઇ વાતો મળી આવે છે તે નીચે મુજબ—ઉત્પ. ૩ ; ૨૪ : નિર્ગ. ૨૫; ૧૮-૨૦ : યશા. ૬; ૧-૪ : હઝ. ૧; ૪-૨૮ : ૧૦ ; ૮-૨૨ : પ્રકટી. ૪; ૬-૧૧.

**શખીનાહ.**—સાક્ષ્યકોષ પરમપવિત્ર વસ્તુ ગણાતી હતી, કેમકે કોષના દયાસનની ઉપર તથા કરૂબો મધ્યે યહોવાહનો ગૌરવ મેઘરૂપે પ્રગટ થઇને નિરંતર રહેતો હતો. એ ગૌરવને "શખીનાહ" કહેતા હતા. નિર્ગ. ૪૦; ૩૪-૩૮માં લખ્યું છે કે, "મેઘે મુલાકાતમંડપ ઉપર આચ્છાદન કીધું અને યહોવાહના ગૌરવથી મંડપ ભરાઇ ગયો···જ્યારે મેઘ મંડપ ઉપરથી ઉઠાવી લેવાતો ત્યારે ઇસ્રાએલપુત્રો પોતાની સર્વ મુસાફરીઓમાં આગળ ચાલતા, પણ જો મેઘ ઉઠાવી ન લેવાતો તો તે ઉઠાવી લેવામાં આવે તે દિવસ સુધી તેઓ કુચ કરતા નહિ.···યહોવાહનો મેઘ દિવસે મંડપ ઉપર રહેતો, અને રાત્રે તેમાં અગ્નિ રહેતો."

**નોંધ.**—યહુદી લોકોમાં ચાલતી દંતકથા પ્રમાણે મુસાના મંડપમાં તથા સુલેમાનના મંદિરમાં નીચે મુજબનાં પાંચ વાનાં હતાં (પરંતુ ઝરૂબ્બાબેલના મંદિરમાં તેમાંનું એક પણ નહોતું),—૧) દયાસન સહિતનો સાક્ષ્યકોષ; ૨) પરમપવિત્રસ્થાનમાં મેઘરૂપ શખીનાહ ગૌરવ; ૩) યજ્ઞવેદી પર આકાશમાંથી ઉતરેલો અગ્નિ; ૪) ઉરીમ તથા તુમ્મીમ, એટલે નૂર તથા પૂર્ણતા; ૫) ભવિષ્યવાત બોલવાનો આત્મા.

---

## પ્રમુખ્યયાજકનાં વસ્ત્ર.

૧) અંગ ઉપર પ્રથમ ઝીણા સણનો ભરત ભરેલો સફેદ ઝબ્બો પ્રમુખ્યયાજક પહેરતો (નિર્ગ. ૨૮; ૩૯), અને તેની ઉપર

૨) ઝીણા સણનો સફેદ કમ્મરબંધ બાંધતો. તેની ઉપર

૩) એફોદનો જામો. એ તમામ આસમાની રંગનો તથા સીવણ વગરનો હતો, કે જેના છેડા પર ૭૨ ઘંટડીઓ હતી, અને ઘંટડીઓના ગાળામાં એકેક દાડમ (નિર્ગ. ૨૮; ૩૧-૩૩). પછી તે ઉપર

૪) એફોદવસ્ત્ર તથા સોનાનો કમરબંધ. એ બંને ઝીણા કાંતેલા સણનાં હતાં, અને તેમાં નીલ તથા જાંબુઆ તથા કીરમજી બુટ્ટા પાડયા હતા. એફોદ વસ્ત્રના ખભાઓ પર બે શોહામ પાષાણ સોનાજડિત હતા, અને દરેક પાષાણમાં ઇસ્રાએલપુત્રોનાં ૭ ૭ કુળનાં નામ કોતરેલાં હતાં (નિર્ગ. ૨૮; ૫-૧૪: ૩૯; ૨, ૩). પછી

૫) ન્યાયકરણનું ઉરપત્ર. એ ઝીણા કાંતેલા સણનું હતું, અને તેમાં નીલ તથા જાંબુઆ તથા કીરમજી બુટ્ટા પાડેલા હતા, અને તે સાથે તેમાં સોનેરી ભરત પણ હતું. આ ઉરપત્ર એક એક ચોરસ વેંત જેટલું થાય માટે તેને બેવડું વાળીને રાખતા હતા. ઉરપત્રની અંદર ઉરીમ તથા તુમ્મીમ મુકેલાં હતાં (ઘણું કરીને એ નામના બે પત્થર સમજવા), અને એની ઉપર બાર ઝવેર બેસાડેલાં હતાં, અને તેની ઉપર ઇસ્રાએલનાં બાર કુળનાં નામ કોતરેલાં હતાં (નિર્ગ. ૨૮; ૧૫-૨૧, ૩૦). અને છેવટે

૬) શીરબંધ કે પાઘડી. એ સફેદ ઝીણા સણની હતી, અને તેના પર નીલ રંગની ફીતથી સોનાનો પટ્ટો બાંધેલો હતો. પટ્ટા ઉપર એવો લેખ લખેલો હતો કે, "યહોવાહને સારૂ પવિત્ર."

આ બધાં વસ્ત્રોનું નામ "ગૌરવ તથા શોભાનાં વસ્ત્ર" હતું. નિર્ગ. ૨૮; ૨.

વરસમાં એકવાર એટલે પ્રાયશ્ચિત્તને મોટે દિવસે જ્યારે પ્રમુખ્યયાજક પરમપવિત્રસ્થાનમાં જતો હતો ત્યારે તે આ વસ્ત્રો પહેરતો નહોતો, પણ તેને બદલે સફેદ સણનાં સાદાં વસ્ત્ર.

સાદાં વસ્ત્ર એટલે—૧) ઇજાર, ૨) જામો કે બદન, ૩) કમ્મરબંધ, ૪) શીરબંધ. (લેવી. ૧૬; ૩, ૪).

નોંધ.—ઉરીમ તથા તુમ્મીમ વિષે, જુઓ નિર્ગ. ૨૮; ૩૦: લેવી. ૮; ૮: ગણ. ૨૭; ૨૧: પુન. ૩૩; ૮: ૧ શમૂ. ૨૮; ૬: એઝરા ૨; ૬૩: નહે. ૭; ૬૫.

## સાધારણ પંક્તિના યાજકોનાં વસ્ત્ર.

સાધારણ યાજકોનાં વસ્ત્ર બધાં સફેદ રંગનાં, ઝીણા સણનાં, તથા ભરત વગરનાં હતાં. એ વસ્ત્રો નીચે મુજબ—૧) ઇજાર, ૨) જામો કે બદન, ૩) કમ્મરબંધ, ૪) શીરબંધ.

---

## અર્પણ વિષે નોંધ.

"સુવાસિક" અર્પણો ત્રણ જાતનાં હતાં.—૧) દહનીયાર્પણ, ૨) શાંત્યર્પણ, ૩) ખાદ્યાર્પણ.

લોહીરહિતનાં અર્પણો ત્રણ જાતનાં હતાં.—૧) સાધારણ અર્પણ, જેમકે, મેજ પર અર્પેલી રોટલી, ધુપવેદી પર બાળવાનો ધુપ; ૨) ઐચ્છિકાર્પણ, એટલે માનતા ચઢાવ્યા પછી કરેલાં અર્પણ; ૩) નૈમિત્તિક અર્પણ, એટલે ખાસ પ્રસંગે ચઢાવવા સારૂ ઠરાવેલાં અર્પણ, જેમકે, પ્રથમફળ, પ્રથમજનિત, દશાંશ.

લોહીસહિતનાં અર્પણો ચાર જાતનાં હતાં.—૧) દહનીયાર્પણ, ૨) શાંત્યર્પણ, ૩) પાપાર્થાર્પણ, ૪) દોષાર્થાર્પણ.

---

## યજ્ઞપશુ ચઢાવતી વખતની ક્રિયા.

૧) અર્પણ ચઢાવનાર માણસે પોતે મુલાકાતમંડપના દ્વાર પાસે યજ્ઞપશુ લઇને આવવું.

૨) તે માણસે યજ્ઞપશુના માથા પર પોતાના હાથ મુકવા.

૩) તે માણસે પિત્તળની વેદીની ઉત્તર ગમ યજ્ઞપશુને કાપવું.

૪) કાપેલા જાનવરનું લોહી યાજકે છાંટવું. છાંટવાના સંબંધમાં જુદા જુદા નિયમ હતા. (પ્રાયશ્ચિત્તનું કામ તો યાજકજ કરે.)

૫) કાપેલા યજ્ઞપશુને યાજકે તમામ (નહિ તો, કેવળ તેની ચરબી) યજ્ઞવેદી પર બાળવું.

૬) શાંત્યર્પણ કરવાની વખતે—યજ્ઞપશુની ચરબી બાળવી, યાજકનો હિસ્સો તેને માટે જુદો રાખવો, અને બાકી રહેલો ભાગ અર્પણ ચઢાવનાર માણસે પોતાના કુટુંબીઓ તથા ગરીબ લેવીઓસહિત મંડપના આંગણામાં બેસીને ખાવું. (શાંત્યર્પણમાં ઇશ્વરનો પોતાના લોક સાથેનો માર્મિક મેળાપ દર્શાવેલો હતો, તથા એ વડે આનંદની જે તૃપ્તિ થાય તે પણ સુચવેલું હતું.)

---

## યજ્ઞપશુના માથા પર હાથ મુકતા તે વિષે.

યજ્ઞપશુના માથા પર હાથ મુકવાથી અર્પણ ચઢાવનાર માણસ એવું કબુલ કરતો હતો કે—

૧) જે જાનવર હું લાવ્યો છું તે મારી પોતાની માલીકીનું છે, પારકાનું નથી.

૨) એના પર મારા અપરાધોનો બોજો નાખવા હું ઇચ્છું છું.

૩) મારાં પાપનું પ્રાયશ્ચિત્ત થાય તે માટે હું આ પશુને ચઢાવું છું.

૪) મારાં પાપને લીધે હું મરણદંડપાત્ર છું.

૫) મારા જીવને બદલે આ જાનવરનો જીવ સ્વીકારવામાં આવે એવી ઇશ્વર આગળ હું વિનંતી કરૂં છું.

## યજ્ઞાર્પણો વિષે નોંધ.

હવે જુદી જુદી જાતનાં યજ્ઞાંપણોનું સવિસ્તર વર્ણન કરીશું, અને વર્ણન કરવામાં આપણે વિશેષે કરીને દસ બાબત ઉપર ધ્યાન લગાડીશું તો સારૂં. એટલે—૧) યજ્ઞાર્પણ કરવાનો હેતુ શો, ૨) યજ્ઞપશુ કઇ જાતનું, ૩) યહોવાહના હિસ્સામાં જે લોહી તેનું શું કરવું, ૪) યહોવાહના હિસ્સામાં જે ચરબી તેનું શું કરવું, અથવા શું શું બાળવું, ૫) યાજકને હિસ્સે શું આવે, ૬) યજ્ઞપશુ લાવનારને હિસ્સે શું આવે, ૭) યાજકને કરવાની ખાસ ક્રિયા શી, ૮) યજ્ઞપશુ લાવનારને કરવાની ખાસ ક્રિયા શી, ૯) સાથે લાવવાનાં અર્પણો કયાં કયાં, ૧૦) મજકુર યજ્ઞાર્પણ કયે કયે પ્રસંગે થતું.

## યજ્ઞાર્પણોનો અનુક્રમ.

ઇસ્રાએલપુત્રો વિવિધ યજ્ઞાર્પણો નીચેના અનુક્રમ મુજબ ચઢાવતા હતા—સૌથી પ્રથમ દોષાર્થાર્પણ, પછી પાપાર્થાર્પણ, ત્યાર પછી દહનીયાર્પણ એની પાછળ ખાદ્યાર્પણ તથા પેયાર્પણ, અને છેવટે શાંત્યર્પણ.

## લોહી તથા ચરબી વિષે.

લોહી કદી પીવું નહિ; કેમકે લોહીમાં જીવન રહેલું છે (ઉત્પ. ૯; ૪: લેવી. ૧૭; ૧૧), અને લોહીથી જીવનું પ્રાયશ્ચિત્ત થાય છે (લેવી. ૧૭; ૧૧, ૧૨). લોહી ખાનારને પોતા મધ્યેથી વિચ્છેદિત કરવો (લેવી. ૭; ૨૭).

ચરબી કદી ખાવી નહિ; કેમકે ચરબી તો પશુમાં સૌથી ઉત્તમ ભાગ છે, અને એ સૌથી ઉત્તમ ભાગ તો યહોવાહને સારૂ ખાસ જુદો કરવો જોઇએ (લેવી. ૩; ૧૧, ૧૬, ૧૭ : ૭; ૨૩-૨૫). ચરબી ખાનાર માણસને પોતા મધ્યેથી વિચ્છેદિત કરવો જોઇએ (લેવી. ૭; ૨૫).

## I. દોષાર્થાર્પણ.

લેવી. ૫; ૧૪-૧૭ : ૬; ૧-૭ : ૭; ૧-૭.

| | |
|---|---|
| ૧. અર્પણનો હેતુ. | ઇશ્વરના કે માણસના હકનું નુકશાન કર્યા પછી તે નુકશાની ભરી આપવી, અને ત્યાર બાદ પ્રભુના પસંદ કરેલા લોકનો હક પાછો મેળવવો. |
| ૨. યજ્ઞપશુની જાત. | નિર્દોષ ઘેટો (જેટલા શેકેલનું નુકશાન કર્યું હોય તેટલાના પ્રમાણમાં ઘેટો જોઇએ). |
| ૩. લોહી વિષે. | પિત્તળની વેદી પર લોહી ચારેગમ છાંટવું. |
| ૪. બાળવા વિષે. | બધો મેદ બાળવો; એટલે આંતરડાં પરનો મેદ, મેદસહિતના ગુર્દા, કલેજાનું અંતરપડ, અને ચરબીદાર પુંછડી. |
| ૫. યાજકનો હિસ્સો. | બાકી રહેલું બધું. |
| ૬. અર્પણ લાવનારનો હિસ્સો. | કંઇ નહિ. |
| ૭. યાજકની ખાસ ક્રિયા. | કંઈ નહિ. |
| ૮. અર્પણ લાવનારની ક્રિયા. | યજ્ઞવેદીની ઉત્તર બાજુએ ઘેટાને કાપવો. |
| ૯. સાથે કરવાનું કાર્ય. | નુકશાની ભરી આપતી વખતે ⅕ ભાગ વધારે આપવો. |
| ૧૦. અર્પણ કરવાના પ્રસંગ. | ૧) પ્રભુના હકનું નુકશાન અજાણતાં કર્યું હોય ત્યારે.<br>૨) મના કરેલું કામ અજાણતાં કર્યું હોય ત્યારે.<br>૩) જાણી જોઇને કરેલા કેટલાએક ગુન્હા વખતે.<br>૪) કહોડીઓ સાજો થાય ત્યારે.<br>૫) નાજીરવ્રત ભંગ થાય ત્યારે. |

## II. પાપાર્થાર્પણ.

લેવી. ૪; ૧-૩૫ : ૫; ૧-૧૩ : ૬; ૨૪-૩૦.

| | |
|---|---|
| ૧. અર્પણનો હેતુ. | પાપનું પ્રાયશ્ચિત્ત થાય તેને અર્થે આ અર્પણ ચઢાવવામાં આવતું હતું. |
| ૧૦. અર્પણ કરવાના પ્રસંગ. | ૧) માણસ અજાણતાં અપરાધ કરે ત્યારે.<br>૨) બીજાને પાપ કરતાં જોયા છતાં તે પાપ પ્રગટ ન કરે ત્યારે.<br>૩) અશુદ્ધ વસ્તુનો સ્પર્શ થાય ત્યારે. |

| | |
|---|---|
| | ૪) વગર વિચારે સમ ખાવામાં આવે ત્યારે. |
| | ૫) પ્રસુતિ પછીના અરસામાં. |
| | ૬) કહોડીઓ સાજો થાય ત્યાર પછી. |
| | ૭) નાજીરવ્રત ભંગ થાય કે પૂર્ણ થાય ત્યારે. |

### (અ) પાપ કરનાર જો યાજક હોય તો,

| | |
|---|---|
| ૨. યજ્ઞપશુની જાત. | નિર્દોષ જુવાન વાછરડો. |
| ૩. લોહી વિષે. | પરમપવિત્રસ્થાનના પડદા આગળ લોહીનો સાત વાર છંટકાર કરવો, થોડું લોહી ધુપવેદીનાં ચારે શિંગડે લગાડવું, અને બાકીનું લોહી યજ્ઞવેદીની થડમાં રેડી દેવું. |
| ૪. બાળવા વિષે. | બધો મેદ; એટલે આંતરડાં પરનો મેદ, મેદસહિતના ગુર્દાં, કલેજાનું અંતરપડ. |
| ૫. યાજકનો હિસ્સો. | કંઇ નહિ. |
| ૬. અર્પણુ લાવનારાને હિસ્સો. | કંઈ નહિ. |
| ૭. યાજકની ખાસ ક્રિયા. | વાછરડાને છાવણી બહાર બાળવું, એટલે ચામડું, માંસ, માથું, પગ, વિષ્ટા, એ બધું બાળવું. |
| ૮. અર્પણુ લાવનારની ક્રિયા. | પાપ કરનાર યાજક પોતે તે વાછરડાને યહોવાહ આગળ કાપે. |
| ૯. સાથે કરવાનાં અર્પણુ. | કંઇ નહિ. |

### (આ) પાપ આખા સમુદાયના માથા પર હોય તો,

બધી બાબતમાં, યાજકના પાપને અર્થે જે ક્રિયા ઠરાવેલી છે તેના જેવી ક્રિયા કરવી, પરંતુ એક ક્રિયામાં ફેરફાર છે; એટલે જમાતને નામે (ઘણું કરીને ત્રણુ) વડીલો વાછરડાના માથા પર પોતાના હાથ મુકે; ત્યાર પછી પાપાર્થાર્પણુનો વાછરડો યહોવાહની આગળ કપાય.

### (ઇ) પાપ કરનાર જો અધિકારી હોય તો,

| | |
|---|---|
| ૨. યજ્ઞપશુની જાત. | નિર્દોષ બકરો. |
| ૩. લોહી વિષે. | યજ્ઞવેદીને શિંગડે થોડું લોહી લગાડવું, અને બાકીનું લોહી યજ્ઞવેદીની થડમાં રેડવું. |
| ૪. બાળવા વિષે. | બધો મેદ બાળવો. |
| ૫. યાજકનો હિસ્સો. | મેદ શિવાયનું રહેલું બધું. |

| | |
|---|---|
| ૬. અર્પણ લાવનારનો હિસ્સો. | કંઈ નહિ. |
| ૭. યાજકની ખાસ ક્રિયા. | [બકરાના માંસને છાવણીની બહાર લઇ જઈને બાળવું એવી કંઈ ફરજ બતાવેલી નથી.] |
| ૮. અર્પણ લાવનારની ક્રિયા. | પાપ કરનાર માણસ બકરાને વેદીની ઉત્તરે કાપે. |
| ૯. સાથે કરવાનાં અર્પણ. | કંઇ નહિ. |

### (ઈ) પાપ કરનાર જો સાધારણ પંક્તિનો માણસ હોય.

### (અ) અર્પણ લાવનાર માણસ ગરીબ ન હોય તો,

યજ્ઞપશુ દાખલ નિર્દોષ હલવાન (માદા) અથવા નિર્દોષ લવારૂં (માદા) લાવે.—આ અર્પણ કરવાની ક્રિયા તો, અધિકારીના પાપાર્થાર્પણને માટે જેવી હતી તેવીજ આ પણ છે.

### (આ) અર્પણ લાવનાર માણસ ગરીબ હોય તો,

| | |
|---|---|
| ૨. યજ્ઞપશુની જાત. | એક હોલું અથવા એક કબુતર. |
| ૩. લોહી વિષે. | યજ્ઞવેદીની બાજુએ લોહીનો છંટકાર કરવો, અને બાકીનું લોહી વેદીની થડમાં ઢોળવું. |
| ૪. બાળવા વિષે. | કંઈ નહિ. |
| ૫. યાજકનો હિસ્સો. | લોહી શિવાયનું બાકી રહેલું બધું. |
| ૬. અર્પણ લાવનારનો હિસ્સો. | કંઇ નહિ. |
| ૭. યાજકની ખાસ ક્રિયા. | પક્ષીની ડોક મરડે, પણ તેને ચીરીને બે ભાગ ન પાડે. |
| ૮. અર્પણ લાવનારની ક્રિયા. | કંઇ નહિ. |
| ૯. સાથે કરવાનાં અર્પણ. | બીજો એક હોલો કે કબુતર લઇને તેનું દહનિયાર્પણ કરવું. |

### (ઇ) અર્પણ લાવનાર માણસ છેક ગરીબ હોય તો,

| | |
|---|---|
| ૨ યજ્ઞદ્રવ્યની જાત. | માત્ર ૧/૧૦ એફાહ લોટ, તેલરહિત તથા લોબાનરહિત. |
| ૩. લોહી વિષે. | કંઇ નહિ. |
| ૪. બાળવા વિષે. | મુઠ્ઠીભર લોટ બાળવો. |
| ૫. યાજકનો હિસ્સો. | બાળેલા મુઠ્ઠીભર લોટ શિવાયનો બધો લોટ. |
| ૬. અર્પણ લાવનારનો હિસ્સો. | કંઇ નહિ. |
| ૭. યાજકની ખાસ ક્રિયા. | થોડો લોટ બાળે. |
| ૮. અર્પણ લાવનારની ક્રિયા. | કંઇ નહિ. |
| ૯. સાથે કરવાનાં અર્પણ. | કંઇ નહિ. |

## III. દહનીયાર્પણ.

લેવી ૧; ૧-૧૭: ૬; ૮-૧૩: ૭; ૮: ૨૨; ૧૭-૨૦.

| | |
|---|---|
| ૧. અર્પણનો હેતુ. | દહનીયાર્પણ કરનાર માણસ પ્રભુની આગળ એવું કબુલ કરતો કે, યહોવાહને હું મારા પંડનું સંપૂર્ણ અર્પણ કરૂં છું. એ કારણને લીધે આ અર્પણને "સકળ દહનીયાર્પણ" નામ આપેલું હતું. આ અર્પણમાં પવિત્રીકરણની સૂચના રહેલી હતી. |
| ૨. યજ્ઞપશુની જાત. | જે કાંઇ યજ્ઞપશુ લાવે તે અવશ્ય નિર્દોષ હોવું જોઇએ. |
| | અ) પશુ—નર : ગોધો કે ઘેટો કે બકરો. |
| | અથવા |
| | આ) પક્ષી—નર કે માદા : હોલો કે કબુતર. |
| ૩. લોહી વિષે. | અ) પશુ હોય તો—યાજકે એનું લોહી પિત્તળની વેદી પર ચારે તરફ છાંટવું. |
| | આ) પક્ષી હોય તો—એનું લોહી પિત્તળની વેદીની બાજુએ રેડી દેવું. |
| ૪. બાળવા વિષે. | અ) પશુ હોય તો—ચામડાં શિવાયનું બધું તમામ બાળવું. |
| | આ) પક્ષી હોય તો—પોટો તથા પીછાં શિવાયનું બધું તમામ બાળવું. |
| ૫. યાજકનો હિસ્સો. | અ) પશુ હોય તો—ચામડું. |
| | આ) પક્ષી હોય તો—કંઇ નહિ. |
| ૬. અર્પણલાવનારનો હિસ્સો. | કંઇ નહિ. |
| ૭. યાજકની ખાસ ક્રિયા. | અ) પશુ હોય તો—કંઇ નહિ. |
| | આ) પક્ષી હોય તો—યાજક તેની મુંડી મરડે, પોટો તથા પીછાં વેદીની પૂર્વ બાજુએ રાખના ઠેકાણા પર ફેંકે, અને પક્ષીને તેની પાંખો સુદ્ધાં ચીરે, પણ તેના બે ભાગ ન પાડે. |
| ૮. અર્પણ લાવનારની ક્રિયા. | અ) પશુ હોય તો—વેદીની ઉત્તર બાજુએ યજ્ઞપશુને કાપે, તેનું ચામડું ઉતરડે, અને આંતરડાં તથા પગને ધોઇ નાખે. |
| | આ) પક્ષી હોય તો—કંઈ નહિ. |
| ૯. સાથે કરવાનાં અર્પણ. | લોટનું ખાદ્યાર્પણ, તથા દ્રાક્ષરસનું પેયાર્પણ. |

| | |
|---|---|
| ૧૦. અર્પણ કરવાના પ્રસંગ. | ૧) દરરોજ સવારે, એક ઘેટો.<br>દરરોજ સાંજે, એક ઘેટો.<br>૨) સાબ્બાથવારની સવારે, બે ઘેટા.<br>સાબ્બાથવારની સાંજે, બે ઘેટા. |

## IV. શાંત્યર્પણ.

લેવી ૩ ; ૧-૧૭ : ૭ ; ૧૧-૩૪ : ૨૨ ; ૨૧-૨૫.

| | |
|---|---|
| ૧. અર્પણનો હેતુ. | યહોવાહની સાથે પુનર્મિલાપ થયાથી જે આનંદ તથા શાંતિ પ્રાપ્ત થાય છે તે સુચવવા સારૂ આ અર્પણ ચઢાવતા હતા.<br>શાંત્યર્પણ ત્રણ પ્રકારનાં હોય છે, એટલે (अ) ઉપકારાર્થાર્પણ, (आ) વ્રત્તાર્પણ, (इ) ઐચ્છિકાર્પણ. |

### (अ) શાંત્યર્પણ જો ઉપકારાર્થાર્પણ હોય તો,

| | |
|---|---|
| ૨. યજ્ઞપશુની જાત. | ૧) નિર્દોષ ગોધો—નર કે માદા, અથવા<br>૨) નિર્દોષ ઘેટું—નર કે માદા, અથવા<br>૩) નિર્દોષ બકરૂં—નર કે માદા. |
| ૩. લોહી વિષે. | યજ્ઞપશુનું લોહી વેદીની ચોતરફ છાંટવું. |
| ૪. બાળવા વિષે. | ૧) જો ગોધો હોય તો—આંતરડાં સાથેનો મેદ, મેદ સહિતના ગુર્દા, કલેજાનું અંતરપડ.<br>૨) જો ઘેટું હોય તો—ઉપરની માફક ; પણ તે ઉપરાંત ચરબીવાળી પુષ્ટ પુંછડી આખી ને આખી બાળવી.<br>૩) જો બકરૂં હોય તો—ગોધાની માફક. |
| ૫. યાજકનો હિસ્સો. | યજ્ઞપશુની છાતીની આરતી કર્યાં બાદ તે છાતી હારૂનને તથા તેના દીકરાઓને મળે.<br>અને જમણી જાંગ યહોવાહની આગળ ઉછાળ્યા બાદ તે જાંગ ક્રિયા ચલાવનાર યાજકને મળે.<br>વળી શાંત્યર્પણની સાથે કરેલા ખાદ્યાર્પણમાંની બેખમીરી ત્રણ પોળી તથા ખમીરી એક ખાખરો, એ ચારેને પ્રભુની આગળ ઉછાળ્યા બાદ તે પણ એજ ક્રિયા કરનાર યાજકને મળે. |

| | |
|---|---|
| ૬. અર્પણ લાવનારનો હિસ્સો. | મેદ, ગુર્દા, અંતરવેષ્ટન, છાતી, તથા જમણી જાંગ, એ શિવાયનું બાકી રહેલું બધું અર્પણ લાવનારને મળે. મળેલા હિસ્સાને તેણે તેજ દિવસે ખાવો જોઈએ. |
| ૭. યાજકની ખાસ ક્રિયા. | પ્રભુની આગળ છાતીની આરતી કરે, વેદી પર મેદ બાળે, તથા જમણી જાંગ ઉછાળે. |
| ૮. અર્પણ લાવનારની ક્રિયા. | સમુદાયના મંડપના દ્વારની પાસે એટલે યજ્ઞવેદીની પૂર્વગમ યજ્ઞપશુને કાપે. |
| ૯. સાથે કરવાનાં અર્પણ. | ખાદ્યાર્પણ અવશ્ય, અને ઘણું કરીને દહનીયાર્પણ પણ સાથે ચઢાવવું જોઇએ, અને તે ઉપરાંત, તેલે મોહેલી ખમીર વગરની પોળી, તેલ ચોપડેલો ખમીર વગરનો ખાખરો, તેલમાં બોળેલા લોટની તેલે મોહેલી પોળી, અને ખમીરી રોટલીની પોળી. |
| ૧૦. અર્પણ કરવાના પ્રસંગ. | સાધારણ કે નૈમિત્તિક પર્વની વખતે, અને નાજીરવ્રત પુરૂં થયું હોય ત્યારે. |

## (આ) શાંત્યર્પણ જો વૃત્તાર્પણ હોય તો,

બધી બાબતમાં ઉપકારાર્થાર્પણના જેવી ક્રિયા કરતા, પરંતુ બે વાતમાં ફેર હતો. એટલે (૧) "અર્પણ લાવનારનો હિસ્સો" જે હોય તેનો કંઇક ભાગ અર્પણ લાવનારે તેજ દિવસે ખાવો જોઇએ, અને બાકી રહેલું બીજે દિવસે ખાઇ શકે. (૨) "સાથે કરવાનાં અર્પણ" ઘણું કરીને ખાદ્યાર્પણ તથા દહનીયાર્પણ હતાં; પણ તે ઉપરાંત બીજું કાંઇ નહિ.

## (ઇ) શાંત્યર્પણ જો ઐચ્છિકાર્પણ હોય તો,

બધી બાબતમાં વૃત્તાર્પણ જેવું હતું, માત્ર એક બાબતમાં તફાવત હતો કે ગોધો તેમજ હલવાન (નર કે માદા), મરજીમાં આવે તો, અધિકાંગ કે અલ્પાંગ હોય તે પણ અર્પણ દાખલ ચઢાવી શકાય.

નોંધ—લેવી. ૨૨; ૧૮-૨૦ માં સ્પષ્ટ લખ્યું છે કે ખોડખાંપણવાળું પશુ ચઢાવવું નહિ. એ પરથી એવું લાગે છે કે અપંગ પશુ ચઢાવવાની રજા નહોતી, અને એ તો ખરૂં છે કે બીજું મંદિર ઉભું હતું ત્યારે એવાં ખોડખાંપણવાળાં પશુ બિલકુલ ચઢાવવામાં આવતાં નહોતાં.

## ખાદ્યાર્પણ.

લેવી. ૨ ; ૧-૧૬ : ૬ ; ૧૪-૨૩ : ૭ ; ૯, ૧૦.

| | |
|---|---|
| ૧. અર્પણનો હેતુ. | ઇશ્વરની આગળ પવિત્રાઈ કે ઉત્તમતાનું સંભારણ કરવાને અર્થે આ અર્પણ થતું હતું. આ અર્પણ ચઢાવે ત્યારે યજ્ઞપશુ નહિ, પણ માત્ર યજ્ઞદ્રવ્ય અર્પવું જોઇએ. |
| ૨. યજ્ઞદ્રવ્ય શું શું. | અ) સાધારણ ખાદ્યાર્પણ વખતે–તેલ, લોબાન મીઠું, તથા લોટ.<br>લોટ ત્રણ રૂપે ચઢાવવામાં આવતો.–(૧) તંદુરમાં સેકેલા લોટની પોળી કે ખાખરા, અથવા (૨) તવામાં પકાવેલો કકડા કરેલો લોટ, અથવા (૩) કઢાઈમાં સેકેલો લોટ.<br>આ) પ્રથમફળના સંબંધમાં કરેલા ખાદ્યાર્પણ વખતે–તેલ, કુટેલું લોબાન, તથા પોંક એટલે અંગાર પર સેકેલાં કણસલાં.<br>ઇ) યાજકોને અર્થે કરેલા ખાદ્યાર્પણ વખતે–તેલસહિત તવામાં પકાવેલો તથા કકડા કરેલો ૧/૧૦ એફાહ લોટ. |
| ૩. લોહી વિષે. | કંઇ નહિ. |
| ૪. બાળવા વિષે. | અ) સાધારણ ખાદ્યાર્પણમાં–મુઠ્ઠીભર લોટ, તેલ, તથા બધું લોબાન યજ્ઞવેદી પર બાળવું.<br>આ) પ્રથમફળના ખાદ્યાર્પણમાં–થોડો પોંક, થોડું તેલ, તથા બધું લોબાન બાળવું.<br>ઈ) યાજકોના ખાદ્યાર્પણમાં–બધું યજ્ઞદ્રવ્ય બાળવું. |
| ૫. યાજકનો હિસ્સો. | અ) સાધારણ ખાદ્યાર્પણમાં–જે બાળવામાં આવ્યું તે વિના બાકી રહેલું બધું યજ્ઞક્રિયા કરનાર યાજકને મળે. તે યાજકે મળેલો હિસ્સો આંગણામાં ખાવો જોઇએ.<br>આ) પ્રથમફળના ખાદ્યાર્પણમાં–ઉપર મુજબ.<br>ઈ) યાજકોના ખાદ્યાર્પણમાં–કંઇ નહિ. |
| ૬. અર્પણ લાવનારનો હિસ્સો. | કંઈ નહિ. |
| ૭. યાજકની ખાસ ક્રિયા. | કંઈ નહિ. |

| | |
|---|---|
| ૮. અર્પણ લાવનારની ક્રિયા. | કંઇ નહિ. |
| ૯. સાથે કરવાનાં અર્પણ. | ખાદ્યાર્પણ કદી એકલું ચઢાવાતું નહોતું ; પણ બીજાં કોઇ કોઇ અર્પણો સાથે ખાદ્યાર્પણ સહાયકારી જેવું ગણાતું હતું. વળી ખાદ્યાર્પણની સાથે હમેશાં પેયાર્પણ પણ ચઢાવવામાં આવતું હતું. |
| ૧૦. અર્પણ કરવાના પ્રસંગ. | ૧) યાજકોને માટે ૧/૧૦ એફાહ લોટમાંનો અડધો ભાગ રોજ સવારે અને બાકીનો અડધો ભાગ રોજ સાંજે ચઢાવતા.<br>૨) પ્રથમફળ પાકયાં હોય ત્યારે વર્ષમાં એકવાર.<br>૩) કહોડીઓ સાજે થાય ત્યારે.<br>૪) નાજીરવ્રતની ઠરાવેલી મુદત પુરી થાય ત્યારે. |

## પેયાર્પણ વિષે નોંધ.

ઉપર કહેલું છે કે ખાદ્યાર્પણની સાથે પેયાર્પણ હમેશાં ચઢાવવામાં આવતું હતું. હવે પેયાર્પણ એટલે શું તે નીચે લખેલા કોષ્ટક પરથી માલુમ પડશે.

અ) યજ્ઞપશુ જો હલવાન હોય તો દરેક હલવાનની સાથે,
ખાદ્યાર્પણ સારૂ—૧/૧૦ એફાહ લોટ તથા ૧/૪ હીન તેલ.
પેયાર્પણ સારૂ—૧/૪ હીન દ્રાક્ષરસ.

આ) યજ્ઞપશુ જો બકરો કે ઘેટો હોય તો દરેક બકરા કે ઘેટાની સાથે,
ખાદ્યાર્પણ સારૂ—૨/૧૦ એફાહ લોટ તથા ૧/૩ હીન તેલ.
પેયાર્પણ સારૂ—૧/૩ હીન દ્રાક્ષરસ.

ઈ) યજ્ઞપશુ જો ગોધો હોય તો દરેક ગોધાની સાથે
ખાદ્યાર્પણ સારૂ—૩/૧૦ એફાહ લોટ તથા ૧/૨ હીન તેલ.
પેયાર્પણ સારૂ—૧/૨ હીન દ્રાક્ષરસ.

---

## નવું ખાદ્યાર્પણ.

લેવી. ૨૩ ; ૧૫-૨૧.

| | |
|---|---|
| ૧. અર્પણનો હેતુ. | યહોવાહને પ્રથમફળનું અર્પણ કરીને તેનો આભાર માનવાને અર્થે આ અર્પણ કરવામાં આવતું હતું. |
| ૨. યજ્ઞદ્રવ્યની જાત. | ખમીરવાળો સેકેલો ૨/૧૦ એફાહ લોટ. એ લોટની બે પોળી કરતા હતા. |
| ૩. લોહી વિષે. | કંઇ નહિ. |
| ૪. બાળવા વિષે. | કંઇ નહિ. |
| ૫. યાજકનો હિસ્સો. | બધું. |
| ૬. અર્પણલાવનારનો હિસ્સો. | કંઇ નહિ. |
| ૭. યાજકની ખાસ ક્રિયા. | એ બે પોળીની, અને એની સાથે કરેલા શાંત્યર્પણનાં બે નર હલવાનની, પ્રભુ આગળ આરતી ઉતારવી. |
| ૮. અર્પણ લાવનારની ક્રિયા. | કંઇ નહિ. |
| ૯. સાથે કરવાનાં અર્પણ. | ૧) દહનીયાર્પણ માટે—૧ વાછરડો, ૨ ઘેટા, ૭ હલવાન.<br>૨) પાપાર્થાર્પણ માટે—૧ બકરો.<br>૩) શાંત્યર્પણ માટે—૨ નર હલવાન.<br>૪) પેયાર્પણ રીત મુજબ. |
| ૧૦. અર્પણ કરવાનો પ્રસંગ. | પચાસી પર્વ વખતે, એટલે આરત્યર્પણની જવની પોળી ઉછાળ્યા પછી પચાસ દિવસે. |

## સંશયનું ખાદ્યાર્પણ કે સ્મરણદાયક ખાદ્યાર્પણ.

ગણ. ૫ : ૧૧-૩૧.

| | |
|---|---|
| ૧. અર્પણનો હેતુ. | જો કોઇ પુરૂષને પોતાના સ્ત્રીના પતિવ્રતપણા વિષે મનમાં શક ઉત્પન્ન થયો હોય તો તે બાબતનો નિકાલ કરવા સારૂ આ અર્પણ થતું. |
| ૨. યજ્ઞદ્રવ્યની જાત. | ૧/૧૦ એફાહ જવનો લોટ, તેલરહિત તથા લોબાનરહિત. |
| ૩. લોહી વિષે. | કંઇ નહિ. |
| ૪. બાળવા વિષે. | મુઠ્ઠીભર લોટ બાળવો. |

| | |
|---|---|
| ૫. યાજકનો હિસ્સો. | એવું લાગે છે કે, જો તે સ્ત્રીનો ધણી યાજક હોય તો તમામ લોટ બાળવો; પણ જો તેનો ધણી યાજક ન હોય તો બાકી રહેલો બધો લોટ અર્પણક્રિયા કરનાર યાજકને મળે. |
| ૬. અર્પણ લાવનારનો હિસ્સો. | કંઈ નહિ. |
| ૭. યાજકની ખાસ ક્રિયા. | પ્રભુ આગળ લોટની આરતી કરે, યાજક માટીના વાસણમાં પવિત્ર પાણી લે, અને મંડપની જમીન પરની કેટલીક ધુળ લઇને પાણીમાં નાખે. |
| ૮. અર્પણ લાવનારની ક્રિયા. | તે શકવાળી સ્ત્રી પોતાનો ચોટલો છુટો રાખીને ઉપલું શાપકારક કડવું પાણી પીએ. |
| ૯. સાથે કરવાનાં અર્પણ. | કંઈ નહિ. |
| ૧૦. અર્પણ કરવાનો પ્રસંગ. | પરપુરૂષાશંકાનો આત્મા એટલે વહેમ ઉત્પન્ન થાય ત્યારે. |

## આરત્યર્પણ.

આરતી વખતે ઘણું કરીને યજ્ઞદ્રવ્યને મંડપના દરવાજાની આગળ અને પછી પોતાની આગળ અનેકવાર હલાવતા હતા. દરવાજાની આગળ આરતી કરવાથી સુચવતા કે હવેથી એ વસ્તુ યહોવાહની સન્મુખ અર્પી દીધી છે, અને પોતાની આગળ આરતી કરવામાં એવું સુચવેલું હતું કે તે ચઢાવેલી વસ્તુ યહોવાહે યાજકને પાછી આપી દીધી છે.

આરત્યર્પણ વિષે—જુઓ નિર્ગ. ૨૯; ૨૪, ૨૬, ૨૭. લેવી. ૭; ૩૦, ૩૪: ૮; ૨૭: ૯; ૨૧: ૧૦; ૧૪, ૧૫: ૧૪; ૧૨, ૨૪: ૨૩; ૧૫, ૧૭, ૨૦. ગણ. ૬; ૨૦: ૧૮; ૧૧-૧૮. વળી લેવી. ૮; ૨૯: ૨૩; ૧૧, ૧૨. ગણ. ૫; ૨૫.

આરત્યર્પણ ક્યારે ક્યારે થતું?

૧) શાંત્યર્પણ વખતે યજ્ઞપશુની છાતીની આરતી કરે.

૨) નવું ખાદ્યાર્પણ કે પચાસી પર્વ વખતે લોટની બે પોળી તથા શાંત્યર્પણમાંનાં બે હલવાન.

૩) સંશયના ખાદ્યાર્પણ વખતે $\frac{1}{10}$ એફાહ જવનો લોટ.

૪) કહોડીઓ સાજો થાય ત્યારે નર હલવાન તથા એક લોગ જેટલું તેલ.

૫) નાજીરવ્રત પુરૂં થાય ત્યારે બેખમીરી પોળી તથા ખાખરા અને શાંત્યર્પણના ઘેટાની છાતી,

૬) પ્રથમફળની પુળી વખતે એટલે મોસમ વખતે જે પ્રથમફળ થયાં હોય તેમાંની એક પુળી.

નોંધ—જે છાતીની આરતી કરવામાં આવે તે હારૂન તથા તેના પુત્રોને મળે. આ હિસ્સો તેમણે સ્વચ્છ જગ્યામાં ખાવો જોઇએ. લેવી. ૧૦; ૧૪.

## ઉચ્છાલીયાર્પણ.

ઉછાળવાની ક્રિયા એટલે યજ્ઞદ્રવ્યને એક વખત ઉપર ચઢાવવું અને એક વખતે નીચે ઉતારવું. પુન. ૧૨; ૬, ૧૧, ૧૭માં ઠરાવ્યું છે કે જે ઠેકાણું પ્રભુ તારો દેવ પસંદ કરે તેજ ઠેકાણામાં ઉચ્છાલીયાર્પણ કરવું; તારી ભાગળોની અંદર ખાવું નહિ.

ઉચ્છાલીત ક્રિયા કયારે કયારે એકલી થતી હતી?—

૧) "દેશની રોટલી ખાઓ ત્યારે પ્રથમ લોંદાની પોળી ઉછાળવી." ગણ. ૧૫; ૧૯-૨૧.

૨) મિદ્યાનીઓનો સંહાર કર્યા પછી એલઆઝાર યાજકના ભાગની લુંટ ઉછાળવામાં આવી હતી. ગણ. ૩૧; ૨૯, ૪૧.

૩) લેવીના હિસ્સામાંથી થોડું ઉછાળવું. (ગણ. ૧૮; ૮-૩૨માં યાજકોનો તથા લેવીઓનો હિસ્સો કેટલો તે જણાવ્યું છે.)

ઉચ્છાલિત ક્રિયા આરતી ક્રિયાની સાથે કયારે કયારે થતી હતી?

૧) શાંત્યર્પણમાં જમણી જાંગ ઉછાળે.

૨) નાજીરવ્રતની ઠરાવેલી મુદત પુરી થાય ત્યારે.

૩) યાજકોની પ્રતિષ્ઠાક્રિયા સમયે, નિર્ગ. ૨૯; ૨૭, ૨૮. જાંગને ઉછાળીને તે યાજક પોતાના કુટુંબસહિત સ્વચ્છ જગ્યામાં તે ખાય.

નોંધ—જે જમણી જાંગની આરતી કરવામાં આવે તે તો યજ્ઞક્રિયા ચલાવનાર યાજકને મળે. લેવી. ૭; ૩૧, ૩૩.

## અમુક પ્રસંગે ચઢાવવાનાં અર્પણો.

| પ્રસંગ. | દોષાર્થાર્પણ. | પાપાર્થાર્પણ. | દહનીયાર્પણ. | શાંત્યર્પણ. | ખાદ્યાર્પણ પેયાર્પણ. |
| --- | --- | --- | --- | --- | --- |
| અ) પ્રસુતિ પ્રસંગે— | | | | | |
| ૧. મધ્યમ સ્થિતિની સ્ત્રી હોય તો | કંઇ નહિ | હોલો કે કબુતર | હલવાન | કંઇ નહિ | કંઈ નહિ |
| ૨. ગરીબ સ્ત્રી હોય તો | કંઇ નહિ | હોલો કે કબુતર | હોલો કે કબુતર | કંઇ નહિ | કંઇ નહિ |
| આ) કોઢીઓ સાજો થાય ત્યારે— | | | | | |
| ૧. મધ્યમ સ્થિતિનો | હલવાન નર | હલવાન માદા, | હલવાન નર | કંઇ નહિ | $\frac{3}{10}$ એફાહ લોટ તેલમિશ્રિત |
| ૨. ગરીબ સ્થિતિનો | હલવાન નર કે માદા [દોષાર્થાર્પણના હલવાનની એક લોગ તેલ સાથે આરતી કરવી.] | હોલો કે કબુતર | હોલો કે કબુતર | કંઇ નહિ | $\frac{1}{10}$ એફાહ લોટ તેલમિશ્રિત |
| ઇ) નાજીરવ્રતના સંબંધમાં— | | | | | |
| ૧. નાજીરવ્રત ભંગ થાય તો | હલવાન | | હોલો કે કબુતર | કંઇ નહિ | કંઇ નહિ |
| ૨. નાજીરવ્રત પુરૂં થયું હોય તો | કંઇ નહિ | | હલવાન માદા | ઘેટો | દહનીયાર્પણ તથા શાંત્યર્પણમાં જે યજ્ઞપશુ ચઢાવ્યાં હોય તેના પ્રમાણમાં રીતસર ખાદ્યાર્પણ તથા પેયાર્પણ જોઇએ. |

## પ્રાયશ્ચિત્તનો મોટો દિવસ.

લેવી ૧૬ ; ૧-૩૪ : ૨૩ ; ૨૬-૩૨. ગણ. ૨૯ ; ૭-૧૧.

તીસરી અથવા એથાનીમ મહીનો જે ધર્મવર્ષનો સાતમો મહિનો હતો તેની દસમી તારીખે પ્રાયશ્ચિત્તનો મોટો દિવસ પાળવામાં આવતો હતો.

સાતમા મહિનાની નવમી તારીખની સાંજથી દસમી તારીખની સાંજ સુધી શુદ્ધસભાનો દિવસ એટલે સાબ્બાથના જેવો પવિત્ર દિવસ ગણાતો હતો. તે દિવસે દરેક માણસ આત્મકષ્ટ કરતો હતો, એટલે ઉપવાસ કરીને પ્રભુની આગળ પોતાનો પશ્ચાત્તાપ પ્રગટ કરતો હતો (લેવી ૧૬ ; ૨૯. સરખાવો પ્રે. કૃ. ૨૭ ; ૯).

કેવળ પ્રમુખ્યયાજક આ દિવસને વાસ્તે ઠરાવેલી ક્રિયા ચલાવતો હતો. પાણીથી સ્નાન કર્યાં બાદ તે પવિત્ર વસ્ત્રો પહેરતો ; એટલે ઇજાર, જામો, કમરબંધ અને શીરબંધ. એ બધાં વસ્ત્રો સફેદ સણનાં બનાવેલાં હતાં.

આ દિવસે ત્રણ જાતનાં જુદાં જુદાં અર્પણો થતાં હતાં, એટલે I પાપાર્થાર્પણો, II દહનીયાર્પણો, III મહોત્સવ સેવા.

I. પાપાર્થાપણો.

હારૂન તથા તેના સંતાનને માટે ૧ વાછરડો.
ઇસ્રાએલી લોકને માટે ૨ બકરા. ચીઠ્ઠી નાખીને તેમાંનો એક બકરો યહોવાહને સારૂ અને બીજો અઝાઝેલને સારૂ જુદો પાડતા હતા.

૧) પરમપવિત્રસ્થાન તથા યાજકપદના શુદ્ધિકરણને માટે જે ક્રિયા તે નીચે મુજબ—

(૧) પ્રમુખ્ય યાજક વાછરડાને કાપીને તેનું લોહી પવિત્રસ્થાનમાં એક પાત્રમાં રાખે.

(૨) પ્રમુખ્યયાજક પરમપવિત્રસ્થાનમાં પહેલી વાર પેસે, એટલે એક હાથમાં યજ્ઞવેદી પરના અંગાર ભરેલું ધૂપપાત્ર અને બીજા હાથમાં મુઠ્ઠીભર કુટેલું સુવાસિક ધૂપ લઇને ત્યાં જાય, ધૂપપાત્રમાં ધૂપ બાળે, અને એના ધુમાડાથી પરમપવિત્રસ્થાન ભરાઇ જાય.

(૩) પ્રમુખ્યયાજક પરમપવિત્રસ્થાનમાંથી નીકળીને પવિત્રસ્થાનમાં આવે, અને ત્યાં મુકેલા વાછરડાના લોહીનું પાત્ર પોતાના હાથમાં લે.

(૪) પ્રમુખ્યયાજક પરમપવિત્રસ્થાનમાં બીજી વાર પેસે, એટલે વાછરડાના લોહીનું પાત્ર લઇને પેસે, અને ત્યાં

અ) દયાસન પર પૂર્વ ગમ વાછરડાનું લોહી છાંટે, અને
આ) જમીન ઉપર દયાસનની આગળ સાત વાર લોહી છાંટે.

૨) પરમપવિત્રસ્થાન તથા ઇસ્રાએલી લોકનું શુદ્ધિકરણ થાય એને અર્થે કરવાની ક્રિયા નીચે મુજબ—
 (૧) પ્રમુખ્ય યાજક યહોવાહને માટે રાખેલો જે બકરો તે કાપે.
 (૨) પ્રમુખ્ય યાજક પરમપવિત્રસ્થાનમાં ત્રીજી વાર પેસે. એટલે એ બકરાના લોહીનું પાત્ર લઇને પેસે, અને ત્યાં
  અ) દયાસન પર પૂર્વગમ લોહી છાંટે, અને
  આ) જમીન ઉપર દયાસનની આગળ સાત વાર લોહી છાંટે.

૩) ધૂપવેદી તથા તમામ પવિત્રસ્થાનની શુદ્ધિકરણ કરવાની ક્રિયા— પ્રમુખ્યયાજક વાછરડો તથા બકરો એ બન્નેનું લોહી મિશ્રિત કરીને પવિત્રસ્થાનમાં ધૂપવેદીની આગળ લોહી છાંટે.

૪) આંગણું તથા મંડપનાં બધાં પાત્રોનું શુદ્ધિકરણ કરવાની ક્રિયા.— પ્રમુખ્યયાજક ગોધાનું તથા બકરાંનું મિશ્રિત લોહી લઇને આંગણામાં યજ્ઞવેદી આગળ લોહી છાંટે.

૫) છેલ્લી ક્રિયા—
 (૧) અઝાઝેલને માટે રાખેલા બકરાના માથા પર પ્રમુખ્યયાજક પોતાના હાથ મુકે, અને પછી ઇસ્રાએલી લોકનાં પાપ કબુલ કરે.
 (૨) અઝાઝેલને માટે રાખેલો જે બકરો તેને અરણ્યમાં છોડી દે.
 (૩) અઝાઝેલનો બકરો છુટો કર્યા બાદ પ્રમુખ્યયાજક પવિત્રસ્થાનમાં પાછો જાય, અને પવિત્ર જગ્યામાં સ્નાન કર્યા બાદ ગૌરવ તથા શોભાનાં વસ્ત્રો પહેરે.

નોંધ.—અઝાઝેલનો બકરો ("અઝાઝેલ" એટલે છોડી દીધેલું) એમાં પાપનું તમામ નિવારણ દર્શાવેલું સમજવું. જુઓ ગીત ૧૦૩; ૧૨. યશા. ૪૩; ૨૫. મીખા. ૭; ૧૮, ૧૯. પણ તેથી ઉલટું, યહોવાહનો જે બકરો તેમાં એવું દર્શાવેલું છે કે ખ્રીસ્ત ઇસુનું લોહી આપણને સઘળાં પાપથી શુદ્ધ કરે છે. ૧ યોહાન ૧; ૭.

## II. દહનીયાર્પણો.

એમાં બે ઘેટાનો ઉપયોગ થતો હતો. એક ઘેટો હારૂનના લાભને અર્થે, અને બીજો ઇસ્રાએલપુત્રોના લાભને અર્થે.

૧) દહનીયાર્પણનાં આ બન્ને જાનવરને પ્રમુખ્યયાજક બાળે, અને તે ઉપરાંત ઉપલા પાપાર્થાર્પણમાંના યહોવાહના બકરાની ચરબી પણ બાળે.

૨) પાપાર્થાર્પણમાંના વાછરડાનું તથા યહોવાહના બકરાનું જે કાંઇ બાકી રહે તે સર્વને છાવણી બહાર લઇ જઇને ત્યાં બાળે.

નોંધ.—છાવણી બહાર એમને બાળનાર તથા અઝાઝેલના બકરાને અરણ્યમાં લઈ જનાર, એ બન્ને માણસો અશુદ્ધ ગણાતા. માટે તેઓ પોતાનાં વસ્ત્ર તથા અંગ ધોઇ શુદ્ધ થયા પછી છાવણીમાં આવે.

### III. મહોત્સવ દાખલ કરેલી સેવા, ગણ. ૨૯; ૧૧.

૧) પાપાર્થાર્પણ—૧ લવારૂં.
૨) દહનીયાર્પણ—૧ વાછરડો, ૧ ઘેટો, ૭ પહેલા વર્ષનાં નર હલવાન.
૩) ખાદ્યાર્પણ—વાછરડાની સાથે, ૩/૧૦ એફાહ લોટ. ⎫ એ ત્રણે
ઘેટાની સાથે, ૨/૧૦ એફાહ લોટ. ⎬ તેલ-
દરેક હલવાનની સાથે, ૧/૧૦ એફાહ લોટ. ⎭ મિશ્રિત.
૪) પેયાર્પણ —વાછરડાની સાથે, ૧/૨ હીન દ્રાક્ષરસ.
ઘેટાની સાથે, ૧/૩ હીન દ્રાક્ષરસ.
દરેક હલવાનની સાથે, ૧/૪ હીન દ્રાક્ષરસ.

આ ચારે અર્પણો રીત મુજબ ચઢાવવામાં આવતાં હતાં.

---

## હારૂન તથા તેના પુત્રોની અભિષેકક્રિયા.

લેવી ૮; ૧-૩૬. નિર્ગ. ૨૮; ૧-૨૯; ૩૭ : ૩૦; ૨૬-૩૦ : ૪૦; ૯-૧૧.

અભિષેકક્રિયા રીતસર કરવામાં આવે માટે નીચે મુજબ વસ્તુઓ તૈયાર રાખી હતી. એટલે ૧) પ્રમુખ્યયાજક તથા સાધારણ યાજકોને સારૂ ઠરાવેલાં ખાસ વસ્ત્રો, ૨) અભિષેકનું તેલ, ૩) પાપાર્થાર્પણને સારૂ એક વાછરડો, ૪) દહનીયાર્પણને સારૂ એક ઘેટો, ૫) પ્રતિષ્ઠાની ખાસ ક્રિયા સારૂ એક ઘેટો, ૬) બેખમીરી રોટલી ભરેલી ટોપલી.

હવે અભિષેકની ક્રિયા નીચે મુજબ થઈ હતી—

૧) હારૂન તથા તેના પુત્રોએ પાણીમાં તમામ અંગ ધોયું.

૨) મુસાએ હારૂનને ગૌરવ તથા શોભાનાં વસ્ત્ર પહેરાવ્યાં. એટલે (૧) અંગ પર સફેદ સણનો ઝભ્ભો, (૨) ઝભ્ભાનો સફેદ કમ્મરબંધ, (૩) એફોદ તળેનો જામો, (૪) એફોદ, એટલે નીલ તથા જાંબુઆ તથા કીરમજી રંગવાળું જે ઝીણા કાંતેલા સણનું બનાવેલું તે, (૫) એફોદનો કમ્મરબંધ, (૬) ઉરપત્ર કે જેની અંદર ઉરીમ તથા તુમ્મીમ રાખતા હતા તે, (૭) શીરબંધ કે જેના પર સોનાનો પટ્ટો બાંધેલો હતો તે.

૩) મુસાએ અભિષેકનું તેલ લઇને છંટકાર કીધો. એટલે—

(૧) મંડપમાંનાં સાક્ષ્યકોષ, ધૂપવેદી, દીપવૃક્ષ, અર્પિત રોટલીની મેજ, એ સર્વ ઉપર તેણે તેલ છાંટયું.

(૨) યજ્ઞવેદી પર તેણે સાત વાર તેલ છાંટયું, અને ત્યાર બાદ તે વેદીનાં વાસણો પર અને હોજ તથા તેના તળીયા પર છંટકાર કીધો.

૪) મુસાએ હારૂનના માથા પર અભિષેકનું તેલ ચોધારે રેડયું. સરખાવો ગીત ૧૩૩; ૨.

૫) હારૂનના જે દીકરા હતા, એટલે નાદાબ, અબીહુ, એલઆઝાર, ઇથામાર, એઓને મુસાએ ત્રણ વસ્ત્ર પહેરાવ્યાં. એટલે બદન, કમરબંધ, શીરબંધ.

૬) વાછરડા લઇને પાપાર્થાર્પણ કીધું.

(૧) પ્રથમ હારૂન તથા તેના પુત્રોએ એ વાછરડા પર પોતાના હાથ મુકયા.

(૨) પછી મુસાએ તે વાછરડો કાપ્યો.

(૩) મુસાએ વાછરડાનું થોડુંક લોહી યજ્ઞવેદીનાં ચારે શિંગ પર છાંટયું, અને બાકીનું લોહી તેણે યજ્ઞવેદીની થડમાં ઢોળી દીધું.

(૪) મુસાએ યજ્ઞવેદી પર વાછરડાનું કંઇક બાળ્યું. એટલે આંતરડાં પરનો મેદ, મેદસહિતના બે ગુર્દા, અને કલેજા પરનું અંતરપડ.

(૫) મુસાએ છાવણી બહાર જઇને ત્યાં વાછરડાનું ચામડું, માંસ તથા છાણ બાળ્યું.

૭) ઘેટો લઇને દહનીયાર્પણ કીધું.

(૧) હારૂન તથા તેના પુત્રોએ ઘેટાના માથા પર પોતાના હાથ મુકયા.

(૨) પછી મુસાએ તે ઘેટો કાપ્યો.

(૩) મુસાએ ઘેટાનું લોહી યજ્ઞવેદી પર ચોમેર છાંટયું.

(૪) મુસાએ ઘેટાને ચીરીને તેના ટુકડા કર્યા પછી આંતરડાં તથા પગ ધોઇને બધું યજ્ઞવેદી પર બાળ્યું.

૮) પ્રતિષ્ઠાનો ઘેટો એટલે બીજો એક ઘેટો લઇને મુસાએ અભિષેકની ખાસ ક્રિયા કીધી.

(૧) હારૂન તથા તેના પુત્રોએ પ્રતિષ્ઠાના ઘેટાના માથા પર પોતાના હાથ મુકયા.

(૨) પછી મુસાએ એ ઘેટો કાપ્યો.
(૩) હવે મુસાએ એનું લોહી લઇને તે વડે અભિષેકની ખાસ ક્રિયા બજાવી. એટલે હારૂન તથા તેના પુત્રોના જમણા કાનની ટીસી, જમણા હાથનો અંગુઠો તથા જમણા પગનો અંગુઠો, એ ત્રણ પર લોહી લગાડયું.
(૪) વળી એ ઘેટાનું થોડું લોહી લઇને યજ્ઞવેદી પર ચોમેર છાંટયું.
(૫) મુસાએ હારૂન તથા તેના પુત્રોના હાથમાં કેટલીએક વસ્તુઓ મુકી, અને પછી તે વસ્તુઓનું યહોવાહની આગળ આર્તર્પણ કીધું. તેમના હાથમાં જે વસ્તુઓ મુકી હતી તે નીચે મુજબ—
અ) ઘેટાની ચરબી. એટલે ઘેટાની પુષ્ટ પુંછડી, આંતરડાં પરનો મેદ, મેદ સહિતના બે ગુર્દાં, કલેજાનું અંતરપડ.
આ) ઘેટાની જમણી ખાંધ.
ઇ) બેખમીરી ત્રણ રોટલા. એટલે એક પોળી, તેલે મોહેલી એક ચાનકી, એક ખાખરો.
(૬) જેટલી વસ્તુઓની આર્તર્પણ કીધું હતું તે બધું યજ્ઞવેદી પર બાળ્યું.
(૭) મુસાએ ઘેટાની છાતીનું યહોવાહની આગળ ઉચ્છાલીયાર્પણ કીધું. (આ છાતી તો મુસાને વાસ્તે ઠરાવેલો હિસ્સો હતો.)
૮) અભિષેકની ખાસ ક્રિયા પુરી કરવાને અર્થે મુસાએ અભિષેકનું તેલ તથા પ્રતિષ્ઠાના ઘેટાનું થોડું લોહી હારૂન તથા તેનાં વસ્ત્ર ઉપર અને હારૂનના પુત્રો તથા તેઓનાં વસ્ત્ર ઉપર છાંટયું.
૧૦) છેવટે હારૂન તથા તેના પુત્રોએ યજ્ઞાર્પણને લગતું ભોજન ખાધું. એટલે પ્રતિષ્ઠાના ઘેટાનું જે માંસ બાકી રહ્યું હતું તે મુલાકાત-મંડપના દ્વાર આગળ ખાધું. તે સાથે ટોપલીમાં જે બેખમીરી રોટલીઓ હતી તે પણ ખાધી. ખાતાં ખાતાં જે કાંઇ બચે તે અગ્નિથી બાળી નાખવું એવો હુકમ હતો.

નોંધ—પહેલેથી તે છેલ્લે સુધીની બધી ક્રિયા લાગલગટ સાત દિવસ દરરોજ કરવામાં આવતી. એ સાત દિવસ તથા સાત રાત સુધી હારૂન તથા તેના પુત્રોને આંગણાની હદ બહાર જવાની પરવાનગી નહોતી.

## કહોડવાળું માણસ.

લેવી. ૧૩; ૧—૧૪; ૫૭.

તપાસ.—માંદા માણસને જે રોગ લાગ્યો છે તે કહોડ છે કે નહિ એ વિષે શક હોય ત્યારે તે માંદા માણસને સાત દિવસ સુધી એકાંતમાં રાખવો.

આઠમે દહાડે તેને કહાડીને તપાસવો. જો તે નિરોગી જણાય તો પોતાને ઘેર જાય. પણ જો હજુ શક રહેતો હોય તો ફરી સાત દિવસ તેને એકાંતમાં રાખવો, અને પંદરમે દિવસે યાજક તેને ફરી તપાસે. જો આ પ્રસંગે તે નિરોગી જણાય તો તે પોતાનાં વસ્ત્ર ધોઇને પોતાના કુટુંબમાં ફરીથી દાખલ થાય.

નિયમ.—જો પંદરમે દિવસે રોગી માણસ કહોડવાળો જણાય તો તે માણસ છાવણીની બહાર અથવા કોટવાળાં નગરની બહાર વસે. (ગામડાંમાં અથવા કોટ વિનાનાં નગરોમાં તે રહી શકે. પણ જ્યારે લોક સભાસ્થાનમાં ભજન કરવા લાગ્યા ત્યારે સભાસ્થાનમાં જવાની પરવાનગી તેમને હતી, કેમકે ત્યાં તેમને માટે ખાસ અલાહેદી જગ્યા રાખેલી હતી.) તે કહોડી માણસ પોતાનું માથું ઉઘાડું રાખે, પોતાનાં વસ્ત્ર ફાડે, મુમતી બાંધે, અને જો કોઇ માણસ સામો આવતો જણાય તો બુમ પાડીને પોકારે કે "અશુદ્ધ, અશુદ્ધ."

શુદ્ધિકરણ.—કહોડીઓ સાજો થાય ત્યારે,

૧) જાતીભાઇઓની સાથે ફરી મેળાપ કરવા સારૂ—

(૧) જે કહોડીઓ હતો તે સાજો થયો છે એવું તપાસ કરતાં જણાય તો યાજક તેની પાસેથી બે પક્ષી લે.

(૨) યાજક એક પક્ષી મારી નાખીને તેનું લોહી વહેતા પાણીવાળા કુંડામાં નાખે.

(૩) બીજું જે જીવતું પક્ષી તેને ઉપલા લોહી મિશ્રિતપાણીમાં બોળે.

(૪) લોહીવાળા પાણીમાં એરેજવૃક્ષનું લાકડું તથા કીરમજી ઉન તથા ઝુફા એ ત્રણેની ઝુડી કરીને બોળે; અને એ ઝુડી વડે યાજક પેલા કહોડીઆ પર સાત વાર છંટકાર કરે.

(૫) જીવતા રહેલા પક્ષીને વગડામાં છોડી મુકે.

(૬) કહોડીઓ પોતાના બધા વાળની હજામત કરાવે, વસ્ત્ર ધુએ, અને છાવણીમાં પણ પોતાના તંબુની બહાર સાત દિવસ રહે.

(૭) સાતમે દિવસે કહોડીઓ પોતાનું માથું તથા દહાડી તથા ભમર મુંડાવે, વસ્ત્ર ધુએ, સ્નાન કરે, અને ત્યાર પછી શુદ્ધ ઠરીને પોતાના કુટુંબમાં ફરીથી દાખલ થાય.

૨) ઇશ્વરની સાથે પુનર્મિલાપ કરવા સારૂ—

આઠમે દહાડે નીચેનાં અર્પણો મંડપમાં ચઢાવવામાં આવતાં હતાં—

(૧) દોષાર્થાર્પણ: સાજો થએલો કહોડીઓ ૧ લોગ તેલ લાવે, અને એક નર હલવાન [ગરીબ હોય તો, ૧ હલવાન, નર અથવા નારી] લઇને કાપે, અને તેનું આર્તર્પણ કરે. પછી યાજક તે હલવાનનું લોહી કહોડીઆના જમણા કાન પર,

જમણા હાથના અંગુઠા પર, તથા જમણા પગના અંગુઠા પર લગાડે. પછી ઉપલા તેલની પ્રભુ આગળ આરતી કરે, અને ત્યાર બાદ તેમાંથી થોડુંક મંડપના દરવાજા આગળ સાતવાર છાંટે. વળી કહોડીઆના જે જે અવયવ પર લોહી લગાડ્યું હોય ત્યાં હવે યાજક તેને તેલ લગાડે, અને બાકી રહેલું તેલ એ યાજક સાજા થએલા કહોડીઆના માથા પર રેડે.

(૨) પાપાર્થાર્પણ : એક નારી હલવાનનું (અને ગરીબ હોય તો, હોલો કે કબુતરનું) રીતસર પાપાર્થાર્પણ કરે.

(૩) દહનીયાર્પણ : એક નર હલવાનનું (અને ગરીબ હોય તો, હોલો કે કબુતરનું) રીતસર યજ્ઞ ચઢાવે.

(૪) ખાદ્યાર્પણ : તેલસહિત $\frac{3}{10}$ એફાહ લોટ (અને ગરીબ હોય તો, $\frac{1}{10}$ એફાહ લોટ.)

દોષાર્થાર્પણમાં એવું દર્શાવેલું હતું કે, સાજો થએલો કહોડીઓ જે અગાઉ ઇસ્રાએલના પ્રજાબંધનની બહાર કહાડી મુકાયો હતો તે આ અર્પણ દ્વારે પ્રજાબંધનમાં પાછો બંધાયો છે અને પ્રજાપણાના બધા હક ભોગવી શકે છે. એવું બન્યા પછી તે માણસ બીજા પ્રકારનાં યજ્ઞાર્પણો ચઢાવવા હકદાર થતો. પાપાર્થાર્પણમાં એવું દર્શાવેલું હતું કે, સાજા થયલા કહોડીઆના લાભમાં યહોવાહ આગળ પ્રાયશ્ચિત્ત કરવામાં આવ્યું છે, અને યહોવાહે એ માણસનો અંગીકાર કર્યો છે. દહનીયાર્પણમાં એવું દર્શાવેલું હતું કે, જે યહોવાહે તેને સાજો કર્યો હતો તે યહોવાહની આગળ એ માણસ પોતાનું સમર્પણ કરે છે, અને ખાદ્યાર્પણ દ્વારે સાજો થયલો કહોડીઓ પોતાના થયલા શુદ્ધિકરણનાં પ્રથમફળ યહોવાહને અર્પણ કરતો હતો.

---

## કહોડવાળાં ઘર તથા લુગડાં.

(લેવી. ૧૩ ; ૪૭-૫૯.)

ઘરની ભીંતમાં લીલી કે લાલ ફાટ અથવા લીસોટો દેખાય તો યાજકને ઘર તપાસવા બોલાવવો. પછી સાત દિવસ સુધી તે ઘરને બંધ કરી રાખવું, આઠમે દિવસે જો તે રતાશ કે લીલાશ ફેલાયલી ન હોય તો બીજા સાત દહાડા સુધી ઘર બંધ રાખવું. પછી પંદરમે દહાડે એવું લાગે કે રતાશ અથવા લીલાશ વધેલી નથી, તો દીવાલનો તે ભાગ પાડી નાખવો અને કચરો અશુદ્ધ જગ્યામાં લઇ જવો. પછી તમામ ઘર સમારવું. એટલે બધી ભીંત ઘસી નાખવી અને ઘર ધોળાવી નાખવું. અને ત્યાર પછી બીજા સાત દહાડા સુધી તે ઘરને બંધ કરી રાખવું. પણ જો એવા ઘરમાં કંઇ ફેરફાર માલુમ ન પડે

અને લીલાશ અથવા રતાશ દિનપ્રતિદિન વધતી જતી હોય તો તે આખું ઘર પાડીને બધો કચરો અશુદ્ધ જગ્યાએ લઇ જવો.

**શુદ્ધિકરણની ક્રિયા.**—જો તે ઘર શુદ્ધ જણાય તો કહોડીઓ માણસ સાજો થયા પછી જે ક્રિયા બે પક્ષી લઇને કરવામાં આવતી હતી તેજ ક્રિયા હવે પણ કરવી.

**કહોડવાળા વસ્ત્ર વિષે.**—જો કોઇ લુગડામાં લીલાશ કે રતાશ નજરે પડે તો તે લુગડું ધોવું અને યાજકને બતાવવું. જો લુગડું એવુંજ રહે તો તેને અશુદ્ધ સમજીને બાળી નાખવું; પણ જો બીજીવાર ધોયેથી એ રંગ કે ડાઘ જતો રહે તો એ લુગડાને શુદ્ધ ગણવું.

---

## શુદ્ધાશુદ્ધ જાનવર.

જે જે પશુપક્ષી ખાવાજોગ હતાં તેમને શુદ્ધ ગણતા હતા; પણ બીજાં બધાં અશુદ્ધ કે અમંગળ મનાતાં હતાં.

૧) ભૂચર. લેવી. ૧૧; ૧-૮.
   (૧) જે પશુ ફાટેલી ખરીવાળાં હોય અને તે ઉપરાંત વાગોળનાર હોય તે સર્વ શુદ્ધ ગણાય.
   (૨) જે પશુ કેવળ ફાટેલી ખરીવાળાં છે, અથવા કેવળ વાગોળનાર છે, અથવા બેમાંથી એકે નથી, તે સર્વ અશુદ્ધ જાણવાં.

૨) જળચર. લેવી. ૧૧; ૯-૧૨.
   (૧) જે માછલાંને પાંખો તેમજ ભીંગડાં છે તેઓ શુદ્ધ.
   (૨) જે માછલાંને પાંખો કે ભીંગડાં કંઇ પણ નથી તેઓ અશુદ્ધ.

૩) ખેચર. લેવી. ૧૧; ૧૩-૧૯.
   (૧) વીસ જાત શિવાયનાં બધાં પક્ષી શુદ્ધ ગણાય.
   (૨) ગરૂડ, કાગડો, સમડી, ઘુવડ, ગીધ, બગલું, ચામાચેણુ, ઇત્ય. વીસ જાતનાં પક્ષી અશુદ્ધ.

૪) ચાર પગે ચાલી શકે એવાં ઉડતાં સરપટીઆં. લેવી. ૧૧; ૨૦-૨૩.
   (૧) ચાર જાતનાં તીડ શુદ્ધ સમજવાં.
   (૨) બાકીનાં બધાં એવાં પ્રાણીને અશુદ્ધ માનવાં.

૫) ભૂમિ પર ચાલનાર સરપટીઆં. લેવી. ૧૧; ૨૯-૩૮, ૪૨.
   (૧) આવાં સરપટીઆંમાં શુદ્ધ ગણાતું પ્રાણી કોઇ પણ નથી.
   (૨) "જે પેટે ચાલનાર કે પગે ચાલનારૂં હોય કે જે બહુ પગી હોય તેમને એટલે જમીન પર સર્વ પેટે ચાલનારાંને તમારે ખાવાં નહિ, કેમકે તેઓ અમંગળ છે." જેમકે, નોળીઓ, ઉંદર, ઘરોળી, મગર, છછુંદર, ઇત્યાદિ.

**નોંધ.**—નુહના વખતમાં શુદ્ધાશુદ્ધ જાનવરોનો ભેદ ચાલુ હતો. ઉત્પ. ૭ ; ૨, ૩માં બતાવ્યું છે કે, યહોવાહે નુહને કહ્યું કે "સર્વ શુદ્ધ પશુઓમાંથી સાત સાત નરનારી અને અશુદ્ધ પશુઓમાંથી બબ્બે નરનારી તું પોતાની સાથે લે, અને આકાશનાં પક્ષીઓમાંનાં સાત સાત નરમાદા લે."

## યહુદી પંચાંગ તથા પર્વો.

દૈનિક પર્વ—

૧) દરરોજ સવારનું યજ્ઞાર્પણ. ગણ. ૨૮ ; ૩-૮.
દહનીયાર્પણ : ૧ હલવાન (નિર્દોષ નર, પહેલા વર્ષનું).
ખાદ્યાર્પણ તથા પેયાર્પણ : રીતસર.

૨) દરરોજ સાંજનું યજ્ઞાર્પણ. ગણ. ૨૮ ; ૩-૮.
દરરોજના સવારના યજ્ઞાર્પણ મુજબ.

સામાહિક પર્વ—

દર સાબ્બાથ દિવસે કરેલું યજ્ઞાર્પણ. ગણ. ૨૮ ; ૯, ૧૦. લેવી ૨૩ ; ૩. નિર્ગ. ૧૬ ; ૨૩ : ૨૦ ; ૮-૧૧. (આ દિવસે પવિત્ર મેળાવડો થતો હતો.)
દહનીયાર્પણ : ૨ હલવાન (નિર્દોષ નર, પહેલા વર્ષનાં).
ખાદ્યાર્પણ તથા પેયાર્પણ : રીતસર.

માસિક પર્વ—

દર અમાસને દિવસે કરેલું યજ્ઞાર્પણ. ગણ. ૨૮ ; ૧૧-૧૫.
પાપાર્થાર્પણ : ૧ બકરો.
દહનીયાર્પણ : ૨ વાછરડા, ૧ ઘેટો, ૭ હલવાન.
ખાદ્યાર્પણ તથા પેયાર્પણ : રીતસર.

વાર્ષિક પર્વ—

વાર્ષિક પર્વો નીચે મુજબ હતાં—

૧) પાસ્ખાપર્વ ૧લા મહિનાની ૧૪મી તારીખે. ગણ. ૨૮ ; ૧૬. નિર્ગ. ૧૨ ; ૩-૨૮. લેવી. ૨૩ ; ૫. પુન. ૧૬ ; ૧, ૨.

**નોંધ**—આ પર્વ વખતે કંઈ પણ ખાસ યજ્ઞાર્પણ ચઢાવતા નહોતા. માત્ર કુટુંબનાં માણસો ભેગાં થઇને પાસ્ખાનું હલવાન ખાતાં.

૨) બેખમીરી રોટલીનું પર્વ ("માત્સોથ.") ૧લા મહિનાની ૧૫મી તારીખથી ૨૧મી તારીખ સુધી. ગણ. ૨૮ ; ૧૭-૨૫. નિર્ગ. ૨૩ ; ૧૫ : ૩૪ ; ૧૮. લેવી. ૨૩ ; ૬-૮. પુન. ૧૬ ; ૩-૮. (૧૫મી તારીખ અને ૨૧મી તારીખ એ બે દિવસે પવિત્ર મેળાવડો થતો હતો.) પર્વના સાતે દિવસ નીચે મુજબ અર્પણ થતાં હતાં—

પાપાર્થાર્પણ : ૧ ઘેટો.
દહનીયાર્પણ : ૨ વાછરડા, ૧ ઘેટો, ૭ હલવાન.
ખાદ્યાર્પણ તથા પેયાર્પણ : રીતસર.

૩) જવની કાપણીના પ્રથમફળનું પર્વ ૧લા મહિનાની ૧૬મી તારીખે. લેવી. ૨૩ ; ૧૦-૧૪.

દહનીયાર્પણ : ૧ હલવાન.
ખાદ્યાર્પણ : લોટ $\frac{2}{10}$ એફાહને બદલે $\frac{2}{10}$ એફાહ.
પેયાર્પણ : રીતસર.
આર્ત્યર્પણ : જવના પ્રથમફળની એક પુળી.

૪) ઉપપાસ્ખા પર્વ. ૨જા મહિનાની ૧૪મી તારીખે. ગણ. ૯ ; ૧૦-૧૨

**નોંધ**—જે માણસ કોઇ યોગ્ય કારણને લીધે પાસ્ખા પર્વ ૧લા મહિનાની ૧૪મી તારીખે પાળી શકયો ન હોય તેણે આ પર્વ ૨જા મહિનાની ૧૪મી તારીખે પાળવું જોઇએ.

૫) ઘઉંની કાપણીના પ્રથમફળનું પર્વ, કે સપ્તાહનું પર્વ, કે પચાસમું પર્વ (પાસ્ખા પછી પચાસ દિવસે) ૩જા મહિનાની ૬ઠ્ઠી તારીખે. ગણ. ૨૮ ; ૨૬-૩૧. નિર્ગ. ૩૪ ; ૨૨. લેવી. ૨૩ ; ૧૫-૨૧. પુન. ૧૬ ; ૯-૧૨. (આ દિવસે પવિત્ર મેળાવડો થતો હતો.)

પાપાર્થાર્પણ : ૧ લવારૂં.
દહનીયાર્પણ : ૩ વાછરડા, ૩ ઘેટા, ૧૪ હલવાન.
ખાદ્યાર્પણ તથા પેયાર્પણ : રીતસર.
શાંત્યર્પણ : ૨ હલવાન.
આર્ત્યર્પણ : ખમીરવાળી $\frac{2}{10}$ એફાહની બે રોટલી. વળી તેની સાથે શાંત્યર્પણમાંનાં બે હલવાનનું પણ આર્ત્યર્પણ થતું હતું.

૬) રણશિંગડાનું પર્વ [રાષ્ટ્રીય વર્ષનો પ્રથમ દિવસ]. ૭મા મહિનાની ૧લી તારીખે. ગણ. ૨૯ ; ૧-૬. લેવી ૨૩ ; ૨૩-૨૫. (આ દિવસે પવિત્ર મેળાવડો થતો હતો).

પાપાર્થાર્પણ : ૧ લવારૂં.
દહનીયાર્પણ : ૧ વાછરડો, ૧ ઘેટો, ૭ હલવાન.
ખાદ્યાર્પણ તથા પેયાર્પણ : રીતસર.

૭) પ્રાયશ્ચિત્તનો મોટો દિવસ. [આ પર્વને પ્રે. કૃ. ૨૭ ; ૯મ "ઉપવાસનો દિવસ" કહે છે.] ૭મા મહિનાની ૧૦મી તારીખે ગણ. ૨૯ ; ૭-૧૧. લેવી. ૨૩ ; ૨૬-૩૨ : ૧૬ ; ૧-૩૪. (આ દિવસે પવિત્ર મેળાવડો થતો હતો.)

આ દિવસની બધી ક્રિયા રણશિંગડાના પર્વના દિવસની ક્રિયા સાથે પુરેપુરી મળતી હતી. આ દિવસની ક્રિયાની સવિસ્તર હકીકત પૃષ્ટ ૧૧૭માં લખેલી છે.

૮) માંડવા પર્વ કે કાપણીનું પર્વ. [ઇસ્રાએલપુત્રોએ ૪૦ વરસ અરણ્યમાં મુસાફરી કરી હતી તેના સંભારણને અર્થે.] ૭મા મહિનાની ૧૫મી તારીખથી ૨૧મી તારીખ સુધી. (અને તે ઉપરાંત એક અધિક દિવસ એટલે ૨૨મા તારીખ પણ પાળવામાં આવતી હતી.) ગણ. ૨૯; ૧૨-૩૪. નિર્ગ. ૨૩; ૧૬: ૩૪; ૨૨. લેવી. ૨૩; ૩૪-૪૪. પુન. ૧૬; ૧૩-૧૭. (૧૫મી તારીખે પવિત્ર મેળાવડો થતો હતો.)

પાપાર્થાર્પણ: ૧૫મી તારીખથી ૨૧મી તારીખ સુધી દરરોજ ૧ બકરો.

દહનીયાર્પણ: ૧૫મી તારીખે ૧૩ વાછરડા.

| | | | |
|---|---|---|---|
| ૧૬મી | ,, ૧૨ | ,, | અને તે ઉપરાંત— દરરોજ ૨ ઘેટા, દરરોજ ૧૪ હલવાન. |
| ૧૭મી | ,, ૧૧ | ,, | |
| ૧૮મી | ,, ૧૦ | ,, | |
| ૧૯મી | ,, ૯ | ,, | |
| ૨૦મી | ,, ૮ | ,, | |
| ૨૧મી | ,, ૭ | ,, | |

ખાદ્યાર્પણ તથા પેયાર્પણ: રીતસર.

વળી ૭મા મહિનાની ૨૨મી તારીખે માંડવા પર્વનો જે અધિક દિવસ પળાતો તેને લગતી વાત ગણ. ૨૯; ૩૫-૩૮. લેવી. ૨૩; ૩૬-૩૯માં આવે છે. (આ દિવસે પવિત્ર મેળાવડો થતો હતો.)

પાપાર્થાર્પણ: ૧ બકરો.

દહનીયાર્પણ: ૧ ગોધો, ૧ ઘેટો, ૭ હલવાન.

ખાદ્યાર્પણ તથા પેયાર્પણ: રીતસર.

૯) પ્રતિષ્ઠા પર્વ. ૯મા મહિનાની ૨૫મી તારીખથી ૧૦મા મહિનાની ૩જી તારીખ સુધીના આઠ દિવસ. યોહા. ૧૦; ૨૨. સરખાવો ૧ માક્કાબે ૪; ૫૨-૫૯. ૨ માક્કાબે ૧૦; ૬, ૭.

ઈ. સ. પૂ. ૧૭૦માં અરામનો રાજા અંત્યોખસ એપીફાનીસ ૪થો યરૂશાલેમમાં પેઠો, અને ત્યાંનું મંદિર ભ્રષ્ટ કરીને તેમાંનાં પ્યાલાં લઈ ગયો. પણ ઇ. સ. પૂ. ૧૬૫માં યહુદા માક્કાબેએ યરૂશાલેમના મંદિરનું શુદ્ધિકરણ કીધું. હવે આ શુદ્ધિકરણના સંભારણને અર્થે પ્રતિષ્ઠાપર્વ દર વરસે પાળતા હતા.

૧૦) પુરીમ પર્વ. [ઈરાન દેશના અહાશ્વેરોશ રાજાના વખતમાં (ઇ. સ. પૂ. ૪૮૫-૪૬૫) યહુદી કોમના લોકોનો જે બચાવ થયો હતો તેના સંભારણને અર્થે.] ૧૨મા મહિનાની ૧૪મી તથા ૧૫મી તારીખે. એસ્તેર ૯; ૧૮-૨૮.

આ પર્વ સમયે કંઇ યજ્ઞાર્પણ થતાં નહોતાં. પણ યહુદી લોકો ભેગા મળીને મિજબાની કરતા હતા. આગળ જતાં એ દિવસે સભાસ્થાનમાં એસ્તેરના પુસ્તકનું જાહેરાત અધ્યયન કરતા હતા.

---

## બાર મહિનાનાં નામ.

વર્ષના બાર મહિનાનાં હેબ્રી નામ નીચે મુજબ—

| | | |
|---|---|---|
| ૧) અબીબ કે નીસાન. | ૫) આબ. | ૯) ખીસ્લુ. |
| ૨) ઝીફ. | ૬) એલુલ. | ૧૦) તેબેથ. |
| ૩) સિવાન. | ૭) એથાનીમ કે તીસરી. | ૧૧) સેબાત. |
| ૪) તામ્મુઝ. | ૮) બુલ કે માર્ખેસ્વાન. | ૧૨) આદાર. |

રાષ્ટ્રીય વર્ષ ઉપલા ૭મા મહિનાની ૧લી તારીખે બેસતું હતું.

---

## સાબ્બાથ વર્ષ તથા યોબેલ વર્ષ વિષે.

(લેવી. ૨૫; ૧-૫૫.)

સાબ્બાથ વર્ષ એટલે સાતમું વર્ષ. દરેક સપ્તાહનો સાતમો દિવસ પુરૂષ તથા પશુને માટે આરામ લેવાનો દિવસ ઠરાવ્યો હતો. તેમજ ભૂમિના આરામને માટે સાતમું વર્ષ ઠરાવ્યું હતું. તે વર્ષમાં ભૂમિ પડતર રહેવા દેવી, અને જે કાંઈ પોતાની મેળે ઉગી નીકળે તે નોકર કે પરદેશી કે ઢોરને માટે કામમાં લેવું. યહોવાહે ઇસ્રાએલને વચન આપ્યું હતું કે છઠ્ઠે વર્ષે હું ત્રણગણું પાકવા દઇશ (લેવી. ૨૫; ૨૧). સાબ્બાથ વર્ષે હેબ્રી દેવાદાર દેવામાંથી છુટો થાય, અને હેબ્રી ગુલામ ગુલામીમાંથી મોકળો કરાય. પણ જો શેઠની સાથેજ રહેવાની ગુલામની મરજી હોય તો શેઠ તેનો કાન વીંધીને તેને પોતાને ત્યાં રહેવા દે (પુન. ૧૫; ૧૭).

"યોબેલ" કે "જુબીલી" શબ્દનો અર્થ, ઉલ્લાસસહિત પોકાર કરવો. સાત સાબ્બાથ વર્ષ પુરાં થાય ત્યાર પછી જે પચાસમું વર્ષ આવે તે વિશેષ આનંદમય ગણાતું હતું. સાતમા મહિનાની દસમી તારીખે (એટલે પ્રાયશ્ચિત્તને મોટે દિવસે) આખા દેશમાં રણશિંગડાં વગાડતાં. સર્વ દેવાં માફ થતાં. લડાઇમાં પકડાએલા અથવા દાસદાસીઓ, કાન વિંધેલાં હોય તેઓ પણ, સર્વ છોડી મુકાતાં. આગલાં પચાસ વર્ષમાં જે જમીન વેચાતી લીધી

હોય તે તેના અસલ ધણીને પાછી અપાતી. (યેબેલ વર્ષ જેમ જેમ પાસે આવતું જાય તેમ તેમ જમીનની કીંમત ઘટતી હતી.) કોટવાળા નગરમાં જો કોઇનું ઘર બીજા માણુસે વેચાતું લીધું હોય તો આ વરસની અંદર અસલ ઘરધણી મુલ્ય ભરી આપીને પોતાનું ઘર છોડવી શકે, પણ જો આ વરસમાં ઘર ખંડી ન લે તો તે ઘર અસલ ધણીના હાથમાંથી સદાને માટે જતું રહે.

---

## પ્રથમફળ, પ્રથમજનિત, તથા દશાંશ વિષે.

**પ્રથમફળ વિષે.**—સઘળાં પ્રથમફળ ઇશ્વરને અર્પેલાં ગણાતાં હતાં. જવની કાપણીના વખતમાં (૧લા મહિનાની ૧૬મી તારીખે) પહેલામાં પહેલી પુળી પ્રભુ આગળ ચઢાવવી, અને પછી બાકીનું પોતાની વખારમાં ભરવું. વળી ઘઉંની કાપણી વખતે (૩જા મહિનાની ૬ઠ્ઠી તારીખે) નવા ધાન્યની બે રોટલી પ્રથમ પ્રભુ આગળ ચઢાવવી, અને ત્યાર પછી પોતે તે અનાજ વાપરવું. જો એમ ન કરે તો તે મોસમનો બધો પાક અશુદ્ધ ગણાય. જે માણુસ પ્રથમફળ લાવે તેણે યાજકને તે આપવું, પછી તે યાજક વેદીની બાજુએ તે ફળ મુકે, અને ફળ લાવનાર ધણી પ્રભુની ઉપકારસ્તુતિ કરતાં કહે કે, "મિસર દેશમાંથી છોડવીને દૂધ મધની રેલછેલવાળા દેશમાં તેં મને આણ્યો છે." પછી યાજક તે ધાન્ય, દ્રાક્ષરસ, તેલ, ઉન, તથા જે કાંઇ પ્રથમફળ હોય તે પ્રભુની આગળ ચઢાવ્યા બાદ પોતાને ઘેર લઇ જાય.

**પ્રથમજનિત વિષે.**—પુરૂષ કે પશુના બધા નર પ્રથમજનિત પ્રભુને અર્પેલા ગણવા. ગાય કે ઘેટી કે બકરીનું પ્રથમજનિત હોય તો તેનો યજ્ઞ કરવો, તેનું લોહી વેદી પર છાંટવું, તેની ચરબી બાળવી, અને બાકી રહેલું યાજક પોતાને ઘેર લઇ જાય. પણ જો અશુદ્ધ જાનવરનું કે માણુસજાતમાંનું પ્રથમજનિત હોય તો તેનું યજ્ઞાર્પણ કરવું નહિ, પણ પાંચ શેકેલની ખંડણી ભરીને તેને ખંડી લેવું.

**દશાંશ વિષે.**—સાબ્બાથ વર્ષ સિવાય દર વરસે યહુદી લોક પોતાની માલમિલ્કતનો દશાંશ લેવીઓને આપતા હતા, અને લેવીઓ પણ પોતાને મળેલા હિસ્સાનો દશાંશ યાજકોને આપતા હતા, ગણ. ૧૮; ૨૧-૨૪. વળી બીજો દશાંશ દર વરસે ઉપકારસ્તુતિને અર્થે યહોવાહને અર્પણ તરીકે ચઢાવતા હતા. પુન. ૧૪; ૨૨-૨૭. વળી દર ત્રીજે વરસે ત્રીજો દશાંશ ગરીબોને અર્થે આપતા હતા. [ખેતરને ખુણે જે પાકયું હોય તે લણવું અનુચિત ગણાતું હતું. લણતી વખતે દાણાનાં કણસલાં કે દ્રાક્ષ કે પુળી પડી કે વેરાઇ જાય તો વીણવા આવનાર ગરીબ માણુસોને માટે તે રહેવા દેવું, લેવી ૧૯; ૯, ૧૦.] જો કોઇ માણુસને દશાંશ ભાગનો માલ આપવાનું મન ન હોય, તો તે માણુસ તેટલા માલની કીંમત તથા તે ઉપરાંત ⅕ ભાગ વધારા દાખલ

આપીને પોતાનો માલ ખંડી લે. (શુદ્ધ જાનવર વિષે તો એમ થઇ શકે નહિ.) ઉપરના વિવિધ દશાંશ ભરી આપવા વિષે કાંઇ ખાસ ગોઠવણ કરેલી નહોતી. લેવીપુત્રો પોતાના હિસ્સાના સંબંધમાં, મરજી હોય તો, ચોકસાઇ કરી શકતા હતા. પ્રભુને જે બીજો દશાંશ આપવાનો હતો તે વિષે એવો કાંઇ નિયમ નહોતો, પણ ત્રીજા દશાંશ વિષે નિયમ એવો હતો કે, દરેક માણસ જ્યારે ત્રીજે વરસે પ્રભુની સમ્મુખ આવે ત્યારે તે જાહેર રીતે કબુલ કરે કે એ દશાંશ મેં રીતસર ભરી આપ્યો છે. જો કોઇ માણસ જાણી જોઇને દશાંશ ન આપે અને પાછળથી તેને પસ્તાવો થાય, તો તે માણસ દોષાર્થાર્પણ ચઢાવે અને દશાંશ ઉપરાંત રીતસર ⅕ ભાગ ભરી આપે.

---

## લેવીઓના તથા યાજકોના ગુજરાન વિષે.

I. લેવીઓનું ગુજરાન કયાંથી થતું?

૧) બધા ઇસ્રાએલપુત્રોનું જે ધાન્ય કે ફળ કે જાનવર તેનો દશાંશ લેવીપુત્રોને મળતો. ગણ. ૧૮; ૨૧.

૨) ૪૮ નગરો સીમ સુદ્ધાં લેવીપુત્રોને આપવામાં આવ્યાં હતાં. ગણ. ૩૫; ૬. અને એ ૪૮ નગરોમાંથી ૧૩ નગર યાજકોને માટે હતાં. યાજકોનાં આ ૧૩ નગરમાંથી ૬ નગર તો આશ્રયનગર તરીકે નીમાયાં હતાં. યહોશુ. ૨૧; ૮-૧૯.

II. યાજકોનું ગુજરાન કયાંથી થતું?

૧) ઘઉં, તેલ તથા દ્રાક્ષરસનું પ્રથમફળ. ગણ. ૧૮; ૧૨. પુન. ૧૮; ૪.

૨) ચોથે વરસે ઝાડને જે પ્રથમફળ આવે તે. લેવી. ૧૯; ૨૪.

૩) ઘેટાં પર પહેલીવારનું થએલું ઉન. પુન. ૧૮; ૪.

૪) ગાય, બકરી, તથા ઘેટીના પ્રથમજનિતની અર્પણક્રિયા કર્યાં બાદ રહેલું હોય તે બધું. ગણ. ૧૮; ૧૫-૧૭.

૫) માણસજાતના કે અશુદ્ધ પશુના પ્રથમજનિતની ખંડણી દાખલ કીંમત. ગણ. ૧૮; ૧૫-૧૭.

૬) ગોધાને તથા ઘેટાને અર્પણ દાખલ ચઢાવ્યા બાદ તેમનું બાવડું, બન્ને ગલોફાં, તથા હોજરી. પુન. ૧૮; ૩.

૭) દહનીયાર્પણ માટે ચઢાવેલાં જાનવરનાં ચામડાં કે ઉન. લેવી ૭; ૮.

૮) ખાદ્યાર્પણમાંનું વેદી પર જે ચઢાવવાનું હોય તે ચઢાવ્યા બાદ બાકી રહેલું બધું. લેવી. ૭; ૯, ૧૦.

૯) પેયાર્પણમાંનો જે ભાગ છાંટવાનો હોય તે વિનાનું બીજું બધું. ગણ. ૧૮; ૯.

૧૦) શાંત્યર્પણમાં ચઢાવેલા જાનવરનું જમણું બાવડું તથા છાતી. લેવી. ૭; ૩૪.
૧૧) પાપાર્થાર્પણમાં જે ચરબી બાળવાની તે વિનાનું બધું. ગણ. ૧૮; ૯. [જે પાપાર્થાર્પણમાં યાજકને માટે અથવા ઇસ્રાએલી સમુદાયને માટે હોય તેમાંથી તો કાંઇ પણ મળે નહિ.]
૧૨) દોષાર્થાર્પણમાંનો જે ભાગ બાળવાનો તે વિનાનું બધું. ગણ. ૧૮; ૯.
૧૩) લેવીઓને મળેલા દશાંશનો દસમો ભાગ. ગણ. ૧૮; ૨૫-૨૮.
૧૪) લડાઇમાં મળેલી લુંટમાંથી અમુક હિસ્સો. ગણ. ૩૧; ૨૫-૩૧.
૧૫) તેર નગરો સીમ સુદ્ધાં. યહો. ૨૧; ૧૯.

---

## માનતા તથા નાઝીરીવ્રત વિષે.

(લેવી. ૨૭. ગણ. ૩૦)

માનતા વિષે.—ઇસ્રાએલપુત્રો માનતાની મારફતે ઇશ્વરની સેવા કરવાનું વચન આપવા સારૂ મંડપમાં આવતા હતા. તેઓ પોતાની સ્વેચ્છાથી એવું કરતા, પણ ફરજ્યાત નહિ, અને પ્રભુ એમની માનતાઓ સ્વીકારતો હતો. પણ જો કોઇ માણસ પોતાની માનતા પ્રમાણે ન કરે તો લીધેલી માનતા તેની પાસે પુરી કરાવવાનો અધિકાર યાજકને હતો. માનતાના સંબંધમાં ત્રણ નિયમ હતા.—૧) માનતા વિષે મનમાં વિચાર કર્યો હોય તે ન ચાલે. પોતાના મુખથી પ્રગટમાં ઉચ્ચારવું જોઇએ. ૨) કિશોરવયનો છોકરો કે પોતાના બાપના ઘરમાં રહેનારી છોડી કે ધણીઆણી કે દાસદાસી કે ગમે તે પરાધિન માણસ વાલીની મંજુરી મેળવે ત્યારે તેની માનતા કબુલ કરાય. ૩) અશુદ્ધ કે અયોગ્ય રીતે મેળવેલું દ્રવ્ય માનતા દાખલ સ્વીકારાય નહિ. જેમકે, કુતરો વેચીને મેળવેલા પૈસા, વ્યભિચારથી મેળવેલા વેશ્યાના પૈસા. ગણ. ૨૩; ૧૮.

નાઝીરીવ્રત વિષે.—નાઝીરીવ્રત એટલે કોઇ માણસ દ્રાક્ષરસથી કે બીજી કોઇ કેફી વસ્તુથી અલગ રહેવાનું સ્વેચ્છાથી કબુલ કરે તે. નાઝીરીવ્રત બે જાતનું હતું. એટલે ૧) જન્મથી નાઝીરી. જેમકે, શામશૂન, યોહાન બાપ્તિસ્મા કરનાર. ૨) કંઇ મુદત સુધી પાળવા બંધાયલો નાઝીરી.

બંને જાતના નાઝીરીને માથે ચાર ફરજ મુકેલી હતી. એટલે ૧) દ્રાક્ષરસ અથવા એવી બીજી કાંઈ પણ કેફી વસ્તુ ખાવી નહિ. ૨) દ્રાક્ષવેલાનું કંઈ પણ ખાવું નહિ. ૩) નિમાળા કાપવા નહિ. ૪) મુડદાંનો સ્પર્શ કરવો નહિ, અને મુએલાં સગાંને માટે વિલાપ કરવો નહિ.

થોડી મુદતને માટે થનારા નાઝીરી વિષે.—જો નાઝીરીવ્રત લેનારની હજુરમાં કોઇ માણસ મરી જાય તો તેનું નાઝીરીવ્રત ભંગ થએલું સમજવું.

તેણે તરત પોતાનું માથું મુંડાવવું, નિયમ પ્રમાણે અર્પણ ચઢાવવાં, અને ફરી તેટલીજ મુદતનું નાઝીરીવ્રત લેવું. ઠરાવેલી મુદત પુરી થાય ત્યારે મંડપમાં જઇને નીચે પ્રમાણે અર્પણ ચઢાવવાં. એટલે ૧) દહનીયાર્પણને સારૂ એક વરસનું નર હલવાન, ૨) પાપાર્થાર્પણને સારૂ એક વરસનું નારી હલવાન, ૩) શાંત્યર્પણને સારૂ એક ઘેટો, ૪) ખાદ્યાર્પણ તથા પેયાર્પણ રીતસર. વળી તે માણસ પોતાનું માથું મુંડાવે, અને શાંત્યર્પણના અગ્નિમાં પોતાના નિમાળા કાપીને બાળે. શાંત્યર્પણના ઘેટાના બાવડાનું ઉચ્છાલીયાર્પણ કરે, અને બેખમીરી પોળી તથા ખાખરાની તથા ઘેટાની છાતીની આરતી કરવામાં આવે. ત્યાર પછી એ માણસ પોતાની માનતાના બંધનમાંથી છુટો થએલો ગણાય.

નોંધ.—નાઝીરીવ્રત અને રેખાબપુત્રોને આપેલો નિયમ, એ બન્ને કંઇ કંઇ વાતમાં મળતા જણાય છે. પરંતુ બંને વચ્ચેનો જે ભેદ તે ધ્યાનમાં રાખવો જોઇએ. રેખાબના પુત્ર યહોનાદાબ વિષે યેહૂના સંબંધમાં કંઇક વાત ૨ રાજા. ૧૦ ; ૧૫-૨૩માં મળી આવે છે. હવે એ યહોનાદાબે પોતાના વંશજોને જે હુકમ ફરમાવ્યા હતા (યિર્મે. ૩૫ ; ૬, ૭) તે નીચે મુજબ હતા.—૧) મારા વંશજોનો કોઇ પણ માણસ કદી દ્રાક્ષરસ પીએ નહિ, ૨) કોઇ પણ દ્રાક્ષવાડી કે ખેતર કે ઘરનો માલેક થાય નહિ, ૩) જીંદગીભર તંબુમાં કે રાવટીમાં રહેવું.

---

## પંચગ્રંથમાં મસીહને લગતાં ભવિષ્યવચનો.

I. ઉત્પત્તિના પુસ્તકમાં ભવિષ્યવચન.

1) ઉત્પ. ૩ ; ૧૫માં દર્શાવ્યું છે કે જગત્રાતા સ્ત્રીજનિત થઇને પ્રગટ થશે. એ જગત્રાતા એટલે ખ્રીસ્ત જે મનુષ્યપુત્ર તે.
2) ઉત્પ. ૧૨ ; ૩ : ૧૮ ; ૧૮ : ૨૧ ; ૧૨ : ૨૨ ; ૧૮. આવનાર મસીહ ઇબ્રાહીમના સંતાનમાં પ્રગટ થશે, પરંતુ ઇબ્રાહીમના પુત્ર ઇશ્માએલના વંશમાં નહિ.
3) ઉત્પ. ૨૬ ; ૪. આવનાર મસીહ ઇસ્હાકના સંતાનમાં પ્રગટ થશે, પરંતુ એસાવના વંશમાં નહિ.
4) ઉત્પ. ૨૮ ; ૧૪. આવનાર મસીહ યાકૂબના સંતાનમાં પ્રગટ થશે.
5) ઉત્પ. ૪૯ ; ૧૦. આવનાર મસીહ જે રાજદંડ ધરનાર તે પવિત્ર મંદિરમાં પગ મુકે તે અગાઉ યહુદી પ્રજાબંધન તુટશે નહિ તથા યહુદી યાજકપદ થઇ રહેશે નહિ. આ રાજદંડ ધરનાર મસીહ યહુદાહ વંશમાં પ્રગટ થશે, અને તેને તો પ્રકટી. ૫ ; ૫માં "યહુદાહના કુળમાંનો સિંહ" કહેલો છે.

II. ગણુનાના પુસ્તકમાં ભવિષ્યવચન.

બેઓરના દીકરા બલઆમે પોતાની સ્વેચ્છાથી નહિ પણ પ્રભુની પ્રેરણાથી ખેંચાઇ જઇને ત્રણવાર ઇસ્રાએલપુત્રોને આશીર્વાદ દીધો (ગણુ. ૨૩ ; ૭-૧૦ : ૨૩ ; ૧૮-૨૪ : ૨૪; ૩-૯). પછી બલઆમે એવું ભવિષ્ય ભાખ્યું કે, "યાકૂબમાંથી તારો ઝબકી નીકળશે અને ઇસ્રાએલમાંથી રાજ્યદંડ ઉભો થશે" (ગણુ. ૨૪; ૧૭). એમાં એવું સુચવ્યું છે કે યાકૂબના વંશમાં એક એવો પ્રગટ થશે કે જે સર્વોપરીપણું બજાવશે (સરખાવો માત્થી ૨ ; ૨. પ્રકટી. ૨૨ ; ૧૬ : ૧૧ ; ૧૫ : ૧૨ ; ૧૦).

III. પુનર્નિયમના પુસ્તકમાં ભવિષ્યવચન.

૧) પુન. ૧૮ ; ૧૫-૧૯માં મુસા જણાવે છે કે, "યહોવાહ તારો દેવ તારે સારૂ તારી મધ્યેથી તારા ભાઇઓમાંથી મારા જેવો એક ભવિષ્યવાદી ઉભો કરશે તેનું તમારે સાંભળવું...હું તેમને સારૂ તેમના ભાઇઓમાંથી તારા જેવો એક ભવિષ્યવાદી ઉભો કરીશ, ને હું મારાં વચનો તેના મુખમાં મુકીશ, ને જે સર્વ હું તેને ફરમાવીશ તે તે તેઓને કહેશે, અને એમ થશે કે જે મારાં વચનો તે મારે નામે બોલશે તે જે કોઇ નહિ સાંભળે તેની પાસેથી હું જવાબ લઇશ." આ ભવિષ્યવચનનો ખુલાસો પ્રે. કૃ. ૩ : ૨૦–૨૬માં મળી આવે છે, એટલે ઉપલો આવનાર ભવિષ્યવાદી તે તો પ્રભુ ઇસુ ખ્રીસ્તજ છે.

૨) પુન. ૩૨ ; ૪૩માં એવું સુચવેલું છે કે એવો એક જણ આવશે કે જેને લીધે વિદેશીઓ પણ હર્ષાનંદ કરશે. એ ભવિષ્યવાત પ્રભુ ઇસુમાં પુરી થાય છે. જુઓ રૂમી. ૧૫ ; ૧૦.

---

## લેવીય પુસ્તકનું પૃથક્કરણ.

*A*. લેવી ૧ ; ૧—૧૬ ; ૩૪. યજ્ઞાર્પણ, શુદ્ધિકરણ તથા પ્રાયશ્ચિત્તક્રિયાને લગતા મુખ્ય નિયમો.

(યહોવાહની હજુરમાં આવવાના નિયમો.)

I. ૧ ; ૧—૬ ; ૭. પાંચ યજ્ઞાર્પણોને લગતા નિયમ.

૧) ૧ ; ૧-૧૭. દહનીયાર્પણને લગતી ક્રિયા.
૨) ૨ ; ૧-૧૬. ખાદ્યાર્પણ વિષે.
૩) ૩ ; ૧-૧૭. શાંત્યર્પણ વિષે.
૪) ૪ ; ૧-૩૫. પાપાર્થાર્પણ વિષે.

(૧) ૪; ૧-૧૨. અભિષિક્ત યાજકને અર્થે પાપાર્થાર્પણ.
(૨) ૪; ૧૩-૨૧. ઇસ્રાએલી આખી જમાતને અર્થે.
(૩) ૪; ૨૨-૨૬. અધિકારીને અર્થે.
(૪) ૪; ૨૭-૩૫. સાધારણ માણસને અર્થે.

૫) ૫; ૧-૧૩. પાપાર્થાર્પણના સંબંધમાં પરિશિષ્ટ.
(૧) ૫; ૧-૬. જે અજાણતાં કરેલા અન્યાયને સારૂ પાપાર્થાર્પણ કરવું જોઇએ તેના કેટલાએક દાખલા.
(૨) ૫; ૭-૧૩. જે માણસ છેક ગરીબ હોય તેને અર્થે પાપાર્થાર્પણને લગતી જે ખાસ શરત તે.

૬) ૫; ૧૪—૬; ૭. દોષાર્થાર્પણ વિષે.

II. ૬: ૮—૭; ૩૮. યાજકોને વાસ્તે ઠરાવેલા કેટલાએક ખાસ નિયમ.

૧) ૬; ૮-૧૩. દહનીયાર્પણ ચઢાવતી વેળા યાજકને પાળવાના નિયમ.
૨) ૬; ૧૪-૧૮. ખાદ્યાર્પણ ચઢાવતી વેળાના નિયમ.
૩) ૬; ૧૯-૨૩. પ્રમુખ્યયાજકના લાભમાં જે ખાદ્યાર્પણ જાથુ ચઢાવવું તે વિષે.
૪) ૬; ૨૪-૩૦. પાપાર્થાર્પણ ચઢાવતી વેળા યાજકને પાળવાના નિયમ.
૫) ૭; ૧-૧૦. દોષાર્થાર્પણ ચઢાવતી વેળાના નિયમ, અને દહનીયાર્પણ તથા ખાદ્યાર્પણમાં યાજકનો જે હિસ્સો તે સંબંધી.
૬) ૭; ૧૧-૨૧. શાંત્યર્પણના જુદા જુદા વર્ગ. જેમકે, ઉપકારાર્થાર્પણ, વ્રતાર્પણ, તથા ઐચ્છિકાર્પણ. વળી યજ્ઞાર્પણ લાવનાર માણસે કેવી રીતે શાંત્યર્પણ ખાવું તે વિષે.
૭) ૭; ૨૨-૨૭. ચરબી તથા લોહી ખાવાં નહિ.
ગોધા કે ઘેટા કે બકરાની ચરબી કદી ખાવી નહિ, અને બીજી જાતનાં જાનવર, જે સાધારણ મોતે મરી ગયાં હોય અથવા જંગલી જાનવરથી ફાડી નખાએલાં હોય, તો તેઓની પણ ચરબી ખાવી નહિ.
૮) ૭; ૨૮-૩૪. શાંત્યર્પણમાં યાજકનો જે હિસ્સો તે વિષે.—જમણું બાવડું સાધારણ યાજકને માટે અને સીનો હારૂનપુત્રોને માટે છે. બાવડાંનું ઉચ્છાલીયાર્પણ કરવું અને સીનાનું આર્ત્યર્પણ કરવું. [૭; ૩૫-૩૮. ઉપલા પ્રકરણનું (૬; ૮—૭; ૩૮) પરિશિષ્ટ દાખલ સમાપ્તિવચન.]

III. ૮; ૧—૧૦; ૨૦. યાજકોની પ્રતિષ્ઠાક્રિયા.

૧) ૮; ૧-૩૬. જે નિયમો નિર્ગ. ૨૯; ૧-૩૭માં આવેલા છે તે મુજબ હારૂન તથા તેના પુત્રોનો અભિષેક થયો.

૨) ૯; ૧-૨૪. અભિષિક્ત થએલા હારૂન તથા હારૂનપુત્રો પોતાના હોદ્દાનું કામ ચલાવવા લાગ્યા.

૩) ૧૦; ૧-૭. નાદાબ તથા અબિહૂએ પારકો અગ્નિ ચઢાવ્યો તે માટે યહોવાહની આગળથી અગ્નિએ ધસી આવીને તેઓને ભસ્મ કીધા, અને તેઓને સારૂ વિલાપ કરવાનો નિષેધ થયો.

૪) ૧૦; ૮-૧૧. યાજકોએ મદ્યપાન કરીને પોતાના હોદ્દાનું કામ ચલાવવા જવું નહિ.

૫) ૧૦; ૧૨-૧૫. ખાદ્યાર્પણ તથા શાંત્યર્પણમાં યાજકનો જે હિસ્સો તે વિષે.

૬) ૧૦; ૧૬-૨૦. પાપાર્થાર્પણના બકરાના દહન વિષેની વાત. એની સૂચના આપી છે કે યાજકે સમુદાયને માટે કરેલા પાપાર્થાર્પણનું માંસ ખાવું અને તેને છાવણી બહાર લઇ જઇને બાળવું નહિ.

IV. ૧૧; ૧—૧૫; ૩૩. શુદ્ધિકરણના તથા આરોગ્યતાના નિયમો.

૧) ૧૧; ૧-૪૭. શુદ્ધાશુદ્ધ જાનવરો વિષે.

(૧) ભુચર વિષે, કલમ ૨-૮.

(૨) જળચર વિષે, કલમ ૯-૧૨.

(૩) ખેચર વિષે, કલમ ૧૩-૧૯.

(૪) ઉડતાં સરપટીયાં વિષે, કલમ ૨૦-૨૩.

(૫) અશુદ્ધ જાનવરના સ્પર્શથી થતા અભડાટ વિષે, કલમ ૨૪-૪૦.

(૬) પેટે ચાલનાર સરપટીયાં વિષે, કલમ ૪૧-૪૫.

(૭) સમાપ્તિવચન, કલમ ૪૬, ૪૭.

૨) ૧૨; ૧-૮. પ્રસુતિવાળી સ્ત્રીનું શુદ્ધિકરણ કરવા વિષે.

૩) ૧૩; ૧—૧૪: ૫૭. કહોડવાળા માણસ, ઘર તથા વસ્ત્ર વિષે.

(૧) ૧૩; ૧-૪૬. રોગી માણસને કહોડ છે કે નહિ તે વિષે જે તપાસ કરવાની તે.

(૨) ૧૩; ૪૭-૫૯. લુગડાંમાં કે ચામડાંમાં કહોડ જેવું કાંઇ લાગે તો શું કરવું તે વિષે.

(૩) ૧૪; ૧-૩૨. કહોડીઓ માણસ સાજો થયો હોય તો જે શુદ્ધિકરણક્રિયા કરવી જોઇએ તે વિષે.

(૪) ૧૪; ૩૩-૫૩. ઘરમાં કહોડ જેવું દેખાય તો શું કરવું તે વિષે.

(૫) ૧૪; ૫૪-૫૭. સમાપ્તિવચન.

૪) ૧૫; ૧-૩૩. રક્તસ્રાવવાળા માણસના શુદ્ધિકરણ વિષે.

V. ૧૬; ૧-૩૪. પ્રાયશ્ચિત્તને મોટે દિવસે જે ક્રિયા કરવાની તે સવિસ્તર હકીકત.

*B.* લેવી. ૧૭; ૧—૨૬; ૪૬. "પવિત્રીકરણના નિયમો"નું પુસ્તક.

(યહોવાહની સાથે મેળાપ કરવાના નિયમ.)

I. ૧૭; ૧-૭. વેદી પર ચઢાવવા જોગ પશુ મંડપના દરવાજા આગ રજુ કરીને તેનું શાંત્યર્પણ કરવું, અને ત્યાર બાદ ત્યાં આગળ ખાવું. એમ ન કર્યું હોય તો તે પશુ ખાવાનો નિષેધ હતો.

II. ૧૭; ૮, ૯. દહનીયાર્પણ તથા બીજાં યજ્ઞો કેવળ મુલાકાતમંડપ દ્વાર આગળ કપાય. પણ બીજી કોઇ જગ્યાએ જો કોઇ માણ એવું કરે તો તે પોતાના લોકો મધ્યેથી કાપી નખાય.

III. ૧૭; ૧૦-૧૪. લોહી બિલકુલ ખાવું નહિ.
શુદ્ધ જાનવરના લોહીને યહોવાહનો હિસ્સો ગણવો; અને અશુ જાનવરના લોહીને જમીન પર ઢોળી દઇને ધુળથી ઢાંકી દેવું.

IV. ૧૭; ૧૫, ૧૬. મુર્દાલ ખાવું નહિ, તેમજ ફાડી નખાએ જાનવરનું માંસ ખાવું નહિ.

V. ૧૮; ૧-૩૦. નજદિકનાં સગાંમાં લગ્ન કરવાનો નિષેધ. અગમ ગમન કે અનીતિ કરવાનો નિષેધ. મોલેખની આગળ બાળ અગ્નિમાં ચલાવવાનો નિષેધ.

VI. ૧૯; ૧-૩૭. નીતિવ્યવહાર તથા ધર્મવ્યવહારને લગતા પરચુર નિયમો.

VII. ૨૦; ૧-૨૭. અમુક ગુન્હાને માટે ઠરાવેલી શિક્ષા, જેમકે,

૧) ૨૦; ૧-૭. મોલેખપૂજા, ભૂતવિદ્યા તથા જાદુના સંબંધમાં ઠ વેલી શિક્ષા.

૨) ૨૦; ૮-૨૧. નજદિકનાં સગાંમાં લગ્ન કે અનીતિ બદલ શિ

૩) ૨૦; ૨૨-૨૭. સમાપ્તિની વાત. [કલમ ૨૭ તો ઉમેરેલા જેવું તેમાં બતાવ્યું છે કે, ભૂતવૈદ તથા જાદુગર નિશ્ચય પત્થરે મા જાય.]

VIII. ૨૧; ૧—૨૨; ૩૩. યાજકો તથા અર્પણોને લગતા નિ

૧) ૨૧; ૧-૧૫. સગાંવહાલાંના મરણને લીધે અભડાવા વિષે ત વિવાહસંબંધ વિષે નિયમ.

(૧) ૨૧ ; ૧-૯. સાધારણ યાજકોને લાગુ પડતા નિયમ.

(૨) ૨૧ ; ૧૦-૧૫. મુખ્યયાજકને લાગુ પડતા નિયમ.

૨) ૨૧ ; ૧૬-૨૪. યાજકપદ ચલાવનાર માણસ નિર્દોષ હોવો જોઇએ, એટલે તેના શરીરમાં કાંઇ પણ ખોડખાંપણ હોવી જોઇએ નહિ.

૩) ૨૨ ; ૧-૬. યજ્ઞવેદી પર ચઢાવેલા પશુનું માંસ કેવળ યાજકના કુટુંબમાંનોજ માણસ ખાય.

૪) ૨૨ ; ૭-૨૫. વેદી પર કેવળ નિર્દોષ પશુ ચઢાવવાં, ખોડખાંપણવાળાં નહિ.

૫) ૨૨ ; ૨૬-૩૩. અર્પણને લગતા ત્રણ ખાસ નિયમ—(૧) બળદ કે ઘેટું કે બકરૂં અવતર્યાં પછી સાત દિવસ તો પોતાની માને ધાવેજ. (૨) ગાયને કે ઘેટીને તેના બચ્ચાની સાથે એકજ દિવસે કાપવી નહિ. (૩) ઉપકારાર્થાર્પણ કેવળ આપખુશીથી ચઢાવવું.

IX. ૨૩ ; ૧-૪૪. ધર્મવર્ષનું પંચાંગ, કે જેમાં પવિત્ર મેળાવડાના દિવસો વિષે વાત આવે છે—૧) સાબ્બાથ દિવસ, ૨) પાસ્ખા પર્વ, ૧લા મહિનાની ૧૪મી તારીખે; અને બેખમીરી રોટલીના પર્વનો મેળાવડો, ૧લા મહિનાની ૧૫મી તથા ૨૧મી તારીખે; ૩) જવની કાપણી, ૧લા મહિનાની ૧૬મી તારીખે; ૪) ઘઉંની કાપણી કે સપ્તાહનું પર્વ, ૩જા મહિનાની ૬ઠ્ઠી તારીખે; ૫) રણશિંગડાંનું પર્વ, ૭મા મહિનાની ૧લી તારીખે એ દિવસથી રાષ્ટ્રીય વર્ષ શરૂ થતું; ૬) પ્રાયશ્ચિત્તનો મોટો દિવસ, ૭મા મહિનાની ૧૦મી તારીખે; ૭) માંડવા પર્વ ૭મા મહિનાની ૧૫મી તથા ૨૨મી તારીખે.

X. ૨૪ ; ૧-૨૩. શુદ્ધ વસ્તુ વિષે નિયમો.

૧) ૨૪ ; ૧-૪. દીપવૃક્ષના દીવાઓ વિષે.

૨) ૨૪ ; ૫-૯. અર્પેલી રોટલીઓ વિષે.

૩) ૨૪ ; ૧૦-૧૬. શલોમીથના દીકરાને દુર્ભાષણ કરવાને લીધે જે શિક્ષા થઇ તે વિષે.

૪) ૨૪ ; ૧૭-૨૩. જેવું જેણે કીધું હોય તેવું તેને ભરી આપવું.

XI. ૨૫ ; ૧-૫૫. પવિત્ર વર્ષો વિષે, એટલે સાબ્બાથ વર્ષ તથા યોબેલ વર્ષ વિષે.

૧) ૨૫ ; ૧-૭. સાબ્બાથ વર્ષ વિષે. એની સાથે કલમ ૧૯-૨૨ પરિશિષ્ટ દાખલ જણાય છે.

૨) ૨૫ ; ૮-૧૮, ૨૩. યોબેલ વર્ષ વિષે.

૩) ૨૫ ; ૨૪-૫૫. મુલ્ય આપીને ઉદ્ધાર કરવા સંબંધી વાત.

XII. ૨૬ ; ૧-૪૬. આશીર્વાદ તથા શાપ.

૧) ૨૬ ; ૧, ૨. મૂર્તિપૂજાનો સખત નિષેધ, અને સાબ્બાથ દિવસ પાળવાની તાકીદ.

૨) ૨૬ ; ૩-૪૫. "પવિત્રીકરણના નિયમો" (અધ્યાય ૧૭-૨૬) ના સંબંધમાં વિનંતીરૂપ બોધ—વળી આશિષવચન તથા શાપવચન.

૩) ૨૬ ; ૪૬. સમાપ્તિનું વાક્ય.

*C.* લેવી ૨૭ ; ૧-૩૪. પરિશિષ્ટ : માનતા તથા દશાંશ વિષે નિયમો.

I. ૨૭ ; ૧-૨૯. માનતાને લગતી વાત.

૧) ૨૭ ; ૧-૮. માણસ પોતાની જાતનું અર્પણ કરવાની માનતા લે તે.

૨) ૨૭ ; ૯-૧૩. પશુનું અર્પણ કરવાની માનતા વિષે.

૩) ૨૭ ; ૧૪, ૧૫. ઘરનું અર્પણ કરવાની માનતા વિષે.

૪) ૨૭ ; ૧૬-૨૫. ખેતરનું અર્પણ કરવાની માનતા વિષે.

૫) ૨૭ ; ૨૬, ૨૭. પરંતુ પ્રથમજનિતનું અર્પણ કરવાની માનતા બિલકુલ રાખવી નહિ.

૬) ૨૭ ; ૨૮, ૨૯. સમર્પિત વસ્તુ ખંડી લેવાય નહિ, સમર્પિત પશુને જરૂર મારી નાખવું.

II. ૨૭ ; ૩૦-૩૩. દશાંશને લગતી વાત.

—૨૭ ; ૩૪. સમાપ્તિવચન : "જે આજ્ઞાઓ યહોવાહે ઇસ્રાએલપુત્રોને સારૂ સિનાય પર્વત પર મુસાને ફરમાવી તે એ છે."

---

## ગણનાના પુસ્તકનું પૃથક્કરણ.

*A.* ગણ. ૧ ; ૧—૧૦ ; ૧૦. સિનાયની તળેટીમાંથી છાવણી ઉપાડવાની તૈયારી થઈ તે વેળાનું વિવેચન. (સમય–મુસાફરીનું બીજું વર્ષ, બીજો મહિનો, તારીખ ૧-૨૦).

I. ૧ ; ૧-૫૪. લેવી કુળ શિવાયનાં બીજાં બધાં કુળમાંનાં વીસ વરસ ઉપરાંતનાં માણસની ગણત્રી, ૬,૦૩,૫૫૦.

II. ૨ ; ૧-૩૪. છાવણી કરતી વેળાએ તથા કુચ કરતી વેળાએ કુળોની ગોઠવણ કેવી હોવી તે વિષે.

III. ૩ ; ૧—૪ ; ૪૯. લેવી કુળને લગતી વાત.

૧) ૩ ; ૧-૪. હારૂનપુત્રોની વંશાવળી.

૨) ૩ ; ૫-૧૦. યાજકોને સાધારણ કામમાં મદદ કરવા સારૂ લેવીઓની નિમણૂક થઈ.

૩) ૩; ૧૧-૧૩. ઇસ્રાએલી બારે કુળમાંના જે પ્રથમજનિત તેઓ યહોવાહનો હિસ્સો છે, પરંતુ તેઓને બદલે લેવી કુળમાંના તમામ માણસો સ્વીકારવામાં આવ્યા.

૪) ૩; ૧૪-૨૦. એક માસ ઉપરાંતના બધા લેવીઓની ગણત્રી થઈ.

૫) ૩; ૨૧-૨૭. ગેર્શોની, કહાથી, મરારી, એ ત્રણ લેવી કુટુંબોની ગણત્રી, છાવણીમાં તથા કુચમાં તેઓની જગ્યા અને એ ત્રણેને સોંપેલા કામની હકીકત.

૬) ૩; ૩૮. યાજકોએ મંડપની પૂર્વગમ મુકામ કરવો.

૭) ૩; ૩૯. લેવીપુત્રોની ગણના, ૨૨,૦૦૦ પુરૂષ.

૮) ૩; ૪૦-૫૧. લેવીપુત્રો ૨૨,૦૦૦ હતા, પણ ઇસ્રાએલી પ્રથમજનિત ૨૨,૨૭૩ નીકળ્યા, એટલે લેવીઓ કરતાં પ્રથમજનિત ૨૭૩ વધારે હતા. માટે એ અધિક પ્રથમજનિતના બદલામાં માથાદીઠ પાંચ શેકેલની ખંડણી ભરી લેવામાં આવી.

૯) ૪; ૧-૨૦. કહાથપુત્રો, અને વિશેષે કરીને, એલઆઝારને માથે મુકેલા કામની વિગત.

૧૦) ૪; ૨૧-૨૮. ગેર્શોનપુત્રોને માથે મુકેલા કામની વિગત.

૧૧) ૪; ૨૯-૩૩. મરારીપુત્રોને માથે મુકેલા કામની વિગત.

૧૨) ૪; ૩૪-૪૯. ત્રીસ વરસથી માંડીને પચાસ વરસની વયના જેટલા લેવીઓ સેવાના કામમાં દાખલ થાય તેઓની ગણત્રી—કહાથપુત્રો ૨૭૫૦, ગેર્શોનપુત્રો ૨૬૩૦, મરારીપુત્રો ૩૨૦૦; એટલે કુલ્લે ૮૫૮૦.

IV. ૫; ૧—૬; ૨૭. પરચુરણ બાબતના નિયમો.

૧) ૫; ૧-૪. કહોડીઆઓએ તેમજ બીજા અશુદ્ધ માણસોએ છાવણી બહાર રહેવું.

૨) ૫; ૫-૧૦. યજ્ઞક્રિયા કરનાર યાજકનો હિસ્સો—એટલે વિવિધ ઉલ્લંઘનના બદલામાં મળેલી વસ્તુઓ, ઉચ્છાલીયાર્પણો, દાનાર્પણો કે સમર્પિત વસ્તુઓ.

૩) ૫; ૧૧-૩૧. પરપુરૂષાશંકાનું ખાદ્યાર્પણ—એટલે કોઇ પુરૂષના મનમાં પોતાની સ્ત્રીના પતિવ્રત વિષે શક આવે તો સંશયનું ખાદ્યાર્પણ ચઢાવવું.

૪) ૬; ૧-૨૧. નાઝીરવ્રતને લગતા નિયમો.—"નાઝીર" એટલે જુદો પાડેલો, અને નાઝીર માણસ એટલે યહોવાહને અર્થે જુદો પડેલો, અને તે કારણને લીધે નાઝીરી માણસ અમુક વસ્તુથી જુદો કે પરહેઝ રહેવા બંધાયલો હતો (જુઓ પૃષ્ટ ૧૧૬).

5) ૬ ; ૨૨-૨૭. યાજકે આશીર્વાદ ઉચ્ચારતી વેળાએ કયા શબ્દો વાપરવા તે.

V. ૭ ; ૧-૮૯. મુલાકાતમંડપની તથા યજ્ઞવેદીની પ્રતિષ્ઠા વખતે બાર કુળપતિનાં આપેલાં દાનાર્પણો.

1) ૭ ; ૧-૯. મંડપની સામગ્રી ઉપાડી લઇ જવા સારૂ છત્રવાળાં ૭ ગાડાં.

2) ૭ ; ૧૦-૮૯. વેદી પરની ક્રિયાને માટે જે વાસણો તથા યજ્ઞને માટે જે પશુઓ આપવામાં આવ્યાં તેમની ટીપ.

VI. ૮ ; ૧-૨૬. લેવીપુત્રોની પ્રતિષ્ઠા : લેવીઓએ ૨૫ વરસથી માંડીને ૫૦ વરસની ઉંમર સુધી સેવાનું કામ કરવું.

VII. ૯ ; ૧-૧૪. ઉપ-પાસ્ખા કે અધિક પાસ્ખાને લગતા વિધિ (બીજા મહિનાની ૧૪મી તારીખે).

VIII. ૯ ; ૧૫-૨૩. કુચ કરવાનો તથા છાવણી કરવાનો સમય સુચવનાર સાધન અગ્નિ તથા મેઘનો સ્તંભ હતો.

IX. ૧૦ ; ૧-૧૦. કુચ કરવાને સમયે તથા બીજે પ્રસંગે રૂપાનાં રણશિંગડાં વગાડવાં જોઇએ.

*B.* ગણ. ૧૦ ; ૧૧—૧૯ ; ૨૨. સિનાયની તળેટીમાંથી નીકળીને ઝીન અરણ્યમાં એટલે કાદેશમાં ઇસ્રાએલપુત્રો આવ્યા ત્યાં સુધીની હકીકત (મુસાફરીના બીજા વર્ષના બીજા મહિનાની ૨૦મી તારીખથી ચાળીસમું વર્ષ બેઠું ત્યાં સુધી).

I. ૧૦ ; ૧૧-૨૮. સિનાય પહાડ આગળથી નીકળતી વેળાએ કુચ કરવા સંબંધી કુળોની કરેલી ગોઠવણ.

II. ૧૦ ; ૨૯-૩૬. અરણ્યની મુસાફરીમાં સેવા બજાવવા સારૂ હોબાબ મુસાની સાથે રહ્યો—કરારકોષ ચાલતી તથા થંભતી વેળા મુસા જે વચનો ઉચ્ચારતો હતો તે.

III. ૧૧ ; ૧—૧૨ ; ૧૬. તાબએરાહ તથા કિબ્રોથ-હાત્તાવાહમાં ઇસ્રાએલીઓએ કરેલી કચકચ.

1) ૧૧ ; ૧-૯. ઇસ્રાએલની કચકચને લીધે તાબએરાહમાં યહોવાહનો અગ્નિ તેઓ મધ્યે પ્રગટયો (તાબએરાહ એટલે બળતું).

2) ૧૧ ; ૧૦-૩૦. મુસાના મદદગાર તરીકે ૭૦ વડીલોની નિમણુક.

3) ૧૧ ; ૩૧-૩૫. લાવરીઓ મોકલવામાં આવી. લોકોની કચકચને લીધે મરકી ચાલી, અને તે કારણથી આ જગ્યાનું નામ કિબ્રોથ-હાત્તાવાહ (એટલે કુઇચ્છાની કબરો) પડયું.

૪) ૧૨ ; ૧-૧૬. મરિયમે તથા હારૂને મુસા વિરૂદ્ધ દંગો કર્યો, અને તેથી મરિયમ કહોડવાળી થઇ.

IV. ૧૩ ; ૧—૧૪ ; ૪૫. બાર જાસુસોની વાત.

૧) ૧૩ ; ૧-૩૩. કનાનની જાસુસી કરવા બાર માણુસને મોકલ્યા. તેમાંના દસ જણે પાછા આવીને બીક ઉપજે એવી ખબર આપી.

૨) ૧૪ ; ૧-૪૫. દસ જણુની વાત સાંભળીને ઈસ્રાએલે કચકચ કીધી. માત્ર યહોશુઆ તથા કાલેબ એ બે જણે ઉત્તેજનદાયક ખબર આપી. યહોવાહને ઇસ્રાએલ પર ગુસ્સો ચઢયો, પણ મુસાએ તેમને સારૂ યહોવાહની વિનંતી કીધી. કચકચ કરનારાઓને કહેવામાં આવ્યું કે તમે કનાનમાં પેસી શકશો નહિ. પેલા દસ જાસુસો મરકીથી મરણ પામ્યા. ઇસ્રાએલીઓએ કનાનના દક્ષિણુ ભાગ પર ચઢાઇ કીધી, પરંતુ અમાલેકીઓએ તથા કનાનીઓએ તેમને હોર્માહ સુધી નસાડયા.

V. ૧૫ ; ૧-૧૬. દહનીયાર્પણુ કે શાંત્યર્પણુ ચઢાવવામાં આવે ત્યારે તેની સાથે ખાદ્યાર્પણુ તથા પેયાર્પણુ પણુ ચઢાવવું.

VI. ૧૫ ; ૧૭-૨૧. વચનના દેશમાં ઈસ્રાએલ આવે ત્યારથી માંડીને તેમણે દર વર્ષે પ્રથમ લોંદાની પોળીનું ઉચ્છાલીયાર્પણુ કરવું.

VII. ૧૫ ; ૨૨-૩૧. જો કોઇ માણુસ પોતાની ફરજ બજાવવાનું અજાણુતાં ભુલી જાય તો તેણે પાપાર્થાર્પણુ ચઢાવવું.

VIII. ૧૫ ; ૩૨-૩૬. સાબ્બાથવારે એક માણુસ લાકડાં વીણુતો હતો તે પત્થરે માર્યો ગયો.

IX. ૧૫ ; ૩૭-૪૧. વસ્ત્રોને કીનારી લગાડવી, એટલે વસ્ત્રની કોર પર નીલ ફીત રાખવી.

X. ૧૬ ; ૧—૧૭ ; ૧૩. કોરાહ, દાથાન, તથા અબીરામનો દંગો, અને તેઓનું મરણુ. લેવી કુળનો યાજકપણુનો હક યહોવાહે ખુલ્લી રીતે મંજુર કર્યો. યહોવાહની હજુરમાં બાર કુળ પ્રમાણે બાર લાકડી રાખવામાં આવી. તેમાંથી હારૂનની લાકડીને બદામની કળી ફુટી, અને તે લાકડીને સાક્ષ્યકોષની આગળ રાખી.

XI. ૧૮ ; ૧-૭. હારૂનપુત્રો ખાસ કરીને મંડપનું તથા વેદીને લગતું બધું કામ કરે, પણુ બીજાં સાધારણુ કામમાં લેવીપુત્રો હારૂનપુત્રોને મદદ આપે (લેવીકુળમાં જેઓ હારૂનના સંતાનમાંના હતા તેઓ યાજક, અને લેવીકુળમાં બાકીના જે બધા તેઓ લેવી).

XII. ૧૮ ; ૮-૧૯. યાજકોના ગુજરાનને માટે ઠરાવેલી વસુલાત.

XIII. ૧૮ ; ૨૦-૨૪. લેવીઓના ગુજરાનને માટે બાકીનાં કુળોએ પોતાની ઉપજમાંનો દસમો ભાગ આપવો.

XIV. ૧૮ ; ૨૫-૩૨. લેવીઓએ પોતાની આવકનો દસમો ભાગ યાજકોના નિર્વાહને સારૂ આપવો.

XV. ૧૯ ; ૧-૧૩. મુડદાને અડકવાથી જે માણસ અભડાયો હોય તેણે લાલ વાછરડીની રાખવાળા પાણી વડે શુદ્ધિકરણક્રિયા કરવી.

XVI. ૧૯ ; ૧૪-૨૨. લાલ વાછરડીની રાખનો ઉપયોગ બીજે કયે કયે પ્રસંગે કરવો તે જણાવ્યું છે.

*C.* ગણ. ૨૦ ; ૧—૨૨ ; ૧. કાદેશમાં તથા ત્યાંથી નીકળીને મોઆબના મેદાનમાં આવ્યા ત્યાં સુધીની બીનાઓનું વિવેચન (મુસાફરીનું ચાળીસમું વર્ષ).

I. ૨૦ ; ૧-૧૩. મુસાની બહેન મરિયમ મરણ પામી. પાણીની તંગીને લીધે ઇસ્રાએલે કચકચ કીધી. તેઓને માટે ખડકમાંથી પાણી કહાડવા જતાં મરીબાહમાં મુસાએ તથા હારૂને યહોવાહ આગળ પાપ કીધું.

II. ૨૦ ; ૧૪-૨૧. ઇસ્રાએલે અદોમ દેશમાં થઇને જવાની રજા માગી, પણ અદોમના રાજાએ માન્યું નહિ.

III. ૨૦ ; ૨૨-૨૯. હારૂન હોર પહાડ પર મરણ પામ્યો, અને તેની જગ્યા તેના દીકરા એલઆઝારને મળી.

IV. ૨૧ ; ૧-૩. અરાદના રાજા સાથે બે વાર લડાઇ થઇ—પહેલી લડાઇમાં કેટલાએક ઇસ્રાએલી કેદી થયા ; પણ બીજી લડાઇમાં ઇસ્રાએલે અરાદના રાજાને હરાવ્યો, અને તેનાં નગરોનો પુરેપુરો સંહાર કીધો, તેથી તે જગ્યાનું નામ હોર્માહ ( એટલે સંહાર ) કહેવાયું.

V. ૨૧ ; ૪-૯. અદોમે ઇસ્રાએલને પોતાના દેશમાં થઇને જવા દીધા નહિ, તેથી ઇસ્રાએલને મોટો ફેરો ખાઇને કુચ કરવી પડી. એ ફેરાને લીધે ઇસ્રાએલે કાયર થઇને કચકચ કીધી, તેથી યહોવાહે આગિયા સર્પ મોકલ્યા ; અને મુસાએ યહોવાહના કહેવા મુજબ પિત્તળનો સર્પ ઉભો કીધો.

VI. ૨૧ ; ૧૦-૨૦. હવે ઇસ્રાએલ કુચ કરતા કરતા પિસ્ગાહ સુધી આવી પહોંચ્યા. આ સમયે કયાં કયાં છાવણી કરી તેની ટીપ.

VII. ૨૧ ; ૨૧-૨૩. અમોરીઓના રાજા સીહોને ઇસ્રાએલને પોતાના દેશમાં થઇને કુચ કરવાની પરવાનગી આપી નહિ.

VIII. ૨૧ ; ૨૪-૩૫. માટે ઇસ્રાએલે યાહાસ તથા યાઝેર એ બન્ને લડાઇમાં સીહોન રાજાને હરાવ્યો, અને ઉત્તરની ગમ આગળ વધીને એડ્રેઇની લડાઇમાં બાશાનના રાજા ઓગને પણ હરાવ્યો ; (અમોરીઓનો રાજા સીહોન, અને તેની રાજધાની હેશ્બોન. બાશાનનો રાજા ઓગ, અને તેની રાજધાની એડ્રેઇ).

IX. ૨૨ ; ૧. ઇસ્રાએલપુત્રોએ મોઆબના મેદાનમાં યરદનને કાંઠે પાર યરેખોની પાસે છાવણી કીધી.

*D.* ગણ. ૨૨ ; ૨—૩૬ ; ૧૩. મોઆબના મેદાનમાં બનેલી બીનાઓ.

I. ૨૨ ; ૨—૨૪ ; ૨૫. બલઆમ વિષેની વાત.

૧) ૨૨ ; ૨-૧૪. મોઆબના રાજા સિપ્પોરના દીકરા બાલાકે બેઓરના દીકરા બલઆમ ભવિષ્યદર્શકને પોતાની પાસે આવવા સારૂ વિનંતી કીધી, પણ બલઆમે ના પાડી.

૨) ૨૨ ; ૧૫-૨૧. બાલાકે બીજીવાર બલઆમને આમંત્રણ આપ્યું.

૩) ૨૨ ; ૨૨-૩૫. બલઆમ બાલાકના એલચીઓની સાથે મોઆબ દેશ તરફ જતો હતો, ત્યારે એક દૂત આડે ઉભો રહ્યો. જો ગધેડીએ બલઆમને બચાવી લીધો ન હોત તો દૂતને હાથે તે માર્યો જાત.

૪) ૨૨ ; ૩૬-૪૧. બાલાકે બલઆમની મુલાકાત લીધી, અને તેને પોતાને ત્યાં પરોણો રાખ્યો.

૫) ૨૩ ; ૧-૧૩. કિર્યાથ-હુસોથમાં બાલાકે યજ્ઞાર્પણો ચઢાવ્યાં. આ પ્રસંગે બલઆમે ઇસ્રાએલને આશીર્વાદ દીધો (પહેલીવાર).

૬) ૨૩ ; ૧૪-૨૬. પિસ્ગાહના શિખર પર બાલાકે યજ્ઞાર્પણો કીધાં. આ પ્રસંગે પણ બલઆમે ઇસ્રાએલને આશીર્વાદ દીધો (બીજીવાર).

૭) ૨૩ ; ૨૭—૨૪ ; ૯. પેઓરના શિખર પર બાલાકે યજ્ઞાર્પણ ચઢાવ્યાં ત્યારે પણ બલઆમે ઇસ્રાએલને આશીર્વાદ દીધો (ત્રીજીવાર).

૮) ૨૪ ; ૧૦-૧૪. બાલાક રાજાને બલઆમ પર ગુસ્સો ચઢયો.

૯) ૨૪ ; ૧૫-૨૫. બલઆમે વિદાય થતી વેળાએ છેલ્લો આશીર્વાદ ઇસ્રાએલને આપ્યો (ચોથીવાર). આ પ્રસંગે તેણે મસીહ વિષે બોલતાં કહ્યું કે, "યાકૂબમાંથી તારો ઝબકી નીકળશે ને ઇસ્રાએલમાંથી રાજદંડ ઉભો થશે."

II. ૨૫ ; ૧-૧૮. શિટ્ટીમમાં ઇસ્રાએલે છાવણી કીધી ત્યારે બલઆમની શિખવણીથી બઆલ-પેઓરની પૂજા કીધી અને મોઆબેણો સાથે કુકર્મ કીધું. આ સમયે એલઆઝારના પુત્ર ફીનહાસે યહોવાહની આસ્થાને લીધે ઝિમ્રી તથા કોઝબીને ભાલાથી મારી નાખ્યાં. આ કૃત્યને લીધે યહોવાહ તરફથી એવું વચન મળ્યું કે યાજકપદ સદા એલઆઝારના કુળમાં રહેશે. આ વખતે યહોવાહે ઇસ્રાએલને શિક્ષા કરતાં તેઓમાંનાં ૨૪,૦૦૦ માણસને મરકીથી માર્યાં (ઝીમ્રી તો શિમઓન કુળમાંના પૈસાદાર તથા મુખ્ય માણસ સાલૂનો પુત્ર હતો, અને કોઝબી તો મિદ્યાની લોકોમાંના એક મુખ્ય માણસની દીકરી હતી).

III. ૨૬ ; ૧-૬૫. ઇસ્રાએલપુત્રોની બીજીવાર ગણના થઇ—અગીઆર કુળમાં વીસ વરસ ઉપરાંતના પુરૂષોની સંખ્યા ૬,૦૧,૭૩૦ ; અને એક માસ ઉપરાંતના લેવીપુત્રોની સંખ્યા ૨૩,૦૦૦.

IV. ૨૭ ; ૧-૨૩. સલોફહાદના કુટુંબમાં કેવળ દીકરીઓ થઇ હતી ; તે પરથી વારસાને લગતા કાયદામાં થોડો ઉમેરો કરવામાં આવ્યો, એટલે જો કોઇ કુટુંબમાં દીકરો ન હોય, તો બધો વારસો દીકરીને મળે (કલમ ૧-૧૧). મુસાનો મરણ પામવાનો વખત પાસે આવ્યો માટે યહોવાહે તેને એવું ફરમાવ્યું કે તારા મરણ અગાઉ વચનનો દેશ દૂરથી જો, અને તારી જગ્યાએ યહોશુઆની નિમણુક કર (કલમ ૧૨-૨૩).

V. ૨૮ ; ૧—૨૯ ; ૪૦. યાજકોનું પંચાંગ કે જેમાં વિવિધ પર્વોનો સમય બતાવ્યો છે.

૧) ૨૮ ; ૧, ૨. પ્રસ્તાવના.
૨) ૨૮ ; ૩-૮. દરરોજનાં સવારસાંજનાં દહનીયાર્પણ વિષે.
૩) ૨૮ ; ૯, ૧૦. સાબ્બાથ દિવસ વિષે.
૪) ૨૮ ; ૧૧-૧૫. અમાવાસ્યા વિષે.
૫) ૨૮ ; ૧૬. પાસ્ખા પર્વ પાળવા વિષે (૧લા મહિનાની ૧૪મી તારીખે).
૬) ૨૮ ; ૧૭-૨૫. પાસ્ખા પર્વ પુરૂં થયા પછી સાત દિવસ સુધી "મત્ઝોથ" એટલે બેખમીરી રોટલીનું પર્વ પાળવું તે વિષે (૧લા મહિનાની ૧૫મીથી ૨૧મી તારીખ સુધી).
૭) ૨૮ ; ૨૬-૩૧. પચાસી પર્વ કે ઘઉંનાં પ્રથમફળનું પર્વ (૩જા મહિનાની ૬ઠી તારીખે).
૮) ૨૯ ; ૧-૬. રણશિંગડાંનું પર્વ (૭મા મહિનાની ૧લી તારીખે). આ દિવસે રાષ્ટ્રીય નવું વરસ બેસતું હતું.

૯) ૨૯ ; ૭-૧૧. પ્રાયશ્ચિત્તના મોટા દિવસનું પર્વ (૭મા મહિનાની ૧૦મી તારીખે).

૧૦) ૨૯ ; ૧૨-૩૮. માંડવાપર્વ સાત દિવસ સુધી પાળવું (૭મા મહિનાની ૧૫મીથી ૨૧મી તારીખ સુધી), અને તે ઉપરાંત એક અધિક દિવસ એટલે આઠમો દિવસ પણ પર્વ દાખલ ગણવો (૭મા મહિનાની ૨૨મી તારીખે).

૧૧) ૨૯ ; ૩૯, ૪૦. સમાપ્તિવચન.

VI. ૩૦ ; ૧-૧૬. માનતા સંબંધી વિધિ.

૧) ૩૦ ; ૧, ૨. માનતા લેનાર જો પુરૂષ હોય તો તેણે પોતાની માનતા જરૂર પાળવી.

૨) ૩૦ ; ૩-૧૬. માનતા લેનાર જો સ્ત્રી હોય તો તેને માટે કેટલીએક શરતો હતી, એટલે તેણે પોતાના બાપની કે ધણીની પરવાનગી હોય તોજ માનતા લેવી તથા પાળવી.

VII. ૩૧ ; ૧-૫૪. મિદ્યાનીઓની સામે લડવા સારૂ ૧૨૦૦૦ ઇસ્રાએલીઓ ગયા, અને જો કે તેઓમાંનો એક પણ માણસ મરણ પામ્યો નહિ તોપણ તેમણે સર્વ મિદ્યાની પુરૂષોને તથા પરણેલી સ્ત્રીઓને મારી નાખી. તે ઉપરાંત તેમણે ૩૨ હજાર કુમારીકાઓ તથા આસરે ૮ લાખ જાનવર લુંટ દાખલ મેળવ્યાં.

લુંટની વહેંચણી કેવે ધોરણે કરવી તે વાત કલમ ૨૫-૪૭માં આવે છે, એટલે લુંટનો અડધો ભાગ લડાઇમાં ગએલાઓને મળે, અને બાકીનો અડધો ભાગ લડાઇમાં નહિ ગએલાઓને મળે. વળી લડાઇમાં ગએલાઓના હિસ્સામાંથી હજારે બે જેટલું યહોવાહને એટલે હારૂનપુત્રોને મળે, અને લડાઇમાં નહિ ગએલાઓના હિસ્સામાંથી સેંકડે બે જેટલું લેવીપુત્રોને આપવામાં આવે.

VIII. ૩૨ ; ૧-૪૨. યરદનની પૂર્વગમના પ્રદેશમાં રેઉબેન, ગાદ તથા અર્દ્ધ મનાશ્શેહને ભૂમિ વહેંચી આપી.

IX. ૩૩ ; ૧-૫૬. મુસાફરીની મંજલો, ઇત્યાદિ.

૧) ૩૩ ; ૧-૪૯. રામસેસથી માંડીને મોઆબના મેદાન સુધીમાં ઇસ્રાએલે જે જે છાવણીઓ કરી તેની ટીપ.

૨) ૩૩ ; ૫૦-૫૬. કનાન દેશ કબજે કરવાના સંબંધમાં કેટલાએક હુકમ આપવામાં આવ્યા.

X. ૩૪; ૧-૧૫. યરદનની પશ્ચિમ ગમ આવેલા કનાન દેશની હદ બતાવેલી છે.

XI. ૩૪; ૧૬-૨૯. કનાનની વહેંચણી કરવામાં જે જે માણુસો યહોશુઆને તથા એલઆઝારને મદદ આપવાના હતા તેઓનાં નામ.

XII. ૩૫; ૧-૮. લેવીપુત્રોને કનાનમાંથી ૪૮ નગરો મળે એવો ઠરાવ થયો.

XIII. ૩૫; ૯-૩૪. લેવીપુત્રોનાં ગામોમાંથી ૭ ગામને આશ્રયનગર ઠરાવવાં, એ સારૂ કે મનુષ્યઘાતક તેમાં નાસી આવીને આસરો પામે—વળી મનુષ્યઘાતક વિષે કેટલાએક નિયમ.

XIV. ૩૬; ૧-૧૩. જો કોઇ કન્યાને પોતાના બાપનો વારસો મળે તો તેણે પોતાના કુળમાંના કોઇ માણુસ સાથે લગ્ન કરવું, એ માટે કે વારસો બીજાના કુળમાં જતો ન રહે (જુઓ ૨૭; ૬-૧૧).

---

## પુનર્નિયમના પુસ્તકનું સંક્ષિપ્ત પૃથક્કરણ.

૧; ૧-૫. પ્રસ્તાવના.

*A.* ૧; ૬—૪; ૪૦. મુસાનું પહેલું ભાષણ.

I. ૧; ૬—૩; ૨૯. અરણ્યમાંની ૩૮ વર્ષની મુસાફરીનું વર્ણન મુસા કરે છે.

II. ૪; ૧-૪૦. ભાષણને અંતે એવો બોધ આપે છે કે યહોવાહ આત્મા છે તથા તેજ એકલો ઈશ્વર છે.

*B.* ૪; ૪૧-૪૩. યરદનની પૂર્વ ગમનાં ત્રણ આશ્રયનગર.

*C.* ૪; ૪૪—૨૯; ૧. મુસાનું બીજું ભાષણ.

I. ૪; ૪૪-૪૯. મુસાના બીજા ભાષણનું મથાળું.

II. ૫; ૧—૨૮; ૬૮. યહોવાહના નિયમોનું સટીક વ્યાખ્યાન.

૧) ૫; ૧—૧૧; ૩૨. જે સામાન્ય નિયમોને ધારણે યહોવાહ ઇસ્રાએલી લોકોમાં પોતાનો રાજકારભાર ચલાવશે તે વિષે વિગત.

૨) ૧૨; ૧—૨૮; ૬૮. ઇસ્રાએલીઓને વાસ્તે ઠરાવેલા કેટલાએક ખાસ નિયમોનો સમૂહ.

III. ૨૯; ૧. મુસાના બીજા ભાષણની સમાપ્તિ.

*D.* ૨૯; ૨—૩૦; ૨૦. મુસાનું ત્રીજું ભાષણ.
યહોવાહ સાથે કરાર કરવા સારૂ ઇસ્રાએલને આપેલું આમંત્રણ.

*E.* ૩૧ ; ૧—૩૪ ; ૧૨. મુસાના જીવનચરિત્રમાંની છેલ્લી બિનાઓની હકીકત.

—આ ભાગમાં મુસાનું ગીત (અધ્ય. ૩૨) અને મુસાનો આપેલો આશીર્વાદ (અધ્ય. ૩૩) સમાએલાં છે.

---

## પુનર્નિયમના પુસ્તકનું સવિસ્તર પૃથક્કરણ.

૧; ૧-૫. આ પુસ્તકમાં સમાએલાં ભાષણો ક્યાં તથા ક્યારે પ્રગટ કરવામાં આવ્યાં હતાં તે વિષે પ્રસ્તાવના.

*A.* પુન. ૧ ; ૬—૪ ; ૪૦. મુસાનું પહેલું ભાષણ.

I. ૧ ; ૬—૩ ; ૨૯. ઇસ્રાએલપુત્રો સિનાયની તળેટીમાંથી નીકળીને બેથપેઓરમાં આવી પહોંચ્યા ત્યાં સુધીનું વિવેચન.

૧) ૧ ; ૬-૮. ઈશ્વરે હુકમ કીધો કે તમારે આગળ વધવું અને વચનનો દેશ કબજે કરવો.

૨) ૧ ; ૯-૧૮. ઇસ્રાએલપુત્રોની તકરારોનો ચુકાદો કરવા સારૂ મુસાની મદદમાં કેટલાએક ન્યાયધીશોની નિમણુક થઇ, સરખાવો નિર્ગ. ૧૮.

૩) ૧ ; ૧૯-૪૬. કનાનની જાસુસી કરવા બાર માણસ ગયા. તેઓએ આવીને દેશ વિષે માઠા સમાચાર આપ્યા. તે પરથી ઇસ્રાએલપુત્રોએ કચકચ કીધી. ત્યારે યહોવાહે એવું ઠરાવ્યું કે યહોશુઆ તથા કાલેબ શિવાય બધા માણસ અરણ્યમાં મરી જશે. એ પ્રસંગે ઇસ્રાએલપુત્રોએ અમોરીઓ પર ચઢાઇ કરી, પણ લડાઇમાં ઇસ્રાએલીઓ હાર્યાં તેથી તેમને કાદેશથી હોર્માહ સુધી નાસવું પડ્યું.

૪) ૨ ; ૧-૨૫. ઇસ્રાએલપુત્રોને પ્રભુ તરફથી એવો હુકમ મળ્યો કે, તમે અદોમ દેશની પૂર્વગમ ફેરો ખાઇને આગળ વધો, મોઆબપુત્રોના દેશમાં ન પેસો, અને આમ્મોનપુત્રોને કંઇ પણ ઇજા ન કરો.

૫) ૨ ; ૨૬-૩૭. યાહાસમાં લડાઇ થઇ તેમાં અમોરીઓનો રાજા સીહોન હાર્યો, અને ઇસ્રાએલપુત્રોએ તેનો દેશ કબજે કીધો.

૬) ૩ ; ૧-૭. એદ્રેઈની લડાઇમાં બાશાનનો રાજા ઓગ હાર્યો ગયો.

૭) ૩ ; ૮-૨૨. ઓગ રાજાનો પલંગ ૯ હાથ લાંબો તથા ૪ હાથ પહોળો હતો. એનો દેશ અઢી કુળને વહેંચી અપાયો, એવી શરતે કે વચનનો દેશ જીતવામાં તેમણે બાકીનાં કુળોને મદદ આપવી.

૮) ૩; ૨૩-૨૯. યહોવાહ તરફથી કહેવામાં આવ્યું કે, મુસા કનાન દેશ જોશે ખરો, પણ તેની અંદર જઇ શકશે નહિ, વળી મુસાને બદલે યહોશુઆને નિમવો.

II. ૪; ૧-૪૦. ભાષણને અંતે મુસાએ કહ્યું કે—

યહોવાહ આત્મા છે, અને તેજ એકલો ખરો દેવ છે, અને તેના શિવાય બીજો કોઇ દેવ નથી; માટે તેની એકલાનીજ આરાધના કરવી. જો ઇસ્રાએલપુત્રો અન્ય દેવોની પૂજા કરશે તો તેમને દેશવટાની શિક્ષા ભોગવવી પડશે. પણ જો તેઓ ત્યાં એટલે બંદીપ્રવાસમાં પસ્તાવો કરશે તો યહોવાહ તેમને તજી દેશે નહિ. માટે યહોવાહનું આજ્ઞાપાળણ કરતા રહેવું.

*B.* પુન. ૪; ૪૧-૪૩. યરદનની પૂર્વગમનાં ત્રણ શહેરોને આશ્રયનગર દાખલ જુદાં પાડયાં. એટલે રેઉબેનીઓને સારૂ બેસેર, ગાદીઓને સારૂ રામોથ, અને મનાશ્શીઓને સારૂ ગોલાન.

*C.* પુન. ૪; ૪૪—૨૯; ૧. મુસાનું બીજું ભાષણ. [અધ્યાય ૨૭મો આ ભાષણમાં ઘાલેલા જેવો જણાય છે.]

I. ૪; ૪૪-૪૯. પ્રસ્તાવના.—સીહોન તથા ઓગને હરાવ્યા પછી બેથપેઓરના નિચાણમાં મુસાએ આ ભાષણ કર્યું.

II. ૫; ૧-૨૮; ૬૮. યહોવાહના નિયમોનું સટીક વ્યાખ્યાન.

૧) ૫; ૧—૧૧; ૩૨. જે સામાન્ય નિયમોને ધોરણે યહોવાહ ઇસ્રાએલી લોકોમાં પોતાનો રાજકારભાર ચલાવશે તે વિષે વિગત.

(૧) ૫; ૧-૨૧. યહોવાહ ઇસ્રાએલપુત્રોની સાથે કરાર કરવાનું કબુલ રાખે છે, અને એ કરારના સંબંધમાં દસ આજ્ઞા પ્રગટ કરે છે. સરખાવો નિર્ગ. ૨૦; ૧-૧૭.

(૨) ૫; ૨૨-૩૩. ઇસ્રાએલે વિનંતી કીધી કે, યહોવાહ પોતાની આજ્ઞાઓ મુસાની હસ્તક પ્રગટ કરે, રૂબરૂ નહિ.

(૩) ૬; ૧-૯. યહોવાહ એકજ દેવ છે, અને તેના શિવાય બીજો કોઇ સત્ય સજીવ દેવ નથી—આ સિદ્ધાંત નિત્ય યાદ રાખવો, અને સ્મરણપત્રમાં લખીને તેને કપાળ પર બાંધવો.

(૪) ૬; ૧૦-૧૯. ઇસ્રાએલીઓએ આબાદીના સમયમાં યહોવાહને ભુલી જઇને અન્ય દેવોની પૂજા કરવી નહિ, પણ એકલા યહોવાહનીજ સેવા બજાવવી.

(૫) ૬; ૨૦-૨૫. યહોવાહના નિયમો પેઢી દર પેઢી શિખવતા રહેવું.

(૬) ૭ ; ૧-૧૧. કનાની લોકોનો તથા કનાનમાંની મૂર્તિપૂજાની બધી નિશાણીઓનો સંપૂર્ણ વિનાશ કરવો. જાણજો કે ઇસ્રાએલ તો યહોવાહની પવિત્ર પ્રજા છે.

(૭) ૭ ; ૧૨-૧૬. જો તમે યહોવાહની આજ્ઞાઓ પાળશો તો આબાદી પામશો.

(૮) ૭ ; ૧૭-૨૬. કનાનીઓનો સંહાર કરવા સારૂ યહોવાહ પોતાના લોકોને બળ આપશે, પણ સાવચેત રહો રખેને ફતેહ પામતી વેળા કનાનની મૂર્તિપૂજા તરફ વળણુ થાય.

(૯) ૮ ; ૧-૨૦. યહોવાહે ઇસ્રાએલને અરણ્યની મુસાફરીમાં એવો આત્મિક બોધ આપ્યો હતો કે—

અ) ૮ ; ૧-૬. યહોવાહને નિત્ય આધીન થઈ રહેવું.

આ) ૮ ; ૭-૨૦. આબાદીનો આધાર બાહુબળમાં નહિ, પણ ઇશ્વરમાં રહેલો છે.

(૧૦) ૯ ; ૧—૧૦ ; ૧૧. સ્વપુણ્યાભિમાન વિષે ચેતવણી.

અ) ૯ ; ૧-૬. ઇસ્રાએલના સદાચારને લીધે નહિ, પણ કનાનીઓની ભુંડાઈની લીધે કનાનીઓનો નાશ થવાનો છે.

આ) ૯ ; ૭—૧૦ ; ૧૧. ઇસ્રાએલ તો દંગાખોર છે એવું એમની તવારીખ પરથી સાબિત થાય છે.

[૧૦ ; ૬, ૭. આ બે કલમ પાછળથી ઉમેરવામાં આવી હશે, એમાં મુસાફરીની મજલ વિષે ટુંકી નોંધ છે.]

(૧૧) ૧૦ ; ૧૨-૨૨. માટે ઇસ્રાએલે આભારી થઇને યહોવાહની ઇચ્છાને આધીન થવું જોઇએ.

(૧૨) ૧૧ ; ૧-૯. વળી યહોવાહે તેમને માટે જે મોટા ચમત્કારો કર્યાં હતા તે યાદ રાખીને પ્રેમસહિત તેની આજ્ઞા પાળવી.

(૧૩) ૧૧ ; ૧૦-૧૭. ઇસ્રાએલ આજ્ઞાંકિત રહેશે તો યહોવાહ તેમની ભૂમિ પર વરસાદ વરસાવશે, અને જો અણાજ્ઞાંકિત થશે તો વરસાદ બંધ કરશે.

(૧૪) ૧૧ ; ૧૮-૩૨. ઇસ્રાએલ યહોવાહને આજ્ઞાંકિત થઇ રહેશે તો આશીર્વાદ પામશે, નહિ તો શાપ ઉતરશે. સરખાવો પુન. ૨૮ ; ૧-૬૮.

૨) ૧૨ ; ૧—૨૮ ; ૬૮. ઇસ્રાએલીઓને વાસ્તે ઠરાવેલા કેટલાએક ખાસ નિયમોનો સમૂહ.

(૧) ૧૨ ; ૧—૧૩ ; ૧૮. ભજનસેવાની શુદ્ધતા સાચવવાને અર્થે નિયમો.

અ) ૧૨ ; ૧-૩૧. કનાન દેશમાં જ્યાં જ્યાં કનાનીઓ અન્ય દેવોની સેવા કરતા હોય તે બધી જગ્યાઓનો નાશ કરવો, અને યહોવાહની આગળ જે યજ્ઞાર્પણો કરો તે કેવળ યહોવાહની પસંદ કરેલી એવી એકજ જગ્યાએ કરવાં (કલમ ૧૩, ૧૪).

આ) ૧૨ ; ૩૨—૧૩ ; ૧૮. મૂર્તિપૂજાથી તદન અલગ રહેવું. જેમકે—

(અ) ૧૩ ; ૧-૫. કોઇ ભવિષ્યવાદી મૂર્તિપૂજા કરવાનું સમજાવે તો તેનું માનવું નહિ.

(આ) ૧૩ ; ૬-૧૧. નિકટનો સગો એવું કહે તો પણ માનવું નહિ.

(ઈ) ૧૩ ; ૧૨-૧૮. જે નગરમાં ઇસ્રાએલ મૂર્તિપૂજા કરે તેનો નાશ કરવો અને તે જગ્યાએ ફરીથી કશું બાંધવું નહિ.

(૨) ૧૪ ; ૧-૨૧. અણદિક્ષિત સાધારણ લોકની શુદ્ધતા સાચવવાને અર્થે નિયમો.—શોકજનક બિનાને કારણે કોઇએ પોતાના અંગને ઘાયલ કરવું નહિ. વળી અશુદ્ધ જાનવરનો તથા મુર્દાલનો આહાર કરવો નહિ.

(૩) ૧૪ ; ૨૨-૨૯. દશાંશ આપવા વિષે નિયમો.

(૪) ૧૫ ; ૧-૧૮. ગરીબ લોકોની અવસ્થા સુધારવાને અર્થે બાંધેલા કાયદા.

અ) ૧૫ ; ૧-૬. દર સાત વરસને અંતે યહુદી દેવાદારોને દેવામાંથી મુક્ત કરવા.

આ) ૧૫ ; ૭-૧૧. દરિદ્રી ભાઇને ઉદારતાથી મદદ કરવી.

ઇ) ૧૫ ; ૧૨-૧૮. ગુલામની ઇચ્છા હોય તો તેને સાબ્બાથ વર્ષે છોડી મુકવો.

(૫) ૧૫ ; ૧૯-૨૩. પ્રથમ જનમેલા જાનવરને લગતા કાયદા.

(૬) ૧૬ ; ૧-૧૭. ત્રણ વાર્ષિક પર્વો વિષે કાયદા.

અ) ૧૬ ; ૧-૮. પાસ્ખા પર્વ (૧લા મહિનાની ૧૪મી તારીખે), અને તેની સાથે મત્ઝોથ કે બેખમીરી રોટલીનું પર્વ (૧લા મહિનાની ૧૫મી તારીખથી ૨૧મી સુધી).

આ) ૧૬; ૯-૧૨. અઠવાડિયાંનું પર્વ કે પચાસમી પર્વ (૩જા મહિનાની ૬ઠી તારીખે).

ઇ) ૧૬; ૧૩-૧૫. માંડવા પર્વ (૭મા મહિનાની ૧૫મી તારીખથી ૨૧મી સુધી, અને અધિક દિવસ ૨૨મી તારીખે).

ઈ) ૧૬; ૧૬, ૧૭. દરેક યહુદી પુરૂષે દર વર્ષે મજકુર ત્રણ પર્વ યહોવાહની ઠરાવેલી જગ્યાએ જઇને પાળવાં.

(૭) ૧૬; ૧૮—૧૮; ૨૨. યહુદી લોકોમાં યહોવાહનું જે ધર્મ-રાજ્ય તેના અમલદારો સંબંધી કાયદા.

અ) ૧૬; ૧૮-૨૦ અને ૧૭; ૮-૧૩. ન્યાયાધીશોની ફરજ.

(અ) ૧૬; ૧૮-૨૦. ન્યાયાધીશો વિષે.

(આ) ૧૭; ૮-૧૩. સદર અદાલત વિષે.

—[૧૬; ૨૧—૧૭; ૭. યહોવાહના ભક્તિકાર્યની શુદ્ધતા સાચવવાને અર્થે કાયદા.

(અ) ૧૬; ૨૧. યહોવાહની વેદી પાસે કોઇ પણ વૃક્ષરૂપી અશેરાહ બેસાડવી નહિ.

(આ) ૧૬; ૨૨. પત્થરનો સ્તંભ કે મત્સેબા પૂજવા માટે ઉભો કરવો નહિ.

(ઇ) ૧૭; ૧. યજ્ઞપશુ નિર્દોષ હોવું જોઇએ.

(ઈ) ૧૭; ૨-૭. મૂર્તિપૂજા કરનાર ઇસ્રાએલીને પત્થરે મારવો.]

આ) ૧૭; ૧૪-૨૦. રાજાઓનાં લક્ષણ તથા તેમની ફરજ વિષે.

ઇ) ૧૮; ૧-૮. લેવી તથા યાજકને વાસ્તે વસુલાત વિષે.

ઈ) ૧૮; ૯-૨૨. યહોવાહના ભવિષ્યવાદીનો જે હોદ્દો તથા અધિકાર તે વિષે.

(૮) ૧૯; ૧—૨૧; ૯. ફોજદારી કાયદા.

અ) ૧૯; ૧-૧૩. ૭ આશ્રયનગર જુદાં નિમવાં.

આ) ૧૯; ૧૪. પડોસીના ખેતરનાં બાણ ખસેડવાં નહિ.

ઇ) ૧૯; ૧૫-૨૧. મુકરદમામાં સાક્ષી પુરનાર માણસોને લગતા નિયમ.

ઈ) ૨૦; ૧-૨૦. લડાઇ કરતી વેળાએ જે ધારણ પ્રમાણે ચાલવું તે વિષે.

ઉ) ૨૧; ૧-૯. ખુન થયું હોય અને ખુની જડતો ન હોય તે વખતે કરવાની પ્રાયશ્ચિત્તક્રિયા.

(૯) ૨૧ ; ૧૦—૨૫ ; ૧૯. દિવાની મુકરદમા વિષે તેમજ ઘરવ્યવહાર વિષે કેટલાએક પરચુરણ નિયમ. જેમકે, લગ્ન, જારકર્મ, ફારગતી, ઈત્યાદિ.

(૧૦) ૨૬ ; ૧-૧૯. કનાનમાં પહોંચ્યા બાદ, ઇસ્રાએલપુત્રોએ નૈમિત્તિક પ્રસંગે ભેગા થઇને જાહેરમાં યહોવાહની ઉપકારસ્તુતિ કરવી, અને યહોવાહની આજ્ઞાને આધીન રહેવાની કબુલાત ગંભીરપણે કરવી.

—[ ૨૭ ; ૧-૨૬. કનાનમાં પેઠા બાદ યહોવાહના નિયમ મોટા પત્થર પર કોતરવા અને આખી જમાતે એબાલ તથા ગરીઝીમની વચ્ચે ભેગા થઇને મજકુર નિયમોનો સ્વીકાર કરવો.—ખાસ ચુંટી કહાડેલા બાર અપરાધ વિષે નિષેધ.]

(૧૧) ૨૮ ; ૧-૬૮. મુસાના બીજા ભાષણનાં સમાપ્તિવચન.

અ) ૨૮ ; ૧-૧૪. યહોવાહના નિયમોને આધીન રહેનાર પર વિવિધ આશીર્વાદ આવશે.

આ) ૨૮ ; ૧૫-૬૮. યહોવાહના નિયમોનું ઉલ્લંઘન કરનાર પર વિવિધ શાપ ઉતરશે.

III. ૨૯ ; ૧. મુસાના બીજા ભાષણની સમાપ્તિ.

*D*. પુન. ૨૯ ; ૨—૩૦ ; ૨૦. મુસાનું ત્રીજું ભાષણ.

યહોવાહ સાથે કરાર કરવા સારૂ ઇસ્રાએલપુત્રોને આમંત્રણ.

I. ૨૯ ; ૨-૯. યહોવાહે ઇસ્રાએલપુત્રોને મિસરની ગુલામગીરીમાંથી છોડાવ્યા છે, માટે તેમણે કરારમાંનાં બધાં વચનોને આધીન રહેવું જોઇએ. સરખાવો નિર્ગ. ૨૦ ; ૨, ૩.

II. ૨૯ ; ૧૦-૧૩. યહોવાહની સાથે કરાર કરીએ એજ હેતુથી આજે આખી જમાત ભેગી મળી છે.

III. ૨૯ ; ૧૪-૨૧. આ કરાર ઇસ્રાએલને તથા તેનાં સંતાનને પણ લાગુ પડે છે. આગળ જતાં ઇસ્રાએલપુત્રો મૂર્તિપૂજક થશે એવી બીક રહે છે ; અને એમ થશે તો ભારે સંકટ પણ આવશે.

IV. ૨૯ ; ૨૨-૨૯. એવો માઠો વખત આવશે કે જ્યારે ઇસ્રાએલપુત્રો મૂર્તિપૂજા કરશે, અને તેથી તેઓ રખડતા ફરશે અને તેમનો દેશ ઉજડ થશે.

V. ૩૦ ; ૧-૧૦. પરંતુ ઇસ્રાએલ પસ્તાવો કરશે, તો યહોવાહ દયા કરીને તેમને કનાન દેશમાં પાછા લાવશે.

VI. ૩૦ ; ૧૧-૨૦. યહોવાહની સેવા કરવી દુર્લભ નથી. હાલનો સમય ખરેખર બારીક છે. અત્યારે તમારી સમક્ષ જીવનનો માર્ગ તથા મરણનો માર્ગ ધરેલા છે. માટે હમણાંજ ડહાપણ વાપરીને સારો માર્ગ પસંદ કરી લો.

*E.* પુન. ૩૧ ; ૧—૩૪ ; ૧૨. મુસાના જીવનચરિત્રમાંની છેલ્લી બિનાઓની હકીકત.

I. ૩૧ ; ૧-૮. ઇસ્રાએલને માટે, પણ વિશેષે કરીને, યહોશુઆને માટે ઉત્તેજનદાયક વચનો.

II. ૩૧ ; ૯-૧૩. દર સાબ્બાથ વર્ષે માંડવા પર્વ વખતે ઉપલા નિયમો જાહેરમાં વાંચી સંભળાવવા.

III. ૩૧ ; ૧૪-૨૩. યહોવાહે મુલાકાતમંડપની આગળ મુસાની જગ્યાએ યહોશુઆની નિમણુક કીધી, અને ઇસ્રાએલ ધર્મત્યાગ કરીને પાછા ન પડે તેથી ચેતવણીરૂપ એક ગીત તૈયાર કરવાની મુસાને આજ્ઞા મળી (એટલે પુન. ૩૨ ; ૧-૪૩માં સમાએલું ગીત).

IV. ૩૧ ; ૨૪-૩૧. ઉપલા નિયમોવાળા પુસ્તકને સ્થાપનાકોષની એક બાજુએ મુકી રાખવાની આજ્ઞા મળી.

V. ૩૨ ; ૧-૪૩. મુસાનું ગીત.

૧) ૩૨ ; ૧-૩. પ્રાસ્તાવિક વચન,—આકાશ તથા પૃથ્વીને સંબોધન.

૨) ૩૨ ; ૪-૧૪. યહોવાહે કૃપા કરીને ઇસ્રાએલને માટે શું શું કર્યું હતું—

(૧) ૩૨ ; ૭-૯. યહોવાહે તેમને માટે પારકી દેશજાતીઓમાં જગ્યા શોધી કહાડી.

(૨) ૩૨ ; ૧૦-૧૨. અરણ્યમાં તેણે તેઓને સંભાળી રાખ્યા.

(૩) ૩૨ ; ૧૩, ૧૪. તેણે તેમને કનાનની ફળદ્રુપ ભૂમિ તાબે કરવાનું બળ આપ્યું.

૩) ૩૨ ; ૧૫-૧૮. ઇસ્રાએલને યહોવાહના ઉદાર હાથથી પુષ્કળ મળ્યું, તો પણ તેઓએ તેનો ત્યાગ કીધો. [કલમ ૧૫માં ઇસ્રાએલને "યશુરૂન" નામ આપે છે કે જેમાં "યથાર્થપણું" સુચવેલું છે. જેઓ વિશેષ યથાર્થ હોવા જોઇએ, જુઓ, તેઓએ પુષ્ટ થઇને લાત મારી.]

૪) ૩૨ ; ૧૯-૩૩. તેથી યહોવાહે તેમને મુકી દીધા અને તેમના પર અનર્થ આણ્યા, એવા અનર્થ કે જે પારકી દેશજાતીના દેવો કરી શકેજ નહિ.

૫) ૩૨ ; ૩૪-૪૨. પરંતુ આખરે તો બીજી દેશજાતીઓ નાશ પામશે અને ઇસ્રાએલીઓનો શિક્ષાદ્વારે બચાવ થશે.

૬) ૩૨ ; ૪૩. ગીતનું સમાપ્તિવચન.

VI. ૩૨ ; ૪૪. મુસા તથા યહોશુઆ લોકોના સાંભળતાં ઉપલા ગીતનાં સર્વ વચનો બોલ્યા.

VII. ૩૨ ; ૪૫-૪૭. યહોવાહના નિયમો પાળવા વિષે મુસાનો આપેલો છેલ્લો બોધ.

VIII. ૩૨ ; ૪૮-૫૨. યહોવાહે મુસાને નબો એટલે અબારીમ પહાડ પર ચઢવાની આજ્ઞા કીધી, એ સારૂ કે વચનનો દેશ જોયા પછી મુસા ત્યાં મરણ પામે.

IX. ૩૩ ; ૧-૨૯. બાર કુળને આપેલો મુસાનો આશીર્વાદ. [શિમઓન કુળ બાદ કરેલું છે.]

૧) ૩૩ ; ૧. આશીર્વાદનું મથાળું.

૨) ૩૩ ; ૨-૫. યહોવાહે અરણ્યમાં ઇસ્રાએલની આગળ પોતાને પ્રગટ કીધો હતો, અને તેણે તેઓને નિયમો પણ આપ્યા હતા. એજ પ્રભુ બાર કુળોને કનાન દેશ નિશ્ચય આપશે.

૩) ૩૩ ; ૬-૨૫. આશીર્વાદ.—નીચેનાં દરેક કુળને મુસાએ ખાસ આશીર્વાદ આપ્યો. એટલે રેઉબેન, યહુદાહ, લેવી, બિન્યામીન, યુસફ, ઝબુલૂન, યિસ્સાખાર, ગાદ, દાન, નાફતાલી, આશેર. (યુસફપુત્રોને મુસાએ કહ્યું કે, તમારી ભૂમિ વિશેષ ફળફુપ થશે, તમારા ગોધાઓની આબાદી થશે, અને યુદ્ધમાં તમારી સામે કોઇ ટકી શકશે નહિ ]

૪) ૩૩ ; ૨૬-૨૯. આશીર્વાદની સમાપ્તિ—એમાં ઇસ્રાએલની થનાર આબાદી તથા ધન્યતા સુચવેલી છે.

X. ૩૪ ; ૧-૧૨. મુસા પિસ્ગાહ પહાડ પર મરણ પામ્યો.

૧) ૩૪ ; ૧-૪. મુસાએ નબો પર્વતના પિસ્ગાહ શિખર પર ચઢીને ત્યાંથી વચનના દેશ તરફ દૃષ્ટિ કીધી.

૨) ૩૪ ; ૫-૭.. પછી મુસા ત્યાં ૧૨૦ વરસની ઉમરનો થઇને મરણ પામ્યો. યહોવાહે બેથપેઓરની સામે તેને દાટયો, પણ આજ સુધી કોઇ માણુસ તેની કબર વિષે જાણતું નથી. મરતી વેળાએ મુસાની આંખ ઝાંખી પડી નહોતી અને તેના અંગનું કૌવત ઘટયું નહોતું.

૩) ૩૪ ; ૮. ઇસ્રાએલપુત્રોએ ૩૦ દિવસ મુસાને સારૂ વિલાપ કીધો.

૪) ૩૪ ; ૯. યહોશુઆ, જે જ્ઞાનના આત્માથી ભરપુર હતો, તે હવે મુસાને બદલે ઇસ્રાએલપુત્રોનો આગેવાન થયો.
૫) ૩૪ ; ૧૦-૧૨. મુસાની ઉત્તમતા વિષે છેલ્લી સાક્ષી.

## યહોશુઆનું પુસ્તક.

પંચગ્રંથમાં અને વિશેષે કરીને પુનર્નિયમના પુસ્તકમાં સદાચાર વિષે અધિકારયુક્ત નિયમ પુષ્કળ છે; પણ યહોશુઆના પુસ્તકમાં એવી વાત નથી. પંચગ્રંથને યહોશુઆના પુસ્તક સાથે મળતાપણું તો ઘણું છે. બન્નેમાં રચવાની ઢબ તથા ગોઠવણ સરખી છે. પંચગ્રંથમાં હેબ્રી પ્રજા વિષે જે હકીકત છે તેનું સાંધણ તથા સંપૂર્ણતા યહોશુઆના પુસ્તકમાં છે. પંચગ્રંથનો અભ્યાસ કર્યા પછી યહોશુઆના પુસ્તકનો અભ્યાસ કરવામાં આવે એ તો યોગ્ય છે, જેમ ચાર સુવાર્તા વાંચ્યા પછી પ્રેરિતોનાં કૃત્યોનું પુસ્તક વંચાય છે તેમ.

આ પુસ્તકને "યહોશુઆનું પુસ્તક" કહેવાનું કારણ એ હશે કે આ પુસ્તકમાં વિશેષે કરીને યહોશુઆને લગતી વાત સમાએલી છે. યહોશુઆએ જાતે આ પુસ્તક લખ્યું હશે એવું ખાતરીપૂર્વક કહી શકાય નહિ. યહુદી લોકોમાં તો એવો મત માન્ય કરાતો આવ્યો છે કે પુસ્તક લખનાર યહોશુઆજ છે, પરંતુ એ વાત સાબિત કરવી મુસ્કેલ છે. છતાં એટલું તો કહી શકાય કે આ પુસ્તકમાં જે જે વાત આવે છે તે વિષે કંઇ કંઈ નોંધ યહોશુઆએ લખી રાખી હશે, અને આગળ જતાં કોઇક લેખકે મજકુર નોંધનો ઉપયોગ કરીને આ પુસ્તક તૈયાર કર્યું હશે.

## "યહોશુઆ" નામ વિષે.

એનું જન્મ નામ હોશીઆ (એટલે તારણ) હતું. ગણ. ૧૩ ; ૮-૧૬. ઇસ્રાએલના છેલ્લામાં છેલ્લા રાજાનું નામ પણ એજ હતું (ઇ. સ. પૂ. ૭૩૧–૭૨૨. ૨ રાજા ૧૫ ; ૩૦). નાના ભવિષ્યવાદીઓમાં પણ એ નામનો એક જણ છે, એટલે બએરીનો દીકરો હોશીઆ (હોશીઆ ૧ ; ૧. ઇ. સ. પૂ. ૭૫૫–૭૪૦). મુસાએ હોશીઆનું નામ બદલીને યહોશુઆ (એટલે યહોવાહ તારે છે) પાડયું. સરખાવો એના જેવાં બીજાં નામ—દાઉદના એક દીકરાનું નામ એલીશુઆ (એટલે દેવ તારે છે. ૨ શમૂ. ૫ ; ૧૫), અને ભવિષ્યવાદી એલીશા (૧ રાજા. ૧૯ ; ૧૬).—સમતિ તરજુમામાં તથા કોઇક વાર નવા કરારમાં યહોશુઆ નામનું યુનાનીરૂપ "ઈસુ" વાપર્યું છે (જુઓ અસલ ભાષામાં પ્રે. કૃ. ૭ ; ૪૫. હેબ્રી. ૪ ; ૮).

## યહોશુઆનું જીવનચરિત્ર.

| ઉમ્મર | જીવનચરિત્રમાંની બિના. |
|---|---|
| — | યહોશુઆનો જન્મ એફ્રાઇમી કુળના નૂનને પેટે મિસર દેશમાં થયો. જન્મ વખતે એનું નામ હોશીઆ હતું, પણ મુસાએ પાછળથી તેનું નામ યહોશુઆ પાડયું. ગણ. ૧૩ ; ૧૬. |
| ૪૫ | ઇસ્રાએલપુત્રોની સાથે યહોશુઆ પણ મિસરમાંથી છુટો થયો. |
| ૪૬ | રફીદીમની લડાઇ વખતે યહોશુઆએ અમલેકને હરાવ્યા. નિર્ગ. ૧૭ ; ૯-૧૪. હવે પછી યહોશુઆ મુસાનો "સેવક" ગણાયો. |
| — | મુસાની સાથે યહોશુઆ સિનાય પહાડ પાસે ગયો. નિર્ગ. ૨૪ ; ૧૩. ચાળીસ દિવસ પછી બન્ને જણ ભેગા થયાં, મેદાનમાંનો ઘુમાટો સાંભળીને યહોશુઆને લાગ્યું કે લોકોમાં યુદ્ધ ચાલતું હશે. નિર્ગ. ૩૨ ; ૧૭. |
| — | એલ્દાદ તથા મેમાદ ભવિષ્ય બોલતા સંભળાયા ત્યારે યહોશુઆએ તેમને છાના રાખવાની સૂચના મુસાને કીધી. ગણ. ૧૧ ; ૨૬-૩૯. |
| — | પાલેસ્ટાઇન દેશની જાસુસી કરવા કાદેશ બાર્નિયાથી તે નીકળ્યો ત્યારે એનું નામ યહોશુઆ પાડવામાં આવ્યું. ચાળીસ દિવસ વિત્યા બાદ જાસુસો પાછા આવ્યા ; ત્યારે બારમાંથી બે જણે, એટલે યહોશુઆ તથા કાલેબ, એઓએ દેશ વિષે ઉત્તેજનદાયક વાતો કહી. ગણ. ૧૩ ; ૧-૨૦. પુન. ૧ ; ૨૩. |
| ૪૫–૮૫ | ચાળીસ વરસ સુધી અરણ્યમાં મુસાફરી કીધી. |
| ૮૫ | શિટ્ટીમ ગામમાં મુસાને બદલે યહોશુઆ ઈસ્રાએલના આગેવાન તરીકે નિમાયો. યહો. ૨ ; ૧, ૨. |
| ૮૫–૯૨ | સાત વરસમાં ૭ દેશજાતી તથા ૩૧ રાજાઓને હરાવ્યા. યહો. ૩ ; ૧૦ : ૧૨ ; ૧-૨૪. એ સાત દેશજાતીનાં નામ— કનાનીઓ, હિત્તીઓ, હિવ્વીઓ, પરીઝ્ઝીઓ, ગિર્ગાશીઓ, અમોરીઓ, યબૂસીઓ. |
| ૯૨ | કનાન દેશ જીત્યા બાદ દેશભુમી બારે કુળોને વહેંચી આપી. યહોશુઆએ પોતાને વાસ્તે એફ્રાઈમ કુળની સરહદમાં તિમ્નાથ-સેરાહ [નહિ તો, તિમ્નાથ-હેરેસ, ન્યા. ૨ ; ૯] નગર રાખ્યું. યહો. ૧૯ ; ૪૯-૫૧. તેણે શીલોહમાં યહોવાહનો |

| ઉમ્મર | જીવનચરિત્રમાંની બિના. |
|---|---|
| | મંડપ ઉભો કીધો. ૭ આશ્રયનગર ઠરાવ્યાં. યાજકોને તથા લેવીઓને વાસ્તે ૪૮ નગર જુદાં પાડયાં. પછી યહોશુઆ આગેવાનની પદવી પડતી મુકીને તિમ્નાથ-સેરાહમાં રહેવા ગયો. |
| ૯૨–૧૧૦ | આ ૧૮ વરસ તેણે તિમ્નાથ-સેરાહ મધ્યે નિવૃત્તિમાં ગાળ્યાં. પછી તે જ્યારે ૧૧૦ વરસનો થયો ત્યારે તેણે સર્વ ઇસ્રાએલ-પુત્રોને શખેમમાં ભેગા કરીને બે ભાષણ કીધાં. પછી તે મરણ પામ્યો, અને તિમ્નાથ-સેરાહમાં દટાયો. યહો. ૨૩; ૧—૨૪; ૩૦. |

---

## યહોશુઆના પુસ્તકનું પૃથક્કરણ.

*A*. યહો. ૧; ૧—૧૨; ૨૪. ઇતિહાસને લગતી વાત.—કનાન દેશ તાબે કીધો.

I. ૧; ૧—૨; ૨૪. ઇસ્રાએલપુત્રોએ કનાન દેશ જીતવાની તૈયારી કીધી. યહોવાહ તરફથી યહોશુઆને ઉત્તેજન મળ્યું. અને નદીની પૂર્વગમનાં અઢી કુળ શરત મુજબ મદદ કરવા સારૂ સાથે આવ્યા. (જુઓ ગણ ૩૨; ૨૦-૨૭). બે જાસુસો યરેખો મધ્યે ગયા અને તેમણે રાહાબ સાથે કરાર કીધો (સરખાવો યાકુબ ૨; ૨૫).

II. ૩; ૧—૪; ૨૪. ઈસ્રાએલપુત્રો યરદન નદીમાં ખુસ્કી માર્ગે ચાલ્યા, અને એ ચમત્કારની યાદગીરીમાં બે સ્મારકસ્તંભ ઉભા કીધા. એટલે એક સ્તંભ નદીના તળીયાની જમીનમાં, અને બીજો ગિલ્ગાલમાં કે જ્યાં ઈસ્રાએલપુત્રોએ પહેલી છાવણી કીધી. (આખો કનાન દેશ જીતી લેવામાં આવ્યો ત્યાં સુધી ઇસ્રાએલનું મુખ્ય મથક ગિલ્ગાલ હતું.)

III. ૫; ૧—૮; ૩૫. ગિલ્ગાલમાં ઈસ્રાએલપુત્રોની સુન્નત કીધી, તેથી જાણે કે મિસરીઓનું અપમાન ઈસ્રાએલ પરથી ટળી ગયું (ગિલ્ગાલ શબ્દનો અર્થ ગબડીને ટળી જવું). પછી પાસ્ખા પર્વ પાળવામાં આવ્યું, અને માન્ના પડતું બંધ થયું.

ચમત્કારિક રીતે યરેખો નગર જીતી લેવાયું, અને રાહાબ તથા તેનાં ઘરનાંનો બચાવ થયો. ઈસ્રાએલપુત્રોએ આઈ નગર પર

ચઢાઈ કીધી, પણ આખાનના પાપને લીધે તેઓ હાર પામ્યા. પછી આખાનને સહકુટુંબ આખોરની ખીણમાં પત્થરે માર્યો. ઈસ્રાએલપુત્રોએ બીજીવાર આઇ પર ચઢાઇ કરી, અને જીત પામવા સારૂ યુક્તિનો ઉપયોગ કીધો. પછી યહોશુઆએ પુન. ૨૭ ; ૨-૮ માંના ફરમાન મુજબ એબાલ પર્વત પર વેદી બાંધી, અને નિયમ-શાસ્ત્રમાંના આશીર્વાદ તથા શાપવચન લોકો આગળ વાંચી સંભળાવ્યાં.

IV. ૯ ; ૧-૨૭. ગિબઓનના રહેવાસીઓએ યહોશુઆ સાથે ઠગાઇ કરીને પોતાનો બચાવ કર્યો ; પણ ઠગાઇ જાહેર થઇ ત્યારે તેમને વેદીને સારૂ લાકડાં કાપવાનું તથા પાણી ભરવાનું કામ સોંપાયું.

V. ૧૦ ; ૧-૪૩. કનાનનો દક્ષિણ ભાગ જીતી લીધો.—

બેથહોરોન પાસે યરૂશાલેમ, હેબ્રોન, યાર્મૂથ, લાખીશ, તથા એગ્લોન, એઓના પાંચ અમોરી રાજા ચઢી આવ્યા ; પણ લઢાઇમાં તેઓ હાર પામ્યા. આ વેળાએ યહોશુઆના કહેવાથી સૂર્ય તથા ચંદ્ર થોભ્યા. પછી યહોશુઆએ માક્કેદાહ, લિબ્નાહ, લાખીશ, ગેઝેર, એગ્લોન, હેબ્રોન, તથા દબીર, એક પછી એક હસ્તગત કીધાં. (કલમ ૪૦-૪૩. મેળવેલી જીતની હકીકત ટુંકમાં નોંધેલી છે.)

**નોંધ**—યહો. ૧૦ ; ૧૨, ૧૩માં યાશારના પુસ્તકમાંથી વાત ઉતારેલી છે. મજકુર પુસ્તકમાં ઘણું કરીને ગીતોનો સમૂહ સમાએલો હતો. વળી દાઉદ રાજાએ શાઉલ તથા યોનાથાનને માટે વિલાપ કરતાં જે ધનુષ્યગીત રચ્યું તે પણ આ પુસ્તકમાં દાખલ કરેલું હતું. જુઓ ૨ શમુ. ૧ ; ૧૯-૨૭.

VI. ૧૧ ; ૧-૨૩. કનાનનો ઉત્તર ભાગ જીતી લીધો.—

યહોશુઆએ મેરોમનાં પાણી પાસે યાબીનને તથા તેની સંપેલી ફોજોને હરાવી, અને તેમનાં નગરો હસ્તગત કીધાં. (કલમ ૧૬-૨૩માં યહોશુઆની જીતનું પુનરાવર્તન આપેલું છે.)

VII. ૧૨ ; ૧-૨૪. હાર પામેલા રાજાઓની ટીપ.—યરદનની પૂર્વે સીહોન તથા ઓગ રાજા, અને યરદનની પશ્ચિમે ૩૧ રાજાઓ.

*B.* **યહો. ૧૩ ; ૧—૨૨ ; ૩૪. દેશભુમીને લગતી વાત.—કનાન દેશ વહેંચી આપ્યો.**

I. **૧૩ ; ૧-૩૩. જીતેલો દેશ વહેંચી આપવાનો હુકમ યહોશુઆને મળ્યો. નૈઋત્ય કોણમાં તથા લબાનોનના પ્રદેશમાં જે ભાગ હજી**

જીતાયો નહોતો તે વિષે ટુંકી યાદી. યરદનની પૂર્વગમની સરહદ, અને ત્યાંના નહિ જીતાએલા રહેવાસીઓ વિષે જરા સૂચના. રૂબેન તથા ગાદ તથા અર્ધ મનાશ્શેહ, એ દરેક કુળની સરહદ વિષે તથા એ સરહદની અંદર આવેલાં નગરો વિષે વાત.

II. ૧૪ ; ૧-૧૫. યહોશુઆએ તથા એલઆઝારે ચીઠી નાંખીને દેશ-ભૂમી ઇસ્રાએલપુત્રોને વહેંચી આપી. કાલેબને હિસ્સે પુન. ૧ ; ૩૬ મુજબ હેબ્રોન એટલે કિર્યાથ-આર્બા નગર આવ્યું.

III. ૧૫ ; ૧-૬૩. યહુદાહ કુળની સરહદ. કાલેબે હેબ્રોન નગર જીતી લીધું, અને તેના જમાઈ ઓથનીએલે દબીર એટલે કિર્યાથ-સેફેર લીધું. યહુદાહ કુળમાં આવેલાં નગરોની ટીપ.

IV. ૧૬ ; ૧—૧૭ ; ૧૮. યુસફપુત્રો એટલે મનાશ્શેહ તથા એફ્રાઇમની સરહદ. (બન્નેને એકજ કુટુંબ ગણીને તેમની દક્ષિણ હદ વર્ણવી છે.) એફ્રાઇમની ખાસ હદ બતાવીને ગેઝેરમાંથી નહિ કહાડી મુકેલા કનાનીઓ વિષે સૂચના આપી છે. પછી પશ્ચિમ ગમના અર્ધ મનાશ્શેહની સરહદ બતાવી છે. યિસ્સાખાર તથા આશેર કુળમાં મનાશ્શેહને જે ગામ આપવામાં આવ્યાં તેમની ટીપ. મનાશ્શેહે તથા એફ્રાઇમે વધારે ભૂમી વિષે માગણી કરી, ત્યારે યહોશુઆએ તેમને પોતાની મેળે વધારે દેશ જીતી લેવાની પરવાનગી આપી.

V. ૧૮ ; ૧-૨૮. શીલોહમાં સર્વ ઇસ્રાએલપુત્રો ભેગા થયા, અને ત્યાં મુલાકાતમંડપ ઉભો કીધો. બાકીનાં સાત કુળોને ચીઠ્ઠી નાખીને દેશ વહેંચી આપ્યો. વળી બિન્યામીન કુળની સરહદ તથા તેમાં આવેલાં નગરોની ટીપ.

VI. ૧૯ ; ૧-૫૧. શિમઓન, ઝબુલુન, યિસ્સાખાર, આશેર, નાફ્તાલી, તથા દાન, એઓના હિસ્સાની સરહદ તથા તેમાંનાં ગામની ટીપ.

VII. ૨૦ ; ૧-૯. આશ્રયનગરો, ગણ. ૩૫ ; ૯-૧૫, અને પુન. ૧૯ મુજબ ઠરાવવામાં આવ્યાં.

VIII. ૨૧ ; ૧-૪૫. લેવીપુત્રોને ૪૮ નગર, ગણ. ૩૫ ; ૧-૮ મુજબ મળ્યાં, (એટલે ૬ આશ્રયનગર ઉપરાંત બીજાં ૪૨ નગર).

IX. ૨૨ ; ૧-૩૪. પૂર્વગમનાં અઢી કુળે પોતાને વતન જતાં એદ (એટલે સાક્ષી) નામની વેદી બાંધી. તે વિષે વાંધો ઉઠયો, ત્યારે વાંધાનો ખુલાસો આપવામાં આવ્યો.

*C.* **યહો. ૨૩ ; ૧—૨૪ ; ૩૩. યહોશુઆનાં બે ભાષણ ; અને યહોશુઆનું તથા એલઆઝારનું મૃત્યુ.**

I. ૨૩ ; ૧-૧૬. યહોશુઆનું પહેલું ભાષણ.—

ભાષણમાં યહોશુઆએ મુખ્યત્વે એવો બોધ આપ્યો કે, અગાઉ પ્રગટ થએલા નિયમ મુજબ ચાલો, અને અેત્તદ્દેશીઓ સાથે વહેવાર ન રાખો.

II. ૨૪ ; ૧-૩૩. યહોશુઆનું બીજું ભાષણ.—

શખેમમાં છેલ્લું ભાષણ કરતાં યહોશુઆએ કહ્યું કે, આદિપિતાઓનો દેવ યહોવાહ અત્યાર સુધી મહેરબાની રાખતો આવ્યો છે માટે તેને એકલાનેજ વળગી રહો અને અન્ય દેવદેવીઓનો ત્યાગ કરો.

પછી યહોશુઆના નમુના મુજબ સર્વ ઇસ્રાએલપુત્રોએ યહોવાહનુંજ ભજન કરવાનું વચન આપ્યું, અને એ કરારની સાક્ષીને અર્થે શખેમના પવિત્રસ્થાનમાં એક પત્થર ઉભો કીધો.

છેવટે યહોશુઆ ૧૧૦ વરસની ઉમરે મરણ પામ્યો, અને દટાયો. વળી યુસફનાં હાડકાં શખેમમાં દાટયાં, ( ઉત્પ. ૫૦ ; ૨૫. નિર્ગ. ૧૩ ; ૧૯). હારૂનનો પુત્ર એલઆઝાર પણ મરણ પામ્યો, અને દટાયો.

નોંધ.—ઉપલી વાત પરથી જણાય છે કે, ઇસ્રાએલપુત્રોએ કનાન દેશ જીતી લીધો ખરો, પણ નીચે મુજબની દેશજાતીઓને તેમણે દેશમાંથી હાંકી કહાડી નહિ.—

યહો. ૧૩ ; ૨-૬. પલિસ્તી, ગશૂરી, આવ્વી, કનાની, ગબાલી, સીદોની, (પાલેસ્ટાઇનનો નૈઋત્ય ભાગ તથા લબાનોન પ્રદેશ.)

,, ૧૩ ; ૧૩. ગશૂરી, માઅખાથી. (યરદન નદીની પૂર્વગમ.)

,, ૧૫ ; ૬૩. યરૂશાલેમના રહેવાસી યબૂસી.

,, ૧૬ ; ૧૦. કનાની. (મનાશ્શેહ કુળની સરહદમાં.)

સરખાવો ન્યાયા. ૧ ; ૨૧, ૨૭-૩૬. અને ૨ ; ૨૧—૩ ; ૬.

## યહોશુઆના પુસ્તકમાંની લડાઈઓ.

| શાસ્ત્રવાક્ય. | સ્થળ. | બીના. |
|---|---|---|
| ૬ ; ૧-૨૭. | યરેખો | ઈસ્રાએલપુત્રોએ સાતમે દિવસે સાતમો ફેરો ખાધો ત્યારે યરેખોનો કોટ પડી ગયો, પછી તે શહેરનો નાશ કીધો. રાહાબ સહકુટુંબ બચાવ પામી. યરેખોને જો કોઈ ફરી બાંધશે તો તેના પર યહોવાહનો શાપ આવશે એવું ભવિષ્ય ઉચ્ચારવામાં આવ્યું (યહો. ૬ ; ૨૬). આગળ જતાં આ શાપ હિયેલ પર ઉતર્યો (૧ રાજા ૧૬ ; ૩૪). |
| ૭ ; ૨-૫. | આય | આય જીતવા સારૂ ૩૦૦૦ ઈસ્રાએલીઓ ગયા, પરંતુ આખાનના પાપને લીધે હારી ગયા. |
| ૮ ; ૧-૨૯. | આય | આય જીતીને તેના રાજાને ફાંસી દીધી. આ વખતે ઈસ્રાએલપુત્રોએ લડાઈમાં યુક્તિનો ઉપયોગ કર્યો. |
| ૧૦ ; ૧-૨૮. | ગિબઓન તથા બેથહોરોન | યરૂશાલેમનો રાજા અદોની-સેદેક, હેબ્રોનનો રાજા હોહામ, યાર્મૂથનો રાજા પિરઆમ, લાખીશનો રાજા યાફીઆ, એગ્લોનનો રાજા દબીર, એ પાંચ રાજા સાથે લડાઈ થઈ. યહોશુઆએ તેઓને બેથહોરોનથી અઝેકાહ તથા માક્કેદાહ સુધી હરાવ્યા. આ પ્રસંગે સૂર્ય તથા ચંદ્ર થોભાવવામાં આવ્યા. યહોશુઆએ પાંચ રાજાઓને ફાંસી દીધી. |
| ૧૦ ; ૨૮. | માક્કેદાહ | આ નગરને જીતીને તેનો નાશ કીધો, અને તેના રાજાને ફાંસી દીધી. |
| ૧૦ ; ૨૯, ૩૦. | લિબ્નાહ | આ નગર તરવારની ધારથી જીત્યું, અને એના રાજાને ફાંસી દીધી. |
| ૧૦ ; ૩૧, ૩૨. | લાખીશ | આ નગરને તરવારની ધારથી માર્યું, અને લડાઈને બીજે દહાડે જીતી લીધું. |
| ૧૦ ; ૩૩. | ગેઝેર | ગેઝેરના રાજા હોરામને માર્યો, કારણ કે એ રાજા લાખીશને મદદ આપવા આવ્યો હતો. |

| શાસ્ત્રવાક્ય. | સ્થળ. | બીના. |
|---|---|---|
| ૧૦;૩૪,૩૫. | એગ્લોન | આ નગર લડાઈ થઈ તેજ દિવસે જીતી લીધું, અને પછી એનો નાશ કીધો. |
| ૧૦;૩૬,૩૭. | હેબ્રોન | આ નગર જીતીને એનો નાશ કીધો અને એના રાજાને મારી નાખ્યો. |
| ૧૦;૩૮,૩૯. | દબીર | આ નગર જીતીને એનો નાશ કીધો, અને એના રાજાને મારી નાખ્યો. |
| | | [આટલે સુધીમાં, કનાનનો દક્ષિણ ભાગ જીતી લીધો. યહોશુ. ૧૦; ૪૦-૪૨.] |
| ૧૧; ૧-૧૫. | મેરોમનાં પાણી પાસે | પાલેસ્ટાઈનના ઉત્તર ભાગના કેટલાએક રાજા ઉભા થયા. જેમકે, હાસોરનો રાજા યાબીન, માદોનનો રાજા યોબાબ, શિમ્રોનનો રાજા, આખ્શાફનો રાજા. આ સંપીલી ફોજને ઇસ્રાએલપુત્રોએ સીદોન તથા મિસ્રફોથમાઇમ તથા મિસ્પેહની ખીણ સુધી નસાડી, અને યાબીનને તથા બીજા કેટલાએક રાજાઓને મારી નાખ્યા. (ઘોડા તથા રથો ઇસ્રાએલપુત્રોની સામે લડાઈમાં ઉતર્યા એ વાતનો પહેલો દાખલો. યહો. ૧૧; ૪, ૯. |
| ૧૧; ૧૬થી ૧૨; ૨૪. | — | પુનરાવર્તન.—ઈસ્રાએલે સાત વરસની લડાઈમાં ૩૧ રાજા તથા ૬ કોમને નષ્ટ કીધી. (૭ દેશજાતીનાં નામ–હિત્તી, અમોરી, કનાની, પરીઝ્ઝી, હિવ્વી, યબૂસી. યહો. ૧૨; ૮). |
| | | ઈસ્રાએલપુત્રોએ અનાકીમ લોકોનાં નગર જીતીને તેઓનો નાશ કીધો ખરો; તો પણ કેટલાએક અનાકીમપુત્રો ગાઝા તથા ગાથ તથા આસ્દોદમાં બચી રહ્યા. |

## ન્યાયાધીશોનું પુસ્તક.

ન્યાયાધીશોને હેબ્રી ભાષામાં શોફ્તીમ કહે છે. યહોશુઆ તથા શમૂએલ એ બેની વચ્ચેના જમાનામાં આસપાસની દેશજાતીઓ ઈસ્રાએલપુત્રો પર જુલમ કરતી હતી, ત્યારે પ્રભુએ પોતાના લોકોનો બચાવ કરવા સારૂ જે શૂરવીરો ઉભા કર્યા તેઓને મજકુર નામ આપવામાં આવ્યું છે. શોફ્તીમ તો લડાઈ કરીને ઈસ્રાએલપુત્રોને જુલમગારના હાથમાંથી બચાવતા, અને લડાઈ બંધ થયા પછી ઈસ્રાએલીઓમાં ન્યાયાધીશનું કામ કરતા. ન્યા. ૩; ૮–૧૬; ૩૧માં એવા ૧૩ ન્યાયાધીશોનાં કેટલાંએક મુખ્ય કામની હકીકત આવે છે. ન્યા. ૧; ૧–૩; ૭માં પ્રસ્તાવનારૂપી વાત મળે છે. તેમાં યહોશુઆના મરણ પછી, ઈસ્રાએલપુત્રોની અવસ્થા કેવી હતી તેનું વિવેચન મળી આવે છે, અને છેલ્લા પાંચ અધ્યાયમાં (ન્યા. ૧૭; ૧–૨૧; ૨૫) પરિશિષ્ટરૂપ વાત સમાએલી છે.

અધ્યા. ૧૭-૨૧ વિષે.—અધ્યા. ૧૭ તથા ૧૮માં, પાલેસ્ટાઈનના ઉત્તર ભાગમાં દાનપુત્રોએ નગર વસાવ્યું તે બીનાનું વર્ણન છે; અને અધ્યા. ૧૯–૨૧માં ગિબઆહમાં કરેલા અનર્થના સંબંધમાં બિન્યામીનપુત્રોની વાત સમાએલી છે. પુસ્તકમાં આ બે બીના ન્યાયાધીશોની વાતની પછવાડે ઉમેરેલી છે, પણ સમય તરફ જોતાં, એ બન્ને બીના ન્યાયાધીશોના જમાનાની અગાઉ બની હતી, એવું સંભવે છે. ન્યાયા. ૧૮; ૩૦ પરથી જણાય છે કે મુસાની ત્રીજી પહેડી સમયે દાનપુત્રોએ ઉત્તરમાં નગર વસાવ્યું. વળી ન્યા. ૨૦; ૨૮ પરથી જણાય છે કે બિન્યામીનપુત્રોએ અયોગ્ય કૃત્ય કર્યું તે વેળાએ બેથેલની વેદી આગળ હારૂનનો પૌત્ર ફિનહાસ ધર્મસેવા બજાવતો હતો; એટલે એ બીના પણ મુસાની ત્રીજી પહેડીના સમયમાં બની. માટે અધ્યા. ૧૭–૨૧માં વર્ણવેલી બન્ને બીના ન્યાયાધીશોના જમાના અગાઉ બનેલી સમજવી. એ બે બીનામાંની કઇ બીના પ્રથમ બની હશે? ન્યા. ૨૦; ૧માં લખ્યું છે કે બિન્યામીની અનર્થ વેળાએ દાનથી બેરશેબા સુધીના લોક ભેગા થયા હતા. માટે એમ કહી શકાય કે, પ્રથમ ઉત્તર દાન સ્થપાયું, અને ત્યાર પછી ગિબઆહમાં અનર્થ થયો.

### પુસ્તકના રચનાર વિષે.

યહુદી દંતકથા પ્રમાણે વાત એવી છે કે શમૂએલ ભવિષ્યવાદીએ ન્યાયાધીશનું પુસ્તક રચ્યું હતું. પરંતુ એ વાતના ટેકામાં સબળ પુરાવો કાંઇ નથી. ન્યા. ૧૯; ૧ અને ૨૧; ૨૫ ઉપરથી એવું લાગે છે કે ઇસ્રાએલી લોકો પર રાજાનો અમલ બેઠો ત્યાર પછી આ પુસ્તક રચાયું હશે. પરંતુ ન્યા. ૧; ૨૧ પરથી એવું સંભવે છે કે પુસ્તક રચાયું તે પહેલાં દાઉદ રાજા આદીએ

આવ્યો નહોતો (સરખાવો ૨ શમૂ. ૫; ૬-૮). ન્યા. ૧૮; ૩૧માં "દેવનું ઘર" એવા શબ્દ આવે છે; એ શબ્દોમાં યહોવાહનો મંડપ સુચવેલો છે એવું સમજવું. ન્યા. ૧૮; ૩૦માં દેશની જે ગુલામગીરી વિષે વાત આવે છે તેમાં ન્યાયાધીશોના જમાનામાંના કોઈ જુલમગારના દિવસો સમજવા. સરખાવો ગીત ૭૮; ૬૦, ૬૧. જુના કરારમાંનાં બીજાં કોઈ કોઈ પુસ્તકમાં ન્યાયાધીશના પુસ્તકમાંનાં વાકયો ઉતારેલાં છે, નહિતો એવાં વાકયો વિષે ઓછી વધતી સુચના મળી આવે છે. જેમકે—૧ શમૂ. ૧૨; ૯-૧૧. ૨ શમૂ. ૧૧; ૨૧. ગીત ૮૩; ૧૧. યશા. ૯; ૪: ૧૦; ૨૬.

## જુલમગાર તથા બચાવનારની ટીપ.

નીચે લખેલા જુલમગાર સમકાળિક નહોતા, પણ તેઓ બધા એક પછી એક ઉભા થયા હતા, એવું માન્ય કરીને આ ટીપ યોજેલી છે. પરંતુ, દેશના એક ભાગમાં જયારે એક જણ જુલમ કરતો હતો ત્યારે તેજ સમયે દેશના બીજા ભાગમાં બીજો માણસ પણ જુલમ કરતો હતો, એવું માનવું મુશ્કેલ નથી.

| શાસ્ત્રવાક્ય. | જુલમ કરનાર. | જુલમનાં વર્ષ. | શાસ્ત્રવાક્ય. | ન્યાયાધીશ. | શાંતિનાં વર્ષ. |
|---|---|---|---|---|---|
| ૩ ; ૮. | મેસોપોટામ્યાનો કૂશાનરિશઆથાઇમ. | ૮ | ૩ ; ૧૧. | યહુદાહ કુળમાંનો ઓથ્નીએલ. | ૪૦ |
| ૩ ; ૧૩, ૧૪. | મોઆબનો રાજા એગ્લોન, આમ્મોની, અમાલેકી. | ૧૮ | ૩ ; ૩૦. | બિન્યામીની એહૂદ. | ૮૦ |
| ૩ ; ૩૧. | પલિસ્તીઓ. | ? | ૩ ; ૩૧. | અનાથનો દીકરો શામ્ગાર. | ? |
| ૪ ; ૩. | હાસોરનો કનાની યાબીન. | ૨૦ | ૫ ; ૩૧. | એફ્રાઇમી દબોરાહ ને નાફ્તાલીનો બારાક. | ૪૦ |
| ૬ ; ૧-૩. | મિદ્યાની, અમાલેકી, પૂર્વ દિશાના લોકો. | ૭ | ૮ ; ૨૮. | મનાશ્શેહનો ગિદઓન. | ૪૦ |
| | | | ૯ ; ૨૨. | ગિદઓનના દીકરો અબીમેલેક રાજા. | ૩ |
| | | | ૧૦ ; ૨. | યિસ્સાખારનો તોલા. | ૨૩ |
| | | | ૧૦ ; ૩. | ગિલઆદી યાઇર. | ૨૨ |
| ૧૦ ; ૮. | પલિસ્તીઓ, આમ્મોનીઓ. | ૧૮ | ૧૨ ; ૭. | ગિલઆદી યિફ્તાહ. | ૬ |
| | | | ૧૨ ; ૮. | બેથલેહેમી ઇબ્સાન. | ૭ |
| | | | ૧૨ ; ૧૧. | ઝબુલૂની એલોન. | ૧૦ |
| | | | ૧૨ ; ૧૪. | એફ્રાઇમી આબ્દોન. | ૮ |
| ૧૩ ; ૧. | પલિસ્તીઓ. | ૪૦ | ૧૫ ; ૨૦થી ૧૬ ; ૩૧. | દાન કુળનો શામશૂન. | ૨૦ |
| | કુલ્લે | ૧૧૧ | | કુલ્લે | ૨૯૯ |

માટે ન્યાયાધીશોના જમાનાનાં (૧૧૧+૨૯૯) કુલ્લે વર્ષ ૪૧૦. અબીમેલેખને બાદ કરતાં, ૧૨ ન્યાયાધીશ છે. એમાંના ૭ જણ, એટલે શામ્ગાર, તોલા, યાઇર, ઈબ્સાન, એલોન, આબ્દોન એઓનાં માત્ર નામ આપેલાં છે; પણ તેઓનાં બહાદુરીનાં કૃત્યો વર્ણવેલાં નથી. આ કારણને લીધે આ છને કોઇવાર "ઉતરતા ન્યાયાધીશ" એવું નામ આપવામાં આવે છે.

## ન્યાયાધીશોના પુસ્તકમાંની લડાઇઓ.

| શાસ્ત્રવાક્ય. | સ્થળ. | બિના. |
|---|---|---|
| ૧ ; ૧-૭. | બેઝેક | યહુદાહ તથા શિમઓનની સામે કનાનીઓ તથા પરીઝ્ઝીઓ ઉભા થયા. પરંતુ લડાઈમાં કનાની તથા પરીઝ્ઝી લોકો હાર્યાં. આ પ્રસંગે ૧૦ હજાર શત્રુ માર્યા ગયા, અને અદોની બેઝેકના હાથપગના અંગુઠા કાપી નાખવામાં આવ્યા. |
| ૧ ; ૮. | યરૂશાલેમ | યહુદાહે યબુસીઓના હાથમાંથી યરૂશાલેમ નગર લીધું અને બાળી નાખ્યું. સરખાવો ન્યા. ૧૫ ; ૬૩. ૨ શમૂ ૫ ; ૬, ૭. ન્યા. ૧ ; ૨૧. |
| ૧ ; ૯, ૨૦. | હેબ્રોન | યહુદાહે કનાનીઓના હાથમાંથી હેબ્રોન નગર જીતી લીધું. અને અનાકના ત્રણ દીકરા (એટલે શેશાય, અહીમાન, તાલ્માય) માર્યા ગયા. સરખાવો યહો. ૧૪ ; ૧૫ : ૧૫ ; ૧૩, ૧૪. |
| ૧ ; ૧૧-૧૫. | દબીર | ઓથ્નીએલે દબીર નગર જીતી લીધું, અને શરત પ્રમાણે કાલેબે પોતાની દીકરી આખ્સાહ તેને પરણાવી. સરખાવો યહો. ૧૫ ; ૧૬, ૧૭. |
| ૧ ; ૧૭. | સફાથ | યહુદાહ તથા શિમઓને કનાની લોકના સફાથ ગામનો સંહાર કીધો, તેથી તેનું નામ હોર્માહ (એટલે સત્યાનાસ) પડયું. |
| ૧ ; ૧૮, ૧૯. | ગાઝ્ઝાહ, આસ્કલોન, એક્રોન | યહુદાહે એ ત્રણે કનાની નગર સીમ સુદ્ધાં હસ્તગત કીધાં. પરંતુ કેવળ પહાડી પ્રદેશ યહુદાહના હાથમાં રહ્યો. સરખાવો યહો. ૧૧ ; ૨૦. |
| ૧ ; ૨૨-૨૬. | બેથેલ | એફ્રાઈમીઓએ બેથેલ નગર જીતી લીધું. |
| | | [હવેથી મનાશ્શેહ, એફ્રાઇમ, ઝબુલૂન, આશેર, નાફતાલી, એ કુળોએ લડાઈમાં ભાગ લીધો નહિ.] |

| શાસ્ત્રવાક્ય. | સ્થળ. | બિના. |
|---|---|---|
| ૩ ; ૭-૧૦. | ઉત્તર દાન | અરામ—નાહરાઈમના રાજા કૂશાન-રિશઆથાઈમને ઓથ્નીએલે હરાવ્યો, અને એ પ્રમાણે ઈસ્રાએલપુત્રોને ૮ વર્ષની ગુલામગીરીમાંથી છોડાવ્યા. |
| ૩ ; ૧૨-૧૪. | ખજુરીઓનું નગર (એટલે યરેખો) | અમોલેકીઓ, આમ્મોનીઓ, તથા મોઆબનો રાજા એગ્લોન, એઓ ઈસ્રાએલ પર ચઢી આવ્યા, અને તેમણે ઈસ્રાએલપુત્રોને ૧૮ વર્ષ સુધી ગુલામીમાં રાખ્યા. |
| ૩ ; ૧૫-૩૦. | યરદનનો આરો | બિન્યામીનની એહૂદે યુક્તિ વાપરીને મોઆબી એગ્લોનને મારી નાખ્યો. આ પ્રસંગે ૧૦ હજાર મોઆબી માર્યા ગયા, ને ત્યાર પછી ૮૦ વર્ષ સુધી દેશ સ્વસ્થ રહ્યો. |
| ૩ ; ૩૧. | પલસ્તી દેશ | અનાથના પુત્ર શામ્ગારે બળદની પરોણી વડે ૬૦૦ પલસ્તીઓને મારી નાખ્યા, અને એ પ્રમાણે ઈસ્રાએલપુત્રોને છોડવ્યા. |
| ૪ ; ૨-૨૪. | વિદેશીઓનું હરોશેથ | બારાક તથા દબોરાહે હરોશેથના રાજા યાબીનના સેનાપતિ સીસરાને હેબેરની સ્ત્રી યાએલની હસ્તક પોતાના તંબુમાં મારી નાખ્યો, અને બારાકે નાફતાલી તથા ઝબુલૂનમાં ૧૦૦૦ માણસો વડે જીત મેળવી. |
| ૬ ; ૩૩ : ૭ ; ૧-૨૩. | યિઝ્રએલની ખીણ | ગિદઓને ૩૦૦ માણસ વડે મિદ્યાની, અમાલકી, પૂર્વ દેશના લોક, એ સર્વને હરાવ્યા, અને આબેલ—મહોલાહની સરહદ સુધી નસાડયા. |
| ૭ ; ૨૪, ૨૫. | બેથ-બારાહના આરા | એફ્રાઇમીઓએ મિદ્યાનીઓના હાથમાંથી આરા કબજે કરી લીધા. આ પ્રસંગે મિદ્યાની સરદારો ઓરેબ તથા ઝએબ માર્યા ગયા. |
| ૮ ; ૪-૨૧. | કાર્કોર | ગિદઓને પોતાની સાથે કેવળ ૩૦૦ માણસ લઈને ઝેબાહ તથા સાલ્મુન્ના, જેઓ મિદ્યાની રાજા હતા, તેઓની ફોજને હરાવી. |
| ૯ ; ૨૩-૪૫. | શખેમ પાસે | અબીમેલેખે ફીતુરી શખેમવાસીઓને તથા ગઆલને હરાવ્યા, અને શખેમમાંથી બધાંને હાંકી કહાડીને નગરમાં મીઠું વેર્યું. |

| શાસ્ત્રવાક્ય. | સ્થળ. | બિના. |
|---|---|---|
| ૯ ; ૪૬-૪૯. | શખેમનો કિલ્લો | અબીમેલેખે શખેમનો કિલ્લો બાળી નાખ્યો, તેથી તેમાંનાં ૧૦ હજાર સ્ત્રીપુરૂષ મરણ પામ્યાં. |
| ૯ ; ૫૦-૫૪. | તેબેસ | તેબેસના રહેવાસીઓ ઉપર અબીમેલેખે ચઢાઇ કરી. તે પ્રસંગે એક સ્ત્રીએ કિલ્લાના કોટ પરથી ઘંટીનું પડ ફેંકયું, તેથી અબીમેલેખ ઘાયલ થયો, અને તેના હુકમથી તેના શસ્ત્રધારે તેને મારી નાખ્યો. |
| ૧૧;૨૯-૩૩. | અરોએરથી મિન્નીથ સુધી | ગિલઆદી યિફતાહે આમ્મોનપુત્રોનાં ૨૦ નગર લીધાં, અને ત્યાંના લોકોનો મોટો સંહાર કીધો. |
| ૧૨ ; ૧-૬. | ગિલઆદદેશ, યરદનના ઘાટ | યિફતાહે એફ્રાઈમ કુળ સામે લડાઈ કરીને તેઓ-માંનાં ૪૨,૦૦૦ માણસને યરદનના આરા આગળ મારી નાખ્યાં. |
| ૧૪ ; ૧૯. | પલસ્તીનું આસ્કલોન | દાન કુળના શામશૂને ૩૦ પલસ્તીને મારી નાખીને તેમનાં વસ્ત્ર ઉખાણું છોડનારાઓને આપ્યાં. |
| ૧૫ ; ૮. | — | પલસ્તીની સામે લડતાં શામશૂને તેમનો પુરો સંહાર કર્યો. ત્યાર પછી તે એટામ ખડકની ખોમાં રહેવા લાગ્યો. |
| ૧૫ ; ૯-૧૭. | રામાથ-લહી | શામશૂને ગધેડાના જડબા વડે ૧૦૦૦ પલસ્તીઓને માર્યાં. |
| ૧૮;૨૭-૨૯. | લાઈશ (ઉત્તર દાન) | દક્ષિણ દાનના રહેવાસીઓએ લાઈશ નગર પર ચઢાઇ કરીને તે જીતી લીધું, અને ત્યાં દાન નામનું નવું ગામ વસાવ્યું. |
| ૨૦;૧૮-૪૮. | ગિબઆહ પાસે | ઈસ્રાએલી ૧૧ કુળને બિન્યામીનપુત્રો સાથે લડાઇ થઈ.—<br>૧લી લડાઇમાં ૧૧ કુળ હાર્યાં, અને તેઓમાંનાં ૨૨ હજાર માણસ માર્યાં ગયાં (૨૦ ; ૨૦, ૨૧).<br>૨જી લડાઇમાં ૧૧ કુળ હાર્યાં અને તેઓમાંથી ૧૮ હજાર માણસ મર્યાં ( ૨૦ ; ૨૨-૨૫ ).<br>૩જી લડાઇમાં ૧૧ કુળ જીત્યાં, અને બિન્યામીનપુત્રો-માંથી માત્ર ૬૦૦ માણસ બચ્યાં (૨૦ ; ૨૬-૪૮). |
| ૨૧ ; ૫-૧૪. | યાબેશ-ગિલઆદ | ઇસ્રાએલીઓએ ગિલઆદવાસીઓને હરાવ્યા, અને ઈસ્રાએલે ગિલઆદીઓની ૪૦૦કન્યા લઇને બિન્યા-મીનપુત્રોને તેમનાં ઘર બાંધવા સારૂ આપી. |

## ન્યાયાધીશોના પુસ્તકનું પૃથક્કરણ.

*A*. ન્યા. ૧; ૧—૩; ૭. યહોશુઆના મરણ પછીની ઇસ્રાએલપુત્રોની સ્થિતિ.

I. ૧; ૧-૩૬. ઇસ્રાએલીઓએ કનાનવાસીઓની સામે લડાઇ કરી.

૧) ૧; ૧-૯. યહુદાહ તથા શિમઓન એ બે કુળના માણસોએ કનાનીઓની તથા પરીઝ્ઝીઓની સામે લડાઇ કરીને તેમને હરાવ્યા.

૨) ૧; ૧૦-૧૫. કાલેબનાં કરેલાં સાહસ તથા તે સાહસનાં પરીણામ.

૩) ૧; ૧૬. મુસાના સાળા કેનીના પુત્રો યહુદાહના અરણ્યમાં જઇને ત્યાંના લોકોની સાથે રહ્યા.

૪) ૧; ૧૭-૨૧. યહુદાહ તથા શિમઓનની કરેલી બીજી લડાઇઓ.

૫) ૧; ૨૨-૨૬. એફ્રાઇમી લોકોએ બેથેલ નગર જીતી લીધું.

૬) ૧; ૨૭-૩૬. મનાસ્શેહ, એફ્રાઇમ, ઝબુલૂન, આશેર, નાફતાલી, તથા દાન, એઓએ કનાનમાંની કેટલીએક દેશજાતિઓને કહાડી મુકી નહિ.

II. ૨; ૧—૩; ૭. ઇસ્રાએલી લોક યહોવાહનો ત્યાગ કરવા લાગ્યા.

૧) ૨; ૧-૫. યહોવાહે પોતાના દૂતની મારફતે ઇસ્રાએલીઓને લડાઇ કરવામાં તેમની જે મંદતા તે જાહેર કરી, ત્યારે તેઓએ બોખીમમાં રૂદનસહિત પસ્તાવો કીધો.

૨) ૨; ૬-૧૦. જ્યાં સુધી યહોશુઆ ઇસ્રાએલનો આગેવાન હતો ત્યાં સુધી તેઓ યહોવાહની સેવા કરનાર હતા. પણ ત્યાર પછીની પેઢી યહોવાહને તથા ઇસ્રાએલને સારૂ તેણે જે કામ કર્યાં હતાં તે પણ જાણતી નહોતી.

૩) ૨; ૧૧—૩; ૭. યહોશુઆના મરણ પછી ઇસ્રાએલપુત્રો જે ઉલ્લંઘન કરતા તે વિષે વ્યાખ્યાન.

(૧) ૨; ૧૧-૧૩. ઇસ્રાએલપુત્રો બઆલ તથા આસ્તારોથની પૂજા કરવા લાગ્યા.

(૨) ૨; ૧૪, ૧૫. માટે યહોવાહે તેમને પાયમાલ કરનારાઓના હાથમાં સોંપ્યા.

(૩) ૨; ૧૬-૧૯. ન્યાયાધીશોની મારફતે યહોવાહ તેમને છોડવતો, તો પણ તેઓ ફરીથી યહોવાહનો ત્યાગ કરતા.

(૪) ૨; ૨૦-૨૩. છેવટે યહોવાહે ઇસ્રાએલ મધ્યે કોઈ કોઇ શત્રુ રહેવા દીધા, એ માટે કે ઇસ્રાએલી લોક પોતાના બાપદાદાઓની માફક યહોવાહના માર્ગમાં ચાલશે કે નહિ તે વિષે તેમની પરીક્ષા થાય.

(૫) ૩ ; ૧-૭. જે અન્યદેશીઓ હજી પણ દેશમાં રહ્યા હતા તેઓની ઇસ્રાએલ પર થએલી અસર.

*B.* ન્યા. ૩ ; ૮—૧૬ ; ૩૧. ન્યાયાધીશોની હકીકત.

I. ૩ ; ૮—૫ ; ૩૧. ઓથ્નીએલ, એહૂદ, દબોરાહ, તથા બારાક વિષે.

૧) ૩ ; ૮-૩૦. કનાનની બહાર રહેનારી દેશજાતીઓ સામે લડાઇ.

(૧) ૩ ; ૮-૩૧. મેસોપોટામ્યાના રાજા કૂશાન-રિશઆથાઈમે ઇસ્રાએલપુત્રો પર જુલમ ગુજાર્યો, પણ ઓથ્નીએલે તેમને છોડવ્યા.

(૨) ૩ ; ૧૨-૩૦. એહૂદે ઇસ્રાએલને મોઆબની ઝૂંસરી તળેથી મુક્ત કર્યાં.

૨) ૩ ; ૩૧—૪ ; ૨૪. કનાનની અંદર રહેનારી દેશજાતીઓ સામે લડાઈ.

(૧) ૩ ; ૩૧. શામ્ગારે બળદની પરોણી વડે ૬૦૦ પલિસ્તીઓને મારીને ઇસ્રાએલને છોડવ્યા.

(૨) ૪ ; ૧-૩. હાસોરમાં રહેનાર કનાની રાજા યાબીને ઇસ્રાએલ પર જુલમ કીધો.

(૩) ૪ ; ૪-૧૪. દબોરાહ ભવિષ્યવાદેણ તથા બારાક એ બે જણ યાબીન રાજા સામે ઉભાં થયાં.

(૪) ૪ ; ૧૫-૨૪. કીશોન નાળા આગળ લડાઇ થઇ, તેમાં યાબીનનો સેનાપતિ સીસરા યાએલના તંબુમાં માર્યો ગયો.

૩) ૫ ; ૧-૩૧. દબોરાહનું જયનાદનું ગીત.

(૧) ૫ ; ૧-૧૧. ગીતનો પહેલો ભાગ.

કલમ ૧, ૨. ગીતનું આદિવચન.

કલમ ૩-૫. યહોવાહનાં ગૌરવભરેલાં કૃત્યો.

કલમ ૬-૮. દબોરાહ ઉભી થઇ ત્યાર પહેલાંની ઈસ્રાએલની દુર્દશા વિષે.

કલમ ૯-૧૧. લોકો હિમ્મત ધરીને બહાર નીકળ્યા ત્યાર પછી જે ઉત્તમ પરીણામ નીપજ્યું તે વિષે.

(૨) ૫ ; ૧૨-૩૧. ગીતનો બીજો ભાગ.

કલમ ૧૨. દબોરાહ તથા બારાકને સંબોધન.

કલમ ૧૩-૧૫. વિવિધ કુળમાંથી જે ઈસ્રાએલીઓ ઉભા થયા તેમની ટીપ.

કલમ ૧૬-૧૮. રેઉબેન, ગાદ, દાન, અને આશેર, એઓએ તો યુદ્ધમાં ભાગ ન લીધો. પરંતુ ઝબુલૂન તથા નાફતાલી એમનાથી કેટલા બધા જુદા!

કલમ ૧૯-૨૧. શત્રુ ભેગા થયા ખરા, પણ વ્યર્થ જેવા નીવડયા.

કલમ ૨૨-૨૪. મેરોઝવાસીઓને શાપ, પણ હેબેરની સ્ત્રી યાએલને આશીર્વાદ.

કલમ ૨૫-૨૭. યાએલે પોતાના તંબુમાં ઉંઘેલા સીસરાના લમણામાં તંબુની મેખ ઠોકીને તેને મારી નાખ્યો.

કલમ ૨૮-૩૦. સીસરાની મા તો પોતાનો દીકરો જય પામીને તથા પુષ્કળ લુંટ લઇને પાછો આવશે એવી અપેક્ષા ધરે છે.

કલમ ૩૧. ગીતનું અંત્યવાક્ય.—"હે યહોવાહ, તારા સર્વ વૈરી એમજ વિનાશ પામે. પણ જેઓ તેના પર પ્રીતિ કરે છે તેઓ જેમ સૂર્ય પોતાના બળમાં ધસી નીકળે છે તેના જેવા થાઓ."

II. ૬ ; ૧—૧૦ ; ૧૮. ગિદઓન તથા તેના પુત્ર અબીમેલેખ વિષે.

૧) ૬ ; ૧—૮ ; ૨૧. જુલમગાર મિદ્યાનીઓ સાથે લડાઇ.

(૧) ૬ ; ૧-૬. મિદ્યાનીઓ ઇસ્રાએલ પર સખત જુલમ ગુજારતા હતા.

(૨) ૬ ; ૭-૧૦. યહોવાહે એક (નનામા) ભવિષ્યવાદીની મારફતે ઇસ્રાએલપુત્રો પર સંદેશો મોકલ્યો.

(૩) ૬ ; ૧૧-૨૪. યહોવાહનો દૂત ગિદઓનને દેખાયો, અને અગ્નિનું ચિહ્ન બતાવ્યા બાદ તેણે ગિદઓનનું તેડું કર્યું.

(૪) ૬ ; ૨૫-૩૨. યહોવાહના કહેવા મુજબ ગિદઓને બઆલની વેદી તથા પાસેની અશેરાહ તોડી નાખી.

(૫) ૬ ; ૩૩-૪૦. ગિદઓન મિદ્યાનીઓ સામે લડવા તૈયાર થયો, અને યહોવાહે ઉનને લગતાં બે ચિહ્ન તેને બતાવ્યાં.

(૬) ૭; ૧-૮. યુદ્ધ કરવા માટે પ્રથમ ૩૨ હજાર માણસ ભેગા થયા, પણ બીકને લીધે તેમાંથી ૨૨ હજાર પોતાને ઘેર જતા રહ્યા; પરંતુ બાકીના ૧૦ હજારને કસોટી પર આણીને તેમાંથી માત્ર ૩૦૦ જણને ગિદઓને પોતાની સાથે રાખ્યા.

(૭) ૭; ૯-૧૪. ધસી આવતી રોટલીનું સ્વપ્ન એક મિદ્યાનીને આવ્યું, અને તે સ્વપ્ન સાંભળવાથી ગિદઓનને ઘણું ઉત્તેજન મળ્યું.

(૮) ૭; ૧૫-૨૫. ગિદઓન તથા તેનાં ૩૦૦ માણસોએ ઘડા તથા દીવાની યુક્તિ વાપરીને મિદ્યાનીઓનો સંહાર કર્યો. એ વખતે એફ્રાઇમપુત્રોએ ઓરેબ તથા ઝએબ નામના મિદ્યાની સરદારોને મારી નાખ્યા.

(૯) ૮; ૧-૩. એફ્રાઇમીઓએ ગિદઓનની આગળ કચકચ કરતાં કહ્યું કે, તેં અમોને યુદ્ધની વખતે બોલાવ્યા નહિ, પણ ગિદઓનનો જવાબ સાંભળ્યા બાદ તેમનો ક્રોધ ઉતરી ગયો.

(૧૦) ૮; ૪-૧૨. યરદન નદી ઓળંગીને ગિદઓન તથા તેનાં ૩૦૦ માણસ શત્રુની પુઠે લાગ્યાં.

(૧૧) ૮; ૧૩-૧૭. સુક્કોથ તથા પનુએલના રહેવાસીઓએ ગિદઓનને સહાય આપવાની ના પાડી હતી. માટે તેણે મિદ્યાનીઓને હરાવ્યા પછી એ બન્ને નગરના લોકોને ભયંકર શિક્ષા કરી.

(૧૨) ૮; ૧૮-૨૧. ઝેબાહ તથા સાલમુન્ના નામના બે મિદ્યાની રાજાઓને ગિદઓને પોતાને હાથે મારી નાખ્યા.

૨) ૮; ૨૨-૩૫. ગિદઓનના આયુષ્યનાં છેલ્લાં વરસોને લગતી વાત.

(૧) ૮; ૨૨, ૨૩. લોકોએ ગિદઓનને રાજા બનાવવાનું ધાર્યું, પણ તેણે ના પાડી.

(૨) ૮; ૨૪-૨૭. ગિદઓને લોકો પાસેથી સોનાનાં કુંડળ માગી લઇને તેનું એફોદ બનાવી પોતાના નગર ઓફ્રાહમાં મુકયું. પછી સર્વ ઇસ્રાએલ આ એફોદની પાછળ વંઠી ગયા.

(૩) ૮; ૨૮-૩૨. ગિદઓનના વખતમાં દેશ ૪૦ વરસ સુધી શાંતિમાં રહ્યો. પછી ગિદઓન વૃદ્ધ ઉંમરે મરણ પામ્યો, અને ઓફ્રાહમાં પોતાના બાપ યોઆશની કબરમાં દટાયો.

(૪) ૮; ૩૩-૩૫. ગિદઓનના મરણ પછી ઇસ્રાએલપુત્રો બઆલીમની પાછળ વંઠી ગયા, અને તેઓએ બઆલ-બરીથને પોતાનો દેવ કરી માન્યો.

૩) ૯; ૧—૧૦; ૧૮. અબીમેલેખની ત્રાસદાયક હકુમત.

(૧) ૯; ૧-૬. યોથામ શિવાયના બધા ભાઇઓને અબીમેલેખે મારી નાખ્યા પછી પોતે રાજા થયો.

(૨) ૯; ૭-૨૧. યોથામે શખેમવાસીઓ આગળ વૃક્ષોનું દષ્ટાંત કહ્યું.

(૩) ૯; ૨૨-૩૩. ગઆલે શખેમમાં આવીને અબીમેલેખ વિરુદ્ધ ફિતુર ઉઠાવ્યું.

(૪) ૯ ; ૩૪-૪૫. શખેમમાં લડાઇ થઇ તેમાં ગઆલ હારી ગયો, અને અબીમેલેખે શખેમ નગર તોડી નાખીને તેમાં મીઠું વેર્યું.
(૫) ૯ ; ૪૬-૫૭. તેબેસ આગળ લડાઇ થઇ તે વખતે એક સ્ત્રીએ કિલ્લાના કોટ પરથી અબીમેલેખ પર ઘંટીનું પડ ફેંક્યું, પછી અબીમેલેખના કહેવાથી તેના શસ્ત્રધારે તેને મારી નાખ્યો.
(૬) ૧૦ ; ૧-૫. તોલા તથા યાઇર એ બે જણ ન્યાયાધીશ થયા.
(૭) ૧૦ ; ૬-૯. ઇસ્રાએલી લોક ફરી યહોવાહને તજીને વંઠી ગયા.
(૮) ૧૦ ; ૧૦-૧૮. ઇસ્રાએલે પસ્તાવો કર્યો, અને જુલમ કરનાર આમ્મોનપુત્રોની સામે ઉઠવાની તૈયારી કીધી.

III. ૧૧ ; ૧—૧૨ ; ૧૫. યિફતાહ તથા તેની પછીના આગેવાનો.

૧) ૧૧ ; ૧-૨૮. યિફતાહે કરેલો ઇસ્રાએલપુત્રોનો ઉદ્ધાર.
(૧) ૧૧ ; ૧-૧૧. અગાઉ યિફતાહ પોતાના બાપના ઘરમાંથી નાસીને ટોબ દેશમાં રહેવા ગયો હતો. પણ આમ્મોનપુત્રો વિરૂદ્ધ લડવાને સમયે ગિલઆદના વડીલોએ યિફતાહને આગેવાન થવાનું આમંત્રણ આપ્યું.
(૨) ૧૧ ; ૧૨-૨૮. યિફતાહે આમ્મોનપુત્રો પાસે એલચી મોકલ્યા, પણ તેઓએ એલચીની વાત ગણકારી નહિ.

૨) ૧૧ ; ૨૯-૪૦. યિફતાહ તથા તેની દીકરી વિષે વાત.
(૧) ૧૧ ; ૨૯-૩૩. યિફતાહે એક ભયંકર માનતા લીધી, અને પછી આમ્મોનપુત્રોની સામે લડીને તેમને હરાવ્યા.
(૨) ૧૧ ; ૩૪-૪૦. યિફતાહે પોતાની માનેલી માનતા પ્રમાણે પોતાની દીકરીનું દહનીયાર્પણ કીધું (જુઓ કલમ ૩૧).

૩) ૧૨ ; ૧-૭. યિફતાહે એફ્રાઇમપુત્રો સામે લડાઈ કીધી, અને "શિબ્બોલેથ" શબ્દનો ખરો ઉચ્ચાર જેટલા એફ્રાઇમીઓ કરી શક્યા નહિ તેટલાઓને યરદનના આરા આગળ મારી નાખ્યા.

૪) ૧૨ ; ૮-૧૫. યિફતાહની પાછળ થએલા આગેવાનો, એટલે ઇબ્સાન, એલોન તથા આબ્દોન.

IV. ૧૩ ; ૧—૧૬ ; ૩૧. શામશૂન વિષે.

૧) ૧૩ ; ૧-૨૫. એક દૂતે માનોઆહની સ્ત્રીને દર્શન દઇને કહ્યું કે, હવે તને પુત્રનો પ્રસવ થશે, સાવધ રહેજે કે તે પુત્ર દ્રાક્ષરસ કે મદ્ય પીએ નહિ.

૨) ૧૪ ; ૧—૧૫ ; ૨૦. શામશૂનનાં લગ્ન તથા તેથી થએલા પરીણામ વિષે.

(૧) ૧૪; ૧-૧૧. શામશૂને એક પલિસ્તી કન્યા સાથે લગ્ન કર્યાં.
(૨) ૧૪; ૧૨-૨૦. લગ્ન સમયના ૩૦ સોબતીઓની આગળ શામશૂને એક ઉખાણું કહ્યું. જ્યારે તેઓએ ઉખાણું ઉકેલ્યું ત્યારે શામશૂને ૩૦ પલિસ્તીઓને મારીને તેમનાં વસ્ત્ર શરત પ્રમાણે ઉપલા સોબતીઓને આપ્યાં.
(૩) ૧૫; ૧-૮. શામશૂનના સસરાએ શામશૂનની કન્યા બીજાને આપી, તે કારણને લીધે શામશૂને પલિસ્તીઓનું ઉભું અનાજ તથા જેતવાડીઓ બાળી મુકયાં.
(૪) ૧૫; ૯-૧૩. યહુદાહના માણસોએ શામશૂનને પલિસ્તીઓના હાથમાં સોંપી દીધો.
(૫) ૧૫; ૧૪-૧૭. શામશૂને ગધેડાના જડબાથી ૧૦૦૦ માણસને મારી નાખ્યાં.
(૬) ૧૫; ૧૮-૨૦. શામશૂન બહુ તરસ્યો થયો હતો ત્યારે દેવે લહીમાંના એક ખાડામાં ફાટ પાડી અને તેમાંથી પાણી નીકળ્યું, અને પાણી પીધા પછી શામશૂન પાછો શુદ્ધિમાં આવ્યો.

૩) ૧૬; ૧-૩૧. શામશૂનના છેલ્લા દિવસોમાં થએલી દુર્દશા.
(૧) ૧૬; ૧-૩. શામશૂન ગાઝ્ઝાહ નગરનાં કમાડ ઉપાડીને પર્વતના શિખર પર ગયો, અને એ પ્રમાણે પલિસ્તીઓના હાથમાંથી બચી ગયો.
(૨) ૧૬; ૪-૨૦. શામશૂન દલીલાહ પર આશક થયો, અને ત્રણ વાર કપટ કરીને છેવટે શામશૂનને પલિસ્તીઓને સ્વાધીન કર્યો.
(૩) ૧૬; ૨૧-૩૧. પલિસ્તીઓએ શામશૂનની આંખો ફોડી નાખી અને બંદીખાનામાં દળવાનું કામ તેને સોંપ્યું. શામશૂને વેર વાળતાં દાગોનનું ઘર તોડી પાડયું, અને ઘર પડવાથી તમાશગીરો તેમજ શામશૂન પોતે પણ મરણ પામ્યો. એમ મરતી વખતે જેઓને શામશૂને માર્યાં તેઓની સંખ્યા પોતાની હયાતીમાં તેણે માર્યાં તેઓના કરતાં વધારે હતી.

*C.* ન્યા. ૧૭; ૧—૨૧; ૨૫. ઇસ્રાએલની સાંસારિક સ્થિતિસૂચક બિના.

I. ૧૭; ૧—૧૮; ૩૧. મીખાહ તથા દાનપુત્રો વિષે.

૧) ૧૭; ૧-૧૩. મીખાહે મૂર્તિની સ્થાપના કરી તે વિષે.
(૧) ૧૭; ૧-૬. મીખાહે પોતાના ઘરમાંથી પૈસા ચોર્યાં અને પાછળથી તે પૈસાની મૂર્તિ બનાવી.
(૨) ૧૭; ૭-૧૩. મીખાહે લેવી કુળના એક માણસને પોતાના ઘરમાંની મૂર્તિની સેવાપૂજા સારૂ યાજક તરીકે નિમ્યો.

૨) ૧૮ ; ૧-૩૧. નવું દાન ( લાઇશ ) વસાવવા વિષે.
   (૧) ૧૮ ; ૧-૧૦. દક્ષિણ દાનમાંના કેટલાએક માણસો નવું વતન કે સંસ્થાન કરવા માટે દેશભૂમિ શોધવા નીકળ્યા.
   (૨) ૧૮ ; ૧૧-૨૧. એ દાનપુત્રો મુસાફરી કરતા કરતા મીખાહને ઘેર આવ્યા, અને ત્યાંની સ્થાપેલી મૂર્તિ લઇને ચાલતા થયા.
   (૩) ૧૮ ; ૨૨-૨૬. મીખાહે વાંધો ઉઠાવ્યો ત્યારે દાનપુત્રોએ તેને સખત ધમકી બતાવી, માટે મીખાહ પાછો વળીને પોતાને ઘેર ગયો.
   (૪) ૧૮ ; ૨૭-૩૧. દાનપુત્રો ઉત્તર દિશામાં આગળ વધીને લાઇશ ગામમાં આવી પહોંચ્યા, અને તે ગામ જીતી લઇને તેઓએ ત્યાં નવું દાન વસાવ્યું, અને જ્યાં સુધી દેવનું ઘર શીલોહમાં રહ્યું તે બધા વખત સુધી તેઓએ મીખાહની બનાવેલી મૂર્તિને પોતાને સારૂ સ્થાપિત કરી રાખી.

II. ૧૯ ; ૧—૨૧ ; ૨૫. ગિબઆહમાં થએલો અનર્થ અને તેથી નીપજેલું પરીણામ.
   ૧) ૧૯ ; ૧-૩૦. એક લેવીની ઉપપત્ની પર બિન્યામીનપુત્રોએ બળાત્કાર ગુજાર્યો, તે કારણને લીધે ૧૧ કુળ લડાઇ કરવા નીકળ્યાં.
   ૨) ૨૦ ; ૧-૪૮. ૧૧ કુળ તથા બિન્યામીન કુળ વચ્ચે લડાઇ થઇ.
   ૩) ૨૧ ; ૧-૨૫. બિન્યામીનપુત્રોએ લડાઇમાં સખત હાર ખાધી, ત્યારે એ કુળ તદન નાબુદ ન થાય માટે કંઇક યોજના કરવામાં આવી.

---

## રૂથનું પુસ્તક.

રૂથ શબ્દનો અર્થ.—"રઊથ" એટલે દેખાવડી કે રૂપસુંદરી, નહિ તો બીજો અર્થ મિત્રેણ. કેટલાએક વિદ્વાનોનો મત એવો છે કે "રૂથ" એટલે ગુલાબી, અથવા ગુલાબનું ફુલ.

સપ્તતિ ભાષાંતરમાં આ પુસ્તક ન્યાયાધીશો તથા ૧ શમૂએલ એ બે પુસ્તકની વચ્ચે આવે છે, અને રૂથના પુસ્તકને એ જગ્યા આપવી વાજબી લાગે છે ; કારણ કે આ પુસ્તકમાં વર્ણવેલી બિનાઓ ન્યાયાધીશોના પરિશિષ્ઠ દાખલ તથા ૧લા શમૂએલની પ્રસ્તાવનારૂપ ગણી શકાય એવું છે. રૂથના છેલ્લા ફકરામાં દાઉદ રાજાની વંશાવળી આવે છે, અને ઘણું કરીને એજ કારણને લીધે ૧ શમૂએલમાં દાઉદના બાપદાદા કોણ તથા કેવા હતા તે વિષેની હકીકત દાખલ કરેલી નથી.

હેબ્રી નિયમગણિત શાસ્ત્રમાં ત્રીજો મોટો ભાગ "પવિત્ર લખાણુ" નામનો છે, અને એ ભાગનો "લખોટા" નામનો જે બીજો પેટાભાગ તેમાં પાંચ પુસ્તક નીચેને અનુક્રમે આવે છે; એટલે ગીતોનું ગીત, રૂથ, યિર્મેયાહનો વિલાપ, સભાશિક્ષક, એસ્તેર. યહુદી લોકો દરેક મોટા પર્વ વખતે મજકુર પાંચ પુસ્તકમાંથી કોઇ પણ અમુક પુસ્તકનું અધ્યયન કરતા હતા. હવે રૂથના પુસ્તકમાં કાપણીને લગતી કંઇ કંઇ વાત સમાએલી છે, કદાપિ તે કારણને લીધે પચાસી પર્વ વખતે એ પુસ્તક વાંચવાનો રિવાજ ચાલુ હતો.

રૂથના પુસ્તકનો લખનાર કોણ હતો એ વિષે કાંઇ પણ ખાતરી નથી. પરંતુ આ પુસ્તક શમૂએલ ભવિષ્યવાદીએ લખ્યું હતું એવી દંતકથા યહુદી લોકોમાં પ્રાચિન વખતથી ઉતરી આવી છે. ૧લું તથા ૨જું શમૂએલ અને ૧લું રાજા તથા ૨જું રાજા એ પુસ્તકોની સાથે રૂથના પુસ્તકની રચના ઘણે ભાગે મળતી આવે છે, અને કેટલાએક શબ્દો એવા છે કે જે કેવળ આ પાંચ પુસ્તકમાંજ વાપરેલા છે, બીજા કોઇ પુસ્તકમાં નહિ.

રૂથ ૧; ૧માં લખ્યું છે કે, "ન્યાયાધીશો ન્યાય કરતા હતા તે દિવસોમાં." એ શબ્દો પરથી સ્પષ્ટ જણાય છે કે ન્યાયાધીશો ન્યાય કરતા હતા ત્યાર પછી રૂથનું પુસ્તક રચાયું. વળી રૂથ ૪; ૭ પરથી એવું લાગે છે કે ન્યાયાધીશોના જમાનામાં ચાલતા કેટલાએક રીતરીવાજ તદન બંધ પડયા હતા તથા વિસ્મરણ પણ થયા હતા તેવામાં આ પુસ્તક લખવામાં આવ્યું હતું (સરખાવો પુન. ૨૫; ૯). જો રૂથ ૪; ૧૭-૨૨નો ફકરો અસલ લેખમાંનો હોય, એટલે પાછળથી ઉમેરાયલો ન હોય, તો એ ફકરાને આધારે અનુમાન કરી શકીએ છીએ કે દાઉદ રાજા ગાદી પર બેસીને રાજ્ય ચલાવતો હતો ત્યાર પછી રૂથનું પુસ્તક લખાયું હતું, અને દાઉદ રાજાની કારકીર્દીના છેલ્લા ભાગમાં આ પુસ્તક રચાયું હતું એવો મત માન્ય કરવો વાજબી લાગે છે.

## પુસ્તક રચવાનો હેતુ.

૧) શમૂએલનાં પુસ્તકમાં દાઉદ વિષે વાત આવે છે, પણ તેના પૂર્વજો વિષે કશું કહેલું નથી. હવે એ ખોટ પુરી પાડવા સારૂ આ પુસ્તક રચાયું હશે. ૧ શમૂ. ૧૬; ૧-૧૩માં દાઉદના બાપ તથા ભાઇઓનાં માત્ર નામજ આપેલાં છે.

૨) રૂથના ૩જા તથા ૪થા અધ્યાય પરથી એવું લાગે છે કે, નિર્વંશ વિધવાનું સંતાન ઉપજાવવાની ફરજ તેના નિકટના સગાની હતી એ પ્રાચિન રીત યાદ દેવડાવવા તથા તે રીતને ટેકો આપવા સારૂ કદાપિ આ પુસ્તક રચાયું હશે. પુન. ૨૫; ૫-૧૦ પરથી જણાય છે કે એ ફરજ વિધવાના દીયરની હતી (સરખાવો ઉત્પ. ૩૮). બોઆઝ તો રૂથનો દીયર નહોતો ખરો; પરંતુ નિકટના સંબંધીની જે ફરજ તે તો તેણે બજાવી.

૩) પ્રે. કૃ. ૧૦; ૩૪, ૩૫માં લખ્યું છે કે, "દેવ પક્ષપાતી નથી, પણ હરેક દેશમાં જે કોઇ તેની બીક રાખે છે, ને ન્યાયીપણું કરે છે, તે તેને માન્ય છે," અને એ વાતનો આબેહૂબ દાખલો ત્યાં મળી આવે છે. જો કે આમ્મોની તથા મોઆબી લોકો દસમી પહેડી સુધી પણ ઇસ્રાએલી કોમમાં દાખલ થઇ શકે, નહિ (પુન. ૨૩; ૩) એવું કહેવામાં આવ્યું હતું, છતાં એ દેશજાતીઓમાંના માણસ તરફ પણ પ્રભુ પોતાની કૃપા લંબાવતાં આચકો ખાતો નથી, એ દેખાડવા સારૂ આ પુસ્તક રચાયું હશે. રૂથ મોઅબેણના વંશમાં તો પ્રતાપી દાઉદ રાજા, હા, તે ઉપરાંત, સર્વ મહિમા પામવાજોગ જે પ્રભુ ઇસુ તે પણ અવતર્યો. [જુઓ, માથ્થીના ૧લા અધ્યાયમાં ઇસુની જે વંશાવળી તેમાં પાંચ સ્ત્રીઓનાં નામ નોંધેલાં છે. એટલે તામાર, રાહાબ, રૂથ, બાથશેબા, મરિયમ.]

## રૂથના પુસ્તકનો સારાંશ.

૧લો અધ્યાય.—બેથલેહેમમાં દુકાળ પડયો ત્યારે અલીમેલેખ તથા નાઓમી પોતાના બે દીકરાઓને લઇને મોઆબ દેશમાં જઇ વસ્યાં, અને ત્યાં અલીમેલેખ મરણ પામ્યો. બાદ તેના પુત્રોએ મોઆબી કન્યાઓ સાથે લગ્ન કર્યાં; એટલે માહલોને રૂથ સાથે, અને કિલ્યોને ઓર્પાહ સાથે. દસ વરસની અંદર એ બન્ને પુરૂષો મરણ પામ્યા. હવે નાઓમી સ્વદેશ આવવા નીકળી, ત્યારે ઓર્પાહ પોતાનાં સગાંવહાલાં મધ્યે રહી ગઈ, પણ રૂથ તો નાઓમીને વળગીજ રહી (જુઓ કલમ ૧૬, ૧૭). નાઓમી તથા રૂથ એ બન્ને જણ બેથલેહેમમાં આવી પહોંચ્યાં, ત્યારે ત્યાંના લોકોએ એમને સારો આવકાર આપ્યો.

૨જો અધ્યાય.—બોઆઝ જે અલીમેલેખનો નિકટ સંબંધી હતો તેના ખેતરમાં રૂથ ધાન્ય વીણવા ગઇ. ત્યારે બોઆઝે તેના પર દયાદૃષ્ટિ દેખાડી, અને રૂથને વધારે વીણી લેવાની પરવાનગી આપી. જે કાંઇ મળ્યું તે લઇને રૂથ પોતાની સાસુ પાસે સાંજરે પાછી આવી.

૩જો અધ્યાય.—નાઓમીની શિખામણ મુજબ, બોઆઝ સુતેલો હતો ત્યારે રૂથ તેના પગ પાસે પડી રહી. સવારે બોઆઝે સંબંધીપણાનો પોતાનો હક જાહેર કીધો. પછી તેણે રૂથને ૭ માપ જવ આપીને વિદાય કીધી.

૪થો અધ્યાય.—બોઆઝના કરતાં પણ વધારે નિકટનો એક સંબંધી હતો, પણ તેણે પોતાનો હક બજાવવાની ના પાડી. તે પરથી બોઆઝે પોતાને ઉતરી આવેલા હક મુજબ નાઓમીનું ખેતર રાખ્યું અને તેની પુત્રવધુ સાથે લગ્ન કીધું. બોઆઝથી રૂથને જે દીકરો સાંપડયો તેનું નામ ઓબેદ. હવે એ ઓબેદથી યશાઇ જન્મ પામ્યો, અને યશાઇથી દાઉદ રાજા. (આ અધ્યાયની છેલ્લી પાંચ કલમમાં પેરેસથી દાઉદ સુધીની વંશાવળી સમાએલી છે.)

## શમૂએલનું પહેલું પુસ્તક.

હેબ્રી શાસ્ત્રમાં ૧લું તથા ૨જું શમૂએલ એ બેનું એક પુસ્તક ગણેલું છે. પણ ગ્રીક સમતિ ભાષાંતરમાં એ પુસ્તકના બે ભાગ પાડેલા છે, અને લાટીન વલ્ગેટ ભાષાંતરમાં એ ભાગ માન્ય રાખેલા છે. મજકુર બન્ને ભાષાંતરમાં એ બે ભાગને ૧લું રાજા તથા ૨જું રાજા એવું નામ આપેલું છે, કારણ કે એ પુસ્તકોમાં ઇસ્રાએલી રાજાઓના ઇતિહાસનો આગલો ભાગ સમાએલો છે.

મજકુર પુસ્તકોનો રચનાર કોણ હતો એ વિષે ખાતરીપૂર્વક જવાબ આપી શકાય નહિ. પરંતુ પ્રાચિન કાળમાં એવો મત ચાલતો હતો કે ૧ શમૂ. ૧–૨૪ એટલો ભાગ શમૂએલે જાતે લખ્યો હતો (૧ શમૂ. ૧૦ ; ૨૫); અને એ મતનો સ્વીકાર કરવો વાજબી લાગે છે. પુસ્તકનો બાકીનો ભાગ નાથાન તથા ગાદે લખ્યો હતો એમ કહી શકાય. ૧ કાળ. ૨૯ ; ૨૯ પરથી માલુમ પડે છે કે શમૂએલ ભવિષ્યદર્શક, નાથાન ભવિષ્યવાદી, અને ગાદ ભવિષ્યદર્શક, એ ત્રણ જણ સમકાળિક લેખકો હતા. અરણ્યમાં દાઉદ ફરતો હતો ત્યારે ગાદ તેની સાથે હતો (૧ શમૂ. ૨૨ ; ૫), અને ૨ શમૂ. ૨૪ ; ૧૧-૧૪ અને ૧ કાળ. ૨૧ ; ૧૧, ૧૨ પરથી જણાય છે કે ગાદ તો દાઉદનો વફાદાર સલાહકાર હતો, અને નાથાન તો દાઉદના મિત્રમંડળમાં ખાસ પ્રખ્યાત હતો, અને તેની મારફતે યહોવાહ અનેકવાર પોતાની ઇચ્છા પ્રગટ કરતો હતો (જુઓ ૨ શમૂ. ૭ ; ૨-૧૭ : ૧૨ ; ૧. સરખાવો ગીત ૫૧નું મથાળું). આ નાથાનને દાઉદના દીકરા સુલેમાન સાથે પણ નિકટ સંબંધ હતો (જુઓ ૨ શમૂ. ૧૨ ; ૨૫. ૧ રાજા ૧ ; ૧૧-૪૦). વળી ઝખા. ૧૨ ; ૧૨માં એવું સુચવેલું છે કે, જેમ રાજવંશીઓમાં દાઉદ પ્રતિનિધિ સમાન હતો તેમ ભવિષ્યવાદીમંડળમાં નાથાન મુખ્ય જેવો હતો.

**નોંધ.**—૧ શમૂ. ૨૭ ; ૬માં લખ્યું છે કે, "સિકલાગ આજ સુધી યહુદાહના રાજાઓની માલીકીનું છે." એ પરથી સમજવું કે આ કલમ લખવામાં આવી ત્યાર પહેલાં રાજ્યમાં ફાટફુટ થઇ હતી ખરી, પરંતુ લોકો હજી બંદીપ્રવાસમાં ગયા નહોતા. વાત એવી હોય તો કહી શકાય કે કોઇ પણ અધિપતિએ આ કલમ શમૂએલના પુસ્તકમાં દાખલ કરી હતી.

૧લા તથા ૨જા શમૂએલમાં કેટલાંએક ગીતોનો સમાવેશ રહેલો છે. જેમકે—

૧) ૧ શમૂ. ૨ ; ૨-૧૦. હાન્નાહનું ગીત. (જુઓ લુક ૧ ; ૪૬-૫૫. મરિયમ કુંવારીએ જે ગીત ગાયું તે હાન્નાહના ગીતને આધારે ઉચ્ચાર્યું હતું.)

૨) ૨ શમૂ. ૧ ; ૧૭-૨૭. શાઉલ તથા યોનાથાનને સારૂ દાઉદનું વિલાપગીત.

૩) ૨ શમૂ. ૩; ૩૩, ૩૪. આબ્નેર માર્યો ગયો તે સમયનું દાઉદનું વિલાપગીત.

૪) ૨ શમૂ. ૨૨. દાઉદને યહોવાહે તેના સઘળા શત્રુઓના હાથમાંથી તથા શાઉલના હાથમાંથી છોડવ્યો તે દિવસે દાઉદ આ ગીતના શબ્દો યહોવાહની આગળ બોલ્યો. (આ અધ્યાય સાથે ગીત ૧૮ને અતિ ઘણું નિકટ મળતાપણું છે, હા, બન્ને લગભગ સમાન છે.)

૫) ૨ શમૂ. ૨૩; ૧-૭. યાકૂબના દેવનો જે અભિષિક્ત અને ઇસ્રાએલનો જે મધુર ગીતકર્તા તેનાં છેલ્લાં વચનો.

## દાઉદ ગાદીપતિ થયો તે અગાઉનાં રચેલાં ગીતો.

ગીતશાસ્ત્રમાંનાં ગીતોનાં મથાળાં પર આધાર રાખવાથી એવું જણાય છે કે દાઉદ ગાદીએ આવ્યો ત્યાર પહેલાં તેણે નીચેનાં ગીતો રચ્યાં હતાં.—

ગીત ૫૯. મીખાલની મદદથી દાઉદ શાઉલના હાથમાંથી બચ્યો તે વખતનું ગીત. સરખાવો ૧ શમૂ. ૧૯; ૧૧-૧૮.

ગીત ૫૪. ઝીફીઓએ આવીને શાઉલને કહ્યું કે શું દાઉદ અમારે ત્યાં સંતાઇ રહેલો નથી, તે વખતનું ગીત. સરખાવો ૧ શમૂ. ૨૩; ૧૯-૨૮. ૧ શમૂ. ૨૬.

ગીત ૫૬ અને ૩૪. પલિસ્તીઓએ દાઉદને ગાથમાં પકડ્યો તે વખતનાં ગીત. સરખાવો ૧ શમૂ. ૨૧; ૧૦-૧૫.

ગીત ૫૭ અને ૧૪૨. દાઉદ અદુલ્લામની ગુફામાં અથવા એન-ગેદીમાં હતો તે સમયનાં ગીત. સરખાવો ૧ શમૂ. ૨૨; ૧ અને ૨૩; ૨૯—૨૪; ૩.

ગીત ૫૨. દોએગ અદોમીએ આવીને શાઉલને ખબર આપી કે દાઉદ અહીમેલેખને ત્યાં આવ્યો છે તે વખતનું ગીત. સરખાવો ૧ શમૂ. ૨૨; ૯.

## શમૂએલના ૧લા પુસ્તકમાંની લડાઇઓ.

| શાસ્ત્રવાક્ય. | સ્થળ. | બિના. |
|---|---|---|
| ૪ ; ૧, ૨. | એબેન-એઝેર (૧લી લડાઇ) | પલિસ્તીઓએ ઇસ્રાએલપુત્રોને હરાવ્યા, અને તેમના ૪૦૦૦ માણસને માર્યા. |
| ૪ ; ૩-૧૧. | એબેન-એઝેર (૨જી લડાઇ) | પલિસ્તીઓએ બીજે ફેરે ઇસ્રાએલને હરાવ્યા, અને ઇસ્રાએલનું ૩૦૦૦૦ પાયદળ નાશ પામ્યું. આ પ્રસંગે હોફ્ની તથા ફીનહાસ પડયા, અને યહોવાહનો કોષ પલિસ્તીઓના હાથમાં ગયો. |
| ૭ ; ૧-૧૪. | એબેન-એઝેર (૩જી લડાઇ) મિસ્પાહ | ત્રીજીવાર લડાઇ થઇ તે વખતે ઇસ્રાએલપુત્રોએ પલિસ્તીઓને હરાવીને એક્રોનથી ગાથ સુધીનાં નગરો હરી લીધાં, અને ત્યાં શમૂએલે એબેન-એઝેર નામનો જયસ્તંભ ઉભો કીધો. |
| ૧૧ ; ૧-૧૧. | યાબેશ-ગિલઆદ | આમ્મોનીઓના રાજા નાહાશે યાબેશવાસીઓની જમણી આંખ ફોડી નાખવાનું કર્યું, પણ એટલામાં શાઉલે આમ્મોનીઓને હરાવ્યા. |
| ૧૩ ; ૧-૩. | ગેબા | યોનાથાને ૧૦૦૦ ઇસ્રાએલીઓને લઇને ગેબામાંનું પલિસ્તી થાણું તાબે કીધું. |
| ૧૪ ; ૧-૧૫. | બોસેસ, સેનેહ | યોનાથાને તથા તેના શસ્ત્રધારે પલિસ્તીઓમાંથી વીસ જણને મારી નાખ્યા. |
| ૧૪;૧૬-૩૧. | ગિબઆહ, મિખ્માશ | પલિસ્તી લોકોમાં માહોમાંહે પુષ્કળ ગભરાટ થયો, ત્યારે શાઉલ તથા યોનાથાને એ તકનો લાભ લઇને તેઓને હરાવ્યા. |
| ૧૪;૪૭,૪૮. | પાલેસ્ટાઇન-માંનાં વિવિધ સ્થળ | મોઆબીઓ, આમ્મોનીઓ, અદોમીઓ, સોબાના રાજાઓ, પલિસ્તીઓ તથા અમાલેકીઓ, એ સર્વની સાથે શાઉલે લડીને તેમને ત્રાસ પમાડયો. |
| ૧૫ ; ૧-૨૩. | હવીલાહથી શૂર અરણ્ય સુધી | શાઉલે અમાલેકીઓનો સંહાર કીધો, પરંતુ અગાગ રાજાને તથા કેટલાંક ઢોરઢાંકને, યહોવાહના હુકમ વિરૂદ્ધ, શાઉલે બચાવ્યાં, અને તે કારણથી યહોવાહે શાઉલનો નકાર કીધો. |

| શાસ્ત્રવાક્ય. | સ્થળ. | બિના. |
|---|---|---|
| ૧૭ ; ૧-૫૩. | એલાહની ખીણ | દાઉદે ગોલ્યાથને મારી નાખ્યો. પછી ઇસ્રાએલી-ઓએ પલિસ્તીઓને ગાથ તથા એક્રોન સુધી નસાડયા. |
| ૧૮;૨૫-૨૭. | —— | મીખાલનું પલ્લુ રજુ કરવા સારૂ દાઉદે બસેં પલિસ્તીઓને મારી નાખ્યા. |
| ૨૨ ; ૧-૫. | રફાઈમની ખીણ બેથલેહેમની ભાગળ | શાઉલની આગળથી નાસતી વેળાએ દાઉદ અદુલ્લા-મની ગુફામાં હતો, ત્યારે બેથલેહેમના કુવાનું પાણી પીવાની દાઉદને લલુપતા થઇ, એ માટે તેના ત્રણ શૂરવીરો પલિસ્તીઓની છાવણી ઓળંગીને ત્યાંનું પાણી લાવ્યા. પણ દાઉદે તે પાણી ન પીતાં યહોવાહની આગળ રેડી દીધું. ૨ શમૂ. ૨૩ ; ૧૩-૧૭. |
| ૨૩ ; ૧-૫. | કઈલાહ | પલિસ્તીઓ કઇલાહમાંની ખળીઓ લૂંટી લેતા હતા તેવામાં દાઉદે જઇને કઈલાહનો બચાવ કીધો, અને પલિસ્તીઓનો સંહાર કીધો. |
| ૨૩;૨૭,૨૮. | યહુદાહ દેશ | શાઉલ દાઉદની પુઠે લાગ્યો હતો તેવામાં પલિસ્તી-ઓએ દેશ પર ધાડ પાડી, તેથી શાઉલ પલિસ્તી-ઓની સામે ગયો. |
| ૨૭ ; ૮, ૯. | પાલેસ્ટા-ઇનનો દક્ષિણ ભાગ | ગશૂરીઓ, ગિર્ઝીઓ તથા અમાલેકીઓ ઉપર દાઉદે મારો ચલાવ્યો, અને કોઇ પણ પુરૂષને કે સ્ત્રીને જીવતાં મુકયાં નહિ. |
| ૩૦ ; ૧-૨૦. | સિકલાગ, બસોર નાળું | દાઉદની ગેરહાજરીમાં અમાલેકીઓએ સિકલાગ પર ચઢાઇ કીધી. પછી દાઉદે તેમની પુઠે લાગીને લુંટમાં ગએલું બધું પાછું મેળવ્યું, વધારાની લુંટ પણ મેળવી, અને ૪૦૦ જણ શિવાય સર્વ અમાલેકીઓનો સંહાર કીધો. |
| ૨૯ ; ૧-૧૧. ૩૧ ; ૧-૧૩. | ગિલ્બોઆ પર્વત | પલિસ્તીઓ શાઉલ સામે લડાઇ કરતા હતા તેમાં ઇસ્રાએલપુત્રો હાર્યા, અને શાઉલ તથા તેના ત્રણ દીકરા (એટલે યોનાથાન, અબીનાદાબ, માલ્કીશૂઆ) મરણ પામ્યા. |

## શમૂએલના ૧લા પુસ્તકનું પૃથક્કરણ.

*A.* ૧ શમૂ. ૧; ૧—૭; ૧૭. યહોવાહ એકલો ઈસ્રાએલનો રાજા ગણાતો તે જમાનાનાં છેલ્લાં વર્ષો.

I. ૧; ૧—૩; ૨૧. શમૂએલના જન્મ તથા યુવાવસ્થા વિષે.

૧) ૧; ૧—૨; ૧૧. શમૂએલના જન્મ તથા બાલ્યાવસ્થાની વાત.

(૧) ૧; ૧-૮. શમૂએલનાં માબાપ એલ્કાનાહ તથા હાન્નાહ વિષે.

(૨) ૧; ૯-૨૦. હાન્નાહ વાંઝણી હતી માટે તેણે શીલોહના મંદિરમાં યહોવાહ આગળ માનતા સહિત પ્રાર્થના કરી, અને એલી પ્રમુખ્યયાજકે તેને આશીર્વાદ દીધો.

(૩) ૧; ૨૧-૨૮. શમૂએલ જન્મ્યો ત્યારે માનતા પ્રમાણે તેનો યહોવાહ આગળ અર્પિત કીધો.

(૪) ૨; ૧-૧૧. યહોવાહનો ઉપકાર માનતાં હાન્નાહે ગીત ગાયું.

૨) ૨; ૧૨—૩; ૨૧. કિશોર વયનો શમૂએલ શિલોહના મંદિરમાં રહેતો તે વખતની બિના.

(૧) ૨; ૧૨-૧૭. એલીના બે પુત્રોના ભ્રષ્ટાચારની હકીકત.

(૨) ૨; ૧૮-૨૧. યહોવાહના ઘરમાં શમૂએલ જે સેવા બજાવતો તે વિષે.

(૩) ૨; ૨૨-૨૬. એલીએ પોતાના પુત્રોને શિખામણ આપી, પણ તેઓએ પોતાના બાપની સલાહ ગણકારી નહિ.

(૪) ૨; ૨૭-૩૬. એક ઈશ્વરભક્તે એલી પાસે આવીને તેને અગાઉથી જણાવ્યું કે તારા દીકરાઓ યહોવાહના મારથી મરવાના છે.

(૫) ૩; ૧-૧૦. યહોવાહે શમૂએલને ત્રણ વાર હાંક મારીને બોલાવ્યો.

(૬) ૩; ૧૧-૧૮. યહોવાહે શમૂએલને એલીને લગતી માઠી ભવિષ્યવાણી જણાવી.

(૭) ૩; ૧૯-૨૧. શમૂએલને યહોવાહે ભવિષ્યવાદી તરીકે સ્થાપ્યો.

II. ૪; ૧—૭; ૧. ઈસ્રાએલ પર જે ભારે આફતો આવી પડી તે વિષે.

૧) ૪; ૧-૨૨. ઈસ્રાએલી ફોજ હાર પામી, અને એલીના દીકરાઓનો નાશ થયો.

(૧) ૪; ૧-૧૧. પલિસ્તીઓની સામે લડતાં ઈસ્રાએલીઓનો મોટો સંહાર થયો, અને યહોવાહનો સાક્ષ્યકોષ શત્રુના હાથમાં પડયો.

(૨) ૪; ૧૧-૨૨. એલીના ઘર પર આવી પડેલી શિક્ષા.

અ) ૪; ૧૧. એલીનાદીકરા હોફ્નીતથા ફીનહાસ માર્યા ગયા.

આ) ૪; ૧૨-૧૮. દીકરાઓના મરણની ખબર સાંભળતાં એલી પોતે પણ આસન પરથી પડયો અને તેની ગરદન ભાંગી ગઇ.

ઈ) ૪; ૧૯-૨૨. ફીનહાસની સ્ત્રી પ્રસુતિ વખતે મરણ પામી. તેણીએ છોકરાનું નામ ઇખાબોદ પાડીને કહ્યું કે ઇસ્રાએલ મધ્યેથી ગૌરવ ગયો છે.

૨) ૫; ૧—૭; ૧. યહોવાહના સાક્ષ્યકોષને લગતી વાત.

(૧) ૫; ૧-૧૨. પલિસ્તીઓએ સાક્ષ્યકોષ લઇને દાગોનના ઘરમાં મુકયો, તે પરથી પલિસ્તીઓમાં મરકી ચાલી.

(૨) ૬; ૧-૯. પલિસ્તીઓએ સાક્ષ્યકોષ ઈસ્રાએલ પાસે પાછો મોકલવાનો મનસુબો કર્યો.

(૩) ૬; ૧૦-૧૮. ઉપલો મનસુબો અમલમાં લાવીને સાક્ષ્યકોષ ઇસ્રાએલ લોકોને ત્યાં પહોંચાડયો.

(૪) ૬; ૧૯, ૨૦. બેથશેમેશના કેટલાએક માણસોએ યહોવાહના કોષમાં જોયું, તેથી તે જગ્યાના પુષ્કળ માણસો માર્યા ગયા.

(૫) ૬; ૨૧—૭; ૧. કિર્યાથ-યઆરીમના માણસોએ સાક્ષ્યકોષ અમીનાદાબના ઘરમાં રાખ્યો.

III. ૭; ૨-૧૭. શમૂએલ ન્યાયાધીશનો હોદ્દો ચલાવતો તે વખતની વાત.

૧) ૭; ૨-૬. સાક્ષ્યકોષ કિર્યાથ-યઆરીમમાં ૨૦ વર્ષ રહ્યો. એટલામાં ઈસ્રાએલે યહોવાહ વિષે વિલાપ કર્યો, અને શમૂએલના શિખવ્યા પ્રમાણે મિસ્પાહમાં ભેગા થઇને જાહેરમાં પોતાનાં પાપ કબુલ કર્યાં.

૨) ૭; ૭-૧૨. એબેન-એઝેરમાં પલિસ્તીઓ પુરેપુરા હાર્યા.

૩) ૭; ૧૩-૧૭. શમૂએલ ન્યાયાધીશનું કામ કરતો હતો તે વિષે સંક્ષિપ્ત નોંધ.

**B.** ૧ શમૂ. ૮; ૧—૩૧; ૧૩. યહોવાહને બદલે શાઉલ ઇસ્રાએલના રાજા તરીકે પસંદ કરાયો. પછી ઇસ્રાએલ પર તે રાજ્ય ચલાવતો તે વિષે.

I. ૮; ૧—૧૦; ૨૭. ઇસ્રાએલમાં શાઉલ પહેલો રાજા નિમાયો.

૧) ૮; ૧-૨૨. ઇસ્રાએલે શમૂએલ પાસે આવીને રાજા નિમવાની વિનંતી કરી.

(૧) ૮; ૧-૫. શમૂએલના બે દીકરા અયોગ્ય નિવડયા, માટે ઇસ્રાએલના વડીલોએ શમૂએલને વિનંતી કરતાં કહ્યું કે, સર્વ દેશજાતીઓની પેઠે અમારો ન્યાય કરવા સારૂ અમોને રાજા ઠરાવી આપ.

(૨) ૮; ૬-૯. યહોવાહે શમૂએલની મારફતે એ વિનંતી સ્વીકારી.

(૩) ૮; ૧૦-૧૮. શમૂએલે લોકોને થનાર રાજાની સત્તા તથા સખ્તાઈ વિષે આગળથી કહી સંભળાવ્યું.

(૪) ૮; ૧૯-૨૨. એમ છતાં પણ ઇસ્રાએલે રાજા વિષેની પોતાની માગણી કાયમ રાખી.

૨) ૯; ૧—૧૦; ૧૬. શમૂએલે ખાનગીમાં શાઉલનો અભિષેક કીધો.

(૧) ૯; ૧, ૨. શાઉલના પૂર્વજો વિષે નોંધ.

(૨) ૯; ૩-૧૦. શાઉલ પોતાના બાપનાં ખોવાએલાં ગધેડાં શોધવા ગયો.

(૩) ૯; ૧૧-૧૪. શાઉલ શોધતાં શોધતાં શમૂએલ ભવિષ્યદર્શક પાસે આવ્યો.

(૪) ૯; ૧૫-૨૪. શાઉલને શમૂએલે પોતાને ત્યાં પરોણો રાખ્યો.

(૫) ૯; ૨૫—૧૦; ૮. શમૂએલે એકાંતમાં શાઉલનો અભિષેક કીધો. વળી શાઉલના મનમાં ખાતરી ઉપજાવવા માટે શમૂએલે થનાર ત્રણ ચિહ્નરૂપ વાત આગળથી જણાવી.

(૬) ૧૦; ૯-૧૬. ઉપલી ત્રણે વાત પુરી પડી.

૩) ૧૦; ૧૭-૨૭. શાઉલ જાહેરાંતમાં રાજા નિમાયો.

(૧) ૧૦; ૧૭-૧૯. ઈસ્રાએલી જમાત મિસ્પાહમાં ભેગી મળી.

(૨) ૧૦; ૨૦-૨૩. ઇસ્રાએલી જમાત મિસ્પાહમાં ભેગી મળી.

(૩) ૧૦; ૨૪-૨૭. પછી જમાતે શાઉલને પોતાના રાજા તરીકે માન્ય કર્યો.

II. ૧૧; ૧—૧૫; ૩૫. શાઉલ દેવથી નાપસંદ થયો ત્યાં સુધીની શાઉલની કારકીર્દી.

૧) ૧૧; ૧—૧૨; ૨૫. શાઉલનું રાજ્ય સંસ્થાપિત થયું.

(૧) ૧૧; ૧-૧૧. શાઉલે યાબેશ-ગિલઆદમાં આમ્મોનપુત્રોને હરાવ્યા.

(૨) ૧૧; ૧૨-૧૫. ઇસ્રાએલી જમાત ગિલ્ગાલમાં એકઠી થઇ, ત્યારે તેણે યહોવાહ આગળ શાઉલને રાજા નિમ્યો.

(૩) ૧૨; ૧-૨૫. શમૂએલે ઈસ્રાએલ આગળ વિદાયગીરીરૂપ ભાષણ કર્યું.—તેમાં તેણે પોતાનું પ્રમાણિકપણું ખુલ્લી રીતે જાહેર કર્યું (કલમ ૧-૫); ઈસ્રાએલ યહોવાહને તજીને અવિશ્વાસુ નિવડયા હતા તે પ્રગટ કર્યું (કલમ ૬-૧૨); પરંતુ ચેતવણી આપ્યા બાદ ભવિષ્ય સંબંધી ઉત્તેજનદાયક વાત કહી (કલમ ૧૩-૨૫).

૨) ૧૩; ૧—૧૪; ૪૬. ઇસ્રાએલે લડાઇઓ કરીને પોતાનું સ્વતંત્રપણું મેળવ્યું.

(૧) ૧૩; ૧-૭. પલિસ્તીઓની ઝુંસરી તળેથી નીકળવા સારૂ ઇસ્રાએલીઓ શાઉલની આગેવાની તળે ઉભા થયા.

(૨) ૧૩; ૮-૧૪. યહોવાહની આજ્ઞા ન પાળતાં શાઉલે પંડે દહનીયાર્પણ ચઢાવ્યું. એ કારણ માટે શમૂએલે જણાવ્યું કે યહોવાહે પોતાને મનગમતો એવો એક માણસ લોક પર રાજા તરીકે નિમ્યો છે.

(૩) ૧૩; ૧૫-૧૮. પલિસ્તીઓએ ઇસ્રાએલ પર ચઢાઇ કરી.

(૪) ૧૩; ૧૯-૨૩. શાઉલ તથા યોનાથાન શિવાય બીજા કોઇ ઇસ્રાએલી માણસ પાસે કંઇ યુદ્ધશસ્ત્ર નહોતાં.

(૫) ૧૪; ૧-૧૫. મિખ્માશમાં યોનાથાન તથા તેનો શસ્ત્રધાર ઘણી બહાદુરીથી પલિસ્તીઓ પર ધસી પડયા, અને તેમણે વીસ પલિસ્તીઓને ઓચિંતા મારી નાખ્યા.

(૬) ૧૪; ૧૬-૨૩. પછી ગિબઆહમાં ઇસ્રાએલે પલિસ્તીઓને હરાવ્યા.

(૭) ૧૪; ૨૪-૪૬. આ પ્રસંગે શાઉલે ખોરાક ખાનાર સંબંધી શાપ ઉચ્ચાર્યો, અને યોનાથાન અજાણતાં એ શાપ તળે આવ્યો. પછી જે પરીણામ થયું તે વિષેની વાત.

૩) ૧૪; ૪૭-૫૨. શાઉલની કારકીર્દીને લગતી ટુંકી નોંધ.

(૧) ૧૪; ૪૭, ૪૮. શાઉલની કરેલી લડાઇઓ વિષે નોંધ.

(૨) ૧૪; ૪૯-૫૨. શાઉલના કુટુંબ વિષે નોંધ.

૪) ૧૫; ૧-૩૫. યહોવાહે શાઉલને નાપસંદ કર્યો.

(૧) ૧૫; ૧-૯. શમૂએલની મારફતે યહોવાહે અમાલેકીઓનો સંપૂર્ણ નાશ કરવાનું શાઉલને ફરમાવ્યું.

(૨) ૧૫; ૧૦-૨૩. પણ શાઉલે અમાલેકીઓના રાજા અગાગને તથા ઉત્તમ ઢોરઢાંકને બચાવી રાખ્યાં. તે પરથી યહોવાહે શાઉલને રાજા હોવાથી નકાર્યો.

(૩) ૧૫; ૨૪-૩૧. એ ફેંસલો શમૂએલે શાઊલને જણાવ્યો, ત્યારે શાઊલ નમ્ર થયો, અને શમૂએલની સાથે તેણે યહોવાહનું ભજન કીધું.

(૪) ૧૫; ૩૨, ૩૩. શમૂએલે પોતાને હાથે અગાગ રાજાને કાપીને તેના ટુકડા કીધા.

(૫) ૧૫; ૩૪, ૩૫. હવે શમૂએલ રામાહમાં ગયો, અને પોતાના મરણના દિવસ સુધી શાઊલને ફરી મળવા ગયો નહિ.

III. ૧૬; ૧—૩૧; ૧૩. શાઊલની પડતી અને દાઊદની ચઢતી વિષે.

૧) ૧૬; ૧-૧૩. શાઊલને બદલે દાઊદને રાજા થવા સારૂ પસંદ કર્યો.

(૧) ૧૬; ૧-૫. યહોવાહના કહ્યા મુજબ શમૂએલ બેથલેહેમમાં નવા રાજાનો અભિષેક કરવા સારૂ ગયો.

(૨) ૧૬; ૬-૧૩. યિશાઇના સાત દીકરાઓને પડતા મુકીને જે આઠમો એટલે દાઊદ તેનો અભિષેક કીધો.

૨) ૧૬; ૧૪-૨૩. દાઊદને શાઊલ રાજાના દરબારમાં બોલાવ્યો.

(૧) ૧૬; ૧૪-૧૮. એક દુષ્ટ આત્મા શાઊલને ત્રાસ દેતો હતો.

(૨) ૧૬; ૧૯-૨૩. દાઊદને રાજમહેલમાં તેડી મંગાવ્યો, એ માટે કે તેનું ગાયન સાંભળવાથી શાઊલને ચેન પડે.

૩) ૧૭; ૧—૧૮; ૯. દાઊદ દિનપ્રતિદિન ચઢતી પામતો ગયો.

(૧) ૧૭; ૧-૩. પલિસ્તીઓ યહુદાહ દેશ પર ચઢી આવ્યા.

(૨) ૧૭; ૪-૧૧. ગોલ્યાથ નામના પલિસ્તી યોદ્ધાએ પોતા સામે લડવા માટે ગમે તે એક ઈસ્રાએલીને બોલાવ્યો.

(૩) ૧૭; ૧૨-૩૧. યિશાઇએ પોતાના દીકરાઓની ખબર કહાડવા સારૂ દાઊદને ઇસ્રાએલી છાવણીમાં મોકલ્યો.

(૪) ૧૭; ૩૨-૩૭. ગોલ્યાથ સામે લડવા સારૂ દાઊદ આપખુશીથી ઉભો થયો.

(૫) ૧૭; ૩૮-૫૧. દાઊદે ગોફણમાંના પત્થરથી ગોલ્યાથને મારી નાખ્યો.

(૬) ૧૭; ૫૨-૫૪. ત્યાર બાદ પલિસ્તી ફોજના માણસો નાસી ગયા.

(૭) ૧૭; ૫૫-૫૮. દાઊદનાં માબાપ વિષે શાઊલે પુછપરછ કીધી.

(૮) ૧૮; ૧-૫. શાઊલનો દીકરો યોનાથાન દાઊદ ઉપર પોતાના જીવના જેવી પ્રીતિ કરવા લાગ્યો.

(૯) ૧૮; ૬-૯. પલિસ્તીઓનો સંહાર કરીને શાઊલ તથા દાઊદ પાછા આવ્યા ત્યારે સ્ત્રીઓએ ગીત ગાતાં નાતાં જયકાર કીધો.

૪) ૧૮ ; ૧૦—૨૦ ; ૪૨. શાઉલને દિનપ્રતિદિન દાઉદ પર અણગમો વધતો ગયો.

(૧) ૧૮ ; ૧૦, ૧૧. શાઉલે ભાલો ફેંકીને દાઉદને મારી નાખવાનું કર્યું.

(૨) ૧૮ ; ૧૨-૧૬. શાઉલે દાઉદને પોતાની હજુરમાંથી ખસેડીને લશ્કરમાં સહસ્રાધિપતિ બનાવ્યો.

(૩) ૧૮ ; ૧૭-૧૯. શાઉલે પોતાની દીકરી મેરાબને દાઉદ સાથે પરણાવવાનો પ્રપંચ કીધો.

(૪) ૧૮ ; ૨૦-૩૦. શાઉલે પોતાનું વચન તોડીને દાઉદ સાથે પોતાની બીજી દીકરી મીખાલને પરણાવી.

(૫) ૧૯ ; ૧-૩. શાઉલે દાઉદનો ઘાત કરવાનો મનસુબો કર્યો.

(૬) ૧૯ ; ૪-૭. પણ યોનાથાને દાઉદના હકમાં મધ્યસ્થી કીધી.

(૭) ૧૯ ; ૮-૧૧. શાઉલ પર દુષ્ટ આત્મા આવ્યો ત્યારે તેણે દાઉદને ભાલા વડે મારી નાખવાનું બીજી વાર કર્યું.

(૮) ૧૯ ; ૧૨-૧૭. મીખાલે યુક્તિ વાપરીને દાઉદનો બચાવ કીધો.

(૯) ૧૯ ; ૧૮-૨૪. દાઉદે નાસી જઈને રામાહમાં શમૂએલ પાસે આસરો લીધો, અને શાઉલ તેની પુઠે લાગ્યો.

(૧૦) ૨૦ ; ૧-૧૦. દાઉદે યોનાથાન પાસે જઈને સલાહ માગી.

(૧૧) ૨૦ ; ૧૧-૨૩. યોનાથાને દાઉદની સાથે ફરીથી સ્નેહનો કરાર કર્યો.

(૧૨) ૨૦ ; ૨૪-૩૪. દાઉદ વિષે શાઉલ રાજાનું મન કેવું છે તે વિષે યોનાથાને તપાસ કરી, ત્યારે શાઉલને રીસ ચઢી, અને તેણે યોનાથાનને મારવા સારૂ ભાલો ફેંક્યો.

(૧૩) ૨૦ ; ૩૫-૪૨. યોનાથાન તથા દાઉદ એક બીજાને ચુંબન કરીને તથા આંસુ પાડીને વિખુટા પડયા.

૫) ૨૧ ; ૧—૨૭ ; ૧૨. દાઉદ બહારવટીઆ જેવો થયો.

(૧) ૨૧ ; ૧-૧૫. દાઉદ નાસીને અહીમેલેખ યાજક પાસે નોબમાં ગયો. પછી ત્યાંથી નીકળીને દાઉદ ગાથના રાજા આખીશ પાસે આવ્યો.

(૨) ૨૨ ; ૧-૫. દાઉદ તથા તેનાં ૪૦૦ માણસ નાસીને અદુલ્લામની ગુફામાં, પછી મોઆબમાં, અને ત્યાર પછી યહુદાહ દેશમાં રહ્યાં.

(૩) ૨૨ ; ૬-૨૩. શાઉલના ફરમાવ્યા મુજબ દોએગ અદોમીએ નોબમાંના એફોદ પહેરનાર ૮૫ જણને મારી નાખ્યા, પણ

અહીમેલેખ યાજકનો દીકરો અબ્યાથાર નાસીને દાઉદ પાસે આવ્યો.

(૪) ૨૩; ૧-૬૫. દાઉદે પલિસ્તીઓના હાથમાંથી કઇલાહ ગામનો બચાવ કર્યો. એમ છતાં પણ કઈલાહના માણસોએ દાઉદને શાઉલના હાથમાં સોંપવાનું કર્યું.

(૫) ૨૩; ૧૬-૧૮. યોનાથાન તથા દાઉદની છેલ્લી મુલાકાત થઇ.

(૬) ૨૩; ૧૯-૨૮. ઝીફીઓના કહેવાથી દાઉદને પકડવા સારૂ શાઉલ નીકળ્યો. પણ પલિસ્તીઓ દેશમાં ધાડ પાડે છે એવી ખબર મળવાથી શાઉલ દાઉદની પુઠે લાગવાથી પાછો ફર્યો.

(૭) ૨૩; ૨૯—૨૪; ૨૨. દાઉદ એન-ગેદીમાં હતો ત્યારે શાઉલ તેની પુઠે લાગીને ગુફામાં પેઠો. તે અરસામાં દાઉદે શાઉલના જામાની કોર કાપી ખરી, પણ શાઉલને જીવતો જવા દીધો.

(૮) ૨૫; ૧. શમૂએલ મરણ પામ્યો, ને સર્વ ઇસ્રાએલે એકઠ થઇને તેને સારૂ શોક કીધો, ને તેને રામાહમાં તેના ઘરમાં દાટયો.

(૯) ૨૫; ૨-૪૪. નાબાલે મુર્ખાઇ કીધી અને મરણ પામ્યો. પછી તેની સ્ત્રી અબીગાઇલ સાથે દાઉદે લગ્ન કીધું.

(૧૦) ૨૬; ૧-૨૫. ઝીફીઓએ કાવતરૂં કરીને દાઉદને શાઉલના હાથમાં સોંપવાનું ફરીથી કર્યું, અને દાઉદે ફરીથી શાઉલને જીવતો જવા દીધો.

(૧૧) ૨૭; ૧-૧૨. દાઉદ ગાથના રાજા આખીશ પાસે નાસીને ગયો, અને તે રાજાએ તેને સિકલાગ નગર રહેવા આપ્યું. પછી દાઉદ ત્યાંથી નીકળીને ગશૂરીઓ, ગિર્ઝીઓ, તથા અમાલેકીઓ પર હલ્લો કરતો રહ્યો.

૬) ૨૮; ૧—૩૧; ૧૩. શાઉલની જીંદગીની છેલ્લી બાબતો.

(૧) ૨૮; ૧, ૨. ઇસ્રાએલ સામે લડવા સારૂ પલિસ્તી ફોજમાં જોડાવાની આખીશ રાજાએ દાઉદને ફરજ પાડી.

(૨) ૨૮; ૩-૨૫. પલિસ્તીઓ સામે લડતાં પરીણામ શું થશે એની ખબર કહાડવા સારૂ શાઉલ એન-દોરમાંની એક ભૂતવૈદ સ્ત્રી પાસે ગયો.

(૩) ૨૯; ૧-૧૧. પલિસ્તીઓના મનમાં દાઉદ વિષે શક ઉત્પન્ન થયો, માટે આખીશ રાજાએ તેને ફોજમાંથી વિદાય કીધો.

(૪) ૩૦; ૧-૬. દાઉદની ગેરહાજરીમાં અમાલેકીઓએ સિકલાગ ગામ લુંટયું હતું.

(૫) ૩૦; ૭-૩૧. ફોજમાંથી પાછો આવીને દાઉદ અમાલેકી-ઓની પુઠે લાગ્યો, અને લુંટમાં ગએલું બધું પાછું મેળવ્યું, અને તે ઉપરાંત પણ પુષ્કળ લુંટ દાઉદના હાથમાં આવી. વળી એ લુંટની વહેંચણ વિષેની વાત.

(૬) ૩૧; ૧-૭. ગિલ્બોઆ પહાડ પર પલિસ્તીઓને સામે લડતાં શાઉલ તથા તેના દીકરા એટલે યોનાથાન તથા અબીનાદાબ તથા માલ્કીશૂઆ મરણ પામ્યા.

(૭) ૩૧; ૮-૧૩. પલિસ્તીઓએ શાઉલની લાશ બેથશાનને કોટે ચોંટાડી. પછી યાબેશ-ગિલઆદના રહેવાસીઓએ કોટ પરથી શાઉલની લાશને તથા તેના દીકરાઓની લાશોને યાબેશમાં આણીને બાળી, અને તેમનાં હાડકાં લઇને દાટયાં.

---

# INTRODUCTION

TO THE

# BOOKS OF THE OLD TESTAMENT

VOLUME I, PART 2:

[ II Samuel – Esther ].

---

જુના કરારમાંનાં પુસ્તકોને લગતો

# પ્રવેશક બોધ

ભાગ ૧ લો, વિભાગ ૨ જો,

[ ૨ જા શમૂએલથી તે એસ્તેર સુધી ].

# અનુક્રમણિકા.

# ક્રમવાર ગોઠવેલો ઇતિહાસ.

| શમૂએલ તથા રાજાનાં પુસ્તક. | કાળવૃત્તાંતનાં પુસ્તક. |
|---|---|
| શાઉલનો પરાજય તથા મૃત્યુ. | શાઉલનો પરાજય તથા મૃત્યુ. |
| શાઉલના મરણ વિષે દાઉદને ખબર મળી. | |
| દાઉદનો કરેલો વિલાપ. | |
| દાઉદ યહુદાહનો રાજા થયો. | |
| ઇશ-બોશેથ તથા આબ્નેર સાથે લડાઈ, અને ગિદઓનમાં યુદ્ધ. | |
| હેબ્રોનમાં જન્મેલા દાઉદના દીકરા, આબ્નેરે ઇશ-બોશેથને પડતો મુકયો. | |
| પછી તે યોઆબને હાથે માર્યો ગયો. | |
| ઇશ-બોશેથ મારી નખાયો. | |
| દાઉદ આખા ઇસ્રાએલનો રાજા થયો. | દાઉદ આખા ઈસ્રાએલનો રાજા થયો |
| યરૂશાલેમ નગર કબજે કરાયું. | યરૂશાલેમ નગર કબજે કરાયું. |
| પલિસ્તીઓ પર જીત મેળવી. | પલિસ્તીઓ પર જીત મેળવી. |
| કરારકોષ ઓબેદ-અદોમના ઘરમાં આણ્યો. | કરારકોષ ઓબેદ-અદોમના ઘરમ આણ્યો. |
| | યાજકોની તથા લેવીઓની તૈયારી. |
| કરારકોષ યરૂશાલેમમાં આણ્યો. | કરારકોષ યરૂશાલેમમાં આણ્યો. |
| | દાઉદનું સ્તોત્રગીત. |
| | મંડપ તથા કરારકોષની સેવા કરનાર |
| મીખાલ સાથે દાઉદને તકરાર. | |
| દાઉદે મંદિર બાંધવાનું વિચાર્યું. | દાઉદે મંદિર બાંધવાનું વિચાર્યું. |
| પલિસ્તીઓ, મોઆબીઓ, તથા અરામીઓ, એઓ પર દાઉદે જીત મેળવી. | પલિસ્તીઓ, મોઆબીઓ, તથા અર મીઓ, એઓ પર દાઉદે જીત મેળવ |
| હામાથના રાજા તોઇનું નજરાણું. | હામાથના રાજા તોઇનું નજરાણું. |
| અદોમ પર દાઉદે જીત મેળવી. | અદોમ પર દાઉદે જીત મેળવી. |
| દાઉદના અમલદારો. | દાઉદના અમલદારો. |
| મફીબોશેથના ગુજરાનની ગોઠવણ. | |

| શમૂએલ તથા રાજાનાં પુસ્તક. | કાળવૃત્તાંતનાં પુસ્તક. |
|---|---|
| આમ્મોનપુત્રોના રાજા નાહાશે દાઉદના એલચીઓનું અપમાન કીધું. | આમ્મોનપુત્રોના રાજા નાહાશે દાઉદના એલચીઓનું અપમાન કીધું. |
| આમ્મોન તથા અરામ પર યોઆબે જીત મેળવી. | આમ્મોન તથા અરામ પર યોઆબે જીત મેળવી. |
| હેલામમાં અરામીઓ પર દાઉદે જીત મેળવી. | હેલામમાં અરામીઓ પર દાઉદે જીત મેળવી. |
| રાબ્બાહને ઘેરો ઘાલવા યોઆબ ગયો. | રાબ્બાહને ઘેરો ઘાલવા યોઆબ ગયો. |
| બાથશેબાની વાત તથા ઉરીયાહનું ખુન. | |
| રાબ્બાહ નગર કબજે કર્યું. | રાબ્બાહ નગર કબજે કર્યું. |
| આમ્નોને તામારની આબરૂ લીધી. | |
| આબ્શાલોમ આમ્નોનને મારી નાખીને દેશમાંથી નાસી ગયો. | |
| યોઆબની સલાહથી આબ્શાલોમને પાછો બોલાવ્યો. | |
| દાઉદે આબ્શાલોમનો અંગીકાર કીધો. | |
| આબ્શાલોમે દંગો ઉઠાવ્યો. | |
| દાઉદ યરૂશાલેમમાંથી નાઠો. | |
| હૂશાય તથા અહીથોફેલની પરસ્પર વિરૂદ્ધ સલાહ. | |
| દાઉદ માહનાઇમમાં આવી રહ્યો. | |
| આબ્શાલોમનો પરાજય તથા મૃત્યુ. | |
| દાઉદ યરૂશાલેમમાં પાછો આવ્યો. | |
| શેબાએ દંગો ઉઠાવ્યો. | |
| ત્રણ વરસનો દુકાળ, અને શાઉલના સાત દીકરાઓનું ખુન. | |
| પલિસ્તીઓ વિરૂદ્ધ કરેલાં પરાક્રમી કામ. | પલિસ્તિઓ વિરૂદ્ધ કરેલાં પરાક્રમી કામ. |
| દાઉદનું સ્તોત્રગીત. | |
| દાઉદનાં છેલ્લાં વચન. | |
| દાઉદના શૂરવીરોનાં નામ. | દાઉદના શૂરવીરોનાં નામ. |
| | સિકલાગમાં દાઉદના સોબતીઓ. |
| | હેબ્રોનમાં દાઉદના સહાયકારીઓ. |
| દાઉદે લોકોની ગણત્રી કીધી. | દાઉદે લોકોની ગણત્રી કીધી. |

| શમૂએલ તથા રાજાનાં પુસ્તક. | કાળવૃત્તાંતનાં પુસ્તક. |
|---|---|
| દાઉદે અરાવનાની ખળીમાં વેદી બાંધી. | દાઉદે ઓર્નાનની ખળીમાં વેદી બાંધી. |
| | મંદિર બાંધવા સારૂ દાઉદની તૈયારી. |
| | લેવીપુત્રો સંબંધી વ્યવસ્થા. |
| | યાજકો સંબંધી વ્યવસ્થા. |
| | ગાયકો સંબંધી વ્યવસ્થા. |
| | દારપાળ તથા ભંડારી સંબંધી વ્યવસ્થા. |
| | સૈન્ય સંબંધી વ્યવસ્થા. |
| | કુળપતી તથા ખજાનચીની નિમણુક. |
| | દાઉદે સુલેમાનને ગાદીવારસ નિમ્યો, અને તેને મંદિર બાંધવા સંબંધી સુચના આપી. |
| | મંદિર સારૂ લોકોએ દાન આપ્યાં. |
| | સુલેમાન તથા સાદોકનો અભિષેક. |
| અદોન્યાહના દંગાનો અંત. | |
| દાઉદે સુલેમાનને છેલ્લી સલાહ આપી. | |
| સુલેમાન ગાદીએ બેઠો | સુલેમાન ગાદીએ બેઠો. |
| બનાયાહે અદોન્યાહને મારી નાખ્યો. | |
| અબ્યાથાર અનાથોથમાં નજરકેદ. | |
| શિમઈને બનાયાહે મારી નાખ્યો. | |
| સુલેમાનનું ફારૂનની દીકરી સાથે લગ્ન. | |
| સુલેમાનને ગિબઓનમાં યહોવાહનું દર્શન. | સુલેમાનને ગિબઓનમાં યહોવાહનું દર્શન. |
| સુલેમાનનો અદલ ઇન્સાફ. | |
| સુલેમાનના કારભારીઓ, તથા રાજ્યનો વિસ્તાર. | |
| સુરના હીરામ સાથે સંપ કરીને મજુરો તથા એરેજવૃક્ષ તથા દેવદાર સારૂ ગોઠવણ કીધી. | સુરના હીરામ સાથે સંપ કરીને મજુરો તથા એરેજવૃક્ષ તથા દેવદાર સારૂ ગોઠવણ કીધી. |
| મંદિરનું બાંધકામ શરૂ થયું. | મંદિરનું બાંધકામ શરૂ થયું. |
| દેવવાણીસ્થાન એટલે પરમપવિત્રસ્થાનની હકીકત. | દેવવાણીસ્થાન એટલે પરમપવિત્રસ્થાનની હકીકત. |

| શમૂએલ તથા રાજાનાં પુસ્તક. | કાળવૃત્તાંતનાં પુસ્તક. |
| --- | --- |
| સુલેમાનનો રાજમહેલ તથા મિસરી રાણી વાસ્તે ઇમારત. | |
| મંદિરને લગતું ધાતુકામ. | મંદિરને લગતું ધાતુકામ. |
| કરારકોષ મંદિરમાં મુકયો. | કરારકોષ મંદિરમાં મુકયો. |
| મંદિરની પ્રતિષ્ઠા વખતનું ભાષણ. | મંદિરની પ્રતિષ્ઠા વખતનું ભાષણ. |
| ભાષણ પછીની પ્રાર્થના. | ભાષણ પછીની પ્રાર્થના. |
| સુલેમાને જમાતને આશીર્વાદ આપ્યો. | યજ્ઞ સારૂ આકાશમાંથી અગ્નિ ઉતર્યો. |
| પ્રતિષ્ઠા વખતનાં અર્પણો. | પ્રતિષ્ઠા વખતનાં અર્પણો. |
| સુલેમાનને બીજી વાર યહોવાહનું દર્શન. | સુલેમાનને બીજી વાર યહોવાહનું દર્શન. |
| સુલેમાને હીરામને ૨૦ નગર આપ્યાં. | |
| સુલેમાનના કોઠાર તથા જમાબંદી | સુલેમાનના કોઠાર તથા જમાબંદી. |
| સુલેમાનનાં નિત્યનાં દહનીયાર્પણ. | સુલેમાનનાં નિત્યનાં દહનીયાર્પણ. |
| સુલેમાનનું નૌકાસૈન્ય. | સુલેમાનનું નૌકાસૈન્ય. |
| શેબાની રાણીની મુલાકાત. | શેબાની રાણીની મુલાકાત. |
| સુલેમાનની સંપત્તિ, રથ, તથા ઘોડા. | સુલેમાનની સંપત્તિ, રથ, તથા ઘોડા. |
| સુલેમાનની પરદેશી સ્ત્રીઓ, અને કમોશાદિ અન્યદેવો સારૂ બાંધેલાં ઉચ્ચસ્થાન. | |
| સુલેમાનના શત્રુ, હદાદ તથા રઝોન. | |
| રાજ્યના વિભાગ થવા વિષે અહિયાહનું ભવિષ્ય. | |
| યરોબઆમે નાસીને મિસરમાં આસરો લીધો. | |
| સુલેમાનનું મૃત્યુ. | સુલેમાનનું મૃત્યુ. |

## યહુદાહ તથા ઇસ્રાએલી રાજ્યનો ક્રમવાર ઇતિહાસ.

| યહુદાહના રાજાઓ. | ઇસ્રાએલના રાજાઓ. |
| --- | --- |
| **રહાબઆમ** (ઇ. સ. પૂ. ૯૩૮-૯૨૨) | **યરોબઆમ ૧ લો** (ઈ. સ. પૂ. ૯૩૮-૯૧૭). |
| ઇસ્રાએલ સ્વતંત્ર રાજ્ય સ્થાપીને જુદા પડયા. | દાન તથા બેથેલમાં વાછરડાની પૂજા. |
| | યહુદાહમાંનો ઇશ્વરભક્ત. |
| શમાયાહનું ભવિષ્ય. | અહીયાહનું ભવિષ્ય. |
| યહુદાહની હદમાં રાજ્યવ્યવસ્થા. | |
| મિસરના શિશાક સામે યુદ્ધ. | |
| **અબીયાહ** (૯૨૨-૯૧૯). | |
| યરોબઆમ સામે યુદ્ધ. | યહુદાહના અબીયાહ સામે યુદ્ધ. |
| **આસા** (૯૧૯-૮૭૬). | |
| ધર્મસેવા તથા રાજકારભારમાં સુધારો. | **નાદાબ** (૯૧૭-૯૧૬). |
| ઝેરાહ કૂશી સામે લડાઇ. | બાઅશાથી માર્યો ગયો. |
| ઓદેદના પુત્ર અઝાર્યાહનું ભવિષ્ય. | **બાઅશા** (૯૧૬-૮૯૩). |
| ઇસ્રાએલના બાઅશા વિરૂદ્ધ અરામના બેનહદાદ ૧ લા સાથે સંપ. | રામાહ બાંધવાનું કર્યું. |
| હનાનીનું ભવિષ્ય. | હનાનીના પુત્ર યેહૂનું ભવિષ્ય. |
| | **એલાહ** (૮૯૩-૮૯૨). |
| | **ઝિમ્રી** (૮૯૨). |
| | **ઓમ્રી** (૮૯૨-૮૭૭). |
| | ઓમ્રી તથા તિબ્નીની વચ્ચે યુદ્ધ. |
| | સમરૂન નગર બાંધ્યું. |
| | **આહાબ** (૮૭૭-૮૫૪). |
| **યહોશાફાટ** (૮૭૬-૮૫૧) | સમરૂનમાં બઆલપૂજા સારૂ ઘર બાંધ્યું. |
| દેશસુધારો તથા આબાદી. | એલીયાહના વખતમાં ત્રણ વરસનો દુકાળ. |
| | સારફાથમાં એલીયાહ રહેવા ગયો. |
| | કાર્મેલ પર એલીયાહનો કરેલો યજ્ઞ તથા બઆલના યાજકોનો વધ. |

| યહુદાહના રાજાઓ. | ઇસ્રાએલના રાજાઓ. |
|---|---|
| | એલીયાહ નાસીને હોરેબ ગયો. |
| | એલીશાનું તેડું. |
| | અરામના બેન-હદાદ ૨ જા સામે યુદ્ધ. |
| | નાબોથની દ્રાક્ષવાડી વિષે. |
| | મીખાયાહનું ભવિષ્ય. |
| રામોથ-ગિલઆદ અરામીના હાથમાંથી પાછું મેળવવા આહાબ સાથે સંપ. | રામોથ-ગિલઆદની લડાઈ. |
| હનાનીના પુત્ર યેહૂનું ભવિષ્ય. | |
| મોઆબીઓ તથા આમ્મોનપુત્રોની યહુદાહ પર ચઢાઈ. | |
| ઇસ્રાએલના અહાઝયાહ સાથે સંપ. | **અહાઝયાહ** (૮૫૪-૮૫૩). |
| મોઆબીઓ વિરૂદ્ધ ઇસ્રાએલના યહોરામ સાથે સંપ. | **યહોરામ** (૮૫૩ ૮૪૩). |
| **યહોરામ** (૮૫૧-૮૪૪). | એલીયાહનું સ્વર્ગારોહણ. |
| અદોમીઓનો દંગો. | મોઆબીઓ સામે લડાઇ. |
| પલિસ્તિઓ તથા અદોમીઓની ચઢાઇ. | એલીશાના કરેલા ચમત્કાર. |
| | બેનહદાદ ૨ જાએ સમરૂનને ઘેરો ઘાલ્યો. |
| **અહાઝયાહ** (૮૪૪-૮૪૩) | યેહૂએ દંગો ઉઠાવ્યો. |
| | **યેહુ** (૮૪૩-૮૧૬). |
| | રામોથ-ગિલઆદમાં યેહૂનો અભિષેક. |
| | ઇસ્રાએલનો યહોરામ અને યહુદાહનો અહાઝયાહ, એ બન્ને માર્યા ગયા. |
| **અથાલ્યાહ** (૮૪૩-૮૩૮) | આહાબના પુત્રોનું ખુન. |
| રાજકુંવરોનું ખુન. | બઆલના પૂજકોનો નાશ. |
| યહોયાદા યાજકની મસલહત મુજબ અથાલ્યાહનું ખુન. | અરામના હઝાએલે ગિલઆદ દેશ જીતી લીધો. |
| **યોઆશ** (૮૩૮-૭૯૮). | |
| બઆલનું ઘર તોડી પાડયું. | |

| યહુદાહના રાજાઓ. | ઇસ્રાએલના રાજાઓ. |
|---|---|
| યહોવાહનું મંદિર સમાર્યું. | |
| યહોયાદાનો પુત્ર ઝખાર્યાહ પત્થરે માર્યો ગયો. | **યહોઆહાઝ** (૮૧૬-૭૯૯). |
| અરામના હઝાએલનો યહુદાહ પર હુમલો. | અરામના હઝાએલ તથા બેનહદાદ ૩ જા સાથે લડતાં ઇસ્રાએલી રાજ્યને નુકશાન પહોંચ્યું. |
| યોઆશના બે નોકરે તેને મારી નાખ્યો. | |
| | **યહોઆશ** (૭૯૯-૭૮૩). |
| **અમાસ્યાહ** (૭૯૮-૭૬૯). | એલીશાનું મરણ. |
| અદોમ પર જીત મેળવી. | અરામના બેનહદાદ ૩ જા પર ત્રણ વાર જીત મેળવી. |
| અન્યદેવોની પૂજા કીધી. | |
| બેથશેમેશમાં ઇસ્રાએલના યહોઆશે તેને હરાવ્યો. | બેથશેમેશમાં યહુદાહના અમાસ્યાહ પર જીત મેળવી. |
| કાવતરાને લીધે અમાસ્યાહ યરૂશાલેમથી નાઠો, પણ લાખીશમાં માર્યો ગયો. | **યરોબઆમ ૨ જો** (૭૮૩-૭૪૩) મોઆબ, ગિલઆદ, તથા અરામનો કેટલોએક ભાગ તેણે કબજે કર્યો. |
| **ઉઝઝીયાહ** (૭૬૯-૭૩૯). | |
| પલિસ્તીઓ પર જીત મેળવી. | **ઝખાર્યાહ** (૭૪૩) |
| મંદિરમાં ધર્મસેવા બજાવવા જતાં કહોડીઓ થયો. | ૭ મહિના રાજ્ય કીધું. |
| | **શાલ્લૂમ** (૭૪૩). |
| | એક મહિનો રાજ્ય કીધું. |
| | **મનાહેમ** (૭૪૩-૭૩૯) |
| | આસ્શૂરનો ખંડીયો થયો. |
| **યોથામ** (૭૩૯-૭૩૫). | **પકાહ્યાહ** (૭૩૯-૭૩૭) |
| આમ્મોનપુત્રો સામે લડાઇ. | પેકાહથી મારી નખાયો. |
| | **પેકાહ** (૭૩૭-૭૩૧) |
| **આહાઝ** (૭૩૫-૭૨૭). | આસ્શૂરના પુલ એટલે તિગ્લાથ-પિલેસેર ૩જાએ ગિલઆદ દેશ જીતી લીધો. |
| પોતાના દીકરાને અગ્નિમાં ચલાવ્યો. | |
| અરામ તથા ઇસ્રાએલ સામે લડાઈ. | |
| આસ્શૂરના તિગ્લાથ-પિલેસેરનો ખંડીયો થયો. | |

| યહુદાહના રાજાઓ. | ઈસ્રાએલના રાજાઓ. |
|---|---|
| **હિઝકીયાહ** (૭૨૭-૬૯૭)<br>અશેરાહ કાપી નાખી અને પિત્તળના સાપના ચુરેચુરા કર્યા.<br>યહોવાહનું મંદિર શુદ્ધ કીધું.<br>પાસ્ખાપર્વ પાળ્યું.<br>ઉંચસ્થાનો તથા અન્ય દેવની વેદીઓનો નાશ કીધો. | **હોશીઆ** (૭૩૧-૭૨૨).<br>એણે પેકાહને મારી નાખ્યો.<br>આસ્શૂરના શાલ્માનેસેરનો ખંડીયો થયો.<br>મિસરના રાજા સો સાથે સંપ કીધો.<br>આસ્શૂરના શાલ્માનેસેરે સમરૂનને ઘેરો ઘાલ્યો.<br>આસ્શૂરના સાર્ગોને સમરૂન નગર કબજે કર્યું. |
| આસ્શૂરના રાજા સાન્હેરીબની ચઢાઇ.<br>સાન્હેરીબના એલચીઓનું ધમકીવચન. | આસ્શૂરને તાબેના બાબેલમાંથી તથા બીજા કેટલાએક પ્રાંતમાંથી માણસો આવીને સમરૂનમાં વસ્યા. |
| યશાયાહની કહેલી ભવિષ્યવાતો.<br>સાન્હેરીબની ફોજ પર યહોવાહનો માર આવ્યો તેથી તે સ્વદેશ જતો રહ્યો.<br>હિઝકીયાહને લાગેલો મંદવાડ.<br>બાબેલના રાજા મરોદાખ-બાલ-અદાન તરફથી એલચીઓ આવ્યા.<br>**મનાશ્શેહ** (૬૯૭-૬૪૨).<br>દેશમાં ફરીથી મૂર્તિપૂજાનો પ્રસાર,<br>મનાશ્શેહ બંદીવાન થઇને બાબેલ લઇ જવાયો. ત્યાં તે પસ્તાવિક મનનો થયો ત્યારે સ્વદેશ પાછો મોકલાયો.<br>**આમોન** (૬૪૨-૬૪૦)<br>યહુદાહ દેશમાં મૂર્તિપૂજા ચાલુ રહી.<br>**યોશીયાહ** (૬૪૦-૬૦૯).<br>યહોવાહનું મંદિર સમાર્યું.<br>નિયમશાસ્ત્રનું પુસ્તક મળ્યું. | એઓ યહોવાહની તેમજ અન્ય દેવોની એમ મિશ્રિત ભજનસેવા કરતા. |

| યહુદાહના રાજાઓ. | ઇસ્રાએલના રાજાઓ. |
|---|---|
| હુલ્દાહ ભવિષ્યવાદિણનું ભવિષ્ય.<br>નિયમશાસ્ત્રનું જાહેરમાં વાંચન.<br>મૂર્તિપૂજા બંધ પાડી.<br>બેથેલની વેદી તોડી નાખી.<br>પાસ્ખાપર્વ ઘણા ભપકાસહિત પાળ્યું.<br>ફારૂન નકોહની સામે મગિદ્દોમાં લડતાં યોશીયાહ મરણ પામ્યો.<br>**યહોઆહાઝ** ( ૬૦૯ )<br>ત્રણ મહિના રાજ્ય કર્યાં બાદ મિસરમાં બંદીવાન તરીકે લઇ જવાયો.<br>**યહોયાકીમ** ( ૬૦૯-૫૯૮ ).<br>ફારૂન નકોહનો ખંડીયો થયો.<br>બાબેલના નબૂખાદનેસ્સારનો ખંડીયો થયો.<br>**યહોયાખીન** ( ૫૯૮ ).<br>ત્રણ મહિના રાજ્ય કીધું.<br>બંદીવાન તરીકે બાબેલ લઇ જવાયો.<br>**સિદકીયાહ** ( ૫૯૮-૫૮૬ )<br>નબૂખાદનેસ્સાર વિરૂદ્ધ દંગો કીધો.<br>નબૂખાદનેસ્સારના સેનાપતિ નબૂઝારઅદાને યરૂશાલેમ જીતી લીધું. | |

## વંશાવળી ૧ લી. યાકૂબથી તે દાઉદ સુધી.




જુઓ ઉત્પત્તિ ૩૮ ; ૧–૮, ૧૨, ૨૬–૩૦ : ૪૬ ; ૧૨.
રૂથ ૧ ; ૨, ૪ : ૪ ; ૧૦, ૧૨, ૧૮–૨૨.
માત્થી ૧ ; ૫.

# વંશાવળી ૨ જી. શાઉલના કુટુંબને લગતી.




જુઓ ૧ શમૂ. ૧૪; ૪૯-૫૧ : ૧૮; ૨૭ : ૩૧; ૨. ૨ શમૂ. ૨; ૮.
૧ કાળ. ૮; ૩૩ : ૧૦; ૨.

---




જુઓ ૧ શમૂ. ૧૪; ૫૦ : ૧૮; ૧૯. ૨ શમૂ. ૪; ૪ : ૨૧; ૮.

# વંશાવળી ૩ જી. દાઉદના કુટુંબને લગતી.




જુઓ ૧ શમૂએલ ૧૬ ; ૬–૧૨ : ૨ શમૂએલ ૧૩ ; ૩ : ૧૭ ; ૨૫ : ૨૧ ; ૨૧ : ૧ કાળવૃત્તાંત ૨ ; ૧૩–૧૭.

---




જુઓ ૨ શમૂએલ ૧૩ ; ૧ : ૧૪ ; ૨૭ : ૧ રાજાઓ ૧૫ ; ૨ : ૨ કાળવૃત્તાંત ૧૧ ; ૧૮–૨૨ : ૧૩ ; ૨.

---

## વંશાવળી ૪ થી. રહાબઆમથી ઝરૂબ્બાબેલ સુધી.




ટીકા—શઆલ્તીએલનો ખરો બાપ નેરી નામે હતો (લુક ૩; ૨૭); પરંતુ યહોયાખીન રાજાએ શઆલ્તીએલને દત્તક કરી લીધો હતો (સરખાવો યિર્મે. ૨૨; ૩૦). પછી શઆલ્તીએલ નછોરવો મરી ગયો, ત્યારે પદાયાહે દિયરવટાની રીત મુજબ શઆલ્તીએલની વિધવાની સાથે લગ્ન કર્યાં, અને તેથી તેમને ઝરૂબ્બાબેલ નામનો પુત્ર થયો.

## ઇસ્રાએલી રાજ્યના નવ રાજવંશો.



























## આખા દેશના રાજાઓ (૩).

શાઉલ
દાઉદ ઈ. સ. પૂ. ૧૦૧૮–૯૭૮.
સુલેમાન ,, ૯૭૮–૯૩૮.

---

## યહૂદાહના રાજાઓ (૨૦).

| | | |
|---|---|---|
| ૧) રહાબઆમ | ઈ. સ. પૂ. | ૯૩૮–૯૨૨. |
| ૨) અબીયાહ | ,, | ૯૨૨–૯૧૯. |
| ૩) આસા | ,, | ૯૧૯–૮૭૬. |
| ૪) યહોશાફાટ | ,, | ૮૭૬–૮૫૧. |
| ૫) યહોરામ | ,, | ૮૫૧–૮૪૪. |
| ૬) અહાઝયાહ | ,, | ૮૪૪–૮૪૩. |
| ૭) અથાલ્યાહ | ,, | ૮૪૩–૮૩૮. |
| ૮) યોઆશ | ,, | ૮૩૮–૭૯૮. |
| ૯) અમાસ્યાહ | ,, | ૭૯૮–૭૬૯. |
| ૧૦) ઉઝ્ઝીયાહ | ,, | ૭૬૯–૭૩૯. |
| ૧૧) યોથામ | ,, | ૭૩૯–૭૩૫. |
| ૧૨) આહાઝ | ,, | ૭૩૫–૭૨૭. |
| ૧૩) હિઝ્કીયાહ | ,, | ૭૨૭–૬૯૭. |
| ૧૪) મનાશ્શેહ | ,, | ૬૯૭–૬૪૨. |
| ૧૫) આમોન | ,, | ૬૪૨–૬૪૦. |
| ૧૬) યોશીયાહ | ,, | ૬૪૦–૬૦૯. |
| ૧૭) યહોઆહાઝ | ,, | ૬૦૯. |
| ૧૮) યહોયાકીમ | ,, | ૬૦૯–૫૯૮. |
| ૧૯) યહોયાખીન | ,, | ૫૯૮. |
| ૨૦) સિદકીયાહ | ,, | ૫૯૮–૫૮૬. |

## ઈસ્રાએલના રાજાઓ (૧૯).

| | | |
|---|---|---|
| ૧) યરોબઆમ | ઈ. સ. પૂ. | ૯૩૮–૯૧૭ |
| ૨) નાદાબ | ,, | ૯૧૭–૯૧૬. |
| ૩) બાઅશા | ,, | ૯૧૬–૮૯૩. |
| ૪) એલાહ | ,, | ૮૯૩–૮૯૨. |
| ૫) ઝિમ્રી | ,, | ૮૯૨. |

| | | |
|---|---|---|
| ૬) ઓમ્રી | ,, | ૮૯૨–૮૭૭. |
| ૭) આહાબ | ,, | ૮૭૭–૮૫૪. |
| ૮) અહાઝયાહ | ,, | ૮૫૪–૮૫૩. |
| ૯) યહોરામ | ,, | ૮૫૩–૮૪૩. |
| ૧૦) યેહૂ | ,, | ૮૪૩–૮૧૬. |
| ૧૧) યહોઆહાઝ | ,, | ૮૧૬–૭૯૯. |
| ૧૨) યહોઆશ | ,, | ૭૯૯–૭૮૩. |
| ૧૩) યરોબઆમ ૨જો | ,, | ૭૮૩–૭૪૩. |
| ૧૪) ઝખાર્યાહ | ,, | ૭૪૩. |
| ૧૫) શાલ્લૂમ | ,, | ૭૪૩. |
| ૧૬) મનાહેમ | ,, | ૭૪૩–૭૩૮. |
| ૧૭) પકાહ્યાહ | ,, | ૭૩૯–૭૩૭. |
| ૧૮) પેકાહ | ,, | ૭૩૭–૭૩૧. |
| ૧૯) હોશીઆ | ,, | ૭૩૧–૭૨૨. |

---

## મિસરના રાજાઓ.

| | | |
|---|---|---|
| શીશાક | ઈ. સ. પૂ. | ૯૬૬–૯૩૩ (આસરે). |
| ... | ... | ... ... ... |
| ઓસોર્કોન ૩ જો | ઈ. સ. પૂ. | ૭૬૬–૭૩૩. |
| બાકેન્રેન રાણી | ,, | ૭૩૩–૭૨૫. |
| શબકા [સો] | ,, | ૭૨૫–૭૧૬. |
| શબતકા | ,, | ૭૧૫–૭૦૫. |
| તિર્હાકાહ | ,, | ૭૦૪–૬૬૫. |
| રૂડામોન | ,, | ૬૬૫–૬૬૪. |
| પ્સામ્ટેક ૧ લો | ,, | ૬૬૩–૬૧૦. |
| નખો | ,, | ૬૦૯–૫૯૪. |
| પ્સામ્ટેક ૨ જો | ,, | ૫૯૪–૫૮૯. |
| હોફ્રા | ,, | ૫૮૮–૫૭૦. |
| આહ્મેસ ૨ જો | ,, | ૫૭૦–૫૨૮. |
| પ્સામ્ટેક ૩ જો | ,, | ૫૨૮–૫૨૫. |
| કામ્બુસેસ | ,, | ૫૨૫–૫૨૨. |

શીશાક વિષે જુઓ ૧ રાજા. ૧૧ ; ૪૦ : ૧૪ ; ૨૫-૨૮. ૨ કાળ. ૧૨ ; ૨-૧૨.
સો વિષે જુઓ ૨ રાજા. ૧૭ ; ૪.
તિર્હાકાહ વિષે જુઓ ૨ રાજા. ૧૯ ; ૯. યશા. ૩૭ ; ૯.
નખો વિષે જુઓ ૨ રાજા. ૨૩ ; ૨૯-૩૫. ૨ કાળ. ૩૫ ; ૨૦-૨૫. યિર્મે. ૪૬ ; ૨.
હોફ્રા વિષે જુઓ યિર્મેયાહ ૪૪ ; ૨૯, ૩૦.

---

## અરામ દેશના રાજાઓ.

[એલ્યાદા]
|
રઝોન (દાઉદ તથા સુલેમાનના જમાનામાં).
|
ટાબ્રિમ્મોન
|
બેન-હદાદ ૧લો (બાઅશાના જમાનામાં).
|
બેન-હદાદ ૨જો (આહાબના જમાનામાં).

---

હઝાએલ (યહોરામ, યેહૂ, તથા યહોઆહાઝના જમાનામાં).
|
બેન-હદાદ ૩જો (યહોઆશના જમાનામાં).

---

રસીન (પેકાહના જમાનામાં).

૧ રાજાઓ ૧૫ ; ૧૮માં ટાબ્રિમ્મોનના બાપને હેઝ્યોન કહે છે.
એલ્યાદા વિષે જુઓ ૧ રાજાઓ ૧૧ ; ૨૩.
રઝોન વિષે જુઓ ૧ રાજાઓ ૧૧ ; ૨૩ : ૧૫ ; ૧૮.
ટાબ્રિમ્મોન વિષે જુઓ ૧ રાજાઓ ૧૫ ; ૧૮.
બેન-હદાદ ૧લા વિષે જુઓ ૧ રાજાઓ ૧૫ ; ૧૮-૨૦ : ૨૦ ; ૩૪. ૨ કાળવૃત્તાંત ૧૬ ; ૧–૭.
બેન-હદાદ ૨જા વિષે જુઓ ૧ રાજાઓ ૨૦ પુરો : ૨૨ ; ૧–૪૦ : ૨ રાજાઓ ૬ ; ૮–૭ ; ૨૦ : ૮ ; ૭–૧૫.
હઝાએલ વિષે જુઓ ૨ રાજાઓ ૮ ; ૭–૧૫, ૨૮, ૨૯ : ૧૦ ; ૩૨, ૩૩ : ૧૩ ; ૧–૭, ૨૨–૨૫ : વળી ૧૨ ; ૧૭, ૧૮ : ૨ કાળવૃત્તાંત ૨૨ ; ૧–૬ : ૨૪ ; ૨૩, ૨૪.

બેન-હદાદ ૩જા વિષે જુઓ ૨ રાજાઓ ૧૩ ; ૨૪, ૨૫.
રસીન વિષે જુઓ ૨ રાજાઓ ૧૫ ; ૩૭–૧૬ ; ૯ : ૨ કાળ. ૨૮ ; ૫.

---

## આશ્શૂરના રાજ્યના રાજાઓ.

| | | |
|---|---|---|
| પૂલ (તિગ્લાથ-પિલેસેર ૩ જો) | ઈ. સ. પૂ. | ૭૪૫–૭૨૮. |
| શાલ્માનેસેર ૪ થો | ,, | ૭૨૭–૭૨૩. |
| સાર્ગોન | ,, | ૭૨૨–૭૦૫. |
| સાન્હેરીબ | ,, | ૭૦૫–૬૮૧. |
| એસાર-હાદ્દોન | ,, | ૬૮૧–૬૬૮. |
| આસ્શૂર-બાનીપાલ | ,, | ૬૬૮–૬૨૬. |
| બેલઝાકિરિસ્કુન | ,, | ૬૨૬–૬૨૦. |
| આસ્શૂરે-ટિલિલાની | ,, | ૬૨૦–૬૧૬. |
| સિન્સારિસ્કુન (?) | ,, | ૬૧૬–૬૦૬. |

પૂલ વિષે જુઓ ૨ રાજાઓ ૧૫ ; ૧૭–૨૦, ૨૭–૨૯ : ૧૬ ; ૧૦–૧૮ : ૨ કાળવૃત્તાંત ૨૮ ; ૧૯–૨૫.
શાલ્માનેસેર ૪ થા વિષે જુઓ ૨ રાજાઓ ૧૭ ; ૩–૬.
સાર્ગોન વિષે જુઓ યશાયાહ ૨૦ ; ૧.
સાન્હેરીબ વિષે જુઓ ૨ રાજાઓ ૧૮ ; ૧૩–૧૯ ; ૩૭ : ૨ કાળવૃત્તાંત ૩૨ ; ૧–૨૩.
એસાર-હાદ્દોન વિષે જુઓ ૨ રાજાઓ ૧૯ ; ૩૭.
આસ્શૂર-બાનીપાલ વિષે જુઓ ૨ કાળવૃત્તાંત ૩૩ ; ૧૧–૧૩.

---

## બાબેલના રાજ્યના રાજાઓ.

| | | |
|---|---|---|
| નબોપોલાસાર | ઈ. સ. પૂ. | ૬૨૬–૬૦૪. |
| નબૂખાદનેસ્સાર | ,, | ૬૦૪–૫૬૨. |
| એવીલ-મરોદાખ | ,, | ૫૬૧–૫૫૯. |
| નેરીગ્લિસાર | ,, | ૫૫૯–૫૫૫. |
| નબો-નાહિડ | ,, | ૫૫૫–૫૩૯. |

નબૂખાદનેસ્સાર વિષે જુઓ ૨ રાજા. ૨૪ ; ૧—૨૫ ; ૮ : ૨ કાળ. ૩૬ ; ૫-૨૧ : દાનીયેલ અધ્યાય ૧—૪.
એવીલ-મરોદાખ વિષે જુઓ ૨ રાજા. ૨૫ ; ૨૭–૩૦ : યિર્મે. ૫૨ ; ૩૧–૩૪.

# ભવિષ્યવાદીઓની સાલવાર ટીપ.

| | | |
|---|---|---|
| ઓબાદ્યાહ | ઈ. સ. પૂ. | ૮૪૬. |
| યોએલ | ,, | ૮૩૭-૮૧૭. |
| યૂના | ,, | ૭૮૦. |
| આમોસ | ,, | ૭૬૦. |
| હોશીઆ | ,, | ૭૫૫-૭૪૦. |
| યશાયાહ | ,, | ૭૪૦-૭૦૦. |
| મીખાહ | ,, | ૭૩૫-૭૨૫. |
| નાહૂમ | ,, | ૬૪૦. |
| સફાન્યાહ | ,, | ૬૩૦-૬૨૨. |
| હબાક્કુક | ,, | ૬૦૯-૬૦૭. |
| યિર્મેયાહ | ,, | ૬૨૭-૫૭૭. |
| હઝકીએલ | ,, | ૫૯૨-૫૭૦. |
| દાનીએલ | ,, | ૬૦૬-૫૩૬. |
| હાગ્ગાય | ,, | ૫૨૦. |
| ઝખાર્યાહ | ,, | ૫૨૦-૫૧૮. |
| માલાખી | ,, | ૪૩૨. |

| | | |
|---|---|---|
| ૧ શમૂએલ ૩૧ ; ૧–૭. | ગિલ્બોઆ પહાડ પર મોટી લડાઈ થઈ એમાં પલિસ્તીઓએ ઇસ્રાએલીઓને હરાવ્યા, ને પરાજય થવાથી શાઉલે પોતાને મારી નાખવાની શસ્ત્રધારને વિનંતી કરી, પરંતુ ચાકરે તેમ કરવાની આનાકાની કરી ત્યારે શાઉલ પોતાની તરવાર પર પોતે પડ્યો, ને ત્યાર પછી શસ્ત્રધારે પણ આપઘાત કીધો. વળી શાઉલના ત્રણ દીકરા એટલે યોનાથાન, અબીનાદાબ, તથા માલ્કીશૂઆ આ લડાઈમાં માર્યા ગયા. | ૧ કાળવૃત્તાંત ૧૦ ; ૧–૭. |
| ૩૧ ; ૮–૧૩. | પલિસ્તીઓએ મુએલા શાઉલનું માથું કાપીને તેજ માથું દાગોન દેવના દેવળમાં ચઢાવ્યું. વળી શાઉલ તથા તેના દીકરાનાં મુડદાંને બેથશાન ગામના કોટ પર ટાંગ્યાં (બેથશાન એટલે ગિલ્બોઆ તથા યરદન વચ્ચેનું આવેલું ગામ). વળી શાઉલનાં શસ્ત્ર આસ્તારોથ દેવીના દેવળમાં મૂક્યાં (એજ દેવળ આશ્કલોન ગામમાં હતું). પરંતુ યાબેશ–ગિલઆદના રહેવાસીઓએ ટાંગેલાં મુડદાં ઉતારીને યાબેશ નગર પાસે બાળ્યાં, ને તેમનાં હાડકાં ત્યાં દાટયાં. સરખાવો ૧ શમૂ. અધ્યાય ૧૧ મો. | ૧૦ ; ૮-૧૪. |
| ૨ શમૂએલ ૧ ; ૧–૧૬. | શાઉલનું મરણ થયું એવી ખબર દાઉદને આપવા એક અમાલેકી જણ આવ્યો. તેણે કહ્યું કે શાઉલે પોતાને મારી નાખવાનું મને ફરમાવ્યું, તેથી મેં તેને મારી નાખ્યો, ને તારી આગળ શાઉલનો મુગટ તથા હાથ પગનાં કડાં રજુ કરવા આવ્યો છું. એવી ખબર દાઉદે સાંભળીને ખબર આપનારને મારી નાખવાનો હુકમ આપ્યો ; કેમકે તેણે તો યહોવાહના અભિષિક્ત પર પોતાનો હાથ ઉગામ્યો હતો. શાઉલ તથા યોનાથાન વિષે દાઉદે પરજિયો કે વિલાપગીત ગાયું, | |
| ૧ ; ૧૭-૨૭. | "જો, તે યાશારના પુસ્તકમાં લખેલું છે." યહોવા- | |
| ૨ ; ૧–૭. | હની સલાહ પુછ્યા પછી દાઉદ પોતાની બે સ્ત્રી સાથે, એટલે અહીનોઆમ તથા અબીગાઈલ, તેમજ | |

૨ શમૂએલ પોતાના અનુસંગીઓને લઇને હેબ્રોન આવ્યો. અહીંના માણસોએ દાઉદને યહુદાહનો રાજા ઠરાવીને અભિષિક્ત કીધો. પછી તેણે યાબેસ-ગિલઆદના રહેવાસીઓ પર પ્રીતિપૂર્વક સંદેશો મોકલ્યો. ૧ કાળવૃત્તાંત.

૨ ; ૮–૧૧. હવે તો સર્વ ઇસ્રાએલ પર રાજ ચલાવવા આબ્નેરે શાઉલના દીકરા ઇશ-બોશેથને ઊભો કીધો. એની રાજધાની માહનાઇમ હતી.

૨ ; ૧૨-૧૭. આબ્નેરના હાથ નિચેનાં બાર માણસોને યોઆબના હાથ નીચેના બાર માણસોએ ગિબઓનના તળાવ આગળ એક બીજા સાથે યુદ્ધ કર્યું, તેમાં પુરા ચોવીસ માર્યાં ગયા, તેથી એ જગ્યાનું નામ હેલ્કાથ-હાસ્સુરીમ પાડયું (એટલે ધારવાળી છરીઓનું ખેતર). ત્યાર પછી બધા સિપાઈઓની જે
૨ ; ૧૭-૨૪. લડાઈ થઇ તેમાં આબ્નેરની ફોજ હારી ગઈ. પછી સરૂયાહનો દીકરો અસાહેલ આબ્નેરની પુઠે લાગ્યો, માટે આબ્નેરે બે વખતે ચેતવણી આપ્યા બાદ પાછો ફરી અસાહેલને માર્યો. યોઆબના પક્ષના
૨ ; ૨૪-૩૨. ૨૦ માણસ માર્યાં ગયા, પણ આબ્નેરના પક્ષના ૩૬૦ મરાયા. પછી અસાહેલનું મુડદું બેથલેહેમમાં
૩ ; ૧. દાટયું. દાઉદ અધિકાધિક બળવાન થતો ગયો, પણ શાઉલનું ઘર વધારે નબળું થતું ગયું.

૩ ; ૨–૫. દાઉદને છ દીકરા હેબ્રોનમાં થયા, એટલે અહીનોઆમના પેટનો આમ્નોન, અબીગાઇલના પેટનો કિલઆબ, માઅખાહના પેટનો આબ્શાલોમ, હાગ્ગીથના પેટનો અદોનીયાહ, અબીટાલના પેટનો શફાટયાહ, એગ્લાહના પેટનો યિથ્રઆમ.

૩ ; ૬–૨૧. ઈશ-બોશેથે આબ્નેર સાથે તકરાર કરીને એવું તહોમત મુક્યું કે શાઉલની ઉપપત્ની રિસ્પાહ પાસે તું કેમ ગયો? તેથી આબ્નેરે ક્રોધાયમાન થઇને દાઉદ સાથે સંપ કરવાનું કીધું, ને શાઉલની દીકરી મીખાલ જે દાઉદની સ્ત્રી થઈ હતી પણ પછીથી પાલ્ટીએલને સોંપવામાં આવી હતી, તેને પાલ્ટીએલ પાસેથી લાવીને દાઉદને પહોંચાડી. પછી આબ્નેરે

| ૨ શમૂએલ | | ૧ કાળવૃત્તાંત |
| --- | --- | --- |
| | તથા તેની સાથેના વીસ સરદારોએ હેબ્રોનમાં આવીને તેની સાથે ખાધું, ને છેવટે તેમણે એવું વચન આપ્યું કે તમામ ઈસ્રાએલી લોક દાઉદને તાબે થાય, એવું અમે કરીશું. | |
| ૩; ૨૨-૨૭. | યોઆબે આબ્નેરની પાછળ હલકારા મોકલી તેને પાછો બોલાવ્યો ને યોઆબે પોતાના ભાઈ અસાહેલના ખૂનને સારૂ આબ્નેરને દગલબાજીથી મારી નાખ્યો (૨ શમૂ. ૨; ૧૮–૨૩). | |
| ૩; ૨૮-૩૦. | હવે તો દાઉદે યોઆબ તથા તેના સન્તાનના સંબંધમાં શાપ દીધો. | |
| ૩; ૩૧-૩૯. | હેબ્રોનમાં આબ્નેરનું મુડદું દાટયું ત્યારે દાઉદે વિલાપ કરીને એવી બૂમ પાડી કે, "આ માણસોને, એટલે સરૂયાહના દીકરાઓને, વશ કરવાને હું અશક્ત છું." | |
| ૪; ૧–૭. | ઇશ-બોશેથના બે સરદાર હતા, એટલે બાઅનાહ તથા રેખાબ, તેમણે સુતેલા ઇશ-બોશેથનું માથું કાપી નાખ્યું. | |
| ૪; ૮–૧૨. | ખૂન કરનાર સરદારોએ ઇશ-બોશેથનું માથું હેબ્રોનમાં દાઉદના પગ પાસે મુકયું, પણ દાઉદે એકદમ બન્ને સરદારને મારી નાખવાનું ફરમાવ્યું, ને હેબ્રોનના તળાવ આગળ તેમના હાથપગ લટકાવ્યા; વળી ઈશ-બોશેથનું માથું હેબ્રોનમાં આબ્નેરની કબરમાં દાટયું. | |
| ૫; ૧–૫. | હેબ્રોનમાં દાઉદને સર્વ ઇસ્રાએલ પર રાજ ચલાવવા અભિષિક્ત કીધો. યહુદાહ પર તેણે સાડાસાત વર્ષ સુધી હેબ્રોનમાં ને ત્યારબાદ તમામ ઈસ્રાએલ પર યરૂશાલેમમાં તેત્રીસ વર્ષ રાજ ચલાવ્યું. | ૧૧; ૧–૩. |
| ૫; ૬–૧૦. | સિયોન પર્વતનો કિલ્લો યબૂસીઓના હાથમાં હતો, પણ દાઉદે તેમના હાથમાંથી લઇ લીધો. એ યબૂસીઓ ઘણી આપવડાઇ કરતાં આમ બોલતા હતા કે, આંધળાં તથા લંગડાં પણ તેને અહીંથી હાંકી કાઢશે. હવે પછી આ મજબુત કિલ્લાને દાઉદનું નગર કહે છે. તેની આજુબાજુ કોટ બંધાવ્યો. | ૧૧; ૪–૯. |

| | | |
|---|---|---|
| ૨ શમૂએલ ૫; ૧૧-૧૬. | સૂરના રાજા હીરામ પાસેથી સરસામાન તથા સુતાર મંગાવીને દાઉદે પોતાને માટે રાજમહેલ બંધાવ્યો. વળી યરૂશાલેમમાં દાઉદને બધા મળીને તેર દીકરા થયા. | ૧ કાળવૃત્તાંત ૧૪; ૧–૭. |
| ૫; ૧૭-૨૧. | પલિસ્તી લોક રફાઈમના નીચાણમાં પ્રસર્યાં હતા ત્યારે દાઉદે યહોવાહની સલાહ પુછીને તેમને હરાવ્યા, ને તે જગ્યાનું નામ બઆલ-પરાસીમ પાડયું, એટલે ટુટી પડવાની જગ્યા. વળી રણક્ષેત્રમાં પલિસ્તીઓની જે મૂર્તિઓ હાથ આવી તેમને બાળી મુકી. | ૧૪; ૮-૧૨. |
| ૫; ૨૨-૨૫. | પલિસ્તીઓએ રફાઇમના નીચાણમાં ફરીથી આવીને ચઢાઇ કરી. યહોવાહના ફરમાવ્યા મુજબ દાઉદે થોડી મુદત વિલંબ કીધો, પણ શેતુરવૃક્ષોની ટોચોમાં કૂચ કરવાનો ખડખડાટ સંભળાયો કે તરત ચઢી ગયો, ને ગેબાથી તે ગેઝેર સુધી પલિસ્તીઓને હરાવીને નસાડયા. | ૧૪; ૧૩-૧૭. |
| | પ્રજાની મોટી સભા ભરાય એવી સુચના દાઉદે કેટલાએક મુખ્યોની આગળ કીધી. | ૧૩; ૧–૪. |
| ૬; ૧–૧૧. | પલિસ્તીઓના હાથમાંથી સાક્ષ્યકોષ પાછો લાવ્યા હતા તેજ વખતથી તે સાક્ષ્યકોષ અબીનાદાબના ઘરમાં રાખ્યો હતો, પણ હવે તે કોષ ત્યાંથી, એટલે કિર્યાથ-યઆરીમમાંથી પાછો યરૂશાલેમમાં લાવવાનો ઠરાવ થયો. માર્ગ કાપતાં કોષ હાલવા લાગ્યો, તેથી અબીનાદાબના દીકરા ઉઝ્ઝાહે હાથ લાંબો કરીને નાખોનના ખળા પાસે અડકાડયો. એ ગુન્હાને લીધે ઉઝ્ઝાહ ત્યાંનેત્યાં પ્રભુના મારથી માર્યો ગયો. તે પછી તે જગ્યાને પેરેસ-ઉઝ્ઝાહ કહે છે, એટલે ઉઝ્ઝાહ પર ટુટી પડવાનું. એવો અનર્થ થયાને લીધે દાઉદે સાક્ષ્યકોષ ઓબેદ-અદોમ ગિત્તીને ત્યાં રહેવા દીધો, ને જે ત્રણ માસ કોષ ત્યાં રહ્યો એટલામાં ઓબેદ-અદોમના ઘર પર પુષ્કળ આશીર્વાદ આવ્યો. | ૧૩; ૫–૧૪. |
| | ઓબેદ-અદોમના ઘરમાંથી સાક્ષ્યકોષ યરૂશાલેમમાં લાવવા સેવી લોકે પોતાનું શુદ્ધિકરણ કીધું. | ૧૫; ૧–૨૪. |

૨ શમુએલ વળી તેજ પ્રસંગે કોણ કોણ ગવૈયા ભાઈઓ તથા ૧ કાળવૃત્તાંત
દ્વારપાળો સરઘસમાં ચાલ્યા તેમની ટીપ કરેલી છે.

૬ ; ૧૨-૧૯. બહુ માન સહિત સાક્ષ્યકોશ ઓબેદ-અદોમના ૧૫ ; ૨૫–
ઘરમાંથી યરૂશાલેમમાં લાવ્યા, એટલામાં યજ્ઞ પણ ૧૬ ; ૩.
ચઢાવવામાં આવ્યા, ને સાક્ષ્યકોશ દાઉદના નગરમાં
પેસતી વેળા દાઉદ પોતે યહોવાહની આગળ કુદવા
તથા નાચવા લાગ્યો. એની સ્ત્રી મીખાલે બારીએથી
એ બધું જોયું. પછી સાક્ષ્યકોશને તૈયાર કરેલા
તંબુમાં કોશને લાવ્યા, ને દહનીયાર્પણો તથા શાંત્ય-
ર્પણો ચઢાવ્યાં. વળી બધા માણસોને રોટલી તથા
માંસ તથા સુકી દ્રાક્ષની એકેક બાટી વહેંચી આપી.

યહોવાહનો આભાર માનતાં તેના સ્તોત્રગાયનના ૧૬ ; ૪-૪૨.
સંબંધમાં કરેલી ગોઠવણ (ક. ૪–૭), ઉપકારસ્તુતિનું
ગીત (ક. ૮–૩૬ ); સરખાવો ગીત. ૧૦૫ ; ૧-૧૫ :
૯૬ ; ૧-૧૩ : ૧૦૬ ; ૧, ૪૭, ૪૮. કોશને વાસ્તે
મંદિર બંધાયું ન હોય ત્યાર સુધી તેની આગળ
ભજનપદ્ધતિ ચલાવવાને વાસ્તે યાજકો તથા લેવી-
ઓના વારા વિષે નવો બંદોબસ્ત કરાવ્યો.

૬ ; ૨૦. બધા લોક પોતપોતાને ઘેર ગયા ને દાઉદ પણ ૧૬ ; ૪૩.
પોતાનાં ઘરનાંને આશીર્વાદ દેવા નીકળ્યો.

૬ ; ૨૦-૨૩. એટલામાં મીખાલે ઉપલા નાચવા તથા કુદવાનો
તેનો ધીક્કાર કર્યો, તેથી દાઉદે તેને શખત ઠપકો દીધો,
ને તે સ્ત્રી નિઃસંતાન રહે એવો તેને શાપ લાગ્યો.

૭ ; ૧-૧૭. યહોવાહને વાસ્તે મારે તો મંદિર બાંધવું જોઈએ ૧૭ : ૧-૧૫.
એવી પોતાની ઈચ્છા દાઉદે નાથાન ભવિષ્યવાદીને
જણાવી. એમાં નાથાને પણ સમ્મતિ આપી,
પણ તેજ રાત્રે યહોવાહ પાસેથી નાથાનને દાઉદને
વાસ્તે એવી ખબર મળી કે, દાઉદ મારે સારૂ ઘર
બાંધે એવું તો બનેજ નહિ, પણ મેં મેંઢવાડામાંથી
દાઉદને બોલાવ્યો હતો એ માટે કે તે મારા લોકનો
રાજા થાય. હવે તેનું ઘર હું બાંધીશ ને આગળ
જતાં તેનો દીકરો મારે માટે ઘર બાંધે તો ખરૂં,
વળી તેનું રાજ તથા વંશ સદા સુધી ટકી રહેશે.

૨ શમૂએલ ૭; ૧૮-૨૯. એટલી વાત સાંભળીને દાઉદે પ્રાર્થના કરી, એટલે હું અયોગ્ય માણસ પર તથા મારા કુટુંબ પર પ્રભુએ મહેરબાની રાખી છે માટે તેનો આભાર માનું છું. વળી પૂર્વ કાળે ઈશ્વરે ઈસ્રાએલપુત્રોને પોતાનો ગૌરવ પ્રગટ કર્યો હતો, એ સંબંધી પણ ઉપકારસ્તુતિ કીધી, ને ઈશ્વર પોતાનું ઉપલું વચન પુરૂં પાડે એવી પણ વિનંતી કરી. ૧ કાળવૃત્તાંત ૧૭; ૧૬-૨૭.

૮; ૧, ૨. પલિસ્તીઓને તથા મોઆબીઓને દાઉદે વશ કીધા. વળી મોઆબીઓને ભૂમિ પર આડા પાડીને દોરીથી માપ્યા, ને બે દોરીથી જેટલા માપ્યા તેટલાને મારી નાખ્યા, ને એક દોરીના જેટલા રહેવા દીધા. ૧૮; ૧, ૨.

૮; ૩–૮. સોબાહના રાજા હદાદએઝેરને વશ કીધો, ને એક સો રથને માટે જેટલા ઘોડા જોઇએ તેટલા બચાવી બાકીના બીજા બધા ઘોડાની પાછલા પગોની નસો કાપી નાખી. ૧૮; ૩–૮.

વળી હદાદએઝેરને મદદ આપવા દમસ્કથી અરામીઓ આવ્યા હતા. તેમને પણ દાઉદે હરાવ્યા, ને તેજ નગરમાં દાઉદે થાણું મુકયું. હદાદએઝેરના નોકરો પાસે સોનાની જે ઢાલો હતી તે બધી ઢાલો દાઉદે યરૂશાલેમમાં મોકલી ને હદાદ-એઝેરના બે નગરોમાંથી તેણે લુટ દાખલ પુષ્કળ પિત્તળ લીધું.

૮; ૯–૧૨. હદાદએઝેરની સામા હમાથનો રાજા ટોઈ દુશમનાઈ કરતો હતો (હામાથ સોબાહ રાજ્યને ઉત્તરે આવેલું), માટે હાલ ટોઇએ મુબારકબાદી તથા ધન્યવાદ આપવા પોતાના દીકરા હદોરામને દાઉદ પાસે મોકલ્યો. ૧૮; ૯-૧૧.

૮; ૧૩,૧૪. મીઠાના નીચાણમાં દાઉદે અદોમીઓને હરાવ્યા. પછી તેણે અદોમ દેશમાં થાણાં મુકયાં. ૧૮; ૧૨,૧૩.

૮; ૧૫-૧૮. દાઉદના રાજના મુખ્ય અમલદારોની ટીપ. ૧૮; ૧૪-૧૭.

૯; ૧–૧૩. શાઉલના દીકરા યોનાથાનને મફીબોશેથ નામનો લંગડો દીકરો હતો, તેના પર દાઉદે મહેરબાની

૨ શમૂએલ | કરી, ને ગિબ્યોનની પાસે શાઉલનું તથા તેના | ૧ કાળવૃત્તાંત
આખા ઘરનું જે કંઈ હતું તે મફીબોશેથને હવાલે કીધું.
પછી તે બધી વાતની દેખરેખ કરવા સીબાને નિમ્યો.

૧૦ ; ૧-૫. આમ્મોનપુત્રોનો રાજા નાહાશ મરણ પામ્યો ૧૯ ; ૧-૫.
ત્યાર પછી તેનો દીકરો હાનૂન ગાદીપતિ થયો, માટે
દાઉદે મિત્રાચારી દાખલ પોતાની પાસેથી કેટલાએક
એલચીઓને હાનૂન પાસે મોકલ્યા. પણ ત્યાંના
લોકના મનમાં શક ઉત્પન્ન થયો, માટે તેમણે
એલચીઓનું અપમાન કીધું, એટલે અડધી અડધી
દાઢીઓ મુડાવી નાખી, ને તેમનાં વસ્ત્રો વચ્ચોવચથી
૧૦ ; ૬-૧૪. ફાડી નાખ્યાં. હવે તો આમ્મોનપુત્રોએ બેથ-રહોબ ૧૯ ; ૬-૧૫.
તથા સોબાહના અરામી રાજા સાથે સંપ કીધો.
વળી માઅખાહનો રાજા તથા ટોબના માણસો
પણ સંપીલા થયા. યોઆબ સેનાપતિ દાઉદની
ફોજ સાથે લઈને મેદબામાં તેમની સામે લડાઈ
કરી. યોઆબ પોતે અરામી સિપાઈઓ સામે ને
અબીશાય આમ્મોનપુત્રોની સામે થયો. છેવટે
અરામીઓ તથા આમ્મોનપુત્રો બન્ને હાર્યાં.

૧૦; ૧૫-૧૯. હાર પામ્યા પછી અરામી લોકે નદીની પેલી ગમ ૧૯;૧૬-૧૯.
રહેનારા અરામીઓની પાસેથી મદદ લીધી, ને
હદારએઝેરના સરદાર સોબાખ સંપીલી ફોજનો
સેનાપતિ થયો.

૧૧ ; ૧. પણ દાઉદે હેલામ ગામ આગળ તેમની સામા ૨૦ ; ૧.
થઈને તેમને હરાવ્યા. હવે પછી અરામીઓ
આમ્મોનપુત્રોની સહાય કરવાથી બીધા.

દાઉદ પોતે યરૂશાલેમમાં થોભ્યો પણ તેણે
આમ્મોનપુત્રોનો નાશ કરવા તથા રાબ્બાહ ગામનો
ઘેરો ઘાલવા યોઆબની આગેવાની તળે ફોજ
મોકલી.

૧૧ ; ૨-૫. ઉરીયાહ હિત્તીની સ્ત્રી જે એલીઆમની દીકરી
હતી તે બાથ-શેબા સાથે દાઉદે વ્યભિચાર કીધો.

૧૧ ; ૬-૧૭. પછી દાઉદે ઉરીયાહ હિત્તીને રાબ્બાહ ગામ
આગળથી યરૂશાલેમ તેડાવ્યો, ને બે દિવસ સુધી

૨ શમૂએલ | તેની પરોણાચાકરી કરાવી, પણ ઉરીયાહ પોતાને ઘેર ગયો નહિ. છેવટે ઉરીયાહની હસ્તક દાઉદે યોઆબ પર અધમ પત્ર મોકલ્યો. તેજ પત્રમાં લખ્યા પ્રમાણે બધું કરીને યોઆબની યુક્તિથી ઉરીયાહ રાબ્બાહ ગામ આગળ મરાયો. | ૧ કાળવૃત્તાંત

૧૧; ૧૮-૨૫. ઉરીયાહના મરણ વિષે દાઉદને ખબર આપવા યોઆબે હલકારો મોકલ્યો.

૧૧; ૨૬,૨૭. હવે દાઉદે બાથ-શેબાને બોલાવી, અને તે દાઉદની સ્ત્રી થઇને તેના પેટનો એક દીકરો થયો.

૧૨; ૧-૬. નાથાન ભવિષ્યવાદીએ એક ઘેટડી વિષે દાઉદ આગળ દૃષ્ટાંત કહ્યું.

૧૨; ૭-૧૪. છેવટે નાથાને જણાવ્યું કે દૃષ્ટાંતમાં જે જુલમગાર વિષે વાત આવે છે તે તુંજ છે. તરવાર તારા ઘરમાંથી કદી દૂર થશે નહિ, ને સૂર્યના દેખતાં કોઈ પુરૂષ તારી સ્ત્રીઓની આબરૂ લેશે.

પછી દાઉદે માફી માગી ત્યારે એટલી દંડાજ્ઞા પ્રગટ થઈ કે, તું પોતે હાલ મરણ પામીશ નહિ પણ નવું અવતરેલું બાળક નિશ્ચે મરી જશે.

૧૨; ૧૫-૨૩. બાળક સાત દિવસ માંદું રહ્યું ત્યાર સુધી દાઉદે ઉપવાસ કીધા, પણ સાતમે દિવસે છોકરો મરી ગયો ત્યાર બાદ દાઉદે કંઇ ખાધું.

૧૨; ૨૪,૨૫. આગળ જતાં બાથ-શેબાને બીજો દીકરો થયો કે જેને સુલેમાન નામ આપવામાં આવ્યું, ("સુલેમાન" એટલે "શાંત"). પણ યહોવાહની ખાતર બાળકનું બીજું નામ પાડયું, એટલે યદીદયાહ, એટલે યાહને વહાલો.

૧૨; ૨૬-૩૧. રાબ્બાહ ગામ યોઆબને તાબે થવાની તૈયારીમાં હતું માટે યોઆબની વિનંતી પ્રમાણે દાઉદ તે ગામ આગળ ગયો, ને દાઉદ હાજર હતો ત્યારે ગામ હસ્તગત કરી લીધું. આમ્મોનપુત્રોના રાજાનો મુગટ દાઉદને માથે મુકયો અને જે આમ્મોનપુત્રોને બંદીવાન કીધા હતા તેમના પર કરવતો તથા લોઢાની પંજેટીઓ ચલાવીને તેમને ઈંટની ભઠ્ઠીમાં થઇને ચલાવ્યા. | ૨૦; ૧—૩.

૨ શમૂએલ ૧૩; ૧–૨૨. અહીનોઆમ નામની એક યિઝ્રએલી બાઇ દાઉદની સ્ત્રી હતી એને આમ્નોન નામનો દીકરો હતો, તેણે પોતાની ઓરમાન બહેન તામારની બલાતકારે આબરૂ લીધી. એ કુયુક્તિ કરવામાં દાઉદના ભાઇ શિમઆહનો દીકરો જે યેનાદાબ નામનો હતો તેણે મદદ કીધી (તામાર તો ગશૂરના રાજા તાલ્માયની દીકરી માઅખાહની દીકરી હતી). બે વરસ વિત્યા પછી આબ્શાલોમનાં ઘેટાંનું ઉન કાપવાની વારમાં ઓચ્છવ થયો તે પરથી દાઉદના બધા દીકરા ત્યાં ગયા. ૧ કાળવૃત્તાંત

૧૩; ૨૩-૨૭.

૧૩; ૨૮,૨૯. એટલામાં આબ્શાલોમ જે તામારનો સગો ભાઈ તેના ચાકરોએ આમ્નોનને મારી નાખ્યો (આમ્નોનનું મન દ્રાક્ષરસથી મગ્ન થયું ત્યારે). દાઉદના બીજા દીકરાઓ એકદમ ત્યાંથી નાઠા.

૧૩; ૩૦-૩૯. કેટલાક હલકારા દાઉદ પાસે ખબર આપવા આવ્યા તે પહેલાં તો એવી અફવા થઇ કે આબ્શાલોમે રાજાના સઘળા પુત્રો મારી નાખ્યા છે. આબ્શાલોમ પોતે ગશૂર દેશમાં પોતાના નાના પાસે નાસી ગયો, ને ત્યાં ત્રણ વર્ષ રહ્યો.

ગશૂરનો રાજા આમ્મીહૂર
|
તાલ્માય
|
માઅખાહ + દાઉદ રાજા
|
આબ્શાલોમ — તામાર
|
ઉરીએલ + તામાર
|
રહાબઆમ + માઅખાહ
|
અબીયાહ

૧૪; ૧-૨૦. ત્રણ વર્ષને અંતે યોઆબે તકોઆ ગામની એક ચતુર સ્ત્રીની સલાહ પુછીને આબ્શાલોમને પાછો બોલાવવાની યુક્તિ યોજી કાઢી.

| | | |
|---|---|---|
| ૨ શમૂએલ ૧૪; ૨૧-૨૪. | છેવટે દાઉદ રાજાએ યોઆબને ગશૂર જવાનું તથા આબ્શાલોમને તેડી લાવવાનું ફરમાવ્યું, એમ છતાં આબ્શાલોમ પાછો આવ્યો ત્યારે તેની સાથે દાઉદે મુલાકાત કરવાની ના પાડી. | ૧ કાળવૃત્તાંત |
| ૧૪; ૨૫-૨૭. | આબ્શાલોમનું માથું દર વરસે મુંડાવવામાં આવતું. તેને ત્રણ દીકરા તથા તામાર નામે એક દીકરી થઇ. | |
| ૧૪; ૨૮-૩૩. | બીજાં બે વરસ વિતી ગયાં એટલામાં આબ્શાલોમ ફજેતી પામતો રહ્યો; માટે એવી અવસ્થા બંધ પાડવા એણે પોતે પણ યુક્તિ યોજી કાઢી.<br>કેટલાએક માણસોને મોકલીને યોઆબના ખેતરમાંથી જવના છોડ બાળી મુકયા, તેથી યોઆબ પોતે આબ્શાલોમની પાસે ખુલાસો પુછવા આવ્યો. તે તકનો લાભ લઇને યોઆબને જણાવ્યું કે દાઉદ રાજાની હજુરમાં જવાની રજા અપાવવી જોઇએ. તેજ યુક્તિ સફળ નીકળી, ને દાઉદ રાજાએ આબ્શાલોમને ચુંબન કીધું. | |
| ૧૫ ; ૧–૬. | હવે પછી આબ્શાલોમ લોકોનાં મન હરી લેવા લાગ્યો. અદાલતમાં ચુકાદો કરવાના સંબંધમાં વિલંબ થયાને લીધે જે જે વાદી પ્રતિવાદીને હરકત થઇ તેમને પણ ફોસલાવીને સહુ કોઇને ભેટીને ચુંબન કરતો. | |
| ૧૫ ; ૭–૧૨. | માનતા ઉતારવાનું બહાનું બતાવીને દાઉદ પાસેથી હેબ્રોન જવાની આબ્શાલોમે રજા લીધી ; ને બસેં જુવાનો પણ ભોળપણામાં તેની સાથે ગયા. વળી અહીથોફેલ જે દાઉદનો મંત્રી હતો તેને પણ સાથે લીધો. એ પ્રમાણે ફિસાદ જોરાવર થયો, કેમકે આબ્શાલોમની કુમકે લોક જાથુ વધતા ગયા. | |
| ૧૫; ૧૩-૧૮. | દંગો ઉઠયો છે એવી ખબર દાઉદ રાજાને મળી કે તરત તે યરૂશાલેમમાંથી નાઠો. તેની સાથે તેના સઘળા ચાકરો તથા પલેથીઓ એટલે અંગરક્ષકોની ટુકડીઓ અને એ ઉપરાંત છસેં ગિત્તી માણસો સાથે ગયા. | |

૨ શમૂએલ | ૧ કાળવૃત્તાંત

પરંતુ રાજમહેલ સંભાળવા સારૂ રાજાએ દસ ઉપપત્નીઓને ત્યાં રહેવા દીધી.

૧૫; ૧૯-૨૩. ઇત્તાય ગિત્તીને પોતાના સ્વદેશીઓ પાસે પાછા જવાની દાઉદે રજા આપી, છતાં ઇત્તાય દાઉદની કુમકે સ્થિર રહ્યો. પછી કિદ્રોન નાળું ઓળંગીને આગળ ચાલ્યા, ને આખો દેશ પોક મુકીને રડયો.

૧૫; ૨૪-૨૯. દાઉદે સાક્ષ્યકોષ યરૂશાલેમમાં પાછો મોકલ્યો અને સાદોક તથા અબ્યાથાર એ બે યાજકો પણ સાથે મોકલ્યા. વળી સાદોકનો દીકરો અહીમાઆસ અને અબ્યાથારનો દીકરો યોનાથાન તે પણ યરૂશાલેમમાં ચાલતી વાતની ખબર આપવા પાછા ગયા.

૧૫; ૩૦-૩૭. હૂશાય નામનો જે આર્કીનો વતની તે તુટેલાં ફાટેલાં વસ્ત્ર પહેરીને દાઉદને મળવા આવ્યો, પણ દાઉદે તેને ફરમાવ્યું કે તારે તો આબ્શાલોમની પાસે જવું ને અહીથોફેલ જે સલાહ આપે તે સલાહ તારે કોઈ પણ રીતે રદ કરવી જોઈએ.

૧૬; ૧–૪. સીબા પણ ભેટ લઇને દાઉદ પાસે આવ્યો. તેણે પ્રગટ કર્યું કે દંગો થયાને લીધે મફીબોશેથ ખુશી થયો છે, કેમકે આ પ્રસંગે શાઉલનું રાજ્ય મારા હાથમાં આવે એવી આશા રાખી શકાય છે. એ વાત સાંભળીને દાઉદે સીબાને કહ્યું કે, મફીબોશેથની બધી જાગીર તે હું તારા હાથમાં સોંપું છું.

૧૬ ; ૫-૧૪. બાહૂરીમ ગામ પાસે, એટલે જૈતુન પહાડ તથા યરદનના આરા વચ્ચે, બિન્યામીની કુળનો શિમઇ નામનો માણસ આવ્યો કે જે દાઉદને સખત શાપ દેવા લાગ્યો, ત્યારે અબીશાયે તેના પર ધસી પડવાની રજા માગી, પણ દાઉદે તેમ કરવાની રજા આપી નહિ.

૧૬; ૧૫-૧૯. આબ્શાલોમ તથા તેનો મિત્ર અહીથોફેલ તથા બીજા દંગાખોરો યરૂશાલેમમાં પેઠા, એટલામાં હૂશાય મંત્રી પણ તેમને મળવા ગયો, ને તેમની સેવા કરવાનું પોતાનું મન બતાવ્યું.

૨ શમૂએલ ૧૬; ૨૦-૨૩. અહીથેફેલની સલાહ પ્રમાણે આબ્શાલોમે ઇસ્રાએલીઓના દેખતાં રાજમહેલના ધાબા પર તંબુ ઊભો કરાવ્યો, ને ત્યાં પોતાના પિતાની ઉપપત્નીઓની પાસે ગયો (જુઓ ૧૨; ૧૧, ૧૨, વળી ૧૧; ૨). ૧ કાળવૃત્તાંત

૧૭; ૧-૧૪. હવે પછી અહીથેફેલ મંત્રીએ એવી સલાહ આપી કે, તારે તો બાર હજાર માણસો સાથે લઇને એકદમ દાઉદ રાજાની પુઠે લાગવું; ને રાજા એકલાનેજ મારવો, એટલામાં બાકીના બીજા બધા તારી ગમના થશે. પણ એ સલાહ રદ કરવા હૂશાય ઊભો થયો, ને તેમ કરવાની ના પાડી, પણ કહ્યું કે, દાનથી તે બેરશેબા સુધી બધા ઇસ્રાએલીઓની સભા ભરવી, ને ત્યાર પછી જો દાઉદની પુઠે લાગશો તો તેનો તથા તેના બધા સાથીઓનો નાશ થશે. છેવટે હૂશાયથી આપેલી સલાહનો સ્વીકાર કરવામાં આવ્યો, કેમકે યહોવાહે અહીથેફેલની સારી સલાહ રદ કરવાનો નિર્ણય કર્યો હતો.

૧૭; ૧૫-૨૨. હવે એ બધી વાતની ખબર હૂશાયે યોનાથાન તથા અહીમાઆસની મારફતે દાઉદ પાસે પહોંચાડી. એઓ અમારામાંથી ગયા છે એવી જાણ થવાથી આબ્શાલોમના સેવકો તેમની પુઠે લાગ્યા. પણ આ બન્ને જુવાનો એક કુવામાં સંતાઈ ગયા, ને તે કુવાના ઢાંકણા પર એક સ્ત્રીએ ઉપણેલા દાણા નાખ્યા. એ પ્રમાણે બે જુવાનોનો બચાવ થયો. એમની મારફતે દાઉદને ઉપલી વાતની ખબર મળી ત્યારે દાઉદ તથા તેના સાથીઓ યરદન ઓળંગીને પૂર્વ ગમ ગયા.

૧૭; ૨૩. મારી સલાહ ગણકારવામાં આવી નથી એવું જાણી અહીથેફેલને કંટાળો આવ્યો, માટે તે પોતાને ઘેર ગયો, ને ત્યાં ફાંસી ખાઈ મરણ પામ્યો.

૧૭; ૨૪-૨૬. દાઉદ માહનાઇમ ગામ આગળ આવ્યો, પણ આબ્શાલોમે ગિલઆદ દેશમાં છાવણી કરી, ને આ વખતે અમાસા તેની ફોજનો સેનાપતિ હતો.

| | | |
|---|---|---|
| ૨ શમૂએલ ૧૭; ૨૭,૨૮. | માહનાઇમ ગામમાં દાઉદને નમસ્કાર કરવા તથા ભેટ આપવા સારૂ ત્રણ માણસ આવ્યા, એટલે માહાશનો દીકરો શોબી તથા આમ્મીએલનો દીકરો માખીર તથા બાર્ઝિલ્લાય ગિલઆદી. | ૧ કાળવૃત્તાંત |
| ૧૮; ૧-૮. | એફ્રાઇમના વનમાં લડાઇ થઇ (એટલે ગિલઆદ દેશના કોઇ પણ ઝાડવામાં). યોઆબ તથા અબીશાય તથા ઇત્તાય એ ત્રણ સરદારો રણક્ષેત્રમાં ઉતર્યાં તે પહેલાં દાઉદે તેમને કહ્યું કે, મારા દીકરા આબ્શાલોમ સાથે નરમાશથી વર્તવું. હવે પછી આબ્શાલોમનું સૈન્ય હાર્યું, ને તેજ દિવસે વીસ હજાર માણસની કાપાકાપી થઈ. | |
| ૧૮; ૯-૧૮. | આબ્શાલોમ પોતે નાસતો હતો ત્યારે વનના એક વૃક્ષની ડાળીમાં એનું માથું સપડાઈ ગયું. એ પ્રમાણે તે અધર ટંગાયો કે તરત યોઆબે તેના હૈયામાં ત્રણ ભાલા માર્યાં. વળી યોઆબના દસ શસ્ત્રધારે પણ આબ્શાલોમને માર્યો. પછી તેનું મુડદું મોટા ખાડામાં નાખ્યું, ને તેના ઉપર પથ્થરનો ઢગલો કીધો. | |
| | આબ્શાલોમે પોતે પોતાને માટે સ્મરણસ્થંભ ઊભો કીધો હતો. | |
| ૧૮; ૧૯-૩૨. | લડાઇનું પરિણામ જણાવવા દાઉદ પાસે બે માણસ આવ્યા. એક તો સાદોકનો દીકરો અહીમાઆસ હતો, પણ એણે દાઉદને આબ્શાલોમના મરણની ખબર આપી નહિ. | |
| | પણ બીજો તો યોઆબનો કુશી નોકર હતો કે જેણે બધી વાત જણાવી. | |
| ૧૮; ૩૩. | દાઉદે આબ્શાલોમ વિષે મોટો વિલાપ કીધો. | |
| ૧૯; ૧-૮. | વિલાપની બૂમ સાંભળવાથી યોઆબને ઘણું માઠું લાગ્યું માટે રાજા પાસે જઇને સાફ કહ્યું કે, જો તારી પ્રજાની આગળ તારૂં મ્હોં દેખાડીશ નહિ તો સઘળા લોક તને તજી દઇને આબ્શાલોમની ગમ નાસશે. ત્યારે રાજા ઉઠીને દરવાજામાં બેઠા, ને સઘળા લોક તેની પાસે આવ્યા. | |

૨ શમૂએલ ૧૯; ૯–૧૫. દાઉદના સુચવ્યા પ્રમાણે યહુદાહ કુળના વડીલોએ પોતાની પાસે પાછા આવવાની તેને વિનંતી મોકલી. દાઉદે આમ કરવાનું કબુલ કીધું, ને તેણે વચન આપ્યું કે, હવે પછી તો યોઆબને બદલે અમાસા મારો સેનાપતિ થશે. ૧ કાળવૃત્તાંત

૧૯; ૧૬-૪૩. યરૂશાલેમ પાછા જતાં જે થયું તે વિષેની વાત—

૧) શિમઇ દાઉદ પાસે માફી માગવા આવ્યો. અબીશાયે માફી આપવાની નાખુશી જણાવી, એમ છતાં પણ દાઉદે શિમઇને કહ્યું કે, તું નહિજ મરશે, અને રાજાએ તેની આગળ સમ ખાધા (કલમ ૧૬–૨૩).

૨) દાઉદ યરૂશાલેમ પહોંચ્યો ત્યારે મફીબોશેથ પણ તેને મળવા આવ્યો, ને તેણે ખુલ્લો ખુલાસો કરી આપ્યો કે, મારા વિષે સીબાએ વગોણું કર્યું છે દાઉદે જવાબ આપ્યો કે તું તથા સીબા બન્ને જાગીર વહેંચી લ્યો (કલમ ૨૪-૩૦).

૩) દાઉદની વિદાયગીરી કરવા બાર્ઝિલ્લાય જે એંશી વર્ષનો હતો તે પણ આવ્યો. એણે પોતાનો દીકરો કિમ્હામ દાઉદને હવાલે કીધો, એ માટે કે તેના પર દાઉદની મહેરબાની રહે. પછી દાઉદ, કિમ્હામ તથા બીજા બધા જણ યરદન નદી ઓળંગીને ગિલ્ગાલમાં આવ્યા (કલમ ૩૧–૪૦; વળી સરખાવો યિર્મે. ૪૧; ૧૭).

૪) યહુદાહ કુળને ને ઇસ્રાએલનાં બીજાં કુળોની વચમાં તકરાર થઇ, ને યહુદાહના લોકોએ કહ્યું કે, દાઉદને પાછો બોલાવવાનો અમારો હક છે, કેમકે દાઉદ અમારા કુળનો છે. પણ બીજા લોકોએ કહ્યું કે, તમે તો એકજ કુળના લોક છો, ને અમે દસ કુળના માણસ છીએ, તેથી રાજામાં દસ ભાગ અમારા ગણવા જોઇએ. પરંતુ યહુદાહના માણસોના શબ્દ ઇસ્રાએલના માણસોના શબ્દ કરતાં વધારે જુસ્સાદાર હતા (કલમ ૪૧–૪૩).

૨ શમૂએલ ૨૦; ૧, ૨. બિન્યામીન કુળના બિખ્રીના દીકરા શેબાએ દંગો ઉઠાવ્યો, ને ઇસ્રાએલના સર્વ માણસો તેની કુમકે ગયા, પણ યહુદાહના લોક રાજાને વળગી રહ્યા. ૧ કાળવૃત્તાંત

૨૦; ૩. દાઉદ યરૂશાલેમમાં પાછો આવ્યો ત્યારે તેણે પોતાની દસ ઉપપત્નીઓ વાસ્તે જોઇતો બંદોબસ્ત કીધો, પણ આયુષ્ય પર્યંત તેઓ વિધવા જેવી રહી.

૨૦; ૪-૧૩. શેબાનો બળવો સમાવવાને વાસ્તે દાઉદે પોતાની જે ફોજ મોકલી તેનો સેનાપતિ અમાસાને ઠરાવ્યો. પણ કોઈ પણ કારણસર અમાસાને આવતાં વાર લાગી, તેથી તેને બદલે અબીશાય ફોજનો ઉપરી થયો. પણ આગળ જતાં ફોજ ગિબઓન પાસે આવી, ત્યારે અમાસા પોતે સામો મળ્યો, ને આ તકનો લાભ લઇને યોઆબે પોતાને હાથે તેને મારી નાખ્યો.

૨૦; ૧૪-૨૨. મેરોમનાં પાણીથી ૭ ગાઉ આઘે આબેલ-બેથ-માઅખાહ ગામ છે, ત્યાં તેઓએ શેબાને આંતર્યો. તેજ શહેરમાં એક શાણી બાઇ હતી. એણીએ યોઆબ સાથે થોડું બોલ્યા પછી એવું કરાવ્યું કે, શેબાનું માથું કોટ પરથી ફેંકવામાં આવ્યું. હવે ઘેરો ઘાલનારી ફોજ ત્યાંથી નીકળી, અને યોઆબ પાછો રાજા પાસે આવ્યો.

૨૦; ૨૩-૨૬. દાઉદના મુખ્ય અમલદારોનાં નામની ટીપ.

૨૧; ૧-૧૦. શાઉલ રાજાએ કોઇએક પ્રસંગે ગિબઓનીઓની કાપાકાપી કરી હતી, એ પાપના કારણથી દેશમાં ત્રણ વર્ષ સુધી દુકાળ પડયો. હવે પ્રાયશ્ચિત્ત થાય માટે દાઉદે ગિબઓનીઓની વિનંતી પ્રમાણે એમના હાથમાં શાઉલના સંતાનમાંના સાત માણસ સોંપી દીધા; એટલે શાઉલની રિસ્પાહ ઉપપત્નીના જે બે દીકરા આરમોની તથા મફીબોશેથ નામના હતા તેઓ અને એ ઉપરાંત આદ્રીએલની પાસે શાઉલની દીકરી મીખાલ રહેતી હતી તેના પેટના પાંચ દીકરા. હવે ગિબઓનીઓએ ઉપલા સાત પુરૂષોને પર્વત ઉપર યહોવાહની

૨ શમૂએલ આગળ ફાંસીએ દીધા, પણ વાયુચર પક્ષીઓ અને વનચર પશુઓ તેમનાં મુડદાં ન ખાય માટે રિસ્પાહ ઉપપત્ની તેમની ચોકી કરવા બેઠી રહી. ૧ કાળવૃત્તાંત

૨૧; ૧૧-૧૪. એ વાતની ખબર દાઉદ રાજાને મળી તેથી ઉપલા સાત માણસોનાં હાડકાં તેણે એકઠાં કીધાં, ને યાબેશ-ગિલઆદીઓ પાસેથી શાઉલ તથા યોનાથાનનાં હાડકાં મંગાવ્યાં, ને બધાં હાડકાં બિન્યામીન કુળના શેલાહ ગામમાં કીશની કબરમાં રીતસર દાટયાં.

૨૧; ૧૫-૧૭. એક વખતે દાઉદ પલિસ્તીઓ સામા લડતો હતો ત્યારે યિશ્બી-બનોબ નામનો દૈત્ય તેના પર ધસી પડયો, પણ અબીશાયે વચમાં પડી દૈત્યને મારી નાખ્યો.

૨૧; ૧૮-૨૨. એક પછી એક એમ ત્રણ વાર પલિસ્તીઓ સામા લડતાં સિબ્બખાય તથા એલ્હાનાન તથા દાઉદનો ભત્રીજો યોનાથાન આ ત્રણ શૂરવીરોએ જે સાહસિક કામો કીધાં તે વિષે ટુંકી વાત. ૨૦; ૪-૮.

૨૨; ૧-૫૧. યહોવાહે દાઉદને તેના બધા શત્રુઓના તથા શાઉલના હાથમાંથી છોડાવ્યો તેજ વખતે તેણે ઉપકારસ્તુતિનું ગાયન કર્યું.

કલમ આ ગીતની સાથે ગીતશાસ્ત્રનું ૧૮મું ગીત સરખાવતાં બન્નેનું ખાસ મળતાપણું જણાય છે.

૨–૪ યહોવાહનું સંબોધન કરે છે.

૫–૭ દાઉદ જે જોખમમાં પડી ગયો હતો તે વિષે વાત ને જોખમથી બચાવ પમાડવાની બૂમ.

૮–૧૬ દાઉદના શત્રુઓને નસાડવાને માટે યહોવાહે પોતાને પ્રગટ કર્યો.

૧૭–૨૧ દાઉદના વિશ્વાસુપણાને લીધે યહોવાહે તેનો છુટકારો કર્યો હતો.

૨૨–૨૫ દાઉદ યથાર્થપણાથી પોતાનો વખત કહાડતો હતો તેનો તેને બદલો મળ્યો.

૨૬–૨૮ યહોવાહ માણસોની સાથે કેવી તરેહનો વહેવાર કરે છે.

| | | |
|---|---|---|
| ૨ શમૂ. ૨૨; કલ. ૨૯–૩૧ | યહોવાહ પોતાના લોકની સાથે વર્તતાં વિશ્વાસુપણું બતાવે છે, એ વિષે દાઊદને અનુભવ થયો હતો. | ૧ કાળવૃત્તાંત |
| ૩૨–૩૭ | યહોવાહ જે જીત પમાડનાર છે તેનું સ્તોત્રગાયન કર્યું. | |
| ૩૮–૪૩ | દાઊદના શત્રુઓનો નાશ થયો. | |
| ૪૪–૪૬ | યહોવાહે દાઊદનું રાજ્ય મજબુત કર્યું છે. | |
| ૪૭–૫૧ | છેવટની ઉપકારસ્તુતિ તથા આશીર્વચન. | |
| ૨૩; ૧-૭. | દાઊદનાં છેલ્લાં વચનો. દાઊદના સન્તાનમાં સનાતન રાજ્ય રહેશે એ વિષે યહોવાહે જે વચન કહ્યું હતું તે વચન પુરૂં પાડવા સંબંધી દાઊદ પોતાના મનમાંની ખાતરી પ્રગટ કરે છે. | |
| | દાઊદના શૂરવીરો તથા તેમનાં પરાક્રમી કામ વિષે. | |
| ૨૩; ૮-૩૯. ૮-૧૨. | મુખ્ય ત્રણ યોદ્ધાઓની વાત, એટલે (૧) યાશોબઆમ કે જેણે એકીવારે ત્રણસેં માણસો માર્યાં, (૨) એલઆઝાર, (૩) શામ્માહ. | ૧૧; ૧૦-૪૭. ૧૦-૧૪. |
| ૧૩-૧૭. | પલિસ્તીઓએ દાઊદની ટુકડી પર હુમલો કીધો, ત્યારે ત્રીસ મુખ્યોમાંના ત્રણ માણસ બેથલેહેમના કુવામાંથી દાઊદને માટે પાણી લાવવા ગયા, અને પાણી લઇને પાછા આવ્યા. | ૧૫-૧૯. |
| ૧૮-૨૩. | અબીશાયે જે પરાક્રમી કૃત્યો કીધાં તે વિષે. તેણે પોતાના ભાલાથી ત્રણસેં માણસ માર્યાં. વળી બનાયાહે મોઆબના અરીએલના બે દીકરા માર્યાં. વળી હીમના દિવસોમાં ખાડામાં ઉતરીને ત્યાં સિંહને મારી નાખ્યો. વળી એક મિસરીના હાથમાંથી ભાલો ખુંચવી લઇને તે વડે તે મિસરીને મારી નાખ્યો. | ૨૦-૨૫. |
| ૨૪-૩૯. | ત્રીસ મુખ્ય યોદ્ધાઓનાં નામ. | ૨૬-૪૧. |
| | મુખ્ય યોદ્ધાઓની ટીપમાં અધિક સોળ માણસનાં નામ ઉમેરેલાં છે. | ૪૧-૪૭. |
| | શાઊલ હૈયાત હતો ત્યારે દાઊદ એની પાસેથી નાસીને સિકલાગ ગામમાં રહેવા ગયો હતો, તે વખતે કોણ કોણ દાઊદ સાથે સામેલ હતા તેમનાં | ૧૨; ૧-૪૦. |

| ૨ શમૂએલ | | ૧ કાળવૃત્તાંત |
|---|---|---|
| | નામ. વળી દાઉદ સર્વ ઇસ્રાએલનો રાજા થાય માટે જેમણે તેની વિનંતી કરી તેમનાં નામની ટીપ. | |
| ૨૪ ; ૧-૯. | યોઆબે પોતાની નાખુશી બતાવ્યા છતાં પણ દાઉદે તમામ લોકની ગણત્રી કરવાનું ફરમાવ્યું. નવ માસ ને વીસ દિવસ વીત્યા બાદ ગણત્રી પુરી થઈ રહી, એટલે તરવાર તાણનાર શૂરવીર પુરૂષો કુલ્લે તેર લાખ નીકળ્યા, ઇસ્રાએલમાં આઠ લાખ ને યહુદાહમાં પાંચ લાખ. | ૨૧ ; ૧-૬. |
| ૨૪; ૧૦-૧૪. | ગાદ ભવિષ્યવાદીની હસ્તક દાઉદ આગળ ત્રણ જાતની સજા મુકવામાં આવી, એટલે ત્રણ વર્ષનો દુકાળ, નહિ તો ત્રણ માસ દુશ્મનોની આગળથી નાસવું, નહિ તો ત્રણ દિવસ સુધીની મરકી. | ૨૧ ; ૭-૧૩. |
| ૨૪; ૧૫-૧૭. | દાઉદે મરકીરૂપ સજા પસંદ કરી, તેથી મરકીથી પ્રજામાંના સિત્તેર હજાર લોક માર્યા ગયા. જ્યારે વિનાશક દૂત યરૂશાલેમ પાસે આવ્યો ત્યારે યહોવાહે તેનો હાથ બંધ રાખવાનું ફરમાવ્યું, માટે દૂત અરાવ્નાહ યબૂસીની ખળી પાસે થોભ્યો. | ૨૧; ૧૪-૧૭. |
| ૨૪; ૧૮-૨૫. | ગાદ ભવિષ્યવાદીના હુકમ પ્રમાણે દાઉદે રૂપાના પચાસ શેકેલ આપીને ખળી તથા બળદ વેચાતાં લીધાં. વળી તે જગ્યાની કિમ્મત બદલ ( કદાચ આખા મોરીયાહ પર્વતની ) છસેં શેકેલ સોનું ભરી આપ્યું. ત્યાર બાદ દાઉદે ઉભી કરેલી વેદી પર દહનીયાર્પણો તથા શાંત્યર્પણો ચઢાવ્યાં, અને હવે પછી મોરીયાહ પહાડ પર અર્પણ ચઢાવવું ઉચિત લાગ્યું (સરખાવો ૨ કાળ. ૩ ; ૧ ). | ૨૧; ૧૮-૨૨; ૧. |
| | યહોવાહનું મંદિર બાંધવા દાઉદે પોતે પુષ્કળ તૈયારી કીધી. | ૨૨ ; ૨–૫. |
| | યહોવાહને સારૂ ઘર બાંધવાની દાઉદે સુલેમાનને સોંપણી કરી. તેણે કહ્યું કે, સંકટમાં છતાં મેં યહોવાહના ઘરને સારૂ એક લાખ તાલંત સોનું, દસ લાખ તાલંત રૂપું, ને અણુતોલ લોઢું તથા પિત્તળ રાખી મુક્યું છે. [૧ તાલંત રૂપું=રૂ. ૫૧૩૦ આસરે; ૧ તાલંત સોનું=રૂ. ૮૨,૦૮૦ આસરે]. | ૨૨ ; ૬-૧૬. |

૨ શમૂએલ | વળી યહોવાહનું ઘર બાંધવા સારૂ ઇસ્રાએલના સરદારો પણ મદદ કરે એવી દાઉદે ભલામણ કરી. | ૧ કાળવૃત્તાંત ૨૨; ૧૭-૧૯.

ત્રીસ વર્ષથી મોટી ઉમ્મરના જે ૩૮,૦૦૦ લેવીઓ હતા તેમના નીચે પ્રમાણે ચાર જુદા વર્ગ પાડયા. ૨૩ ; ૧–૫.

૧) ૨૪,૦૦૦ માણસે યહોવાહના ઘરના કામ પર દેખરેખ રાખવી.

૨) ૬,૦૦૦ માણસો અમલદારો તથા ન્યાયાધીશનું કામ કરે.

૩) ૪,૦૦૦ માણસો દ્વારપાળનું કામ કરે.

૪) ૪,૦૦૦ માણસો સ્તુતિ કરવાનાં વાજિંત્ર વગાડે.

લેવી કુળની વારા ટોળીઓ ત્રણ પાડી, એટલે ગેર્શોનીઓની (કલમ ૭–૧૧), કહાથીઓની (કલમ ૧૧–૨૦), મરારીઓની (કલમ ૨૧–૨૩). ૨૩ ; ૬-૨૩.

લેવી કુળના માણસોને માથે જે સામાન્ય ફરજ મુકવામાં આવી તે વિષે. ૨૩; ૨૪-૩૨.

યાજકોની જે ચોવીસ વારા ટોળીઓ હતી તેમનાં નામ (અબીયાહની જે ૮ મી ટોળી તેની સાથે સરખાવો લુક ૧ ; ૫). ૨૪ : ૧-૧૯.

ઉપલી ચોવીસ વારા ટોળીઓ ઉપરાંત લેવી કુળના માણસોના જે અધિક વર્ગ થયા તે વિષે. ૨૪; ૨૦-૩૧.

સ્તોત્ર ગાનારામાં જે મુખ્ય, એટલે આસાફ તથા હેમાન તથા યદૂથૂન, એ ત્રણેના પુત્રોનાં નામ. બધા મળીને યહોવાહનું ગાયન કરવામાં કેળવાએલા એવા ૨૮૮ નીકળ્યા. ૨૫ ; ૧-૮.

ગાયકગણના જે ચોવીસ મુખ્ય હતા તેમનાં નામ. દરેક ગણમાં બાર મેમ્બરો હતા, માટે ચોવીસ ગાયકગણમાંના કુલે ૨૮૮ થયા. ૨૫; ૯-૩૧.

દ્વારપાળોની વારા ટોળીઓ વિષે. હવે પવિત્ર જગ્યાની ચારે તરફ એ દ્વારપાળોની કેવી ગોઠવણ કરવી એ બાબત ચિઠ્ઠી નાખવામાં આવી. ૨૬ : ૧-૧૯.

| | | |
|---|---|---|
| ૨ શમૂએલ | અમલદારો તથા ન્યાયાધીશો વિષે વાત. એઓ તો ૬,૦૦૦ હતા, ને તેઓમાંના ૪,૪૦૦ હેબ્રોનીઓ હતા, બાકીના ૧,૬૦૦ ગેર્શોની તથા આમ્રામી તથા યિસ્હારી કુળમાંના હતા. ન્યાયાધીશો તો ન્યાયનો અમલ ચલાવતા, ને અમલદારો વસુલાત ભેગી કરાવતા હતા. | ૧ કાળવૃત્તાંત ૨૬; ૨૦-૩૨. |
| | મહિના મહિનાના વારા પ્રમાણે ફોજની બાર ટુકડી ઠરાવી તેમના સહસ્રાધિપતિઓ તથા શતાધિપતિઓ વિષે. | ૨૭; ૧-૧૫. |
| | ઇસ્રાએલનાં કુળો પર દિવાની ખાતાના ઉપરીઓ ઠરાવ્યા તે વિષે. | ૨૭; ૧૬-૨૪. |
| | રાજાના ખાસ ભંડાર પર જે ઉપરીઓ ઠરાવ્યા તે વિષે. | ૨૭; ૨૫-૩૧. |
| | રાજાના મંત્રીમંડળના સભાસદો વિષે. | ૨૭; ૩૨-૩૪. |
| | મંદિરનું બાંધકામ ચલાવવા વિષે દાઉદે લોકની તથા સુલેમાનની આગળ ભાષણ કર્યું. | ૨૮; ૧-૧૦. |
| | મંદિર તથા તેની સામગ્રીનો નકશો દાઉદે સુલેમાનને સોંપ્યો. વળી એજ બાંધકામ ચલાવવાનો સુલેમાનને તેણે આગ્રહપૂર્વક બોધ આપ્યો. વળી તેણે કહ્યું કે, એ કામ ચલાવવામાં યહોવાહ તને નિત્ય મદદ કરશે, અને લેવી લોક તથા સઘળા કાબેલ કારીગરો પણ એમાં ખુશીથી ભાગ લેશે. | ૨૮; ૧૧-૨૧. |
| | દાઉદે જે બોધ તથા નમુનો આપ્યો હતો તે જોઇને સરદારો તથા સહસ્રાધિપતિઓ તથા શતાધિપતિઓ તથા મુકાદમોએ રાજી ખુશીથી પોતપોતાનું અર્પણ ભરી આપ્યું. દાઉદે પોતે ૩,૦૦૦ તાલંત સોનું તથા ૭,૦૦૦ તાલંત રૂપું અર્પી દીધું. પછી અમીરોએ પણ ૫,૦૦૦ તાલંત સોનું તેમજ ૧૦,૦૦૦ દારેક નામની મોહોર તથા ૧૦,૦૦૦ તાલંત રૂપું તથા ૧૮,૦૦૦ તાલંત પિત્તળ તથા ૧૦૦,૦૦૦ તાલંત લોઢું આપી દીધું. | ૨૯; ૧-૯. |
| | યહોવાહના મંદિરના બાંધકામને સારૂ ઉપલાં બધાં અર્પણો રજુ કરવામાં આવ્યાં, તે સંબંધમાં દાઉદે યહોવાહની સ્તુતિ કીધી. | ૨૯; ૧૦-૧૯. |

૧ રાજા   તેજ દિવસે તથા બીજે દિવસે મહાભારત યજ્ઞા- ૧ કાળવૃત્તાંત
પર્ણો ચઢાવ્યા બાદ પ્રજાની સભા બરખાસ્ત થઈ. ૨૯;૨૦-૨૨.

૧ ; ૧–૪. દાઉદ વૃદ્ધ થયાને લીધે તેને છેક નબળાઇ થવા લાગી, તેથી તેની સારવાર કરવાને વાસ્તે અબીશાગ નામની એક શૂનામ્મી સ્ત્રીને બોલાવી.

૧ ; ૫–૧૦. દાઉદનો એક દીકરો અદોનીયાહ નામનો હતો (કદાચ અદોનીયાહ આ વખતે દાઉદનો જ્યેષ્ઠ દીકરો હતો). તેણે પોતાને માટે ગાદી રાખવા પક્ષ ઉભો કીધો. એની તરફે યોઆબ સેનાપતિ તથા અબ્યાથાર યાજક બન્ને હતા. એન-રોગેલ ગામમાં અદોનીયાહે પોતાના પક્ષમાં ઘણાં માણસ ભેગાં કીધાં અને એમની આગળ યજ્ઞાર્પણો ચઢાવ્યાં. (સુલેમાન બાદ કરતાં દાઉદના બધા દીકરા પણ એની ગમના હતા).

૧ ; ૧૧-૧૪. નાથાન ભવિષ્યવાદીએ બાથ-શેબા પાસે આવીને સલાહ આપી કે, તારે તો દાઉદની હજુરમાં જવું જોઇએ, ને અદોનીયાહના કરેલા કામ વિષે ખબર આપવી.

૧ ; ૧૫-૨૧. નાથાનના શીખવ્યા પ્રમાણે બાથ-શેબાએ રાજાને બધી ખબર કહી.

૧ ; ૨૨-૨૭. બાથ-શેબા રાજાની સાથે હજુએ બોલતી હતી એટલામાં નાથાન ભવિષ્યવાદી માહે આવ્યો, ને તેણે પણ દાઉદને ખબર આપી કે, તારા દીકરા અદોનીયાહે પોતાને રાજા પ્રગટ કર્યો છે.

૧ ; ૨૮-૪૦. દાઉદના હુકમ પ્રમાણે સુલેમાનને ગીહોન લઇ જઇને ત્યાં જાહેરાંત સભા આગળ તેને રાજા તરીકે અભિષિક્ત કીધો. આ ક્રિયા પાળનાર તો સાદોક યાજક હતો, ને પાસે ઊભેલાએ ક્રિયા પુરી થઇ ત્યારે ઘણો મોટો હોકારો કીધો.

૧ ; ૪૧-૫૩. સુલેમાનનો અભિષેક થયો છે ને તેનો ઢંઢેરો પિટાવીને રાજા પ્રગટ કર્યો છે, એવી ખબર અબ્યાથારના દીકરા યોનાથાનની હસ્તક અદોનીયાહને મળી. એ વાત સાંભળીને અદોનીયાહ

૧ રાજા ગભરાયો, ને આશરો પામવા વેદીનાં શિંગને ઓથે સંતાયો. હવે તો સુલેમાને તેને કહાવ્યું કે, ત્યાંથી નીકળીને તું સારી રીતે વર્તશે તો તને કંઈ પણ ઈજા થશે નહિ; માટે અદોનીયાહે ત્યાંથી નીકળીને સુલેમાન રાજાને નમસ્કાર કીધા.

૨ ; ૧–૧૦. દાઉદ વૃદ્ધ થયો માટે સુલેમાનને બોલાવીને તેને છેલ્લામાં છેલ્લી શિખામણ આપી. તેણે પોતાના દીકરાને યહોવાહને માર્ગે ચાલવાનું ફરમાવ્યું; પછી તેને એવી આજ્ઞા આપી કે યોઆબ તથા શિમઇએ મારૂં ઘણું નુકસાન કર્યું છે, તેથી તેમને તારે વાજબી બદલો આપવો. વળી બાર્ઝિલ્લાયના દીકરા પર તારે મહેરબાની રાખવી. પછી દાઉદ મરણ પામ્યો ને યરૂશાલેમમાં દટાયો.

## સુલેમાન રાજા, ૯૭૮–૯૩૮ ઈ. સ. પૂ.

૧ રાજા. ૨ ; ૧૨. હવે સુલેમાન એકલો ગાદીપતિ થયો ને તેનું રાજ ઘણું સ્થિર થયું. ૧ કાળવૃત્તાંત ૨૯; ૨૩-૨૫.

૨ ; ૧૧. દાઉદની કારકીર્દીની મુદ્દત વિષે વાદી, એટલે દાઉદે હેબ્રોનમાં સાત વર્ષ સુધી રાજ કર્યું, ને ત્યાર બાદ યરૂશાલેમમાં તેત્રીસ વર્ષ રાજ કીધું. આ કારકીર્દી સંબંધી હકીકત નીચલાં પુસ્તકોમાં મળી આવે છે, એટલે શમૂએલ ભવિષ્યદર્શકનો ઇતિહાસ તથા નાથાન ભવિષ્યવાદીનો ઇતિહાસ તથા ગાદ ભવિષ્યદર્શકનો ઇતિહાસ. ૨૯; ૨૬-૩૦.

[**ટીકા.** દાઉદના વખતમાં મુખ્ય યાજકપદ બે જણના હાથમાં હતું, એટલે સાદોકના તથા અબ્યાથારના હાથમાં. હવે સાદોક તો હારૂનના વંશનો, એટલુંજ નહિ પણ હારૂનના **ત્રીજા** દીકરા એટલે એલઆઝારના સંતાનમાંનો હતો: એના હાથમાં યાજકપદ આવે એમાં નવાઈ નથી. પણ અબ્યાથારની વાત જુદી છે. તે હારૂનવંશનો હતો ખરો, પણ હારૂનનો જે **ચોથો** દીકરો એટલે ઇથામારના સંતાનમાંનો હતો, જુઓ ૧ કાળ. ૨૪; ૩. નિર્ગ. ૬ ; ૨૩. એના હાથમાં યાજકપદ કેમ આવ્યું? અબ્યાથાર એલીના કુટુંબનો હતો: ને એ ઉપરાંત પણ અબ્યાથારના બાપ અહીમેલેખે દાઉદને નાસતાં ભારે મદદ કીધી હતી માટે તે પોતે માર્યો ગયો હતો. હવે એ બન્ને કારણ માટે અબ્યાથારના હાથમાં પ્રમુખ્યયાજકપદ આવ્યું હશે.]

૨ ; ૧૩-૨૫. અદોનીયાહે બાથ-શેબાને વિનંતી કરી કે તારે તારા દીકરા સુલેમાનની હજુરમાં જઇને મારે વાસ્તે અબીશાગ શૂનામ્મીને સ્ત્રી કરી લેવાની રજા માગવી. સુલેમાને એ વિનંતી સાંભળી કે તરત અદોનીયાહને મારી નાખવાનો બનાયાહ સરદારને હુકમ કીધો.

| | | |
|---|---|---|
| ૧ રાજા ૨ ; ૨૬, ૨૭. | સુલેમાને અબ્યાથારને માથે એવી ફરજ પાડી કે હવે તો તારે અનાથોથ ગામમાં જઇને ત્યાંજ ખાનગીમાં તારા આયુષ્ય પર્યંત રહેવું. એ પ્રમાણે નિમકહરામ યાજક અબ્યાથાર પદભ્રષ્ટ કરાયો, ને એલીના ઘર વિષે યહોવાહનું ભવિષ્યવચન પુરૂં થયું, (૧ શમૂ. ૨ ; ૩૧-૩૬). હવે પછી રાજા પાસે એકજ પ્રમુખ્યયાજક રહ્યો, એટલે સાદોક, તથા સાદોક પછી તેના સંતાનના. | ૨ કાળવૃત્તાંત |
| ૨ ; ૨૮-૩૫. | યોઆબ સેનાપતિ વેદીનાં શિંગને ઓથે આશરો પામવા નાઠો, એમ છતાં પણ સુલેમાનના હુકમ પ્રમાણે બનાયાહે ત્યાંજ તેને મારી નાખ્યો, ને તે અરણ્યમાં તેના પોતાના ઘરમાં દટાયો. હવે યોઆબને બદલે બનાયાહ સેનાપતિ થયો. | |
| ૨ ; ૩૬-૪૬. | શિમઇને ફરમાવવામાં આવ્યું કે તારે તો યરૂશાલેમમાંજ તારા બધા દિવસો કાઢવા, નગરમાંથી નિકળવાની વારમાંજ તું માર્યો જઇશ. ત્રણ વર્ષ વીત્યા પછી શિમઇના બે નોકરો ગાથના રાજા આખીશ પાસે નાસી ગયા; માટે તેમને પાછા લાવવા તેમની પાછળ શિમઇ ગયો. હવે એ વાતની ખબર સુલેમાનને મળી કે તરત તેણે બનાયાહના હાથથી શિમઇને મારી નખાવ્યો. | |
| ૩ ; ૧–૩. | મિસરના રાજા ફારૂનની દીકરી સાથે સુલેમાને લગ્ન કીધાં. ઉંચસ્થાનોમાં યજ્ઞાર્પણો હજી ચઢાવવામાં આવતાં હતાં. | |
| ૩ ; ૪. | દેવનો મુલાકાતમંડપ ગિબઓન ગામમાં હતો માટે સુલેમાને ત્યાં જઇને પિત્તળની વેદી પર એક હજાર દહનીયાર્પણ ચઢાવ્યાં. | ૧ ; ૧–૬. |
| ૩ ; ૫–૧૫. | એજ ગિબઓન ગામમાં સુલેમાને યહોવાહનું દર્શન સ્વપ્નમાં દીઠું. યહોવાહ પાસેથી કાંઈ પણ ભેટ માગવાની ફરજ સુલેમાનને થઇ, તે પરથી તેણે જ્ઞાન તથા સમજણરૂપ દાન પામવાની વિનંતી કરી, કેમકે મહાન પ્રજાનો ન્યાય કોણ કરી શકે? એની માગણી પ્રમાણે પ્રભુએ દાન આપ્યું એટલુંજ નહિ | ૧ ; ૭–૧૩. |

| ૧ રાજા. | | ૨ કાળવૃત્તાંત |
|---|---|---|
| | પણ તે ઉપરાંત અપાર ધન તથા સંપત્તિ તથા ગૌરવ અધિક આપ્યાં. | |
| ૩; ૧૬-૨૮. | બે વેશ્યાઓની વચમાં જે તકરાર હતી તેનો સુલેમાને વ્યાજબી તોડ કર્યો, તેથી સઘળા ઈસ્રાએલીઓને રાજાનો ભય ઉત્પન્ન થયો, કેમકે તેમણે જોયું કે ન્યાય કરવા સારૂ દેવનું જ્ઞાન તેનામાં છે. | |
| ૪; ૧-૨૦. | સુલેમાનના મુખ્ય અમલદારોની ટીપ. વળી રાજા તથા તેના પરિવારને વાસ્તે ખોરાકી જોઇએ માટે મહિનાદીઠ બાર અમલદારને ઠરાવ્યા. | |
| ૪; ૨૧-૨૮. | સુલેમાનના રાજનો વિસ્તાર થયો તે સંબંધી વાત. તેની ખોરાકી તથા તેના રથો તથા ઘોડા વિષે જે બધું તૈયાર કરતા તેની યાદી. | |
| ૪; ૨૯-૩૪. | સુલેમાનના ઘણા જ્ઞાન તથા સમજણ વિષે સુચના. તે ૩,૦૦૦ દષ્ટાંતવચનો બોલ્યો ને તેનાં ગીત ૧,૦૦૫ હતાં. વળી વનસ્પતિનું તથા પ્રાણીમાત્રનું તેણે બ્યાન પણ કર્યું. સર્વે લોકોએ તેના જ્ઞાન વિષે સાંભળ્યું ને તેનું જ્ઞાન સાંભળવા સારૂ આવતા. | |
| ૫; ૧–૧૨. | મંદિરના બાંધકામને અર્થે તૈયારી કીધી. એરેજ-વૃક્ષનાં તથા દેવદારનાં લાકડાં તથા સોનું એ બધું સૂરના રાજા હીરામે લબાનોનથી મોકલીને જોપ્પા બંદર સુધી તરાપા બાંધીને પહોંચાડયું. વળી એજ રાજાએ હુરામ નહિતો હીરામ નામનો એક નિપુણ કારીગર પણ મોકલ્યો. એના બદલામાં સુલેમાન રાજા વરસોવરસ સૂરના રાજા પર પુષ્કળ ઘઉં તથા જવ તથા તેલ તથા દ્રાક્ષરસ મોકલતો (સરખાવો ૧ રા. ૯; ૧૦–૧૪ : ૨ કા. ૮; ૧, ૨). સુલેમાનના તાબાના મજુરો પણ પુષ્કળ હતા, એટલે ભાર ઉંચકનારા ૭૦,૦૦૦, અને લાકડાં ઘડનારા ૮૦,૦૦૦, અને મુકાદમો ૩,૬૦૦. | ૨; ૧–૧૬. |
| ૫; ૧૩–૧૮. | લબાનોન પહાડ પર જોઈતું કામ પુરૂં કરવા માટે સુલેમાને ૩૦,૦૦૦ માણસની જમાબંધી કીધી. ૧૦,૦૦૦ માણુસ તેજ પર્વત પર એક માસ સુધી | ૨; ૧૭, ૧૮. |

| | | |
|---|---|---|
| ૧ રાજા. | કામ કરે ને બે માસ પોતાને ઘેર જાય. અદોનીરામ નામનો અમલદાર તમામ જમાબંધી પર હતો. સરખાવો ૧ રા. ૧૨ : ૧૬–૧૮ : ૨ કા. ૧૦ ; ૧૬–૧૯. | ૨ કાળવૃત્તાંત |
| ૬;૧,૩૭,૩૮. | મંદિરનું બાંધકામ શરૂ કર્યાની તારીખ જણાવી છે, એટલે નિર્ગમનના વખત પછી ૪૮૦ વર્ષ વીતી ગયાં હતાં, ને સુલેમાનની કારકીર્દીના ૪ થા વર્ષના ૨જા માસમાં બાંધકામ શરૂ થયું. મંદિર બાંધવાનું સ્થાન મોરીયાહ પહાડ પર હતું. વળી સુલેમાનની કારકીર્દીના ૧૧ મા વર્ષના ૮ મા માસે બાંધકામ પુરૂં થયું, તેથી એવું જણાય છે કે બાંધકામ બરાબર સાડાસાત વર્ષ સુધી ચાલ્યું. | ૩ ; ૧, ૨. |
| ૬ ; ૨–૧૦. | મંદિરના માપ વિષે. લંબાઇ ૬૦ હાથની, પહોળાઈ ૨૦ હાથની, ને ઉંચાઇ ૩૦ હાથની. તેની પરશાળ તથા માળ વિષે વર્ણન. ખાણમાંથી તૈયાર કરીને આણેલા પત્થરોથી આ મંદિર બંધાતું હતું, ને બાંધવાની વેળા તેમાં હથોડી કે કુવાડી કે લોઢાના કોઇ પણ હથિયારનો અવાજ સંભળાતો ન હતો. | ૩ : ૨–૪. |
| ૬ ; ૧૧–૧૩. | યહોવાહે સુલેમાનને એવું વચન આપ્યું કે તું મારી સર્વ આજ્ઞાઓ પાળીને તેઓમાં ચાલીશ તો ઈસ્રાએલપુત્રો મધ્યે હું વાસો કરીશ. | |
| ૬ ; ૧૪–૨૨. | પરમપવિત્રસ્થાન અને પવિત્રસ્થાન માટેનો જે સામાન તેની હકીકત. ત્યાંનું બધું લાકડું સોનાથી મઢેલું હતું, ને તેની ભીંત પર કરૂબો કોતરેલા હતા. | ૩ ; ૫–૯. |
| ૬ ; ૨૩–૩૦. | પરમપવિત્રસ્થાનમાં સોનાથી જડેલા જૈત કાષ્ટના બે કરૂબો ઊભા કીધા ને દેવવાણીસ્થાન આગળ, નીલા તથા જાંબુઆ તથા કિર્મજી રંગનો ઝીણાં સણનો પડદો રાખ્યો ; તેના પર પણ કરૂબો પાડયા. | ૩; ૧૦–૧૪. |
| ૬ ; ૩૧-૩૬. | પવિત્રસ્થાનનાં કમાડ તેમજ મંદિરનાં કમાડ જેના બે કકડા બેવડા વાળી શકાતા હતા તેનું વર્ણન. યાજકોનું આંગણું, જેને માહેનું આંગણું પણ કહે છે, તેની હકીકત. | |

| | | |
|---|---|---|
| ૧ રાજા. ૭ ; ૧-૧૨. | સુલેમાને બીજું પણ બાંધકામ કરાવ્યું. પોતાને માટે લબાનોનના અરણ્ય નામનું ઘર બંધાવ્યું; ને પોતાની સ્ત્રી જે ફારૂનની દીકરી હતી તેને સારૂ પણ એક ઘર બંધાવ્યું. | ૨ કાળવૃત્તાંત |
| ૭ ; ૧૩-૨૨. | હીરામ, કે જેનો બાપ સૂરનો વતની હતો, ને જેની મા દાન કુળની હતી પણ તેણીનો બાપ નાફતાલી કુળનો હતો, એજ નિપુણ કારીગરને સુલેમાને બોલાવ્યો. તેથી તે આવ્યો ને પિત્તળ ગાળીને બે થાંભલા બનાવ્યા, એઓને મંદિરની પરશાળમાં ઊભા કીધા; એક થાંભલાનું નામ યખીન (એટલે તે મજબુત કરશે), અને બીજાનું નામ બોઆઝ (એટલે તેમાં બળ છે), એવાં નામ પાડયાં. | ૩ ; ૧૫-૧૭. |
| | દહનીયાર્પણની પિત્તળની વેદીનું માપ, એટલે ૨૦ હાથ×૨૦ હાથ×૧૦ હાથ. | ૪ ; ૧. |
| ૭ ; ૨૩-૨૬. | હીરામ કારીગરે ભરતર કામનો જે કુંડ બનાવ્યો તેની હકીકત. એજ કુંડમાં યાજકોએ પોતાનું સ્નાન કરવું. | ૪ ; ૨-૫. |
| ૭ ; ૨૭-૩૭. | ૩૮ મી કલમમાં જે દસ કુંડની વાત છે તેમને સારૂ પિત્તળના દસ ચોતરા પણ બનાવ્યા. | |
| ૭ ; ૩૮,૩૯. | ઉપલા દસમાંના દરેક ચોતરા પર એકેક કુંડું મુકયું. એમાં તો દહનીયાર્પણને લગતા પદાર્થો ધોવામાં આવતા. | ૪ ; ૬. |
| | હીરામે સોનાનાં દસ દીપવૃક્ષ તથા દસ મેજ તથા સોનાનાં એક સો તપેલાં બનાવ્યાં. વળી યાજકોનું આંગણું તથા મોટું આંગણું તેમને સારૂ પણ કમાડો બનાવવામાં આવ્યાં. | ૪ ; ૭–૯. |
| ૭ ; ૪૦-૫૧. | ઓપ ચઢાવેલાં પિત્તળનાં હીરામે બનાવેલાં નાના પ્રકારનાં વાસણો. વળી મંદિરનાં સોનાનાં વાસણો પણ હાલ બનાવ્યાં. હવે મંદિરને લગતું બધું કામ પુરૂં થયું. વળી જેટલાં સોનાનાં તથા રૂપાનાં વાસણો દાઉદે સમર્પિત કીધાં હતાં તેમને યહોવાહના ઘરના ભંડારમાં ભરી મુકયાં. | ૫ ; ૧. |

| | | |
|---|---|---|
| ૧ રાજા. ૮ ; ૧-૧૧. | જે સાક્ષ્યકોષમાં પત્થરની બે પાટીઓ હતી તે કોષ તથા બધાં પવિત્ર વાસણો ગિબઓનમાંથી લાવીને મોરીયાહ પહાડ પર બાંધેલા નવા મંદિરમાં લાવ્યા. ત્યારબાદ યહોવાહના ગૌરવથી મંદિર ભરાયું. સરખાવો નિ. ૪૦ ; ૩૪, ૩૫. | ૨ કાળવૃત્તાંત ૫ ; ૨-૧૪. |
| ૮; ૧૨-૨૧. | સુલેમાને લોકોના સમુદાય આગળ ભાષણ કીધું. દાઉદે યહોવાહને માટે ઘર બાંધવાની ઇચ્છા રાખી હતી, પણ યહોવાહે દાઉદને નહિ પણ સુલેમાનને એ કામ કરવાની પરવાનગી આપી, એ વિષે હકીકત કરે છે. | ૬ ; ૧-૧૧. |
| ૮; ૨૨-૫૩. | મંદિરની પ્રતિષ્ઠાક્રિયાને વખતે સુલેમાને જે પ્રાર્થના કીધી તે. | ૬ ; ૧૨-૪૨. |
| કલ. ૨૩,૨૪. | કરાર પાળનાર એવો દેવ યહોવાહ પ્રગટ થયો છે, તેનું સુલેમાને સંબોધન કર્યું. | કલ. ૧૪,૧૫. |
| ,, ૨૫. | ૧લી વિનંતી. ઈસ્રાએલના રાજ્યાસન પર બેસનાર માણસ દાઉદના સન્તાનમાંથી કદી ખુટે નહિ એવું કરાવીને યહોવાહ દાઉદ સાથે બાંધેલો કરાર પાળે, એવી વિનંતી. | ,, ૧૬. |
| ,, ૨૬-૨૯. | ૨જી વિનંતી. જે પવિત્ર ઘર પર યહોવાહનું નામ હાલ પાડેલું છે તે ઘર તરફ યહોવાહની આંખ નિત્ય ઉઘાડી રહે. | ,, ૧૭-૨૦. |
| ,, ૩૦. | ૩જી વિનંતી. આ ઘરમાં પ્રભુની આગળ પ્રાર્થના કરવામાં આવે તો, હે આકાશવાસી યહોવાહ, તું તે પ્રાર્થના સાંભળજે. | ,, ૨૧. |
| ,, ૩૧,૩૨. | દાખલો ૧લો. જેમકે કોઈએ જુઠા સમ ખાધા હોય, તો યહોવાહ એવા અન્યાયી માણસને બદલો ભરી આપે ને તેના સામાવાળાનો હક સાચવે. | ,, ૨૨,૨૩. |
| ,, ૩૩,૩૪. | દાખલો ૨જો. શત્રુઓએ ઇસ્રાએલપુત્રોને માર્યા હશે, પણ ત્યાર બાદ ઈસ્રાએલીઓ પસ્તાવો કરે, તો યહોવાહ તેમનો છુટકારો કરે. | ,, ૨૪,૨૫. |
| ,, ૩૫,૩૬. | દાખલો ૩જો. દુકાળ પડયો હોય ત્યારબાદ ઈસ્રાએલીઓ પસ્તાવો કરે, ત્યારે તું વરસાદ મોકલજે. | ,, ૨૬,૨૭. |

| | | |
|---|---|---|
| ૧ રાજા. ૮; ૩૭-૪૦. | દાખલો ૪થો. ઇસ્રાએલી લોકપર મરકી કે બીજો કોઇ અનર્થ આવ્યો હોય ને ત્યારબાદ જો તેઓ પસ્તાવો કરે, તો મરકી તથા અનર્થ નીકળી જાય. | ૨ કાળવૃત્તાંત ૬; ૨૮-૩૧. |
| ,, ૪૧-૪૩. | દાખલો ૫મો. કોઈ પણ પરદેશી માણસ આ ઘરમાં આવીને પ્રાર્થના કરે, તો તેની પ્રાર્થના સાંભળજે. | ,, ૩૨,૩૩. |
| ,, ૪૪,૪૫. | દાખલો ૬ ઠો. યહોવાહના ફરમાવ્યા મુજબ ઇસ્રાએલીઓ યુદ્ધ કરવા નીકળ્યા હોય ને ત્યાં એજ ઘર ભણી વળીને કોઇ યહોવાહની પ્રાર્થના કરે, તો તે પ્રાર્થના તું સાંભળજે. | ,, ૩૪,૩૫. |
| ,, ૪૬-૫૩. | દાખલો ૭મો. કોઈ પણ ઈસ્રાએલીઓ બંદીવાન થયા હોય, તો ત્યાર બાદ તેઓનું સાંભળીને તેમને ક્ષમા કરજે. | ,, ૩૬-૩૯. |
| | પ્રાર્થનાનું સમાપ્તિવચન. એમાં વિનંતી કરેલી છે કે યહોવાહ મંદિરમાં હાજરાહજુર રહે, ને તેના યાજકો તથા ભકતો પવિત્રાઇમાં વૃદ્ધિ પામે. | ,, ૪૦-૪૨. |
| ૮; ૫૪-૬૧. | ઈસ્રાએલના સમુદાયને સુલેમાનથી અપાએલું આશીર્વચન. દેવે આકાશમાંથી અગ્નિ મોકલીને સમઅર્પિત કરેલા મંદિરનો સ્વીકાર કર્યો. | ૭; ૧–૩. |
| ૮; ૬૨-૬૬. | વેદીની પ્રતિષ્ઠાક્રિયા ચલાવતાં સાત દિવસ લાગ્યા, એટલામાં ૨૨,૦૦૦ બળદ ને ૧,૨૦,૦૦૦ ઘેટાં ચઢાવ્યાં ; ત્યાર પછી સાત દિવસની મિજબાની થઈ, અને ૭મા માસની ૨૩મી તારીખે બધું કામ ખલાસ થયું. | ૭; ૪–૧૦. |
| ૯; ૧–૯. | રાતને વખતે ઈશ્વરે સુલેમાનને દર્શન દીધું. આ પ્રસંગે તેણે મંદિરનો સ્વીકાર કરવાની ફરીથી કબુલાત કીધી. વળી તેણે ફરીથી એવું વચન આપ્યું કે ઈશ્વરના વિધિઓ તથા નિયમો રીતસર પળાય તો સુલેમાનના વંશનાં માણસો સદા સુધી ગાદી પર બેસશે. | ૭; ૧૧,૧૨. |
| ૯; ૧૦-૧૪. | બાંધકામ બધાં મળીને વીસ વર્ષ ચાલ્યું ત્યાર બાદ સુલેમાને સૂરના રાજા હીરામને ભેટ દાખલ ગાલીલ પ્રાંતમાંનાં વીસ નગરો આપી દીધાં. પણ | ૮; ૧, ૨. |

| | | |
|---|---|---|
| ૧ રાજા. | જ્યારે હીરામ રાજાએ નગરો જોયાં ત્યારે તેને સંતોષ ન થયો, માટે તેણે તેમને કાબૂલની ભૂમિ એ નામ આપ્યું. ૨ કાળ. ૮; ૨ પરથી જણાય છે કે ઉપલાં વીસ નગરો સુલેમાનને પાછાં આપ્યાં, ને સુલેમાને ત્યાં ઇસ્રાએલીઓને વસાવ્યાં. | ૨ કાળવૃત્તાંત |
| ૯; ૧૫-૧૯. | સુલેમાને જે મુખ્ય ઇમારતો તથા નગરો બંધાવ્યાં તેમની ટીપ. | ૮; ૩-૬. |
| ૯; ૨૦-૨૪. | જે વેઠીઆની જમાબંધી સુલેમાને કીધી તે સંબંધી વાત. આ વેઠીઆ લોક પાલેસ્ટાઇનના એતદ્દેશીઓમાંના હતા, પણ ઇસ્રાએલપુત્રોમાંના કોઇને સુલેમાને વેઠીઓ ઠરાવ્યો નહિ. વળી સુલેમાને ફારૂનની દીકરી માટે જે રાજમહેલ બંધાવ્યો હતો તેમાં પોતાની સ્ત્રીને લાવ્યો. | ૮; ૭-૧૧. |
| ૯; ૨૫. | યહોવાહને માટે જે ઘર સુલેમાને બંધાવ્યું હતું તે ઘરને લગતા બધા વિધિઓ સુલેમાન બજાવતો. વળી ભજનપદ્ધતિના સંબંધમાં તેણે કેટલાએક નિયમોનો અમલ કરાવ્યો. | ૮; ૧૨-૧૬. |
| ૯; ૨૬-૨૮. | એસ્યોનગેબેર, એટલે અકાબાના અખાતને ઇશાને આવેલું જે બંદર, ત્યાં આગળ સુલેમાને પોતાને માટે વહાણો બંધાવ્યાં. નમુનારૂપ કેટલાંએક વહાણો તથા તેને માટે કેટલુંએક લશ્કર પણ સૂરના રાજા હીરામે મોકલ્યું હતું. એમની મદદ લઇને સુલેમાનનાં વહાણ ઓફીર દેશ સુધી સફર કરતાં, ને તે દેશમાંથી ૪૫૦ તાલંત સોનું લઇને પાછાં આવ્યાં. | ૮; ૧૭, ૧૮. |
| ૧૦; ૧-૧૩. | શેબાની રાણી સુલેમાનની મુલાકાતે આવી. (શેબા એટલે અરબસ્તાનમાં જે ભાગને મંગળરૂપ કહે છે તે). સુલેમાનનું જે જ્ઞાન તથા જે દોલત તે પરથી આ રાણીને ઘણી અસર થઈ. તેણીએ સુલેમાનને ૧૨૦ તાલંત સોનું તથા ઝવેરો તથા મૂલ્યવાન સુગન્ધિદાર દ્રવ્યની ભેટ કીધી. વળી રાણીએ જેટલું માગ્યું તેટલું સુલેમાને તેણીને આપ્યું. | ૯; ૧-૧૨. |

૧ રાજા. હીરામ તથા સુલેમાન આ બન્ને રાજાઓનાં વહાણોનો જથો ઓફીરમાંથી જે આલ્મુગનું લક્કડ તથા મૂલ્યવાન પાષાણો લઇને આવ્યાં હતાં તે સંબંધી યાદી. ૨ કાળવૃત્તાંત.

૧૦; ૧૪-૨૫. સુલેમાનની વાર્ષિક વસુલાતની હકીકત. અરબ દેશના રાજાઓ જે સોનું તથા રૂપું મોકલતા તે બાદ કરતાં તેની વસુલાત ૬૬૬ તાલંત સોના જેટલી હતી. સુલેમાને સોનાની ૨૦૦ ઢાલો તથા ૩૦૦ ઢાલડીઓ બનાવી. વળી તે ઉપરાંત હાથીદાંતનું સિંહાસન કે જેને ૭ પગથિયાં તથા પાયાસન તથા બે હાથ પણ હતા ને તેની સાથે બાર સિંહ, એ બધું સુલેમાને બનાવ્યું. વળી રાજાનાં બધાં પાત્રો તે પણ ચોખા સોનાનાં હતાં, રૂપાનાં કોઈ ન હતાં, કેમકે સુલેમાનના દિવસોમાં રૂપાની કાંઇ પણ વિસાત ગણાતી ન હતી. સૂરના રાજા હીરામનો ભાગીદાર થઈને સુલેમાને તાર્શીશનાં વહાણોની મારફતે વેપાર ચલાવ્યો, ને દર ત્રીજે વર્ષે એજ વહાણનો કાફલો સોનું, રૂપું, હાથીદાંત, વાંદરાં, તથા મોર લઇને આવતો. ૯; ૧૩-૨૪.

સુલેમાને પોતાના ઘોડા તથા રથને માટે ૪,૦૦૦ તબેલા બંધાવ્યા ને તેના ૧૨,૦૦૦ ઘોડેસ્વાર હતા. ફ્રાત નદીથી તે મિસર દેશના સિમાડા સુધી સુલેમાનનું રાજ્ય ફેલી ગયું હતું. ૯; ૨૫-૨૮.

૧૦; ૨૬-૨૯. ઘોડાનો સુલેમાન જે વેપાર ચલાવતો હતો તે વિષે. "રાજાએ યરૂશાલેમમાં રૂપું તથા સોનું એટલું પુષ્કળ વધાર્યું કે તે પત્થરના પાડનું થઇ પડ્યું." ૧; ૧૪-૧૭.

૧૧; ૧–૮. મોઆબી, આમ્મોની, અદોમી, સીદોની તથા હિત્તી એ બધી દેશજાતિની સ્ત્રીઓ સુલેમાને પોતાને માટે રાખી. તેણે ૭૦૦ સ્ત્રીઓ ને ૩૦૦ ઉપપત્નીઓ કીધી. એ ઉપરથી સીદોનીઓની દેવી આસ્તોરેથ તથા આમ્મોનીઓની મિલ્કોમ દેવીની ગમ તેણે પોતાનું મન વાળ્યું. વળી મોઆબીઓના કમોશ દેવ અને આમ્મોનપુત્રોના

૧ રાજા. મોલેખ દેવને સારૂ તેણે જૈતુન પર્વત પર ઉચ્ચસ્થાન ઉભાં કીધાં. તેણે પોતાની સર્વ પરદેશી સ્ત્રીઓને માટે પણ એમજ કર્યું. ૨ કાળવૃત્તાંત.

૧૧ ; ૯-૧૩. એ પ્રમાણે સુલેમાને યહોવાહની ગમથી અન્ય દેવો તરફ પોતાનું મન વાળ્યું હતું, માટે યહોવાહે તેને જણાવ્યું કે તારી પાસેથી રાજ્ય લઇ લેવામાં આવશે. તો પણ તારા આયુષ્યના વખતમાં નહિ, અને જ્યારે રાજ્ય લઇ લેવામાં આવશે ત્યારે એક કુળ, એટલે યહુદાહ કુળ, તાબે રહેશે (યહુદાહ કુળની સાથે શિમઓન કુળ કયારનુંએ જોડાયું હતું, ને એ ઉપરાંત બિન્યામીન કુળ પણ સામેલ થયું હતું, પરંતુ તે નાનું સરખું હોવાથી તેની ગણત્રી કરેલી નથી. )

૧૧; ૧૪-૨૨. અદોમ દેશનો હદાદ કરીને એક જણ બાળપણમાં જીવ લઈને તે દેશમાંથી નાઠો હતો, એટલે દાઉદે અદોમ દેશ પર ચઢાઈ કરી હતી ત્યારે. તે હદાદને મિસરમાં આસરો મળ્યો, ને ત્યાંના રાજાની સ્ત્રીની બેન સાથે તેનું લગ્ન થયું. વળી તેનો દીકરો ગનુબાથ નામનો ફારૂનના દીકરાઓની સાથે ઉછર્યો. હવે તો હદાદ ફારૂનની રજા લઇને મિસરમાંથી નીકળ્યો, ને સુલેમાન રાજા સામે ઊભો થયો. "સપ્તતિ" તરજુમામાં એવી વાત ઉમેરેલી છે કે હદાદે અદોમ દેશમાં પોતાનું રાજ્ય ફરીથી ઊભું કીધું.

૧૧; ૨૩-૨૫. દાઉદે સોબાહના લોકોને મારી નાખ્યા ત્યારે સોબાહના રાજા હદાદએઝેરના હાથ તળેથી રઝોન નામના તેના નોકરે નાસીને દમસ્કમાં પોતાનું રાજ્ય સ્થાપ્યું ને અરામ દેશમાં તેણે પોતાનું રાજ્ય ફેલાવ્યું. તે પણ સુલેમાનનો શત્રુ થયો.

૧૧; ૨૬-૪૦. મિલ્લોનું બાંધકામ ચલાવતાં (યરૂશાલેમના કોટનો એક ભાગ) યુસફના ઘરનાં સર્વ મજુરોના મુકાદમ દાખલ સુલેમાને યરોબઆમને ઠરાવ્યો. એક દિવસે અહીયાહ નામના એક ભવિષ્યવાદીને

| | | |
|---|---|---|
| ૧ રાજા. | યરોબઆમની મુલાકાત થઈ, ત્યારે તેણે પોતાના જામાના બાર ટુકડા કરીને યરોબઆમને દસ ભાગ આપી દીધા. વળી તેણે યહોવાહનું એવું વચન પ્રગટ કર્યું કે, સુલેમાનનું મરણ થયા પછી તું ઇસ્રાએલનાં દસ કુળનો રાજા થઇશ. એ કારણથી સુલેમાને યરોબઆમને મારી નાખવાનું કીધું, તેથી તે મિસરના રાજા શીશાક પાસે આસરો લેવા નાઠો. | ૨ કાળવૃત્તાંત. |
| ૧૧; ૪૧-૪૩. | ચાળીસ વર્ષ રાજ્ય કીધા પછી સુલેમાન રાજા મરણ પામ્યો, ને દાઉદના નગરમાં દટાયો. એ કારકીર્દીનો ઇતિહાસ નીચે લખેલાં પુસ્તકોમાંથી કાઢવામાં આવ્યો છે, એટલે નાથાન ભવિષ્યવાદીના ઇતિહાસમાંથી તથા સીલોની અહીયાહની ભવિષ્યવાતમાંથી તથા નબાટના પુત્ર યરોબઆમના સંબંધમાં ઈદ્દો ભવિષ્યદર્શકનાં દર્શનોમાંથી. | ૯; ૨૯-૩૧. |

**વાંચકને સૂચના.**—સુલેમાન રાજાના મરણ પછી રાજ્યના બે ભાગ થયા, એટલે ૧ ) યહુદાહનું, અને ૨ ) ઈસ્રાએલનું. હવે પ્રથમ કેવળ યહુદાહના રાજ્યનું વર્ણન આપીશું ( ઈ. સ. પૂ. ૯૩૮–૫૮૬ ), અને ત્યારબાદ કેવળ ઇસ્રાએલના રાજ્યનું ( ઈ. સ.પૂ. ૯૩૮–૭૨૨ ).

જે જે બિના બન્ને રાજ્યને લગતી છે તેની હકીકત માત્ર એકજ વાર લખવામાં આવી છે. પરંતુ જે ફકરામાં એવી એવી બિના વર્ણવેલી છે તે ફકરાના હાંસીયામાં → આવું ચિન્હ છાપેલું છે. જો આ ચિન્હ પછી "ઈસ્રાએલ" શબ્દ આવે તો સમજવું કે આ ફકરામાંની વાત જેમ યહુદાહના રાજ્યને તેમ ઈસ્રાએલના રાજ્યને લાગુ પડે છે. પણ જો ચિન્હ પછી "યહુદાહ" શબ્દ આવે તો ચિન્હ પાસે લખેલી વાત જેમ ઇસ્રાએલને તેમ યહુદાહને લગતી સમજવી.

## યહુદાહનું રાજ્ય.

### રહાબઆમ ૯૩૮–૯૨૨ ઈ. સ. પૂ.

| ૧ રાજા. | રહાબઆમ રાજા. | ૨ કાળવૃત્તાંત. |
|---|---|---|
| ૧૨ ; ૧-૧૫. | રહાબઆમ અભિષિક્ત ક્રિયા પામવાને માટે શખેમ નગરમાં ગયો, પરંતુ મિસરમાંથી પાછો આવેલો યરોબઆમ અને તેની સાથે ઈસ્રાએલીઓના સમુદાયે રહાબઆમ પાસે આવીને વિનંતી કરી કે અમારા માથા પરનો વેરો ઓછો કરવો જોઈએ. રાજાએ કહ્યું કે ત્રણ દિવસ પછીથી હું જવાબ આપીશ. ત્યારે તેણે આ ત્રણ દિવસની અંદર પોતાના પિતાના વૃદ્ધ પ્રધાનોની સાથે મોટા થએલા જુવાનિયાઓની પણ સલાહ લીધી. છેવટે તેણે જુવાનોની સલાહ મંજુર કીધી, માટે ત્રીજે દિવસે તેણે એવો જવાબ આપ્યો કે મારા બાપે તમોને ચાબુકથી શિક્ષા કરી પણ હું તો તમોને વીછુઓથી શિક્ષા કરીશ. | ૧૦ ; ૧-૧૫. |
| ૧૨; ૧૬-૧૯. | ઉપલી વાત સાંભળતાની વારમાં દસ કુળના લોકે બંડ ઉઠાવ્યું, ને જમાબંધીના ઉપરી જે હદોરામને તેમને ફુસલાવવા મોકલ્યો તેને તેઓએ પત્થરથી મારી નાખ્યો. | ૧૦; ૧૬-૧૯. |
| ૧૧;૨૧-૨૪. | યહુદાહ તથા બિન્યામીન કુળમાંના ૧,૮૦,૦૦૦ યોદ્ધાને રહાબઆમે ભેગા કીધા, એ માટે કે ઇસ્રાએલી લોકોનું બંડ સમાવે, પણ શમાયાહ નામનો એક ઈશ્વરભક્ત ઊભો થયો કે જેણે ચઢાઇ કરવાની મના કીધી, તેથી બીને રહાબઆમે પોતાનું ધારેલું મુકી દીધું. | ૧૧ ; ૧-૪. |
| | યહુદાહ તથા બિન્યામીન કુળનાં પંદર નગરો રહાબઆમે કિલ્લાબંધ કીધાં તથા તેમાં ખોરાકનો ભંડાર રાખ્યો. | ૧૧ ; ૫-૧૨. |
| | યાજકો તથા લેવી કુળના ઘણાએક ઈસ્રાએલ રાજમાં રહેનારા માણસો રહાબઆમની ગમના | ૧૧; ૧૩-૧૭. |

૧ રાજા. થયા. વળી જેઓએ ઇસ્રાએલના દેવ યહોવાહને શોધવાને પોતાનાં અંતઃકરણ લગાડયાં હતાં તેઓ પણ રહાબઆમની ગમના થયા. ૨ કાળવૃત્તાંત.

દાઉદની પૌત્રી માહલાથ વળી આબ્શાલોમની દોહિત્રી માઅખાહ એ બન્ને સ્ત્રીઓને રહાબઆમ પરણ્યો. બધી મળીને તેને ૧૮ સ્ત્રી, ૬૦ ઉપપત્નીઓ, ૨૮ પુત્રો અને ૬૦ પુત્રીઓ થયાં. તે પોતે બળવાન થયો ત્યારે તેણે તથા તેની સાથે ઇસ્રાએલે યહોવાહના નિયમનો ત્યાગ કીધો. ૧૧; ૧૮— ૧૨; ૧.

૧૪; ૨૧-૨૪. રહાબઆમ ભુંડું કરતાં રાજ્ય ચલાવતો હતો, એટલે દરેક ઊંચા પર્વત પર ને દરેક લીલા વૃક્ષ તળે ભજનસ્થળો તથા અશેરીમ ઊભાં કરવામાં આવ્યાં. વળી ઉચ્ચસ્થાનો પણ ઘણાં સ્થાપ્યાં (સ્થંભ તો પત્થરના અને અશેરીમ વૃક્ષરૂપ હતા; સરખાવો શિવલિંગ અને તુળસી ઝાડ).

૧૪; ૨૫-૨૮. મિસરના રાજા શીશાકે (શેશાંક ૧ લાએ) પોતાના ૧૨૦૦ રથ તથા ૬૦,૦૦૦ ઘોડેસ્વાર સાથે લઇને લૂબીઓ તથા સુક્કીઇઓ તથા કૂશીઓ સાથે સંપ કરીને યહુદાહ દેશ પર ચઢાઇ કરી અને ત્યાંનાં કિલ્લાબંધ નગરો હસ્તગત કરી લીધાં. ૧૨; ૨-૧૪.

શમાયાહ ભવિષ્યવાદીનું ધમકીવચન સાંભળીને યહુદાહ કુળના લોકમાં નમનતાઈ ઉત્પન્ન થઇ. શીશાક રાજાએ મંદિરમાંથી તેમજ રાજમહેલમાંથી ઘણું દ્રવ્ય લઇ લીધું ને સોનાની જે ઢાલો સુલેમાને બનાવી હતી તે પણ લઇ લીધી, સરખાવો ૨ કાળ. ૯; ૧૫, ૧૬.

૧૪; ૨૯-૩૧. સત્તર વર્ષની કારકીર્દી પુરી થયા પછી રહાબઆમ મરણ પામ્યો ને યરૂશાલેમમાં દટાયો. તેની કારકીર્દીની અસલ હકીકત શમાયાહ ભવિષ્યવાદી તથા ઇદ્દો ભવિષ્યદર્શકની તવારીખમાં મળી આવે છે. ૧૨;૧૫, ૧૬.

## અબીયાહ રાજા ૯૨૨–૯૧૯ ઈ. સ. પૂ.

૧૫; ૧-૭. **અબીયાહ રાજા** યહુદાહ કુળમાંનાં ૪,૦૦,૦૦૦ માણસ સાથે લઇને યરોબઆમનાં ૮,૦૦,૦૦૦ ૧૩; ૧-૨૨.

૧ રાજા. | માણસ સામે ઊભો થયો. પછી સમારાઈમ પહાડ પર અબીયાહે ઈસ્રાએલીઓની ફોજને ધમકીનું ભાષણ કીધું, કારણકે તેઓ રહાબઆમના હાથમાંથી નીકળી ગયા હતા. પછીથી જે સંગ્રામ થયો તેમાં દેવે અબીયાહ તથા યહુદાહની આગળથી યરોબઆમને તથા સર્વ ઈસ્રાએલને માર્યાં. કુલ્લે ઇસ્રાએલમાંનાં ૫,૦૦,૦૦૦ માણસ માર્યાં ગયાં. બેથેલ, યશાનાહ તથા એફ્રાન આ ત્રણ નગર અબીયાહે વશ કરી લીધાં. અબીયાહની ૧૪ સ્ત્રીઓ, ૨૨ પુત્રો, તથા ૧૬ પુત્રીઓ થયાં. અબીયાહની કારકીર્દીની અસલ હકીકત ઇદ્દો ભવિષ્યવાદીના ટીકાગ્રંથમાં મળી આવે છે. | ૨ કાળવૃત્તાંત. →ઈસ્રાએલ.

૧૫; ૮-૧૨. ત્રણ વર્ષની કારકીર્દી ભોગવ્યા પછી અબીયાહ મરણ પામ્યો ને યરૂશાલેમમાં દટાયો. તેના બદલામાં તેનો દીકરો આસા ગાદીપતિ થયો. યહોવાહની દૃષ્ટિમાં જે સારૂં તેજ આસા રાજા કરતો ને મૂર્તિપૂજા દબાવતો. ૧૪; ૧-૫.

## આસા રાજા ૯૧૮–૮૭૬ ઇ. સ. પૂ.

આસાએ યહુદાહમાં કેટલાંએક નગરો કીલ્લાબંધ કરાવ્યાં. એની ફોજમાં યહુદાહ કુળમાંના ૩,૦૦,૦૦૦ ભાલદાર અને બિન્યામીન કુળના ૨,૮૦,૦૦૦ તિરન્દાજ હતા. ૧૪; ૬-૮.

મિસરનો રાજા ઝેરાહ (ઓસાર્કોન રજો) ૧૦ લાખ માણસ તથા ૩૦૦ રથો લઈને યહુદાહ પર આવ્યો, પણ મારેશાહ ગામમાં તેનો પુરો પરાજય થયો, ને ગરાર સુધી યહુદીઓ તેની પૂઠે લાગ્યા ને ઘણી લુટ પણ લાવ્યા. ૧૪; ૯-૧૫.

[હવે પછીથી મિસર દેશમાંથી લાંબી મુદત સુધી હરકત થઈ નહિ. ત્રણસેં વર્ષ પુરાં થયા પછી એટલે ઈ. સ. પૂ. ૬૧૦માં, ફારૂન નખો રાજા યોશીયાહ સામે આવ્યો ત્યારેજ માત્ર ફરીથી લડાઈ થઈ.]

૧ રાજા. ઓદેદનો દીકરો અઝાર્યાહ નામનો એક ભવિષ્ય-વાદી હતો, તેના પર યહોવાહનો આત્મા ઉતર્યો, પછી એણે યહુદાહ દેશમાં ધર્મસુધારો કરવાનું આસા રાજાને ઉત્તેજન આપ્યું. ૨ કાળવૃત્તાંત. ૧૫ ; ૧-૭.

આસા રાજાએ મૂર્તિપૂજા કરવાનું દબાવ્યું. વળી દહનીયાર્પણને સારૂ નવી વેદી ઊભી કીધી, ને પ્રજાની મોટી સભા ભરાઈ ત્યારે મિસરના રાજાની પાસેથી આણેલી લુટમાંથી ૭૦૦ બળદ ને ૭,૦૦૦ ઘેટાં ચઢાવ્યાં. ૧૫ ; ૮-૧૧.

પુરી ઈચ્છાથી પ્રભુને શોધવો ને નહિ શોધનાર માણસને કાપી નાખવો (મૂર્તિપૂજકને મારી નાખવો), એવો કરાર કરવામાં આવ્યો. ૧૫ ; ૧૨-૧૫.

૧૫ ; ૧૩-૧૫. આસા રાજાની દાદી માઅખાહને પદભ્રષ્ટ કીધી, અને જે મૂર્તિની પૂજા તે કરતી હતી તે મૂર્તિનો તેણે નાશ કીધો. ૧૫ ; ૧૬-૧૯.

૧૫ ; ૧૬-૨૨. ઇસ્રાએલનો રાજા બાઅશા રામાહ ગામ (યરૂશાલેમથી માત્ર ચાર ગાઉ આઘે આવેલું) બાંધવા લાગ્યો, તેથી આસા રાજા ભયભીત થયો, ને મંદિર તથા રાજમહેલ માંહેનું દ્રવ્ય કાઢીને અરામ દેશના રાજા બેન-હદાદ ૧લા પર ભેટ દાખલ મોકલ્યું, તેથી બન્ને રાજાનો સંપ થયો. ત્યાર બાદ બેન-હદાદે ઇસ્રાએલ રાજ્યના ઉત્તર ભાગે ચઢાઈ કરી, અને દાન, આબેલ-બેથ-માઅખાહ, ઇયોન, કિન્નેરોથનો આખો પ્રદેશ, અને નાફતાલી કુળમાંનાં બધાં ભંડારી નગરોને હસ્તગત કર્યાં. તે પરથી બાઅશાએ રામાહ ગામનું બાંધકામ બંધ કર્યું ને તે રાજા રામાહમાંથી પાછો ગયો. ૧૬ ; ૧-૬. →ઇસ્રાએલ.

હવે તો આસા પોતે રામાહમાં પેઠો, ને ત્યાંના રહી ગએલા સામાનથી ગેબા તથા મિસ્પાહ ગામ બંધાવ્યાં.

ફતેહ પામવા સારૂ યહોવાહ પર નહિ પણ અરામ દેશના રાજા બેન-હદાદ ૧લા પર આસાએ પોતાનો આધાર રાખ્યો હતો માટે હનાની ભવિષ્ય- ૧૬ ; ૭-૧૦.

૧ રાજા. દર્શકે આસા પાસે આવીને તેને ધમકી દીધી. તે ૨ કાળવૃત્તાંત.
પરથી આસા રાજાએ તપી જઈને હનાનીને બંદીખાનામાં નાખ્યો.

૧૫; ૨૩,૨૪. આસા રાજાએ ૪૧ વર્ષ રાજ્ય ચલાવ્યું, પણ ૧૬; ૧૧-૧૪.
તેમાં છેવટે બે વર્ષ સુધી પગમાં રોગ થયો ત્યારે તેણે યહોવાહને નહિ પણ વૈદોને શોધ્યા. આ રોગથી તે મરણ પામ્યો ને ઠાઠમાઠ સહિત યરૂશાલેમમાં દટાયો. આસાની કારકીર્દીની અસલ હકીકત યહુદાહના રાજાઓના કાળવૃત્તાંતના પુસ્તકમાં, વળી યહુદાહ તથા ઈસ્રાએલના રાજાઓના પુસ્તકમાં, લખેલી છે.

### યહોશાફાટ રાજા ૮૭૬–૮૫૧ ઈ. સ. પૂ.

આસાને બદલે **યહોશાફાટ** યહુદાહનો ગાદીપતિ ૧૭; ૧-૯.
થયો ને કારકીર્દીની શરૂઆતે સારૂં કરતો ચાલ્યો. યહુદાહનાં કિલ્લાબંધ નગરમાં તેણે થાણાં મુકયાં, અને યહુદાહમાંથી ઉચ્ચસ્થાનો તથા અશેરીમની મૂર્તિઓ કાઢી નખાવી. વળી તેણે પોતાના મુખ્ય પાંચ અમલદારોની સાથે કેટલાએક લેવીઓને મોકલ્યા, એટલે યહુદાહનાં નગરોમાં ફરવા મોકલ્યા, એ માટે કે તેઓ યહોવાહના નિયમશાસ્ત્રને ધોરણે બોધ શિખવે.

યહોવાહની ધાકને લીધે પાસેની દેશજાતિઓ ૧૭; ૧૦-૧૯.
યહુદાહ પર હુમલો કરવાથી બીધી. વળી પલિસ્તીઓ તથા અરબો પણ ખંડણી ભરતા. યહોશાફાટની ફોજમાં ૭,૮૦,૦૦૦ માણસ હતાં.

૨૨ ; ૧-૪. યહોશાફાટે આહાબની સાથે વહેવાઈનું સગપણ ૧૮ ; ૧–૩.
કીધું, એટલે આહાબની દીકરી અથાલ્યાહ સાથે
યહોશાફાટે પોતાના દીકરા યહોરામનાં લગ્ન કરાવ્યાં. →ઈસ્રાએલ.
હવે અરામના રાજા બેન-હદાદ ૨ જાએ ઈસ્રાએલને તાબેથી રામોથ-ગિલઆદ ગામ લઈ લીધું હતું, માટે એ ગામ પાછું લેવાને આહાબ તથા યહોશાફાટ બન્ને સંપીલા થયા.

૨૨ ; ૫-૧૨. એ બાબતના સંબંધમાં યહોવાહની સલાહ પુછવી ૧૮ ; ૪-૧૧.
એવું યહોશાફાટનું મન થયું, માટે આહાબે પરધર્મના →ઈસ્રાએલ.

૧ રાજા. ૪૦૦ ભવિષ્યવાદીઓને ભેગા કીધા, ને એઓ ૨ કાળવૃત્તાંત.
બધાએ કહ્યું કે, તમ બન્ને રાજાઓ જીત પામવાના
છે. પણ યહોશાફાટે યહોવાહના ખરા ભવિષ્ય-
વાદીની સલાહ પુછવાનું મન બતાવ્યું, માટે
યિમ્લાહના દીકરા મીખાયાહ ભવિષ્યવાદીને આહાબે
બોલાવ્યો, પણ હું તેને ધિક્કારૂં છું, એમ આહાબે
કહ્યું. સિદકીયાહ જુઠા ભવિષ્યવાદીએ પોતાને
વાસ્તે લોઢાનાં શિંગ બનાવ્યાં, ને એવી અગમવાણી
પ્રગટ કરી કે અરામીઓનો ક્ષય થતાં સુધી તું
૨૨;૧૩-૧૮. આ વડે તેમને હડસેલા મારશે. યહોવાહ બોલે તેજ ૧૮;૧૨-૧૭.
પ્રગટ કરવું એવો સંકલ્પ કરીને મીખાયાહ ભવિષ્ય-
વાદી વચમાં આવ્યો, અને ચારસેં જુઠા ભવિષ્ય- →ઈસ્રાએલ.
વાદીઓએ જે કહ્યું હતું તેની સાથે તેણે પહેલાં
મળતી વાત ઉપરઉપરથી કહી, પણ છેવટે તેણે ખુલ્લી
રીતે જણાવ્યું કે મેં ઇસ્રાએલને પાળક વગરનાં
૨૨;૧૯-૨૮. ઘેટાંની પેઠે પર્વત પર વીખરાએલા જોયા. વળી ૧૮;૧૮-૨૭.
મીખાયાહે જણાવ્યું કે મને સ્વપ્ન થયું ત્યારે યહોવા-
હના સિંહાસનની પાસે એક આત્માને મેં ઉભેલો →ઈસ્રાએલ.
જોયો કે જેણે આહાબને ફોસલાવવા સારૂ તેના
ભવિષ્યવાદીઓના મુખમાંથી જુઠી વાત બોલવાનું
કબુલ કર્યું. એવી વાત સાંભળવાથી સિદકીયાહ
જુઠા ભવિષ્યવાદીએ મીખાયાહને ગાલ પર તમાચો
માર્યો, ને એવો સવાલ પુછ્યો કે યહોવાહનો આત્મા
મારી પાસેથી કયા માર્ગે થઇને તારી પાસે બોલવા
આવ્યો. મીખાયાહે જવાબમાં એટલુંજ કહ્યું કે
એવો વખત આવશે કે જ્યારે સિદકીયાહ પોતે
અંદરની ઓરડીમાં સંતાઇ રહેશે. પછી આહાબે
ફરમાવ્યું કે હું શાંતિએ પાછો આવું ત્યાર સુધી
મીખાયાહને બંદીખાનામાં રાખવો. એટલામાં
મીખાયાહે એટલુંજ કહ્યું કે જો તું કદી શાંતિએ
પાછો આવે તો યહોવાહ મારી મારફતે બોલ્યો નથી.

૨૨;૨૯-૪૦. અરામના રાજા બેન-હદાદ રાજાની સામા લડવા ૧૮;૨૮-૩૪.
યહોશાફાટ તથા આહાબ બન્નેએ રામોથ-ગિલઆદ →ઈસ્રાએલ.
પર ચઢાઇ કીધી. એક અરામી સિપાઈએ અના-

| | | |
|---|---|---|
| ૧ રાજા. | પાસે ધનુષ્ય તાણીને આહાબને બાણ માર્યું, તેથી તેજ સાંજરે આહાબ મરણ પામ્યો. ત્યાર બાદ ઇસ્રાએલી તથા યહુદી ફોજમાંનો પ્રત્યેક માણસ પોતપોતાના નગરમાં નાસી ગયો. પણ આહાબની લાસ સમરૂનમાં લાવીને ત્યાં દાટી. એના રથ પર લોહીના ડાઘ પડ્યા હતા, માટે સમરૂનના તળાવમાં રથ ધોયો ને કુતરાંએ આહાબનું રક્ત ચાટયું; જુઓ ૧ રા. ૨૧; ૧૯. | ૨ કાળવૃત્તાંત. |
| | આહાબની કારકીર્દીની અસલ હકીકત ઇસ્રાએલના રાજાઓના કાળવૃત્તાંતના પુસ્તકમાં લખેલી છે. | |
| | હનાની ભવિષ્યદર્શકના દીકરા યેહૂએ યહોશાફાટને ધમકીવચન દઇને જણાવ્યું કે તું ભુંડાને સહાય કરવા ઊભો થયો અને જેઓ યહોવાહ પર દ્વેષ કરે છે તેમને તેં ચાહ્યા, માટે યહોવાહનો કોપ તારા પર આવી પડશે. એટલામાં યહોશાફાટે ધર્મબાબતનો સુધારો તથા યહુદાહનાં નગરોમાં ન્યાય ચલાવવામાં સુધારો કરવાનું ફરમાવ્યું, ને યહોવાહના ન્યાયકરણને સારૂ યહોશાફાટે ઇસ્રાએલી પિતૃઓનાં ઘરોના મુખ્યોની સભા યરૂશાલેમમાં સ્થાપી. | ૧૯; ૧-૧૧. |
| | યહુદાહ રાજને આમ્મોનપુત્રો તથા અદોમના લોક તાબેદાર થયા હતા, પણ એઓ બન્ને તથા મોઆબપુત્રો ત્રણેએ યહોશાફાટ સામા સંપ કરીને એકઠા થયા. તે પરથી યહોશાફાટે યહોવાહની પ્રાર્થના કરીને ઉપવાસ કરવાનો ઢંઢેરો પિટાવ્યો. હવે લેવી કુળનો તથા આસાફના પુત્રોમાંનો યાહ-ઝીએલ નામનો માણસ હતો, કે જેણે અગાઉથી પ્રગટ કર્યું કે આ પ્રસંગે યહોશાફાટ જીત પામશે, ને એમજ થયું. કેમકે તકોઆ ગામની પાસે સંપીલા શત્રુઓ મધ્યે પરસ્પર લડાઇ થઈ અને તેઓ એક બીજાનો નાશ કરવા લાગ્યા. એ પ્રમાણે યહુદાહની ફોજને પુષ્કળ લુટ મળી અને બરાખાહની ખીણમાં રાજાએ યહોવાહનું સ્તોત્ર કર્યું. એમ યહોશાફાટના રાજ્યમાં શાંતિ થઈ. | ૨૦; ૧-૩૦. |

૧ રાજા. ૨૨;૪૧-૫૦. યહુદાહ દેશમાં યહોશાફાટે ભલું રાજ્ય ચલાવ્યું તે વિષે ટીકા. ૨ કાળવૃત્તાંત. ૨૦;૩૧-૩૭.

ઓફીર દેશમાંથી સોનું લાવવા તેણી ગમ કેટલાં-એક વહાણો મોકલવા માટે યહોશાફાટે ઈસ્રાએલના રાજા અહાઝયાહ સાથે સંપ કીધો. માટે અલીએઝેર ભવિષ્યવાદીએ જણાવ્યું કે આ કામ સફળ થવાનું નથી. પછી એજ પ્રમાણે વહાણો તો ત્યાં ગયાં નહિ, કેમકે અકાબા અખાતને માથે આવેલા એસ્યોન-ગેબેર આગળ વહાણ ભાંગી ગયાં. હવે પછી તો ઇસ્રાએલના અહાઝયાહ સાથેનો સંપ બંધ પડયો.

૨ રા. ૮; ૧૬. યહોશાફાટ રાજાની કારકીર્દીના છેલ્લા વખતમાં તેણે પોતાની સાથે પોતાના દીકરા યહોરામને ગાદીએ બેસાડયો.

## યહોરામ રાજા, ૮૫૧–૮૪૪ ઈ. સ. પૂ.

૮; ૧૭-૧૯. યહોશાફાટ મરણ પામ્યો, અને યરૂશાલેમમાં દટાયો; અને હવે પછી **યહોરામ** એકલો ગાદીપતિ રહ્યો. તેણે પોતાના સગાભાઇઓને મારી નંખાવ્યા. યહોશાફાટે પોતાના બધા પુત્રોને મોટી બક્ષીસો આપી હતી, અને ઘણુંકરીને એજ બક્ષીસ મેળવ-વાના લોભથી યહોરામે તેમને મારી નંખાવ્યા. યહોવાહની દૃષ્ટિમાં જે ભુંડું તેજ યહોરામે કર્યું. (શું ઇઝેબેલની દીકરી અથાલ્યાહ તેની સ્ત્રી હતી કે નહિ?) ૨૧; ૧-૭.

૮; ૨૦-૨૨. અદોમીઓએ યહોરામની સામે બંડ ઉઠાવ્યું માટે યહોરામ રાજા સાઇરમાં ગયો, અને જોકે ત્યાં તે અદોમી ફોજથી અંતરાયો હતો, તોપણ યહોરામે રાતને વખતે ફોજ પર ધસી પડીને અદોમીઓને હરાવ્યા. એમ છતાં પણ અદોમીઓનું બંડ સમાવી શકયો નહિ, અને છેવટે અદોમીઓ યહુદાહની ઝુંસરી તળેથી નીકળીને સ્વતંત્ર થયા. ૨૧; ૮-૧૦.

લિબ્નાહના રહેવાસીઓ પણ એનેએજ વખતે યહોરામના હાથ તળેથી નીકળી ગયા.

૧ રાજા. એલીયાહ ભવિષ્યવાદી તરફથી યહોરામ રાજા પર એક એવું લખાણ આવ્યું કે યહુદાહ પર ભારે આફત આવી પડશે, વળી રાજાના કુટુંબને મોટી મરકીથી મારવામાં આવશે, અને રાજાને પોતાને આંતરડાંનો સખત રોગ લાગશે. ૨ કાળવૃત્તાંત. ૨૧: ૧૧-૧૫.

પલિસ્તીઓ તથા અરબ લોક બન્નેએ સંપીલા થઇને યરૂશાલેમ પર ચઢાઇ કરી અને તેઓએ તે નગરની તથા ત્યાંના રાજમહેલની લૂટ કરી. પછી રાજાની રાણીઓને બંદિવાન કરીને લઈ ગયા; અને અહાઝયાહ (એટલે યહોઆહાઝ) સિવાય રાજાના બધા દીકરાને મારી નાખ્યા.

૮; ૨૩-૨૪. યહોવાહના હાથથી યહોરામ પર માર પડયો, અને આંતરડાંના ભારે દુઃખથી તે મરણ પામ્યો. પછી જુજ દફનક્રિયા કર્યાં પછી યરૂશાલેમ નગરમાં તો ખરો પણ રાજાઓના કબરસ્થાનની બહાર તેને દાટયો. યહોરામની કારકીર્દીની અસલ હકીકત યહુદાહના રાજાઓના કાળવૃત્તાંતના પુસ્તકમાં લખેલી છે.

૮; ૨૫–૨૯. યહોરામ પછી તેનો દીકરો **અહાઝયાહ** (=યહો-આહાઝ=અઝાર્યાહ) યહુદાહનો ગાદીપતિ થયો. તેણે યહોવાહની દૃષ્ટિમાં જે ભુંડું તે કર્યું. ૨૨; ૧-૬.

**અહાઝયાહ રાજા, ૮૪૪–૮૪૩. ઇ. સ. પૂ.**

૯; ૨૭-૨૯. અરામના રાજા હઝાએલની સામે લડવા માટે અહાઝયાહે ઇસ્રાએલના રાજા યહોરામ સાથે સંપ કર્યો, પણ યહોરામ મારી નંખાયો ત્યારે યહુદાહનો રાજા અહાઝયાહ નાસવા લાગ્યો, પરંતુ યેહૂના કેટલાક માણસોએ તેની પાછળ પડીને તેને તેના રથમાં ઘાયલ કર્યો. પછી અહાઝયાહ રાજા મગિદ્દોમાં નાસી ગયો ને ત્યાં મરણ પામ્યો. છેવટે તો તેનું શબ ઉપાડીને યરૂશાલેમમાં દાટયું. ૨૨; ૭-૯. →ઈસ્રાએલ.

૧૦; ૧૨-૧૪. ઈસ્રાએલનો રાજા યેહૂ યિઝ્રએલથી સમરૂન તરફ રસ્તો કાપતો હતો એટલામાં યહુદાહના રાજા અહાઝયાહના સંબંધીઓમાંનાં બેતાળીસ માણસો →ઈસ્રાએલ.

૧ રાજા. મળ્યાં, માટે તેમને પકડીને યેહૂના હુકમ પ્રમાણે ૨ કાળવૃત્તાંત.
કાતરણીના ઘરના ટાંકા આગળ મારી નાખ્યાં. સરખાવો ૨ કાળ ૨૨ ; ૮.

### અથાલ્યાહ રાણી ૮૪૩–૮૩૮ ઈ. સ. પૂ.

૧૧ ; ૧-૩. યહુદાહનો રાજા અહાઝયાહ ઘાયલ થઇને મગિ- ૨૨; ૧૦-૧૨.
દ્દોમાં મરણ પામ્યો તે જોઈને તેની મા **અથાલ્યાહ** રાણીએ યહુદાહની ગાદી કબજે કરી લીધી. પછી પોતાના દીકરા મરહૂમ અહાઝયાહના બધા દીકરાને મારી નખાવ્યા. યોઆશ નામનો એકજ દીકરો બચ્યો. આ વખતે યોઆશ એકજ વરસનું બાળક હતો. મરહૂમ અહાઝયાહની બહેન યહોશેબા નામની જે યહોયાદા યાજકની સ્ત્રી હતી, તેણીએ બાળકને સંભાળીને યહોવાહના ઘરમાં ૭ વરસ સુધી સંતાડી રાખ્યો.

૧૧ ; ૪-૧૬. અથાલ્યાહની કારકીર્દીનું સાતમું વરસ થયું ત્યારે ૨૩ ; ૧-૧૫.
યહોયાદા યાજક શતાધિપતિઓને તેમજ લેવીઓને બરોબર સમજાવીને યોઆશને પ્રગટમાં બહાર લાવ્યો, ને તેજ વખતે યાજકે તથા તેના પુત્રોએ મંદિ-રમાં **યોઆશનો** અભિષેક કર્યો, ને તેને માથે મુગટ મુકયો. આથી થતો હોકારો અથાલ્યાહે સાંભળ્યો માટે તે એકદમ મંદિરમાં દોડી ગઈ, ને ત્યાં બનેલું જોયા પછી ફિતૂર! ફિતૂર! એવી બુમ પાડવા લાગી, ને પાછી દોડતી આવી. રાણી ઘોડાને અંદર આવ-વાને રસ્તે થઇને રાજાના ઘર આગળ આવી પહોંચી ત્યારે કોઇએ તેણીને ત્યાં મારી નાખી.

### યોઆશ રાજા, ૮૩૮–૭૯૮ ઈ. સ. પૂ.

૧૧; ૧૭-૨૦. હવે તો યહોયાદા યાજકે બઆલનું ઘર તથા
તેની વેદી જમીનદોસ્ત કરી નાખી ; પછી બઆલની મૂર્તિઓ ભાગીને તેના યાજક માત્તાનને મારી નાખ્યો. ત્યાર બાદ બે કરાર બાંધવામાં આવ્યા,—

૧) યહોવાહ તથા રાજાપ્રજા વચ્ચેનો કરાર હતો ; એમાં રાજાપ્રજાએ કબુલ કર્યું કે, અમે તો યહોવાહને તાબે રહીશું.

| | | |
|---|---|---|
| ૨ રાજા. | ૨) યોઆશ રાજા તથા તેની પ્રજા વચ્ચે કરાર થયો કે જેમાં રાજાએ ન્યાયપણાએ રાજ ચલાવવાનું અને પ્રજાએ વફાદાર રહેવાનું કબુલ કર્યું. પછી યોઆશને રાજમહેલમાં લાવીને ત્યાંના સિંહાસન ઉપર બેસાડયો. | ૨ કાળ. |
| ૧૧; ૨૧-૧૨; ૧૬. | યહોયાદા યાજક યોઆશને બોધ કરતો તે સર્વ દિવસોમાં રાજાએ યહોવાહની દૃષ્ટિમાં જે સારૂં તેજ કર્યું. અથાલ્યાહ રાણીના દીકરાઓએ તો દેવનું ઘર ભાગી નાખ્યું હતું અને ત્યાં થતી ઉપજ બઆલના ભંડારમાં નાખી હતી, માટે હવે યોઆશે મંદિર સમારવાનું કામ હાથમાં લીધું, અને એ કામ પુરૂં પાડવાને અર્થે પ્રજાની પાસે ઉઘરાણું કરાવ્યું. એમ કામ કરનારાઓ કામ કરતા, અને તેઓએ યહોવાહના ઘરને તેની અસલ સ્થિતિમાં આણીને મજબુત કર્યું. | ૨૪; ૧–૧૪. |
| | યહોયાદા યાજક ૧૩૦ વરસનો થઇને મરણ પામ્યો, ને તેને રાજાઓની ભેગો યરૂશાલેમમાં દાટયો. ત્યાર પછી યોઆશ રાજાએ અશેરિમ તથા મૂર્તિઓની સેવા કરી. કેટલાએક ભવિષ્યવાદીઓએ રાજાના આમ કરવા વિરૂદ્ધ સાક્ષી પુરી, પણ તેઓનું કાંઇ ચાલ્યું નહિ. પછી યહોયાદાનો દીકરો નહિ તો તેનો પૌત્ર જે ઝખાર્યાહ નામનો હતો તેણે યહોવાહને તજી દેવા વિષે યોઆશને ઠપકો દીધો, માટે યોઆશના હુકમ પ્રમાણે તે પત્થરે મારી નખાયો. મરતી વેળાએ ઝખાર્યાહ બોલ્યો કે "યહોવાહ તે પર નજર કરીને તેનો જવાબ લો." | ૨૪; ૧૫-૨૨. |
| ૧૨; ૧૭,૧૮. | અરામના રાજા હઝાએલે ગાથ નગર કબજે કરી લીધું. પછી તેણે યહુદાહની મહામોટી ફોજનો પરાજય કીધો, અને તેમના સરદારોને મારી નાખ્યા. વળી તેણે યરૂશાલેમ પર ચઢાઈ કરવાનું મન બતાવ્યું, એ જોઇને યોઆશ રાજાએ આગલા રાજાઓના વખતમાં અર્પી દીધેલાં પવિત્ર વાસણો મંદિરમાંથી લઈ જઇને અરામના રાજાની પાસે મોકલ્યાં, અને એ પ્રમાણે શાંતિ કરાવી. | ૨૪; ૨૩,૨૪. |

૨ રાજા. ૧૨; ૧૯-૨૧. યોઆશ રાજા પોતાને ખાટલે સુતેલો હતો ત્યારે યહોયાદા યાજકના પુત્રોના ખુનને લીધે બે દંગાખોરોએ રાજાને મારી નાખ્યો. પહેલાનું નામ યોઝાખાર હતું (એટલે યહોવાહ યાદ રાખે છે) ને આ દંગાખોરની માનું નામ શિમઆથ (સાંભળનારી) હતું. બીજો દંગાખોર યહોઝાબાદ નામનો હતો (એટલે યહોવાહ ભરી આપે છે). તેની મા તો શોમેર (કે ચોકસી રાખનારી) નામની મોઆબેણુ હતી. ૨ કાળ. ૨૪; ૨૫-૨૭.

યોઆશ રાજા મરણ પામીને યરૂશાલેમમાં દટાયો ખરો, પણ રાજાઓની કબરોમાં નહિ. વળી યોઆશની કારકીર્દીની અસલ હકીકત યહુદાહના રાજાઓનાં કાળવૃત્તાંતના પુસ્તકમાં તથા રાજાઓના પુસ્તકના ટીકાગ્રંથમાં લખેલી છે.

## અમાસ્યાહ, ૭૯૮—૭૬૯ ઇ. સ. પૂર્વે.

૧૪ ; ૧—૬. યોઆશ પછી તેનો દીકરો **અમાસ્યાહ** રાજા થયો. તેના હાથમાં રાજ્ય સ્થિર થયું કે તરત તેણે પોતાના બાપના ખુનીઓને મારી નાખ્યા. ૨૫ ; ૧—૪.

૧૪ ; ૭. અદોમીઓ પર ચઢાઇ કરવા સારૂ અમાસ્યાહ રાજાએ યહુદાહ તથા બિન્યામીન કુળોમાંથી ત્રણ લાખ માણુસની ફોજ ભેગી કીધી. (સરખાવો ૨ રાજા. ૮; ૨૦—૨૨, ૨ કાળ. ૨૧; ૮—૧૦). વળી એ ઉપરાંત પણ અમાસ્યાહે એકસો તાલંત રૂપું આપીને પોતાની ફોજમાં એક લાખ ઈસ્રાએલી માણુસને દાખલ કર્યાં. એટલામાં નનામા એક ઈશ્વરભકતે અમાસ્યાહને જણાવ્યું કે જો આ એક લાખ ઈસ્રાએલીઓ તારી ફોજ સાથે આવશે તો જયને બદલે તારો પરાજય થશે. એ પરથી અમાસ્યાહે ઉપલી એક લાખ ઈસ્રાએલી ફોજને રજા આપી દીધી. પછી તેઓ તો ઉગ્ર ક્રોધમાં પોતાને ઘેર પાછા ગયા. હવે તો ફક્ત પોતાનાજ રાજમાંની ફોજ પોતાની સાથે લઈને અમાસ્યાહે મીઠાના મેદાનમાં અદોમીઓ પર ચઢાઇ કરીને ૨૫ ; ૫—૧૩.

૨ રાજા. તેઓમાંના ૧૦,૦૦૦ માણસને સંગ્રામમાં મારી નાખ્યા. વળી બીજા ૧૦,૦૦૦ અદોમીઓને ખડકની ટોચેથી નીચે પાડી નાખ્યા; અને સેલા નામનું અદોમી મજબુત નગર સર કરીને તેનું યોક્તએલ નામ પાડયું. ૨ કાળ.

એટલામાં તો ઉપલા રજા અપાએલા એક લાખ ઇસ્રાએલી માણસો પાછા વળતાં સમરૂનથી તે બેથ-હોરોન સુધીનાં યહુદાહને કબજે આવેલાં નગરો પર ધસી પડ્યા, અને તે નગરોમાંના ૩,૦૦૦ રહેવાસીઓને મારી નાખ્યા.

અમાસ્યાહ રાજા સેઈરપુત્રો, એટલે અદોમી- ૨૫;૧૪-૧૬.
પુત્રોના દેવોને લાવીને તેમની પૂજા કરવા લાગ્યો. એ કારણ માટે નનામા એક ભવિષ્યવાદીએ અમાસ્યાહ રાજાને ઠપકો દીધો. પછી રાજાએ એવો તુચ્છ જવાબ આપ્યો કે, શું, અમે તને રાજાનો મંત્રી બનાવ્યો છે? આ વચન સાંભળીને ભવિષ્યવાદીએ એવી અગમવાણી કરી કે યહોવાહ અમાસ્યાહ રાજાનો નાશ કરશે.

૧૪; ૮-૧૪. અમાસ્યાહ રાજાએ ગર્વિષ્ઠ થઇને ઇસ્રાએલના ૨૫; ૧૭-૨૪.
રાજા યહોઆશને લડવા બોલાવ્યો. ત્યારે યહોઆશે ઉંટકટા તથા એરેજવૃક્ષ તથા વનપશુને લગતું →ઇસ્રાએલ.
દૃષ્ટાંત આપીને જવાબ મોકલ્યો, પણ અમાસ્યાહે કાંઇ પણ માન્યું નહિ. ત્યારે ઇસ્રાએલના યહોઆશની સામે બેથ-શેમેશમાં લડાઇ થઇ. આ લડાઈમાં તો અમાસ્યાહ હાર્યો, ને બંદીવાન કરાયો. પછી ઇસ્રાએલનો યહોઆશ યરૂશાલેમ સુધી આગળ ચાલ્યો ગયો, ને ત્યાંના કોટની ઉત્તર બાજુએ કોટ ૪૦૦ હાથ સુધી પાડી નાખ્યો. વળી રાજમહેલ તથા મંદિર લુટી લઇને યહોઆશ રાજા, જામીનોને સાથે લઇને, સમરૂનમાં પાછો ગયો.

૧૪; ૧૭-૨૦. યરૂશાલેમમાં અમાસ્યાહ વિરૂદ્ધ મસલહત કર- ૨૫; ૨૫-૨૮.
વામાં આવી. એ વાતની ખબર તેને મળી ત્યારે

૨ રાજા. તે લાખીશ સુધી નાસી ગયો, પણ દંગાખોરે ત્યાં જઇને તેને મારી નાખ્યો, પરંતુ યરૂશાલેમમાં તેની દફનક્રિયા થઇ. અમાસ્યાહની કારકીર્દીની અસલ હકીકત યહુદાહના રાજાઓનાં કાળવૃત્તાંતના પુસ્તકમાં લખેલી છે. ૨ કાળ.

## ઉઝ્ઝીયાહ, ૭૬૯–૭૩૯ ઈ. સ. પૂર્વે.

૧૪; ૨૧,૨૨. અમાસ્યાહ પછી તેનો દીકરો **ઉઝ્ઝીયાહ** (જેને અઝાર્યાહ પણ કહે છે,) યહુદાહનો ગાદીપતિ થયો. ઉઝ્ઝીયાહે આકાબા અખાતની ઉત્તરે એલાથ બંદર સમાર્યું, અને તે ગામ ફરીથી યહુદાહને સ્વાધીન કર્યું. ૨૬; ૧, ૨.

૧૫; ૧-૪. યહોવાહની દૃષ્ટિમાં જે સારૂં તેજ ઉઝ્ઝીયાહે કર્યું; અને ઝખાર્યાહ જેને દેવનાં દર્શનોમાં સમજણ હતી તેના દિવસોમાં ઉઝ્ઝીયાહ રાજા દેવનું શોધન કરવા લાગ્યો. ૨૬; ૩-૫.

પલિસ્તીઓની સામે લડતાં ઉઝ્ઝીયાહે ગાથ તથા યાબ્નેહ તથા આસ્દોદ ત્રણે નગર કબજે કરી લીધાં, અને એ ઉપરાંત તેણે પલિસ્તીઓના દેશમાં નવાં નગરો બંધાવ્યાં. વળી ગૂર-બઆલ તથા મઇનમાં રહેનારા જે અરબ લોક હતા, તેમને પણ ઉઝ્ઝીયાહે વશ કીધા. ખેતીવાડીનું કામ સફળ થાય માટે ભૂમિનો સુધારો પણ કર્યો, અને એની ફોજ પણ વધારે બળવાન થાય માટે બાણો તથા મોટા પત્થરો ફેંકવા સારૂ તેણે યંત્રો બનાવ્યાં. ૨૬; ૬-૧૫.

૧૫; ૫. ઉઝ્ઝીયાહે પવિત્રસ્થાનમાં પેસીને ત્યાંની સોનાની ધૂપવેદી પર ધૂપ ચઢાવવાનું વિચાર્યું, પણ અઝાર્યાહ યાજક તથા તેની સાથે યહોવાહના એંસી શૂરવીર યાજકો રાજાની સામે થયા, અને રાજાને ધારેલું કામ કરવાનો નિષેધ કીધો. ત્યારે ઉઝ્ઝીયાહ રાજાને ક્રોધ ચઢયો, પરંતુ એટલામાં તરતજ પોતાના કપાળમાં કોઢ નીકળ્યો, અને આયુષ્ય પર્યંત તે કોઢીઓ રહ્યો, માટે તેને અલાહિદા ઘરમાં રહેવું પડયું, (જુઓ લેવી. ૧૩ ; ૪૬). હવે પછી તો ૨૬; ૧૬-૨૧.

૨ રાજા. તેનો દીકરો યોથામ રાજકારભાર ચલાવવા સારૂ રાજાની સાથે સામેલ થયો. ૨ કાળ.

### યોથામ, ૭૩૯–૭૩૫ ઇ. સ. પૂર્વે.

૧૫; ૫-૭. ઉઝ્ઝીયાહ કોઢીઓ રાજા મરણ પામ્યો, ને તેઓએ તેને રાજાઓના કબરસ્થાનમાં દાટયો, કેમકે તેઓએ કહ્યું કે તે કોઢીઓ છે. ઉઝ્ઝીયાહની કારકીર્દીની અસલ હકીકત યહુદાહના રાજાઓનાં કાળવૃત્તાંતના પુસ્તકમાં લખેલી છે, વળી યશાયાહ ભવિષ્યવાદીકૃત એક પુસ્તકમાં લખેલી છે. ઉઝ્ઝીયાહને બદલે તેનો દીકરો **યોથામ** એકલો ગાદીપતિ થયો. ૨૬; ૨૨,૨૩.

૧૫; ૩૨-૩૫. યહોવાહની દૃષ્ટિમાં જે સારૂં તેજ યોથામે કર્યું. તોપણ તેના દિવસોમાં ઉચ્ચસ્થાનો કાઢી નાખવામાં આવ્યાં નહિ. મંદિરને સારૂ તેણે ઉપલો દરવાજો બંધાવ્યો, અને મોરીયાહ પર્વતની દક્ષિણે ઓફેલ નામની ભીંત છે તે પર તેણે પુષ્કળ બાંધકામ કરાવ્યું. વળી યહુદાહના પહાડી મુલકમાં તેણે નગરો તથા વનો મધ્યે કિલ્લાઓ બાંધ્યા. ૨૭; ૧-૪.

આમ્મોનપુત્રોએ દંગો ઉઠાવવાનું કર્યું, પણ યોથામે તેમને સમાવ્યા, ને તેમની પાસે ચઢેલી ત્રણ વરસની ખંડણી વસુલ કરાવી. ૨૭; ૫, ૬.

૧૫; ૩૭. તે દિવસોમાં (એટલે ઘણુંકરીને યોથામ રાજાના દિવસોમાં) યહોવાહે યહુદાહ પર અરામના રાજા રસીનને તથા રમાલ્યાહના દીકરા પેકાહને મોકલવા માંડયા. →ઇસ્રાએલ.

૧૫; ૩૬,૩૮. યોથામ રાજા મરણ પામ્યો ને યરૂશાલેમમાં દટાયો. તેની કારકીર્દીની અસલ હકીકત યહુદાહના રાજાઓનાં કાળવૃત્તાંતના પુસ્તકમાં, અને ઇસ્રાએલ તથા યહુદાહના રાજાઓના પુસ્તકમાં લખેલી છે. યોથામને બદલે તેનો દીકરો **આહાઝ** રાજા થયો. ૨૭; ૭-૯.

### આહાઝ, ૭૩૫–૭૨૭ ઇ. સ. પૂર્વે.

૧૬ ; ૧-૪. આહાઝ રાજા ઈસ્રાએલના રાજાઓના માર્ગમાં ચાલ્યો. તેણે બઆલીમને સારૂ ગાળેલી મૂર્તિઓ ૨૮ ; ૧-૪.

૨ રાજા. બનાવી; અને દેશજાતિઓનાં કંટાળવા જોગ કૃત્યો પ્રમાણે તેણે પોતાનો દીકરો અગ્નિમાં થઇને ચલાવ્યો. ૨ કાળ.

૧૬ ; ૫. યશા. ૭;૧-૭. અરામનો રસીન તથા ઇસ્રાએલનો પેકાહ બન્ને યરૂશાલેમ આવ્યા. પછી તે નગરને ઘેરો ઘાલીને એમાં તેઓ જીત્યા નહિ, અને આહાઝને બદલે ટાબએલના દીકરાને યહુદાહની ગાદી પર બેસાડવાનું નિરર્થક નીકળ્યું. →ઇસ્રાએલ.

૧૬ ; ૬. એલાથ બંદર યહુદાહને તાબે હતું, પણ હવે તેજ બંદર અરામના રાજા રસીને કબજે કરી લીધું, (જુઓ ૨ રાજા ૧૪ ; ૨૧, ૨૨), અને તેમાંથી બધા યહુદીઓને હાંકી કાઢયા. વળી ઘણાને બંદીવાન કરીને દમસ્ક લઇ ગયો. ૨૮ ; ૫.

ઇસ્રાએલના પેકાહે યહુદાહના આહાઝનો મહા-મોટો પરાજય કીધો. આ પ્રસંગે યહુદાહમાંના ૧,૨૦,૦૦૦ શૂરવીરો માર્યાં ગયા, અને સ્ત્રીઓ, દીકરા, તથા દીકરીઓ, બધાં મળીને બે લાખ બંદીવાન કરીને સમરૂન લઇ ગયો. પરંતુ ઓદેદ નામના યહોવાહના એક ભવિષ્યવાદીએ પેકાહને આમ કરવાનું ના કહ્યું; માટે પેકાહે તેની વાત માની, અને યહુદી બંદીવાનોને લુગડાં પહેરાવીને તથા ખોરાક ખવાડીને તેમને તેઓના ભાઈઓની પાસે યરેખો પાછા મોકલાવ્યા. આ તકનો લાભ લઇને અદોમીઓ પણ યહુદાહની સામે ઊભા થયા, ને કેટલાક યહુદીઓને પકડીને પોતાને દેશ લઇ ગયા. ૨૮; ૫-૧૫. →ઇસ્રાએલ. ૨૮; ૧૬,૧૭.

પલિસ્તીઓ પણ યહુદાહની સામે ઉઠયા, અને તેઓએ નીચાણનાં તથા યહુદાહની દક્ષિણનાં કેટલાંક નગરો વશ કરી લીધાં, જેવાં કે બેથ-શેમેશ, આયાલોન, ગદેરોથ, સોખો, તિમ્નાહ, તથા ગિમ્ઝો. ૨૮ ; ૧૮.

યહુદાહનો આહાઝ રાજા આસ્શૂરના રાજા તિગ્લાથ-પિલેસેર ૩ જાનો ખંડીઓ રાજા થયો. ૨૮; ૧૯-૨૧. →ઇસ્રાએલ.

૧૬; ૧૦-૧૮. આહાઝ રાજા આસ્શૂરના તિગ્લાથ-પિલેસેર ૩ જાને દમસ્કમાં મળવા ગયો, ત્યાં આહાઝે મૂર્તિ- ૨૮; ૨૨-૨૫.

૨ રાજા. પૂજકોની એક વેદી દીઠી, ત્યારે તેનો નકસો કાઢીને એના જેવી વેદી યરૂશાલેમમાં મંદિરના આંગણામાં બાંધવાનું ઉરીયાહ યાજકને ફરમાવ્યું. એ ઉપરાંત દેવનાં ઘરનાં પાત્રો કાપીને ટુકડા કર્યાં. પછી અરામી દેવોના પ્રતાપથી અરામી ફોજ વારંવાર જીત પામતી હતી, એવું ધારીને આહાઝ રાજાએ એ દેવોની આગળ અર્પણો ચઢાવ્યાં. પરંતુ "તેઓથી તો આહાઝનું તથા સર્વ ઇસ્રાએલનું સત્યાનાશ વળ્યું." ૨ કાળ.

૧૬; ૧૯,૨૦. યહુદાહનો આહાઝ રાજા મરણ પામ્યો, ને યરૂશાલેમમાં દટાયો, પણ રાજાઓના કબરસ્થાનમાં નહિ. આહાઝની કારકીર્દીની અસલ હકીકત યહુદાહના રાજાઓનાં કાળવૃત્તાંતના પુસ્તકમાં તથા યહુદાહ તથા ઇસ્રાએલના રાજાઓના પુસ્તકમાં લખેલી છે. ૨૮; ૨૬,૨૭.

## હિઝકીયાહ, ૭૨૭-૬૯૭ ઇ. સ. પૂર્વે.

૧૮; ૧-૬. આહાઝને બદલે તેનો દીકરો **હિઝકીયાહ** યહુદાહનો ગાદીપતિ થયો. પહેલાં તો યહોવાહની દૃષ્ટિમાં જે સારૂં તેજ તે કરતો. ઉચ્ચસ્થાનો, તથા સ્તંભો, તથા અશેરાહ તે બધાંને પાયમાલ કરતો, વળી મુસાએ પિત્તળનો જે સર્પ બનાવ્યો હતો તેની આગળ હજુ સુધી લોકો ધૂપ ચઢાવતા હતા, માટે હિઝકીયાહે તે સર્પના ચુરેચુરા કરાવ્યા, ને તેનું નામ નહુસ્તાન પાડયું. ૨૯; ૧, ૨.

કારકીર્દીને આરંભે હિઝકીયાહે યાજકો તથા લેવીઓની મંદિરમાં સભા ભરી, અને તેઓની આગળ ભાષણ કરીને તેમને તાકીદથી સુચવ્યું કે હવે તો તમારે પોતાનું તેમજ મંદિરનું શુદ્ધિકરણ કરવું જોઇએ. વળી આપણા પરથી દેવનો સખત કોપ પાછો ફરે માટે દેવની સાથે કરાર બાંધવો જોઈએ. ૨૯; ૩-૧૧.

ઉપલી તાકીદ પ્રમાણે સોળ દિવસ સુધી મંદિરનું શુદ્ધિકરણ કરવાનું કામ ચાલ્યું. વળી આહાઝ રાજાએ મંદિરમાંથી જે જે પવિત્ર વાસણો લઈ ૨૯; ૧૨-૧૯.

૨ રાજા. લીધાં હતાં, તેમને બદલે હિઝકીયાહે બીજાં ૨ કાળ.
બનાવ્યાં, અને વાસણોનું શુદ્ધિકરણ પણ કીધું.

દહનીયાર્પણ તથા પાપાર્થાર્પણ મંદિરમાં ફરી ચઢા- ૨૯; ૨૦-૩૦.
વ્યાં, અને લેવી ગાયકોએ સ્તોત્રનું ગાયન કર્યું.
બધી ક્રિયા પુરી કર્યા પછી રાજા તથા તેમની સાથે
ઉભેલા બધાએ માથાં નમાવીને ભજન કીધું.

વળી ઉપકારાર્થાર્પણો તથા અધિક દહનીયાર્પણો ૨૯; ૩૧-૩૬.
પણ ચઢાવવામાં આવ્યાં, અને ઐચ્છિકાર્પણો
એટલાં બધાં થયાં કે યાજકો યજ્ઞપશુને ઉતરડી
શકયા નહિ, માટે તેઓના લેવીકુળના ભાઇઓએ
કામ પુરૂં થતાં સુધી તેમને મદદ કીધી.

પહેલા મહિનામાં પાસ્ખા પર્વ પાળવા સારૂ ૩૦; ૧-૧૨.
જોઇએ તેટલા યાજકોએ પોતાને શુદ્ધ કર્યા નહોતા
માટે બીજે મહિને એજ પર્વ પાળવાનો ઠરાવ
કર્યો, અને પર્વનો દિવસ આવ્યા પહેલાં ઘણાએક
ખેપીઆઓ યહુદાહ દેશમાં તેમજ ઇસ્રાએલ
રાજનાં કુળોમાં પણ ચોતરફ મોકલ્યા, એ માટે
કે યહોવાહના મંદિરમાં આવવાનું, ને ત્યાં ભજન
કરવાનું, નોતરૂં સૌ કોઇને મળે. ઘણાએક
માણસોએ તો ખેપીઆઓની વાત સાંભળીને
તેમની મશ્કરી કરી, પરંતુ આશેર, મનાશ્શેહ,
તથા ઝબુલૂન કુળમાંથી કેટલાક માણસો નમ્રતા
ધારણ કરીને યરૂશાલેમમાં આવ્યા. વળી યહુદાહના
રહેવાસીઓએ પણ એમાં સર્વાનુમતે ભાગ લીધો.

બીજા મહિનાને ચૌદમે દિવસે પાસ્ખા પર્વ પળાયું, ૩૦; ૧૩-૨૨.
ને તેને લગતી ક્રિયા સાત દિવસ સુધી ચાલી.
ભજન કરનારામાંના કેટલાકે પોતાનું શુદ્ધિકરણ
કર્યું નહોતું, તે પરથી યજ્ઞપશુ કાપવાની તેમની
લાયકી નહોતી, માટે તેમને બદલે લેવી લોકે યજ્ઞ-
પશુ કાપવાનું કામ કર્યું, ને એ વિપરીતપણું જોઇને
યહોવાહ માફ કરે એવી હિઝકીયાહે પ્રાર્થના કીધી.

પાસ્ખાને લગતી ક્રિયાઓ બીજા અધિક સાત ૩૦; ૨૩-૨૭.
દિવસ સુધી ચલાવવામાં આવી; અને આ પ્રસંગે

૨ રાજા. હિઝકીયાહ રાજાએ ૧,૦૦૦ ગોધા, ૭,૦૦૦ મેંઢાં ૨ કાળ.
ચઢાવ્યાં. વળી સરદારોએ પણ ૧,૦૦૦ ગોધા,
૧૦,૦૦૦ મેંઢાં ચઢાવ્યાં. એમ યરૂશાલેમમાં મોટો
આનંદ થયો, કેમકે ઈસ્રાએલના રાજા દાઉદના
દીકરા સુલેમાનના વખતથી યરૂશાલેમમાં એના
જેવા યજ્ઞયાગ થયા નહોતા.

હવે તો પાસ્ખાની ક્રિયાઓ પુરી થઇ, માટે બધાં ૩૧; ૧–૧૦.
માણસો પોતપોતાને ઘેર પાછાં ગયાં, અને પાછાં
જતાં મૂર્તિપૂજાની બધી નિશાણીઓ નષ્ટ કીધી.
વળી મંદિરમાં ભજનક્રિયા ચલાવવાને વાસ્તે
હિઝકીયાહે પોતાની ગાંઠનું પુષ્કળ દ્રવ્ય આપ્યું, અને
પોતાની પ્રજા પણ એવું કરે તેવી સલાહ આપી.
માટે ત્રીજા મહિનાથી તે સાતમા મહિના સુધી
અર્પિત કરેલી ઘણી વસ્તુઓ મંદિરની અંદર લાવ-
વામાં આવી, અને ત્યાં તેમના મોટા ઢગલાઓ થયા.

જે દશાંશ અને બીજી અર્પિત કરેલી વસ્તુઓ ૩૧; ૧૧-૨૧.
હાથ આવી, તેમને તો મંદિરમાંની સમારેલી કેટલીક
કોટડીઓમાં સંઘરી. જે યાજકો તથા લેવીઓ
મંદિરમાં સેવા ચલાવતા, તેમજ જે યાજકો તથા
લેવીઓ બીજાં કોઈ નગરોમાં અથવા યરૂશાલેમનાં
પરાંમાં રહેતા, તેમને ઉપલાં અર્પણોનું વ્યાજબી
વહેંચણ કરવા સારૂ કેટલાક અમલદારોને નિમ્યા.
એ પ્રમાણે હિઝકીયાહે યહોવાહની દૃષ્ટિમાં જે સારૂં
તથા યથાર્થ તથા વિશ્વાસુ તેજ કીધું.

૧૮; ૭. હિઝકીયાહે આસ્શૂરના રાજા સાર્ગોનની સામે
ઉઠીને તેની સેવા ન કીધી.

૧૮; ૮. હિઝકીયાહે ગાઝ્ઝાહ તથા તેની સરહદ સુધી ૧ કાળ. ૪;
પલિસ્તીઓને માર્યા. [ અદોમમાં જે થોડા અમા- ૨૪, ૪૧-૪૩.
લેકીઓ હજી રહેતા હતા, તેમને ૫૦૦ શિમઓ-
નીઓએ હાંકી કાઢયા; અને પછી પોતે સેઇર પર્વત
કબજે કર્યો. ]

૧૮; ૧૩-૧૬. આસ્શૂરના રાજા સાન્હેરીબે યહુદાહ દેશમાંનાં ૩૨ ; ૧.
૪૬ કિલ્લાબંધ નગરો કબજે કરી લીધાં. પછી યરૂ- યશા. ૩૬; ૧.

૨ રાજા. શાલેમ પર ચઢાઈ કરવા લાગ્યો, તેથી હિઝકીયાહે ૨ કાળ.
ઠરાવેલી ખંડણી પુરી ભરી આપવાનું કહ્યું, એટલે
૩૦૦ તાલંત રૂપું ને ૩૦ તાલંત સોનું, અને એટલું
બધું મેળવવાને માટે મંદિર તથા રાજખજાનામાંથી
તેણે સોનું તથા રૂપું લઇ લીધું. પરંતુ ઉપલો બંદો-
૧૮; ૧૭-૨૫. બસ્ત કંઈ પણ કારણ માટે રદ્દ નીકળ્યો. આથી ૩૨; ૨-૧૨.
સાન્હેરીબ રાજાની ફોજ યરૂશાલેમને ઘેરો ઘાલવાને યશા. ૩૬;
પાસે આવી, પણ રાજા પોતે લાખીશમાં થોભ્યો ૨-૧૦.
હતો. એટલામાં હિઝકીયાહ રાજાએ યરૂશાલેમનો
કોટ મજબુત કર્યો; અને ગીહોન નામનું જે નાળું
તેનો રસ્તો ફેરવીને યરૂશાલેમની અંદર લાવ્યો, એ
માટે કે ઘેરો ઘાલનારી ફોજને પાણી ન મળે.
વળી હિઝકીયાહે પોતાના લસ્કરને હિમ્મત ચઢાવીને
કહ્યું કે તમારે યહોવાહ પર પુરો ભરોસો રાખવો
જોઇએ.

થોડી વારમાં આસ્શૂરી ત્રણ સરદારો લાખીશથી યરૂશાલેમ આવી પહોંચ્યા, એટલે તાર્તાન (સેના પતિ), રાબસારીશ ( ખોજાઓનો મુખ્ય ), અને રાબશાકેહ (મુખ્ય પાત્રવાહક કે જે દિવાન જેવો હતો). હિઝકીયાહના કેટલાક સરદારોની સાથે બોલતાં રાબશાકેહે યરૂશાલેમ નગરનો કબજો સોંપી આપવાનું ફરમાવ્યું. એણે કહ્યું કે શું કરવા મિસરના ફારૂન રાજા પર આધાર રાખો છો? આ છુંદાઇ ગએલા બરૂની લાકડી પર જો કોઈ ટેકે તો તે જરૂર તે માણસની હથેલીમાં પેસીને તેને વિંધી નાખશે. વળી યહોવાહ પર પણ કેમ આધાર રાખી શકાય? શું તમારા રાજા હિઝકીયાહે તેનાં ઉચ્ચસ્થાનો તથા વેદીઓને પાયમાલ કીધી નથી? છેવટે રાબ-શાકેહે મેણાં મારીને કહ્યું કે, જો તમે બે હજાર ઘોડા પર સવારી કરનારા તમારામાંથી રજુ કરી શકો તો હું એટલા ઘોડા તમારે માટે મોકલીશ. વળી રાબશાકેહે છેવટે સાફ કહ્યું કે, તમારા દેવ યહોવાહે યરૂશાલેમ પર ચઢાઇ કરવા સારૂ અમને મોકલ્યા છે.

| | | |
|---|---|---|
| ૨ રાજા. ૧૮; ૨૬-૩૭. | હવે તો હિઝકીયાહ રાજાના સરદારોએ રાબશાકેહને વિનંતી કરી કે, આપ કોઇ પણ વાત બોલવા ચાહો તો યહુદી ભાષામાં નહિ પણ અરામી ભાષામાં બોલજો, કેમકે પાસે ઉભેલા માણસો તમારી યહુદી વાત સાંભળીને સમજે છે. એટલામાં રાબશાકેહ ઘણા તુચ્છકાર સહિત પાસેના માણસોની આગળ બોલવા લાગ્યો; ને કહ્યું કે, યહોવાહ દેવ કે હિઝકીયાહ રાજા, કોઇ પર તમારે આધાર રાખવો નહિ, કેમકે એવી કોઈ દેશજાતિ નથી કે જેના દેવોએ આસ્શૂરના રાજાના હાથમાંથી કોઇને બચાવી હોય. હવે તો હિઝકીયાહ રાજાના હુકમ પ્રમાણે તેનાં માણસો છાનાં રહ્યાં અને એકે શબ્દ પણ ઉત્તરમાં કહ્યો નહિ. વળી યહુદી સરદારો પોતાનાં વસ્ત્ર ફાડીને હિઝકીયાહ રાજાની હજુરમાં ગયા, ને તેની આગળ રાબશાકેહનાં બધાં તુચ્છકાર ભરેલાં વચનો કહી સંભળાવ્યાં. | ૨ કાળ. ૩૨; ૧૩-૧૯. યશા. ૩૬; ૧૧–૨૨. |
| ૧૯; ૧-૭. | હવે તો હિઝકીયાહ ટાટ ઓઢીને મંદિરમાં ગયો ને યશાયાહ ભવિષ્યવાદીની પાસે એલચીઓ મોકલીને વિનંતી કરી કે અમારે સારૂ તમારે પ્રાર્થના કરવી. ત્યારે યશાયાહે એવો જવાબ મોકલ્યો કે સાન્હેરીબ રાજા અફવા સાંભળશે ને તે ગભરાઇને પોતાના દેશમાં પાછો જશે, ને ત્યાં તે તરવારથી પડશે, એવું યહોવાહ કરશે. | યશા. ૩૭; ૧-૭. |
| ૧૯; ૮-૧૩. | સાન્હેરીબ રાજાને એવી ખબર મળી કે હિઝકીયાહને મદદ આપવા સારૂ મિસરનો હબશી રાજા તિર્હાકાહ ફોજ લઇને પાસે આવે છે, માટે સાન્હેરીબ પોતે લાખીશથી લિબ્નાહ સુધી નાસી ગયો, અને ત્યાંથી હિઝકીયાહ રાજા પર ધમકીરૂપ પત્ર મોકલ્યો. એમાં તેણે કહ્યું કે આસ્શૂરના રાજાના હાથમાંથી જે દેવ પર તમે આધાર રાખો છો તે તમને છોડવી શકશે નહિ. જે દેશજાતિઓનો મારા પિતૃઓએ વિનાશ કર્યો છે, તેઓના દેવોએ તેમને બચાવી છે શું? | ૩૨; ૧૭. યશા. ૩૭; ૮-૧૩. |

૨ રાજા. એજ પત્ર હિઝકીયાહના હાથમાં આવ્યો, ત્યારે ૨ કાળ.
૧૯; ૧૪-૧૯. તેણે યહોવાહના મંદિરમાં જઇને તે પત્ર યહોવાહની ૩૨ ; ૨૦.
આગળ ખુલ્લો કર્યો, અને આસ્શૂરના રાજાના યશા. ૩૭ ;
હાથમાંથી છુટકો પામવાની વિનંતી કરી, "એ ૧૪-૨૦.
માટે કે પૃથ્વીનાં સર્વ રાજ્યો જાણે કે તું, હે યહોવાહ,
તું એકલોજ દેવ છે."

૧૯; ૨૦-૩૪. હવે યશાયાહે યહોવાહ તરફથી જવાબ મોકલ્યો. યશા. ૩૭ ;
એમાં સાન્હેરીબ રાજાની તોછડાઇ વિષે સખત ૨૧-૩૫.
ઠપકો આપેલો છે. વળી એમાં સાફ જણાવ્યું કે
જે માર્ગે થઇને સેનાપતિ ત્યાં આવ્યો હતો તેને-
તેજ માર્ગે થઇને તે પાછો જશે, ને તે આ નગરની
આગળ આવશેજ નહિ.

૧૯; ૩૫-૩૭. તેનેતેજ રાત્રે યહોવાહના દૂતે ૧,૮૫,૦૦૦ ૩૨; ૨૧-૨૩.
આસ્શૂરીઓને મારી નાખ્યા, તેથી સાન્હેરીબ યશા. ૩૭ ;
ગભરાઇને સ્વદેશ પાછો ગયો. આસરે વીસેક વરસ ૩૬-૩૮.
પછી તો સાન્હેરીબ પોતાના દેવ નિસ્રોખના ઘરમાં
ભજન કરતો હતો, ત્યારે આદ્રામ્મેલેખ તથા સાર-
એસેર નામના તેના બે દીકરાઓએ તેને તરવારથી
મારી નાખ્યો. પણ એસારહાદ્દોન નામનો જે ત્રીજો
દીકરો તેણે ઉપલા બે ભાઇઓને નસાડ્યા પછી
પોતાને વાસ્તે ગાદીનો કબજો લીધો. ઉપલી અજા-
યબ જેવી રીતે યહુદાહ દેશનો છુટકારો થયો, ત્યાર
પછી મંદિરને વાસ્તે તેમજ હિઝકીયાહને વાસ્તે
પુષ્કળ ભેટ મોકલવામાં આવી. એમ તે સમયથી
માંડીને હિઝકીયાહ સર્વ દેશજાતિઓની વચ્ચે
વિખ્યાતિ પામ્યો.

૨૦; ૧-૧૧. હિઝકીયાહ માંદો પડીને મરણની અણી પર ૩૨; ૨૪.
આવ્યો ત્યારે યશાયાહ ભવિષ્યવાદીએ તેને કહ્યું કે, યશા. ૩૮ ;
હવે તું મરી જશે ને જીવશે નહિ. પરંતુ રાજાએ ૧-૨૨.
યહોવાહની વિનંતી કરી, એટલામાં યશાયાહે તેને
જણાવ્યું કે યહોવાહે તારી વિનંતી પ્રમાણે તારૂં
આયુષ્ય પંદર વરસ વધાર્યું છે. પછી ભવિષ્ય-
વાદીના ફરમાવ્યા પ્રમાણે અંજીરનું એક ચકતું
ગુમડા પર બાંધ્યું, ને તેથી હિઝકીયાહ સાજો થયો.

૨ રાજા. આ પ્રસંગે હિઝકીયાહના વિશ્વાસને ટેકો આપવા સારૂ એક ખાસ નિશાણી દેખાડવામાં આવી, એટલે યશાયાહે વિનંતી કરી ત્યારે આહાઝના વખતસુચક યંત્રમાં છાંયડો દસ અંશ પાછો હઠયો. ૨ કાળ.

૨૦; ૧૨-૨૧. બાબેલનો રાજા મરોદાખ-બાલઅદાન જે દંગાખોર રાજા હતો, તેણે હિઝકીયાહ પાસે કેટલાક એલચીઓ મોકલ્યા. હિઝકીયાહ મંદવાડથી સાજો થયો છે તેની ખુશાલીને અર્થે આવ્યા છીએ એવું એલચીઓએ બાનું કાઢયું. પછી હિઝકીયાહે તેમને પોતાના દ્રવ્યનો ભંડાર અને શસ્ત્ર રાખવાનું ઘર બતાવ્યું. પરંતુ યશાયાહ ભવિષ્યવાદી રાજાની હજુરમાં આવીને બોલ્યો કે, આ તારૂં બધું દ્રવ્ય બાબેલ લઈ જવાશે, કાંઇ પણ પડતું મુકાશે નહિ; હા, તારા દીકરાઓ પણ ત્યાં બંદીપ્રવાસે જશે, અને તેઓ બાબેલના રાજાના મહેલમાં ખવાસ થશે. ૩૨; ૨૫-૩૩. યશા. ૩૯; ૧-૮.

હિઝકીયાહ રાજા મરણ પામ્યો, અને દાઉદના પુત્રના કબરસ્તાનના ઉપલા ભાગમાં માનસહિત દટાયો. હિઝકીયાહની કારકીર્દીની અસલ હકીકત યહુદાહના રાજાઓનાં કાળવૃત્તાંતના પુસ્તકમાં, તથા યહુદાહ તથા ઇસ્રાએલના રાજાઓના પુસ્તકમાં, તથા યશાયાહકૃત સંદર્શન નામના પુસ્તકમાં લખેલી છે.

હિઝકીયાહ ઘણો ધનવાન થયો હતો, એ વિષે કાળવૃત્તાંતના બીજા પુસ્તકમાં વિશેષ સુચના મળે છે, અને રાજાઓ તથા કાળવૃત્તાંત બન્નેમાં ગીહોન નાળા વિષે જે કાંઇ કર્યું તે ઉપર ભાર મુકેલો છે; જેમકે ગીહોનનાં પાણીના ઉપલા ઝરાને બંધ કરીને તેમને સીધાં દાઉદના નગરની પશ્ચિમે વાળી આણ્યાં, સરખાવો ૨ કાળ. ૩૨; ૨-૧૨, ૩૦.

### મનાશ્શેહ, ઈ. સ. પૂ. ૬૯૭-૬૪૨.

૨૧; ૧-૯. હિઝકીયાહનો દીકરો મનાશ્શેહ ગાદીપતિ થયો. તે તો અતિ ઘણી મૂર્તિપૂજા કરવા લાગ્યો. તેણે બઆલીમને વાસ્તે મંદિરમાં વેદીઓ ઊભી કીધી. એ ઉપરાંત તેણે અશેરોથ બનાવ્યાં, અને આકાશનાં ૩૩; ૧-૯.

૨ રાજા. | સૈન્યોની પૂજા ચલાવી (સૂર્ય, ચંદ્ર, તારામંડળ વગેરેની). | ૨ કાળ.

૨૧; ૧૦-૧૫. યહોવાહે પોતાના કેટલાક ભવિષ્યવાદીઓની મારફતે મનાસ્શેહ રાજાને જણાવ્યું કે, "હું સમરૂનની માપદોરી તથા આહાબના ઘરનો ઓળંબો યરૂશાલેમ પર લંબાવીશ, ને જેમ કોઇ માણસ થાળી લુછે છે તેમ હું યરૂશાલેમને લુછી નાખીશ, ને તેને લુછીને ઊંધું વાળીશ." કેમકે યહોવાહની વિરૂદ્ધ મનાસ્શેહે નિર્દોષ રક્તથી યરૂશાલેમને ભરી દીધું હતું. ૩૩; ૧૦.

આસ્શૂરનો રાજા યહુદાહ પર ચઢાઇ કરીને મનાસ્શેહ રાજાને સાંકળોથી બાંધીને બાબેલ લઈ ગયો. પણ ત્યાં તેણે યહોવાહની પ્રાર્થના કીધી, ને યહોવાહે તેની વિનંતી સાંભળી, ને તેને તેના રાજ્યમાં પાછો આણ્યો. ત્યારે મનાસ્શેહ રાજાએ જાણ્યું કે યહોવાહ તેજ દેવ છે. [આસ્શૂરના ઉપલા રાજાનું નામ શાસ્ત્રમાં નથી આપેલું ખરૂં, પણ જુના વખતના લેખમાં બતાવ્યું છે કે, આસરે ઈ. સ. પૂ. ૬૪૮માં આસ્શૂર-બાની-પાલ રાજા સામે તેના ભાઇએ દંગો ઉઠાવ્યો, અને દંગો કરવામાં પશ્ચિમ દેશોએ ભાગ લીધો, એટલે કદાચ ફેનીકે દેશ તથા યહુદાહ દેશ સમજવો જોઇએ. વાત એવી હોય તો યહુદાહ દેશ પર આસ્શૂર રાજાએ ચઢાઇ કરી તેની સાલ આસરે ૬૪૭મી હશે. પછી ૬૪૭-૬૪૪ સુધી મનાસ્શેહ બંદીપ્રવાસમાં રહ્યો હશે; અને ૬૪૪મી સાલે યરૂશાલેમ પાછો આવ્યો હશે, ને ૬૪૨મી સાલે ત્યાં મરણ પામ્યો.] ૩૩; ૧૧-૧૩.

હવે તો મનાસ્શેહે યરૂશાલેમ નગર મજબૂત કરવાનું કર્યું. વળી મંદિરમાં મુકેલા અન્ય દેવોને કાઢી નાખ્યા, અને યહુદાહને ઇસ્રાએલના દેવ યહોવાહની સેવા કરવાની તેણે આજ્ઞા કીધી. ૩૩; ૧૪-૧૭.

૨૧; ૧૭, ૧૮. મનાસ્શેહ મરણ પામ્યો, ને પોતાના ઘરની વાડીમાં એટલે ઉઝ્ઝાની વાડીમાં દટાયો. મનાસ્શેહની કારકીર્દીની અસલ હકીકત યહુદાહના ૩૩; ૧૮-૨૦.

૨ રાજા. રાજાઓનાં કાળવૃત્તાંતના પુસ્તકમાં અને હોઝાયની તવારિખમાં લખેલી છે. ૨ કાળ.

## આમોન, ઈ. સ. પૂ. ૬૪૨—૬૪૦.

૨૧; ૧૯-૨૬. મનાશ્શેહને બદલે તેનો દીકરો આમોન યહુદાહનો ગાદીપતિ થયો. આમોન રાજા ભુંડું કરતો ચાલ્યો, અને કોરેલી મૂર્તિઓની આગળ યજ્ઞ ચઢાવતો. જેમ પોતાનો બાપ યહોવાહની આગળ નમી ગયો તેમ તે પોતે યહોવાહની આગળ નમ્યો નહિ, પણ તેથી ઉલટું અધિકાધિક અપરાધ કરતો ગયો. બે વરસ પુરાં થયાં ત્યારે તેના કોઈ ચાકરોએ ફિસાદ કરીને તેને તેના પોતાના ઘરમાં મારી નાખ્યો. પરંતુ દેશના લોકોએ આ ફિતુર કરનારાઓને મારી નાખ્યા. આમોન ઉઝ્ઝાની વાડીમાં પોતાની કબરમાં દટાયો. આમોનની કારકીર્દીની અસલ હકીકત યહુદાહના રાજાઓનાં કાળવૃત્તાંતના પુસ્તકમાં લખેલી છે. ૩૩; ૨૧-૨૫.

## યોશીયાહ, ઈ. સ. પૂ. ૬૪૨-૬૦૯.

૨૨ ; ૧-૭. આમોનને બદલે તેનો આઠ વરસની વયનો દીકરો યોશીયાહ રાજા થયો. યહોવાહની દૃષ્ટિમાં જે સારૂં તેજ યોશીયાહ કરતો. એની કારકીર્દીની અઢારમી સાલે યહોવાહનું મંદિર સમારવા લાગ્યા, ત્યારે મુસાની હસ્તક અપાએલા યહોવાહના નિયમનું પુસ્તક હિલ્કીયાહ યાજકને જડયું [એ તો ઘણું-કરીને પુનર્નિયમનું પુસ્તક હશે]. હિલ્કીયાહે તો સાફાન ચિટણીસને આપ્યું કે જેણે યોશીયાહ રાજાની આગળ પુસ્તકમાંનું લખેલું વાંચી સંભળાવ્યું. હવે તો લખેલી વાત સાંભળીને રાજાને ઘણી ધાસ્તી ઉત્પન્ન થઇ, રખેને પુસ્તકમાં લખેલા શાપ પોતાના રાજ્ય પર આવી પડે. તે ઉપરથી તેણે જડેલા પુસ્તકનાં વચનો સંબંધી યહોવાહની સલાહ પુછવાનું ઠરાવ્યું. એજ અર્થ પુરો પાડવા હિલ્કી-યાહ પ્રમુખયાજક તથા બીજા કેટલાક અમલદારો આ પુસ્તક હુલ્દાહ ભવિષ્યવાદિણ પાસે લાવ્યા. ૩૪; ૧, ૨, ૮-૧૪.

૨ રાજા. આ બાઇએ ખુલ્લી રીતે જણાવ્યું કે પુસ્તકમાં લખેલા શાપ યહુદાહ દેશ પર જરૂર આવશેજ આવશે; પરંતુ યોશીયાહના જમાનામાં નહિ, કેમકે પુસ્તકમાંની વાત રાજાએ સાંભળી કે તરત તે યહોવાહની આગળ નમી ગયો હતો; તથા પોતાનાં વસ્ત્રો ફાડીને ઘણું રૂદન કીધું હતું. તેજ તો પોતાની કબરમાં શાંતિએ મુકાશે, એવું ભવિષ્ય કહ્યું. ૨ કાળ.

૨૩; ૧-૩. હવે તો યોશીયાહે પ્રજાની મોટી સભા ભરી, ને તેની આગળ જડેલા પુસ્તકમાંનાં વચનો જાહેરાંત વાંચી સંભળાવ્યાં. એ બધી વાતો સાંભળીને પ્રજાએ યહોવાહની આજ્ઞાઓ પાળવાની તથા પુસ્તકમાં લખેલા કરારની બધી સરત પુરી પાડવાની કબુલાત ગંભીરપણે કીધી. સર્વ લોક એ કરારમાં સામેલ થયા. હવે પછી યોશીયાહે પોતાના તાબાના ઇસ્રાએલપુત્રોના સર્વ દેશમાંથી સર્વ અમંગળ વાનાં દૂર કીધાં. ૩૪; ૨૯-૩૩.

૨૩; ૪-૧૪. **અ.** યોશીયાહની કારકીર્દીને આઠમે વરસે રાજા પોતે યહોવાહની ગમ વળ્યો, અને યહોવાહની સેવા કરવા લાગ્યો. ૩૪; ૩-૭.

**આ.** કારકીર્દીને બારમે વરસે રાજાએ ઉચ્ચસ્થાનો પાડી નખાવ્યાં, ને અશેરીમ મૂર્તિઓ તથા કોતરેલી તથા ઢાળેલી મૂર્તિઓ ભાંગી નાખી.

**ઇ.** અરાઢમી સાલે રાજાએ પોતાના રાજ્યમાં બનતાં સુધી ધર્મસુધારો પુરેપુરો કરાવ્યો. બઆલ તથા અશેરાહ તથા આકાશનાં સૈન્યોનું ભજન ચલાવવામાં જે પાત્રો જોઇએ તે લઇને કિદ્રોનનાં ખેતરોમાં બાળી નાખ્યાં, અને તેમની રાખ તે બેથેલ લઇ ગયો. જેટલા યાજકોએ મૂર્તિઓની આગળ ભજન ચલાવ્યું હતું તેમને પદભ્રષ્ટ કીધા. મૂર્તિપૂજાના કામમાં આવે એવાં જેટલાં વાનાં હતાં તે બધાં મંદિરમાંથી કાઢી નાખ્યાં, અને હરેક પ્રકારની કામી ક્રિયાઓ તમામ બંધ પાડી. વળી જે કોઇ યાજકે ઉચ્ચસ્થાનોની આગળ સેવા કરી હતી તેમને યહોવાહની વેદીની પાસે સેવા કરવાની

૨ રાજા. છુટી નહિ આપી. કોઇ પણ માણસ પોતાના દીકરાને કે દીકરીને મોલેખ દેવને સારૂ અગ્નિમાં ચલાવે નહિ, એવું પણ ઠરાવ્યું. વળી જે રથો તથા ઘોડા સૂર્યને અર્પી દીધેલા હતા, તેમને અગ્નિમાં બાળી નાખ્યા. સિદોન, મોઆબ, તથા આમ્મોનપુત્રોનાં જુદાં દેવદેવીઓને સારૂ સુલેમાને જે ઉચ્ચસ્થાનો બંધાવ્યાં હતાં, તેમજ આહાઝ તથા મનાશ્શેહ રાજાઓએ જુદાં દેવદેવીઓને સારૂ જે વેદીઓ ઊભી કીધી હતી (સરખાવો ૧ રાજા. ૧૧; ૧-૮ : ૨ રાજા. ૧૬; ૧-૪, ૧૦-૧૮ : ૨૧; ૧-૯), તે બધું યોશીયાહ રાજાએ કાઢી નાખ્યું. ૨ કાળવૃત્તાંત.

૨૩; ૧૪-૨૦. યોશીયાહે બેથેલમાં જે ઉચ્ચસ્થાન હતું તે પણ ભાંગી નાખ્યું, ને પાસેની કબરો ઉઘાડીને તેમાં દાટેલાં હાડકાં ભેગાં કીધાં, ને તે હાડકાં બેથેલની વેદી ઉપર બાળી નાખ્યાં; વળી તે વેદીનો વટાળ કીધો. પરંતુ યરોબઆમ રાજાના વખતમાં જે ઈશ્વરભક્તે ઉપલી બધી વાત અગાઉથી પ્રગટ કરી હતી (૧ રાજા. ૧૩; ૨) તેજ ઈશ્વરભક્તની કબરમાંથી યોશીયાહ રાજાએ કશું કાઢ્યું નહિ. બેથેલમાં એટલુંજ નહિ પણ સમરૂનમાં જે ઉચ્ચસ્થાનો હતાં તેમના યાજકોને પણ મારી નાખ્યા.

૨૩; ૨૧-૨૩. યોશીયાહની કારકીર્દીના અરાઢમા વરસના પહેલા મહિનાની ચૌદમી તારીખે બહુ ઠાઠમાઠ-સહિત પાસ્ખા પર્વ પળાવ્યું. લેવીઓને ખાસ હુકમ આપવામાં આવ્યો કે આ પર્વને વાસ્તે તમારે પોતાને શુદ્ધ કરવા, અને મુસાની હસ્તક યહોવાહે જે કાંઇ વચન પ્રગટ કર્યું તે વચન પ્રમાણેની બધી ક્રિયા બજાવવી. યોશીયાહ રાજાએ પોતાની ગાંઠના ખરચથી ઘણુંએક યજ્ઞપશુઓ ચઢાવ્યાં, અને યાજકો તથા લેવીઓએ પણ ઉદારતાથી ભેટ આપી. સતશાસ્ત્રમાંના નિયમ બરોબર સાચવતાં પાસ્ખાનું હલવાન કાપીને તેને ૩૫; ૧-૧૯.

૨ રાજા. શેકયું તથા ખાધું. શમૂએલ ભવિષ્યવાદીના દિવસોથી માંડીને આજ સુધીમાં ઈસ્રાએલમાં તેના જેવું એક પાસ્ખાપર્વ પળાયું નહોતું. ૨ કાળવૃત્તાંત.

૨૩; ૨૪-૨૭. વહેમરૂપી રીતરિવાજો તથા પૂજાઓ યોશીયાહ રાજાએ બનતાં સુધી બંધ પડાવી. એના જેવો બીજો કોઇ રાજા આખા મનથી પ્રભુની ગમ વળ્યો નહોતો. એમ છતાં પણ જે બધાં ક્રોધજનક કૃત્યોથી મનાશ્શેહે યહોવાહને રોષ ચઢાવ્યો હતો તેને લીધે યહોવાહનો જે ક્રોધ યહુદાહ પર સળગ્યો હતો, તે પોતાના મોટા ક્રોધથી યહોવાહ ફર્યો નહિ.

૨૩; ૨૯,૩૦. મિસરનો રાજા ફારૂન-નકોહ નામનો હતો, તેજ તો બાબેલના રાજા નબો-પોલાસ્સાર સામે લડવા નીકળ્યો, અને યોશીયાહના રાજ્યની હદમાં થઇને તેને કૂચ કરવાની જરૂર પડી. તે પરથી યોશીયાહ નકોહને રોકવા ઉઠયો, ત્યારે ફારૂન-નકોહે તેને કહાવ્યું કે હું તો તારી વિરૂદ્ધ હુમલો કરવા ઉભો થયો નથી, મારે બાબેલના રાજાની વિરૂદ્ધ જવું છે, અને દેવે મને ઉતાવળ કરવાની આજ્ઞા કીધી છે. એ વાત નહિ ગણકારતાં યોશીયાહ હજુ પણ સામો થયો, અને મગિદ્દોની પાસે બન્ને રાજાને લડાઈ થઇ. જોકે યોશીયાહે વેશ ધારણ કર્યો હતો, તોપણ તેને તીર વાગ્યું, માટે તેને રથમાં બેસાડીને યરૂશાલેમ લઇ ગયા, ને તેજ નગરમાં તે મરણ પામ્યો. પોતાની પ્રજાએ તેને માટે ઘણોજ શોક કર્યો, અને યિર્મેયાહ ભવિષ્યવાદીએ યોશીયાહને માટે વિલાપ કર્યો. વળી સર્વ ગવૈયાઓ તથા ગવૈયણો પોતાના વિલાપમાં યોશીયાહ સંબંધી આજ સુધી ગાતાં આવ્યાં છે. ૩૫; ૨૦-૨૫.

૨૩ ; ૨૮. યોશીયાહને યરૂશાલેમમાં પોતાના પિતૃઓના કબરસ્થાનમાં દાટયો. તેની કારકીર્દીની અસલ હકીકત યહુદાહના રાજાઓનાં કાળવૃત્તાંતના પુસ્તકમાં, તથા યહુદાહ તથા ઈસ્રાએલના રાજાઓના પુસ્તકમાં લખેલી છે. ૩૫; ૨૬,૨૭.

| ૨ રાજા. | યહોઆહાઝ, ૬૦૯; યહોયાકીમ, ૬૦૯–૫૯૮ ઈ. સ. પૂર્વે. | ૨ કાળવૃત્તાંત. |
|---|---|---|
| ૨૩; ૩૦-૩૫. | યહુદાહની પ્રજાએ યોશીયાહને બદલે તેના ત્રીજા દીકરાને, એટલે યહોઆહાઝને, જેને યિર્મે. ૨૨; ૧૧માં શાલ્લૂમ પણ કહે છે તેને ગાદીએ બેસાડ્યો. [ એટલા વખતના દરમિયાનમાં ફારૂન-નકોહ આગળ વધ્યો, ને અરામ દેશમાં કાદેશ ગામને ઘેરો ઘાલીને જીતી લીધું. પછી જય પામતાં પામતાં ઠેઠ ફ્રાત નદીને કાંઠે આવી પહોંચ્યો. ત્યાર બાદ પાછો વળતાં રિબ્લાહ ગામ આવીને થોભ્યો, એ માટે કે અરામ દેશનો તથા પલિસ્તી દેશનો બંદોબસ્ત જેવો જોઈએ તેવો કબજે કરે. ] યહોઆહાઝે ત્રણ મહિના રાજ ચલાવ્યું હતું, એટલામાં ફારૂન-નકોહ બાબેલ પર જીત પામ્યા બાદ મિસર દેશ તરફ પાછો વળતાં યહોઆહાઝને ગાદી પરથી ઉઠાડી મુકીને તેને મિસર લઈ ગયો, ને તેને બદલે તેના મોટા ભાઈ એલ્યાકીમને ગાદીએ બેસાડ્યો, પરંતુ હવે પછી એલ્યાકીમ નામ બદલાવીને યહોયાકીમ નામ પાડ્યું. એ ઉપરાંત યહુદાહ દેશની પાસે એકસો તાલંત રૂપું તથા એક તાલંત સોનું, એટલો દંડ કે ખંડણી ઠરાવી, પછી કરદ્વારાએ એટલા બધા પૈસા પેદા થયા. | ૩૬; ૧-૪. |
| ૨૪; ૧. | બાબેલના રાજા નબો-પોલાસ્સારનો દીકરો નબૂખાદનેસ્સાર તેનો સેનાપતિ હતો, એણે યહોયાકીમ પર ચઢાઇ કરી. થોડી મુદ્દત સુધી યરૂશાલેમને ઘેરો ઘાલ્યો, ત્યારે યહોયાકીમે પોતે બાબેલના રાજાને તાબે થવા કબુલ કીધું, માટે યહોયાકીમને બાબેલનો ખંડિયો રાજા ઠરાવીને નબૂખાદનેસ્સાર પાછો ગયો. પણ આ પ્રસંગે તે પોતાની સાથે કેટલાક કુલીન યહુદી જુવાનોને પકડીને બાબેલ લઇ ગયો ( કે જેઓમાંનો એક દાનીયેલ હતો ) એ માટે કે તેઓ બાબેલના રાજાની સેવા કરે. | દાની. ૧; ૧, ૨. |

૨ રાજા. ૨૪; ૧-૪. યહોયાકીમ રાજાએ ફરી જઇને નબૂખાદ- નેસ્સારની વિરૂદ્ધ બંડ કીધું, એટલામાં ખાલ્દી, અરામી, મોઆબી તથા આમ્મોની, એટલી બધી દેશજાતિઓની ટુકડીઓ ઊભી થઈ, કે જેઓએ યહુદાહ દેશ પર લૂટ કરવા સારૂ વિચાર્યું. (ઘણું- કરીને બાબેલના શીખવ્યા પ્રમાણે એવું થયું હશે.) ૨ કાળવૃત્તાંત.

યિર્મે. ૨૨; ૧૮, ૧૯. હવે બાબેલનો રાજા નબૂખાદનેસ્સાર યહુદાહ પર ચઢાઈ કરવા નીકળ્યો, અને યરૂશાલેમને થોડી મુદ્દતનો ઘેરો ઘાલ્યા પછી, તે નગર હસ્તગત કર્યું; એટલામાં નાનું સરખું હુલ્લડ થયું કે જેમાં યહોયાકીમ રાજા પોતે માર્યો ગયો. તે પરથી નબૂખાદનેસ્સારે યહોયાકીમના દીકરા યહોયાખીનને યહુદાહની ગાદીએ બેસાડ્યો (યહોયાખીનને યખો- ન્યાહ કે કોન્યાહ આ બન્ને નામ આપેલાં છે). યહોયાકીમના દફન વિષે યિર્મેયાહે આમ લખ્યું હતું કે તે યરૂશાલેમની ભાગળોથી બહાર ઘસડાઈને ફેંકાશે, ને જેમ ગધેડું દટાય છે તેમ તે દટાશે. ૩૬; ૫-૭.

૨૪; ૫-૭. યહોયાકીમની કારકીર્દીની અસલ હકીકત યહુદાહના રાજાઓનાં કાળવૃત્તાંતના પુસ્તકમાં, વળી ઈસ્રાએલ તથા યહુદાહના રાજાઓના પુસ્તકમાં લખેલી છે. ૩૬; ૮.

## યહોયાખીન ૫૯૮ ઈ. સ. પૂર્વે.

૨૪; ૮, ૯. યહોયાખીનની કારકીર્દીનો વખત માત્ર એક સો દિવસનો થયો, એટલામાં તેણે યહોવાહની દૃષ્ટિમાં જે ભુંડું તેજ કર્યું. ૩૬; ૯.

૨૪; ૧૦-૧૭. બાબેલના નબૂખાદનેસ્સારે (૬૦૪-૫૬૨) યરૂ- શાલેમને ઘેરો ઘાલીને કબજે કર્યું, પછી યહોયાખીન રાજાને તથા તેની મા નહુસ્તા રાણીને, તથા હઝકીએલ ભવિષ્યવાદીને, તેમજ પ્રજામાંના ૧૦,૦૦૦ યોદ્ધાઓને વગેરેને બંદીવાન કરીને બાબેલ લઈ ગયો (૫૯૮). વળી નબૂખાદનેસ્સારે યરૂશાલેમનું મંદિર તથા રાજમહેલ બન્ને લુટી લીધાં, અને યહોયાખીનને બદલે તેના કાકા માત્તાન્યાહને ૩૬; ૯, ૧૦.

૨ રાજા. ગાદીએ બેસાડયો. પરંતુ માત્તાન્યાહને બદલે સિદકીયાહ એવું તેનું નામ પાડયું. ૨ કાળવૃત્તાંત.

## સિદકીયાહ ૫૯૮-૫૮૬ ઈ. સ. પૂર્વે.

૨૪; ૧૮–૨૫; ૭. પ્રભુની દૃષ્ટિમાં જે ભુંડું તેજ સિદકીયાહ કરતો, તેણે યહોવાહનું ઘર પણ વટાળ્યું, આથી તેની પ્રજા પર યહોવાહનો કોપ સળગી ઉઠયો, ને કોઈ પણ ઇલાજ રહ્યો નહિ. સિદકીયાહ રાજાએ બાબેલના રાજ્ય સામે બંડ કર્યું, માટે નબૂખાદનેસ્સારે યરૂશાલેમને ઘેરો ઘાલતાં અરાઢ મહિના કાઢયા (૫૮૮—૫૮૬) (ઘેરાની શરૂઆત સિદકીયાહની કારકીર્દીના ૯મા વરસના ૧૦મા મહિનાની ૧૦મી તારીખે થઇ, અને કારકીર્દીના ૧૧મા વરસના ૪થા મહિનાની ૯મી તારીખે ઘેરાનો અંત થયો) ઘેરાને અંતે સિદકીયાહ યરેખો નગરની ગમ નાસતો હતો એટલામાં તેને પકડયો. આ વખતે નબૂખાદનેસ્સાર રિબ્લાહ ગામમાં હતો, માટે ત્યાં સિદકીયાહને તેની હજુરમાં મોકલ્યો. ત્યાં તેની આંખ આગળ તેના દીકરાઓને મારી નાખ્યા, ને તેની પોતાની આંખો ફોડી નખાવી. પછી બાબેલના બંદીખાનામાં તે મરણ પામ્યો. ૩૬; ૧૧-૧૮. યિર્મે. ૫૨: ૧-૧૧.

૨૫; ૮-૨૧. યરૂશાલેમ નગર બાબેલને કબજે થયું હતું તેને બીજે મહિને નબૂખાદનેસ્સારના સેનાપતિ નબૂઝારઅદાને યરૂશાલેમમાં પેસી જઇને ત્યાંનો રાજમહેલ, મંદિર તથા મુખ્ય ઇમારતો બાળીને જમીનદોસ્ત કરી નાખી. સિદકીયાહની કારકીર્દીના ૧૧ મા વરસના ૫ મા મહિનાની ૭ મી તારીખે મંદિર બાળી નખાયું. વળી યરૂશાલેમનો કોટ પણ પાડી નાખ્યો, અને પ્રજામાંના જે સૌથી ગરીબ કે હલકા હતા તેમને બાદ કરતાં ત્યાંના બધા રહેવાસીઓને બાબેલ લઈ ગયો. ઈરાનના રાજ્યના અમલ સુધી (કોરેશ રાજા ઈ. સ. પૂ. ૫૩૮માં ઊભો થયો ત્યાર સુધી) યહુદીઓનો બંદીપ્રવાસ જારી રહ્યો. બંદીવાનોમાંના ચુંમોતેર મુખ્ય માણસોને નબૂઝારઅદાને ૩૬; ૧૯-૨૧. યિર્મે. ૫૨; ૧૨-૨૯.

૨ રાજા. | રિબ્લાહ ગામ મોકલ્યા, ને ત્યાં નબૂખાદનેસ્સાર રાજાના હુકમ પ્રમાણે તેઓ મારી નખાયા. | ૨ કાળવૃત્તાંત.

૨૫; ૨૨-૨૬. | હવે નબૂખાદનેસ્સારે ગદાલ્યાહ સરદારને યહુદાહનો તેમજ યરૂશાલેમનો હાકેમ ઠરાવ્યો. તેણે તો શેષ રહેલા યહુદીઓને ઉત્તેજનદાયક દિલાસો આપીને કહ્યું કે, દેશમાં વસો ને બાબેલના રાજાને તાબે રેહો, એટલામાં તમારૂં હિત થશે. પરંતુ બે મહિના વીત્યા બાદ (સિદકીયાહની કારકીર્દીના ૧૧ મા વરસના ૭મે મહિને) રાજવંશમાંના ઇશ્માએલ નામના એક સરદારે તથા તેની સાથે બીજા દસ માણસોએ મિસ્પાહ ગામમાં ગદાલ્યાહને મારી નાખ્યો. હવે તો બાબેલનો રાજા અમને સજા કરશે એવી બીકને લીધે યહુદાહ દેશમાં બાકી રહેલા ઘણા યહુદીઓ મિસર દેશમાં આશ્રો પામવા નાઠા, અને તેઓ પોતાની સાથે યિર્મેયાહ ભવિષ્યવાદીને પકડીને તેને પણ પરાણે મિસર લાવ્યા. | યિર્મેયાહ અધ્યા. ૪૦, ૪૧.

ઈ. સ. પૂ. ૫૮૨મી સાલે નબૂખાદનેસ્સારનો સેનાપતિ નબૂઝારઅદાન ફરી યરૂશાલેમ પર આવ્યો, ને આ પ્રસંગે ત્યાંના ૭૪૫ યહુદીઓને બંદીવાન કરીને બાબેલ લઈ ગયો. | યિર્મે. ૫૨; ૩૦.

૨૫; ૨૭-૩૦. | યહોયાખીન રાજાના બંદીપ્રવાસની સાડત્રીસમી સાલે (૫૬૨માં) નબૂખાદનેસ્સારને બદલે એવીલ-મરોદાખ બાબેલનો ગાદીપતિ થયો. તેણે યહોયાખીન રાજા ઉપર મહેરબાની રાખી, અને પોતાની હજુરમાં જે રાજાઓ હતા તેઓનાં આસનો કરતાં યહોયાખીનનું આસન ઊંચી જગ્યાએ મુકાવ્યું. | યિર્મે. ૫૨; ૩૧-૩૪.

ઇરાનના રાજા કોરેશની કારકીર્દીની પહેલી સાલમાં (૫૩૮માં) તેણે એવો ઢંઢેરો પિટાવ્યો કે, યરૂશાલેમમાં યહોવાહનું ઘર બાંધવાનું મને ફરમાવવામાં આવ્યું છે, માટે તમારી મધ્યે તેના સર્વ લોકમાંનો જે કોઇ હોય તે ત્યાં જાય, ને તેનો દેવ યહોવાહ તેની સાથે હોજો. | ૩૬; ૨૨,૨૩ એઝરા ૧; ૧-૩.

(૫૩૯ કે ૫૩૮માં બાબેલ નગર ઈરાનના રાજા કોરેશને તાબે થયું.)

# ઇસ્રાએલનું રાજ્ય.

## યરોબઆમ ૯૩૮-૯૧૭ ઈ. સ. પૂ.

૧ રાજા. ૧૨ ; ૨૦. યહુદાહ કુળ બાદ કરતાં બાકીના બધા ઇસ્રાએલીઓએ પોતાને સારૂ મિસરમાંથી આવેલા યરોબઆમને રાજા ઠરાવ્યો. ૨ કાળવૃત્તાંત.

૧૨; ૨૫-૩૩. યરોબઆમે શખેમ નગર પસંદ કરીને તેને પોતાની રાજધાની કરી. વળી ગિલઆદ દેશમાં તેણે પનૂએલ નગર બંધાવ્યું.

પોતાની પ્રજાના લોક ભજન કરવા સારૂ યરૂશાલેમ ન જાય માટે તેણે પોતાના રાજની દક્ષિણે (બેથેલમાં) તેમજ ઉત્તરે (દાનમાં) સોનાના બે વાછરડા ઊભા કીધા. વળી ધર્મક્રિયા ચલાવવા લેવી કુળના ન હોય એવા લોકોને પણ યાજકપદ આપ્યું, અને એ ઉપરાંત એક નવું વાર્ષિક પર્વ પાળવાનું ઠરાવ્યું, એટલે ૮ મા માસની ૧૫ મી તારીખે (યરૂશાલેમમાં તો ૭ મા માસની ૧૫મીએ માંડવા પર્વ પળાતું) યરોબઆમ પોતે પણ વાછરડાની આગળ યજ્ઞ ચઢાવતો.

૧૩ ; ૧-૧૦. યહુદાહમાંથી એક ઈશ્વરભક્ત બેથેલમાં આવ્યો ને ત્યાંની વેદી સામે ભવિષ્ય બોલ્યો. તેણે કહ્યું કે, યોશીયાહ નામનો એક રાજા ઊભો થશે કે જે અહીંની વેદી પર ઉચ્ચસ્થાનોના યાજકોને ચઢાવશે ને માણસોનાં હાડકાં બાળશે. તેથી યરોબઆમને રીસ ચઢી અને હાથ લાંબો કરી ઈશ્વરભક્તને પકડવાનું ફરમાવ્યું. એટલામાં રાજાનો હાથ સુકાઈ ગયો. પછીથી ઇશ્વરભકતે પ્રાર્થના કરી તેથી હાથ સારો થયો. રાજાનું કાંઈ પણ ખાવાનો તેણે નકાર કર્યો, કેમકે યહોવાહે તેને ફરમાવ્યું હતું કે, તારે રોટલી ન ખાવી ને પાણી ન પીવું ને જે માર્ગે થઇને તું જાય છે તે માર્ગે પાછળ ન આવવું.

૧ રાજા. ૧૩; ૧૧-૨૨. બેથેલના એક વૃદ્ધ ભવિષ્યવાદીએ યહુદાહથી આવેલા ઈશ્વરભક્તને ઠગીને બેથેલમાં રાખ્યો, ને તેની પરોણાચાકરી કીધી. પરંતુ છેવટે તેણે ઈશ્વરભક્તને સાફ કહ્યું કે યહોવાહનો હુકમ ન પાળવાથી તું માર્યો જઈશ, ને તારા પિતૃઓની સાથે દટાઈશ નહિ. ૨ કાળવૃત્તાંત.

૧૩; ૨૩-૩૨. પાછા વળતી વેળાએ ઉપલો ઈશ્વરભક્ત સિંહથી મરાયો, એવી ખબર વૃદ્ધ ભવિષ્યવાદીને મળી તેથી તેણે ઈશ્વરભક્તનું મુડદું ઉપાડીને પોતાને માટે રાખેલી કબરમાં દાટયું. વળી વૃદ્ધ ભવિષ્યવાદીએ પોતાના દીકરાઓને ફરમાવ્યું કે, મારૂં મરણ થયા પછી મારી લાશ એજ કબરમાં દાટજો.

૧૩; ૩૩,૩૪. યરોબઆમ હજી પણ ભુંડું કરતો ગયો. ને ચાહે તેની તે પ્રતિષ્ઠા કરતો, એ માટે કે ઉચ્ચસ્થાનોને માટે યાજકો થાય.

૧૪: ૧-૨૦. યરોબઆમનો દીકરો અબીયાહ માંદો પડયો તેથી રાણી વેશ બદલીને અહીયાહ જે શીલોહમાં ભવિષ્યવાદી હતો તેને ત્યાં પુછવા ગઈ. રાણી આવવાની છે એ વિષે યહોવાહ તરફથી અહીયાહને અગાઉથી ખબર મળી હતી. ને રાણી આવી ત્યારે તો તેણે સાફ જણાવ્યું કે, યરોબઆમનાં અતિ ઘણાં પાપકાર્યને લીધે તેના ઘરને છેક લોપ થતાં સુધી વાળી કાઢવામાં આવશે, સરખાવો ૧ રાજા ૧૫; ૨૫-૩૧. વળી તેણે કહ્યું કે માંદો થએલો દીકરો મરવાનો છે, એટલે એની માના પગ તિર્સાહ ગામમાં પેસશે ત્યારે. પછી એ પ્રમાણે બધું બન્યું.

## નાદાબ ૯૧૭-૯૧૬ ઇ. સ. પૂ.
## બાઅશા ૯૧૬-૮૯૩ ઈ. સ. પૂ.

૧૫; ૨૫-૩૧. યરોબઆમની ૨૨ વર્ષની કારકીર્દી પુરી થયા પછી તે મરણ પામ્યો, ને તેનો દીકરો **નાદાબ** ઈસ્રાએલનો ગાદીપતિ થયો. નાદાબે પલિસ્તીઓના ગિબ્બથોન નામના નગરને ઘેરો ઘાલ્યો. આ કામ ચાલતું હતું એટલામાં યિસ્સાખારકુળના બાઅશા

૧ રાજા. નામના એક સરદારે દંગો કરીને નાદાબ રાજાને ૨ કાળવૃત્તાંત.
મારી નાખ્યો. હવે તો **બાઅશા** પોતે ઈસ્રાએલનો ગાદીપતિ થયો. તેણે તો યરોબઆમનાં ઘરનાં સર્વને મારી નાખ્યાં; એક પણ માણસને જીવતો રહેવા દીધો નહિ. આમ અહીયાહ ભવિષ્યવાદીની ભવિષ્યવાત પુરી થઈ, સરખાવો ૧ રાજા. ૧૪; ૧-૮. નાદાબની કારકીર્દીની અસલ હકીકત ઈસ્રાએલના રાજાઓનાં કાળવૃત્તાંતના પુસ્તકમાં લખેલી છે.

૧૫; ૩૨-
૧૬; ૭. હનાની ભવિષ્યદર્શકના દીકરા યેહૂએ ઈશ્વર તરફથી બાઅશા રાજાને ખબર આપી કે યહોવાહની આગળ યરોબઆમની માફક તું ભુંડી રીતે ચાલ્યો છે, માટે તારા ઘરના હાલ યરોબઆમના ઘરના જેવા કરીશ. બાઅશાની ૨૩ વર્ષની કારકીર્દી પુરી થયા પછી તે મરણ પામ્યો, ને તિર્સાહ ગામમાં દટાયો.

## એલાહ ૮૯૩—૮૯૨ ઈ. સ. પૂ.

૧૬; ૮-૧૪. બાઅશાનો દીકરો **એલાહ** ગાદીપતિ થયો ને તેણે બે વર્ષ સુધી ઇસ્રાએલ પર રાજ્ય કીધું. પલિસ્તીઓએ ગિબ્બથોન ગામને ઘેરો ઘાલ્યો હતો, એવામાં એલાહ પોતાના ઘરમાં પીને મસ્ત થયો હતો. આ તકનો લાભ લઇને **ઝિમ્રી** નામના એક સરદારે રાજમહેલમાં પેસીને એલાહને અને પછી બાઅશાના સન્તાનમાંનાં બધાં માણસોને મારી નાખ્યાં. એ પ્રમાણે યેહૂનું ભવિષ્ય પુરૂં થયું. એલાહની કારકીર્દીની અસલ હકીકત ઇસ્રાએલના રાજાઓનાં કાળવૃત્તાંતના પુસ્તકમાં લખેલી છે.

## ઝિમ્રી ૮૯૨ ઇ. સ. પૂ.

૧૬; ૧૫-૨૦. **ઝિમ્રી** સરદાર ઇસ્રાએલનો રાજા થયો પણ માત્ર સાત દિવસ તે રાજ્ય રાખી શકયો. ગિબ્બથોન આગળ ઇસ્રાએલી લશ્કર હતું. તેના સિપાઇઓને એલાહ રાજાના મરણની ખબર મળી ત્યારે ઝિમ્રી સરદારને પ્રસન્ન ન કરતાં તેજ દિવસે છાવણીમાં સેનાપતિ ઓમ્રીને ઇસ્રાએલ પર રાજા ઠરાવ્યો.

૧ રાજા. ઓમ્રીએ એકદમ ગિબ્બથોનથી નીકળીને તિર્સાહને ઘેરો ઘાલ્યો, તેથી ઝિમ્રીએ રાજમહેલ સળગાવીને પોતે પણ તેમાં બળી મુઓ. ઝિમ્રીની કારકીર્દીની અસલ હકીકત ઇસ્રાએલના રાજાઓનાં કાળવૃત્તાંતના પુસ્તકમાં લખેલી છે. ૨ કાળવૃત્તાંત.

## તિબ્ની તથા ઓમ્રી ૮૯૨—૮૮૯ ઈ. સ. પૂ.

## ઓમ્રી (એકલો) ૮૮૯—૮૭૭ ઈ. સ. પૂ.

૧૬; ૨૧,૨૨. હવે પછી તો ઈસ્રાએલી લોકમાં ચાર વર્ષ સુધી બે પક્ષ રહ્યા, એક પક્ષના લોકે ગીનાથના દીકરા **તિબ્નીની** ગમના થઇને તેને રાજા માન્યો, ને બીજા પક્ષના ઓમ્રીને તાબે થયા. **ઓમ્રીની** ગમના લોક આગળ જતાં સબળ થયા, તેથી તિબ્ની મુઓ, ત્યારે ઓમ્રી એકલો રાજ્ય ચલાવવા લાગ્યો.

૧૬; ૨૩,૨૪. બે તાલંત રૂપું ભરી આપીને ઓમ્રીએ શેમેર પાસેથી સમરૂન પર્વત વેચાતો લીધો ને ત્યાં સમરૂન નગર બંધાવ્યું.

[મોઆબી પત્થરનો લેખ.] મોઆબનો રાજા કમોશ-ગાદ નામનો હતો. તે મેશાનો બાપ હતો. તેની સામા ઓમ્રીએ લડીને મેદબા નગર વશ કરી લીધું, વળી તેણે મોઆબના

૨ રાજા. ૨૦; ૩૪. રહેવાસીઓને માથે ખંડણી ઠરાવી. ઘણી મુદત સુધી ઓમ્રીએ મોઆબ દેશ પોતાને તાબે રાખ્યો. અરામના રાજા બેન–હદાદ ૧ લાએ ગિલઆદ પ્રદેશમાંનાં કેટલાંએક નગરો હસ્તગત કીધાં. વળી તેણે સમરૂનમાં ચોકચૌટાં બનાવ્યાં.

૨ રાજા. તિબ્ની હેયાત હતો એટલાં ચાર વર્ષ ન ગણતાં
૧૬; ૨૫-૨૮. ઓમ્રીની કારકીર્દી બાર વર્ષની હતી. પછી ઓમ્રી ભુંડું કરતાં કરતાં મરણ પામ્યો ને સમરૂનમાં દટાયો, ને તેનો દીકરો **આહાબ** ગાદીપતિ થયો. ઓમ્રીની કારકીર્દીની અસલ હકીકત ઈસ્રાએલના રાજાઓનાં કાળવૃત્તાંતના પુસ્તકમાં લખેલી છે.

## આહાબ ૮૭૭—૮૫૪ ઇ. સ. પૂ.

૧૬; ૨૯-૩૩. આહાબે પોતાથી અગાઉના સઘળા કરતાં યહોવાહની દૃષ્ટિમાં અધિક ભુંડું કીધું. તેણે

૧ રાજા. સીદોનીઓના રાજા એથ્બઆલની દીકરી ઈઝેબેલ સાથે લગ્ન કીધાં ને સમરૂન નગરમાં તેણે બઆલનું ઘર બંધાવ્યું અને ત્યાં બઆલને માટે વેદી ઊભી કીધી. વળી આહાબે અશેરાહ બનાવી. ૨ કાળવૃત્તાંત.

૧૬ ; ૩૪. બેથેલનો એક વતની હીએલ નામનો હતો કે જેણે યરેખો નગર ફરીથી બંધાવ્યું, પણ બાંધકામ ચાલતું હતું એટલામાં તેના બધા દીકરા માર્યા ગયા, સરખાવો યહો. ૬ ; ૨૬. જ્યેષ્ઠ દીકરાનું નામ અબીરામ અને નાનાનું નામ સગૂબ હતું.

૧૭ ; ૧-૭. એલીયાહ તિશ્બી ભવિષ્યવાદીએ (નાફતાલી કુળમાંના તિશ્બે ગામમાં એનો જન્મ થયો હતો) આવનાર દુકાળ વિષે ભવિષ્ય કહ્યું. પછી યહોવાહના કહ્યા પ્રમાણે એલીયાહ પોતે કરીથ નાળા પાસે સંતાયો ને કાગડાઓએ રોજ રોજ બે વખત રોટલી તથા માંસ તેને આપ્યું. પણ આગળ જતાં દુકાળને લીધે નાળાનું પાણી થઇ રહ્યું.

૧૭ ; ૮-૧૬. યહોવાહના વચનથી એલીયાહ સારફાથ ગામમાં ગયો ત્યાંની વિધવા બાઈ પાસેથી તેને ખોરાક મળતો. આટલે સુધી તો માટલીમાંનો મેંદો થઈ રહ્યો નહિ, ને કુંડીમાંનું તેલ ખુટી ગયું નહિ.

૧૭; ૧૭-૨૪. સારફાથ ગામની વિધવાના મરેલા દીકરાને એલીયાહે સજીવન કર્યો. તેણે છોકરા પર ત્રણ વાર લાંબો થઇને યહોવાહની વિનંતી કરી, એટલે છોકરાનો જીવ પાછો આવ્યો.

૧૮ ; ૧-૬. સાડા ત્રણ વર્ષ સુધી દુકાળ પડયો હતો ત્યારે યહોવાહના કહ્યા મુજબ એલીયાહને આહાબ રાજાની હજુરમાં જવું પડયું, ને આવનાર વરસાદ વિષે અગમસુચના કરી આપી. આ પ્રસંગે તો ઢોરઢાંકને ચારો મળે માટે આહાબ રાજા તથા ઓબાદ્યાહ બન્ને દેશમાં ચારાની શોધ કરતા હતા. (ઓબાદ્યાહે એક સો ભવિષ્યવાદીઓને લઇને તેઓને પચાસ પચાસની ટોળીઓ કરીને ગુફામાં સંતાડ્યા હતા; તેમનું રોટલી તથા પાણીથી તે પોષણ કરતો.)

૧ રાજા. ૧૮; ૭-૧૬. એલીયાહ ઓબાદ્યાહને ઓચિંતો મળ્યો ને એલીયાહની આગ્રહપૂર્વક વિનંતી માનીને ઓબાદ્યાહે આહાબને એલીયાહ વિષે ખબર આપી. ૨ કાળવૃત્તાંત.

૧૮; ૧૭-૪૦. આહાબ તથા એલીયાહ એ બન્નેની મુલાકાત થઇ, ને કાર્મેલ પહાડ પર યજ્ઞ ચઢાવ્યાથી સાબિત થયું કે બઆલમાં કાંઇ પણ પરાક્રમ નથી. આ પ્રસંગે બઆલના ૪૫૦ ભવિષ્યવાદી ને અશેરાહના ૪૦૦ ભવિષ્યવાદી હતા, તેમની સામા એલીયાહ એકલો ઉભો થયો. છેવટે કીશોન નાળા આગળ બઆલના બધા ભવિષ્યવાદીઓને મારી નાખવામાં આવ્યા.

૧૮; ૪૧-૪૬. આવનાર વરસાદ વિષે એલીયાહે આહાબને જણાવ્યું. વળી એલીયાહનો નોકર સમુદ્ર તરફ જોવા ગયો. પછી તેણે જણાવ્યું કે માણસની હથેલી જેવડો નાનો મેઘ સમુદ્રમાંથી ઉપર ચઢે છે. એટલામાં આકાશ મેઘથી તથા વાયુથી અંધરાઈને ઘણો વરસાદ વરસ્યો. ત્યારે આહાબ રથમાં બેસીને યિઝ્રએલ નગરમાં ગયો, ને એલીયાહ તેની આગળ આગળ દોડયો.

૧૯; ૧-૮. બઆલના ૪૫૦ ભવિષ્યવાદી મરાયા છે એવી ખબર એથ્બઆલની દીકરી ઈઝેબેલને મળી ત્યારે તેણે એલીયાહને મારી નાખવાનું ફરમાવ્યું, તેથી એલીયાહ બીતાં બીતાં બેરશેબા નાસી ગયો. અહીં પોતાના નોકરને મુકીને તે એક દિવસની મજલ જેટલે આઘે ગયો. પછી એક દૂતે તેને ખાવાનું આપ્યું ને તે ખોરાકના પ્રતાપથી ચાળીસ દિવસ તથા ચાળીસ રાત ચાલીને તે દેવના પર્વત હોરેબ પહોંચ્યો.

૧૯; ૮-૧૮. દેવના પર્વત પર દેવે પોતાનું દર્શન એલીયાહને દીધું, પરંતુ યહોવાહ વાયુમાં ન હતો, ધરતીકંપમાં તથા અગ્નિમાં ન હતો, પણ જે કોમળ ઝીણો સાદ સંભળાયો તેમાં યહોવાહ પ્રગટ થયો. એ સાદદ્વારાએ એલીયાહને ત્રણ ફરજ પુરી પાડવાનું ફરમાવ્યું, એટલે :—

૧ રાજા. ૧) હઝાએલને અરામ દેશનો રાજા થવા અભિષિક્ત કરવો; ૨ કાળવૃત્તાંત.

૨) યેહૂને ઇસ્રાએલનો રાજા થવા અભિષિક્ત કરવો;

૩) પોતાની જગ્યાએ ભવિષ્યવાદી થવા એલીશાનો અભિષેક કરવો.

વળી એલીયાહને પણ ખબર આપવામાં આવી કે જે સર્વેનાં ઘુંટણ બઆલ આગળ નમ્યાં નથી તેવા ઇસ્રાએલમાંના સાત હજાર ઇશ્વરભક્તો છે.

૧૯; ૧૯-૨૧. એલીયાહ ત્યાંથી નીકળ્યો ત્યારે એલીશા તેને હળ ખેડતો મળ્યો ને તેની આગળ બાર જોડ બળદ હતા. એલીશા પર એલીયાહે ભવિષ્યવાદીનો ઝભો નાખ્યો. હવે તો એલીશાએ પોતાના મિત્રોને વિદાય કરવા સારૂ ખાણું તૈયાર કીધું, પણ ત્યાર બાદ તેણે એલીયાહની પાછળ જઇને તેની સેવાચાકરી કીધી.

૨૦; ૧-૧૨. અરામ દેશનો રાજા બેન-હદાદ ૨ જાએ પોતાની સાથે બત્રીસ સામતો લઇને સમરૂન નગરને ઘેરો ઘાલ્યો. આ બારિક પ્રસંગે આહાબ રાજા પોતાની સ્ત્રીઓ, પુત્રો, રૂપું તથા સોનું એ બધું બેન-હદાદના હાથમાં સોંપવા કબુલ થયો, પણ બેન-હદાદે એ કરતાં સખત માગણી કીધી, એટલે રાજાની તથા તેના નોકરોની પણ લુટ મારે લેવી જોઇએ. માટે આહાબ રાજાએ દેશના સર્વ વડીલોની સલાહ લઇને ઉપલી માગણીનો નકાર કીધો.

૨૦; ૧૩-૨૧. નનામા એક ભવિષ્યવાદીએ એવું ભવિષ્ય કહ્યું કે, અરામી ફોજ આજેજ આહાબના હાથમાં સોંપાશે. પ્રાંતોના સુબાઓના ૨૩૨ જુવાનો ને તેમની સાથે ૭,૦૦૦ ઇસ્રાએલીઓએ એકદમ ધસી પડીને અરામીઓની ફોજનો સંહાર સમરૂનની આગળ કર્યો. પછી એજ ભવિષ્યવાદીએ આહાબને જણાવ્યુ કે, નવું વર્ષ બેસતાં ફરીથી અરામી ફોજ પાછી આવશે.

૧ રાજા. ૨૦;૨૨-૩૪. નવું વર્ષ બેસતાં અરામી ફોજ પાછી આવી ખરી પણ હવે ફોજના સિપાઇઓ પર્વત પર નહિ પણ માત્ર મેદાનમાં રહ્યા. એ ફોજ સાથે સરખાવતાં ઈસ્રાએલીઓ લવારાંની નાની બે ટોળીઓ જેવા દેખાયા. એમ છતાં પણ એક ઇશ્વરભક્તે અગાઉથી ભવિષ્ય કહ્યું હતું તે પ્રમાણે ઇસ્રાએલીઓ અફેકની લડાઈમાં જીત પામ્યા, ને એક લાખ અરામી સિપાઈઓ મરાયા. વળી અફેકનો કોટ પડવાથી ૨૭,૦૦૦ બીજા પણ માર્યા ગયા. હવે તો બેન-હદાદે આહાબ સાથે સલાહનો ઠરાવ કર્યો, એટલે બેન-હદાદ ૧લાએ ઓમ્રી રાજાના હાથમાંથી જે નગરો લઇ લીધાં હતાં તે પાછાં આપવાં જોઇએ, વળી આહાબને દમસ્કમાં ચોકચૌટાં બનાવવાનો હક મળ્યો. ૨ કાળવૃત્તાંત.

૨૦;૩૫-૪૩. ભવિષ્યવાદીઓના પુત્રોમાંના એક માણસે ફ્તોપમા દ્વારે આહાબને ઠપકો દીધો, કેમકે બેન-હદાદ રજાને સહીસલામત જવા દીધો, ને તેનો નાશ ન કર્યો, તેમાં આહાબે મુર્ખાઇ કરી હતી. વળી એ ભવિષ્યવાદીએ જણાવ્યું કે બેન-હદાદના જીવના બદલામાં તારો જીવ ને તેના લોકના બદલામાં તારા લોક માર્યાં જશે.

૨૧;૧-૧૬. નાબોથ નામનો યિઝ્રએલનો એક વતની હતો કે જેના બાપદાદાના વખતથી એક દ્રાક્ષવાડી તેના કબજામાં હતી. હવે એજ દ્રાક્ષવાડી મેળવવાનો આહાબે લોભ કીધો. એમ છતાં પણ નાબોથે વાડી આપવા ના પાડી, તેથી ઈઝેબેલ રાણીની મસલહતથી નાબોથ પર દેવ તથા રાજાને શાપ દેવાનું જુઠું તહોમત નાખીને તેને પત્થરે મારી નાખ્યો. ત્યાર બાદ આહાબે એજ દ્રાક્ષવાડીનો કબજો લીધો.

૨૧;૧૭-૨૯. એ વાતના સંબંધમાં એલીયાહ ભવિષ્યવાદીએ આહાબની હજુરમાં આવીને યહોવાહ તરફનું ન્યાયશાસન નીચે મુજબનું પ્રગટ કીધું—

૧) કુતરાંએ જ્યાં નાબોથનું રક્ત ચાટયું તેજ જગ્યાએ કુતરાં તારૂંજ રક્ત ચાટશે.

૧ રાજા. ૨) યહોવાહ કહે છે કે હું તારો વિનાશ કરીશ, ને તારા ઘરમાંના પ્રત્યેક પુત્રને નષ્ટ કરીશ. ૨ કાળવૃત્તાંત.

૩) યિઝ્રએલના કોટ પાસે કુતરાં ઇઝેબેલને પણ ખાશે.

ઉપલી દંડાજ્ઞા આહાબે સાંભળી ત્યારે તે પોતે તાટ ઓઢીને સૂતો તથા મંદગતિથી ચાલવા લાગ્યો. એજ કારણથી ઉપલી સજા પાડવાનો વિલંબ થયો, અને યહોવાહે કહ્યું કે, તારા પોતાના દિવસોમાં નહિ પણ તારા દીકરાના દિવસોમાં હું એજ આપત્તિ લાવીશ.

[ સુચના—હવે પછીની બિનાની હકીકત યહુદાહ રાજ્યના ઇતિહાસમાં દાખલ કરેલી છે. જુઓ પૃષ્ઠ. ૪૯, ૫૦ ]

## અહાઝયાહ ૮૫૪–૮૫૩ ઈ. સ. પૂ.

૨૨; ૪૦. આહાબને બદલે તેનો દીકરો **અહાઝયાહ** ઇસ્રાએલનો ગાદીપતિ થયો. તે તો ઘણોજ દુરાચારી હતો. ૨૦; ૩૫.

૨૨; ૫૧-૫૩. ૨ રાજા ૧; ૧ તથા ૩; ૫. અહાઝયાહે ઇસ્રાએલ પર બે વર્ષ રાજ્ય ચલાવ્યું તેવામાં તે બઆલની સેવા કરતો.

મોઆબી પત્થરનોલેખ. મોઆબનો રાજા મેશા નામનો હતો, એટલે કમાશ–ગાદનો પુત્ર. તેણે અહાઝયાહ સામે બંડ ઉઠાવ્યું, ને એક પછી એક મેદબા, બઆલ–મેઓન, કિર્યાથાઇમ, આટ્રોથ, નબો, તથા યાહાસ, ઉપલાં ગામો તેણે પોતાને કબજે કર્યાં. વળી નબો આગળ ૭,૦૦૦ ઇસ્રાએલપુત્રો મારી નખાયા, અને મોઆબ તરફથી જે ખંડણી ઇસ્રાએલ રાજ્યને મળતી હતી તે બંધ કરી. હવે પછી તો મોઆબનું રાજ્ય બળવાન થવા લાગ્યું.

૨ રાજા. ૧; ૨-૧૮. ઇસ્રાએલનો રાજા અહાઝયાહ માળ પરની ઓરડીની જાળીમાંથી પડી જવાથી માંદો થયો હતો, માટે એક્રોનના દેવ બઆલઝબુબની પાસે પોતા વિષેની વાત પુછવા સારૂ કેટલાએક માણસોને મોકલ્યા. એલીયાહ ભવિષ્યવાદીને અહાઝયાહ

૨ રાજા. રાજાએ મોકલેલા માણસો મળ્યા, તેમની મારફતે એલીયાહે અહાઝયાહ રાજાને કહેવડાવી મોકલ્યું કે, રાજા નિશ્ચે મરશેજ મરશે. એ પરથી એલીયાહને તેડવા સારૂ અહાઝયાહે એક જમાદાર સાથે પચાસ સિપાઇઓ મોકલ્યા, પરંતુ એલીયાહના કહ્યા મુજબ તેઓ બધા બળી મુઆ. બીજા પચાસ સિપાઈઓ તથા એક જમાદાર મોકલ્યા, તેમનું પણ એમજ થયું. ત્રીજા પચાસ સિપાઈઓ તથા એક જમાદાર મોકલ્યા, પણ એઓએ આવીને બહુ નમ્રતાપૂર્વક વિનંતી કરી, માટે યહોવાહના દૂતના હુકમ પ્રમાણે એલીયાહ અહાઝયાહ રાજાને મળવા સારૂ નીચે ઉતરી આવ્યો. પછી અહાઝયાહ રાજાની હજુરમાં આવીને એલીયાહે સાફ કહ્યું કે "તારે તો થોડીજ મુદ્દતની અંદર મરવાનું છે;" અને યહોવાહનું વચન જે એલીયાહ બોલ્યો હતો તે પ્રમાણે અહાઝયાહ રાજા મરણ પામ્યો. એ રાજાની કારકીર્દીની અસલ હકીકત ઈસ્રાએલના રાજાઓનાં કાળવૃત્તાંતના પુસ્તકમાં લખેલી છે. ૨ કાળવૃત્તાંત.

૨; ૧-૧૮. એલીયાહ તથા એલીશા બન્ને ગિલ્ગાલથી તે બેથેલ સુધી, ને પછી યરેખો તથા યરદન સુધી ચાલ્યા ગયા. તે નદી ખુશકી માર્ગે ઓળંગી, પછી એલીયાહને માટે આકાશથી અગ્નિરથ ઉતર્યો, ને તેમાં તેનું આકાશગમન થયું. એલીશાને એલીયાહનો જામો મળ્યો તે લઇને પાછાં વળતાં એલીશાએ તે જામો યરદનને મારીને તેના પાણીના બે ભાગ કર્યાં ને ખુશકી માર્ગે પાર ઉતર્યો. પછી પચાસ ભવિષ્યવાદીઓના પુત્રો ત્રણ દિવસ સુધી એલીયાહને શોધતા રહ્યા, પણ મળ્યો નહિ.

૨; ૧૯-૨૨. યરેખોનું પાણી નઠારૂં થયું હતું, પરંતુ એલીશાએ તેમાં જરા મીઠું નાખ્યું. એટલામાં તે પાણી સુધરી ગયું.

૨; ૨૩-૨૫. કેટલાંએક છોકરાંએ એલીશાને મહેણાં માર્યાં હતાં, તે પરથી બે રીંછડીઓએ આવીને તેમાંનાં બેતાળીસ છોકરાંને ફાડી ખાધાં.

२ राजा. | **યહોરામ ૮૫૩-૮૪૩ ઈ. સ. પૂ.** | ૨ કાળવૃત્તાંત.

૩; ૧-૩. અહાઝ્યાહ રાજા નિ:સંતાન મરણ પામ્યો, માટે તેના પછી તેનો ભાઈ યહોરામ ઈસ્રાએલનો ગાદીપતિ થયો. તેણે તો જે સ્તંભ પોતાના બાપ આહાબે બઆલની પુજાને વાસ્તે ઉભો કર્યો હતો, તે સ્તંભ કાઢી નખાવ્યો, પરંતુ યરોબઆમનાં પાપોને તે વળગી રહીને એઓમાંથી ફર્યો નહિ.

૩; ૪-૨૭. મોઆબી રાજે હાલ ઇસ્રાએલ રાજ ઉપર ચઢાઈ કીધી, માટે યહોરામ રાજાએ યહુદાહના રાજા યહોશાફાટ, તથા અદોમનો રાજા, એઓની સાથે સંપ કર્યો, પછી ત્રણે સંપીલા રાજાઓએ મોઆબ ઉપર ચઢાઈ કીધી. પાણીની અછત પડી, પરંતુ એલીશા ભવિષ્યવાદીએ અગમવચન આપ્યું કે યહોશાફાટ રાજાની ખાતર પુષ્કળ પાણી મોકલવામાં આવશે, અને મોઆબ દેશ ફરી તાબે થશે. બીજે દહાડે સવારે ખાડાઓમાં પાણી ભરાઈ ગયું ને તે ખાડાઓ ઉભરાયા, પરંતુ વિચિત્ર ચળકાટ થયાને લીધે મોઆબીઓને લાગ્યું કે એ ખાડાઓમાં લોહી વહે છે. માટે એકદમ ઉઠીને સંપીલી ફોજ ઉપર ચઢાઈ કરી. તેમાં મોઆબીઓનો તમામ પરાજય થયો. મોઆબના રાજા મેશાએ હવે નિરાશ થઇને કમોશ દેવની આગળ પોતાનો જ્યેષ્ઠ દીકરો ચઢાવ્યો, ને એજ જોઇને સંપીલી ફોજે કીર-હરેસેથ નગરનો ઘેરો મુકી દીધો ને પોતાના દેશમાં બધા પાછા ગયા. →યહુદાહ.

૪; ૧-૭. ભવિષ્યવાદીઓના પુત્રોમાંના એકની વિધવાસ્ત્રી ભારે સંકટમાં આવી પડી હતી, તેથી એલીશાના કહ્યા મુજબ તે વિધવાનું તેલ એટલું બધું વધી ગયું કે તે તેલના પૈસાથી લેણદારને સંતોષ પમાડી શકી.

૪; ૮-૩૭. યિઝ્રએલની પાસે શૂનેમ નામનું ગામ છે, ત્યાંની રહેનારી એક ભાવિક સ્ત્રીને પુત્ર અવતરશે, એવું એલીશાએ વચન આપ્યું. એક વખત એલીશા કાર્મેલ પહાડ પર હતો ત્યારે ઉપલી શૂનામ્મી બાઇનો દીકરો મરણ પામ્યો, તેથી મા પોતે એલીશાને

૨ રાજા. ખબર આપવા આવી. તેની વાત સાંભળીને એલીશા તેને ત્યાં ગયો. પછી યહોવાહની તેણે વિનંતી કીધી, ને તે વિનંતી પ્રમાણે આ બાળક જીવતું થયું. ૨ કાળવૃત્તાંત.

૪; ૩૮-૪૧. ગિલ્ગાલમાં ભવિષ્યવાદીઓના પુત્રો રહેતા હતા, તેમને શાક પિરસવામાં આવ્યું, પરંતુ તે ઝેરી નીકળ્યું. એલીશાએ તપેલામાં જરા આટો નાખ્યો, એટલામાં શાક સારૂં થયું.

૪; ૪૨-૪૪. ગિલ્ગાલની પાસે બઆલ-શાલીશાહ નામનું ગામ છે, ત્યાં તો એલીશાએ વીસ રોટલીથી એક સો માણસોને ધરાવ્યા.

૫; ૧-૧૪. અરામના રાજાનો નાઅમાન નામનો એક કહોડીઓ સરદાર હતો, તેના ઘરમાંની એક ઇસ્રાએલી નાની દાસીના મુખથી નાઅમાનને એલીશા વિષે ખબર મળી, માટે ઇસ્રાએલના રાજા પર (એટલે ઘણુંકરીને યહોરામ રાજા પર) અરામના રાજા (બેન-હદાદ રજા) તરફથી કાગળ મોકલવામાં આવ્યો કે જેમાં નાઅમાન કહોડીઆને સાજા કરવાનું ફરમાવવામાં આવ્યું. આ કાગળ જ્યારે યહોરામે વાંચ્યો ત્યારે તે બહુ ગભરાવા લાગ્યો. પણ એલીશાએ કહ્યું કે, તમે ગભરાશો નહિ, ને એ કામ મારા હાથમાં સોંપો. પછી એલીશાએ નાઅમાનને યરદનમાં સાત વાર સ્નાન કરવાનું ફરમાવ્યું, ને એમ કરીને નાઅમાન સાજો થયો.

૫; ૧૫-૧૯. એલીશાને મોટું ઇનામ આપવાની નાઅમાનને ઇચ્છા થઇ; પણ એલીશાએ સાફ ના પાડયું, ત્યાર પછી નાઅમાને પોતે એલીશાની વિનંતી કરી કે ત્યાંથી મને બે ખચ્ચરોના બોજા જેટલી મટોડી લઇ જવા દે, એ માટે કે અરામ દેશમાં એ પવિત્ર માટીની વેદી બાંધીને તેના ઉપર યહોવાહની આગળ અર્પણ ચઢાવું. તેમજ તેણે બીજી એક વિનંતી કરી કે મારા રાજાની સાથે મારે કદાપિ રિમ્મોનના ઘરમાં (દમસ્કમાંના અરામીઓનો દેવના ઘરમાં) જવું પડે અને તેજ દેવનો હું નમસ્કાર કરૂં તો પ્રભુ યહોવાહ મને માફી આપે. એલીશાએ જવાબમાં કહ્યું કે, શાંતિએ જા.

૨ રાજા. ૫ : ૨૦-૨૭. નાઅમાનના નીકળ્યા પછી થોડી મુદ્દતમાં ૨ કાળવૃત્ત
એલીશાનો ચાકર ગેહઝી એકદમ નાઅમાનની
પાછળ દોડયો, અને જુઠી વાત કહીને જણાવ્યું કે,
ભવિષ્યવાદીઓના પુત્રોમાંના બે જણ મારા
સ્વામીને ત્યાં આવ્યા છે માટે તેમને સારૂ એક
તાલંત રૂપું તથા બે જોડ વસ્ત્રો મોકલાવશો, એવી
સ્વામીની વિનંતી છે. નાઅમાને ઘણી ખુશીથી
બે જોડ વસ્ત્રો તથા બે તાલંત રૂપું એકદમ
ગેહઝીને સોંપીને વિદાય કર્યો. પરંતુ છેવટે
એલીશાના શાપ પ્રમાણે ગેહઝી હિમ જેવો
કહોડીઓ થઈને તેની આગળથી નીકળ્યો.

૬ ; ૧-૭. ભવિષ્યવાદીનો એક પુત્ર યરદન નદીને કાંઠે
લાકડું કાપતો હતો તેવામાં કુહાડી પાણીમાં પડી
ગઈ, પણ એલીશાએ તેજ પાણીમાં એક લાકડું
નાખ્યું એટલે કુહાડી પાણી ઉપર તરી આવી.

૬ ; ૮-૨૩. અરામના રાજા બેન-હદાદે ઇસ્રાએલ ઉપર ચઢાઈ
કરવા સારૂ વખતે વખતે સિપાઈઓની ટુકડીઓ
મોકલી; પરંતુ તે સિપાઇઓ કયાં કયાં ચઢાઇ
કરવાના છે, એ સંબંધી એલીશાએ યહોરામ રાજાને
એક બે વારજ એમ નહિ, પણ વારંવાર, ખબર
આપી હતી. તે પરથી અરામના રાજાએ એલીશાને
પકડવા સારૂ કેટલાએક સિપાઇઓને દોથાનમાં
મોકલ્યા, પરંતુ એલીશા મોકલેલા સિપાઈઓને
આંધળા કરીને તેમને સમરૂન સુધી લઇ ગયો.
પછી એલીશાની વિનંતી પ્રમાણે યહોવાહે તેઓની
આંખો ઉઘાડી, અને યહોરામ રાજાએ તેમને
ખાનપાન આપીને સહીસલામત જવા દીધા.

૬ ; ૨૪-૩૧. હવે તો અરામના રાજા બેન-હદાદ ૨ જાએ
સમરૂન નગરને ઘેરો ઘાલ્યો. આ શહેરમાં ઘેરાને
લીધે જ્યારે ખોરાકની ભારે તંગી પડી ત્યારે યહોરામ
રાજાએ એલીશાને મારી નાખવાનું વિચાર્યું.

૬; ૩૨-૭; ૨. એલીશાને મારવાને યહોરામે મારો મોકલ્યો, પરંતુ
આ પ્રસંગે એલીશાએ એવું ભવિષ્ય કહ્યું કે આવતી
કાલે સુમારે આ વેળાએ સમરૂન નગરમાં પુષ્કળ

૨ રાજા. | ખોરાક મળશે. પાસે ઉભેલા એક સરદારે ઉપલું ભવિષ્ય સાંભળીને શકભરેલો જવાબ દીધો, ત્યારે એલીશાએ એવી વાત પ્રગટ કરી કે, જો, તું તે નજરે જોશે, પણ તેમાંથી ખાવા પામશે નહિ. | ૨ કાળવૃત્તાંત

૭; ૩-૧૧. ઇસ્રાએલી છાવણીમાંથી ચાર કહોડીઆ છાવણી બહાર નીકળીને આગળ ચાલ્યા, ત્યારે એમને માલુમ પડયું કે અરામી ફોજની છાવણી ખાલી છે, અને ત્યાં કોઈ નથી, કેમકે યહોવાહે અરામીઓના સૈન્યને મોટા સૈન્યનો અવાજ સંભળાવ્યો હતો. હવે આ સમાચાર ફેલાવવા કહોડીઆ સમરૂનમાં પાછા આવ્યા.

૭; ૧૨-૧૬. એમની ખબર સાંભળીને પુરી ખાતરી થઇ નહિ, માટે વાત એમજ છે કે નહિ તે તપાસવા સારૂ સમરૂનમાંથી કેટલાક ખેપિયાઓને રાજાએ મોકલ્યા. જ્યારે ઉપલી વાત ખરી પડી ત્યારે તો સમરૂન નગરના લોકના હાથમાં અરામી છાવણીમાંથી લૂટનો પુષ્કળ ખોરાક આવ્યો.

૭; ૧૭-૨૦. અરામી છાવણીમાં મુકી દીધેલી મિલ્કત મેળવવા સારૂ અતિ ઘણા લોક તે તરફ દોડયા, અને મજકુર શકવાળો સરદાર સમરૂનની એક ભાગળ પાસે ગભરાટ સમાવવા ઊભો હતો, એટલામાં તે સરદાર દરવાજામાં લોકોના પગ તળે છુંદાઇને મરણ પામ્યો.

૮; ૧-૬. ઇસ્રાએલ દેશમાં સાત વરસ સુધી દુકાળને લીધે ભારે તંગી ચાલતી હતી, માટે એલીશાના સુચવ્યા પ્રમાણે પેલી શૂનામ્મી બાઇ પલિસ્તીઓના દેશમાં રહેવા ગઈ હતી. તેની ગેરહાજરીના વખતમાં શૂનેમમાં આ બાઈનું જે ઘર તથા ખેતરો હતાં, તેઓ તો આ બાઈના કબજા તળેથી નીકળી ગયાં હતાં. તેથી કબજો પાછો અપાવવાને વાસ્તે બાઇએ યહોરામ રાજાની પાસે અરજી કીધી. એજ પળે રાજાની હજુરમાં એલીશાનો આગળનો ચાકર ગેહઝી ઊભો હતો, ને એલીશાએ આ બાઇનો દીકરો કેવી રીતે સજીવન કર્યો હતો તે વાતો રાજાની

૨ રાજા. આગળ જણાવતો હતો, માટે બાઈની અરજી ૨ કાળવૃત્તાંત.
રાજાની આગળ લાવ્યા કે તરત તેણે અરજ પ્રમાણે
કરવાનું ફરમાવ્યું.

૮ ; ૭-૧૫. એલીશા દમસ્ક શહેર ગયો એટલામાં અરામનો
રાજા બેન-હદાદ ૨ જો માંદો પડયો હતો, માટે
એલીશાની પાસે પુછપરછ કરવા સારૂ રાજાએ
હઝાએલને મોકલ્યો. આ તકનો લાભ લઇને એલી
શાએ જણાવ્યું કે, તુંજ તો અરામ દેશનો રાજા
થઇશ. બીજે દિવસે હઝાએલે ચાદર લઈને તેને
પાણીમાં બોળીને બેન-હદાદ રાજાના મુખ પર
ઓરાઢી, અને એમ કરીને રાજાને મારી નાખ્યો.
એને બદલે હઝાએલ પોતે અરામ દેશનો ગાદીપતિ
થયો.

૮ ; ૨૭-૨૯. ઇસ્રાએલના રાજા યહોરામે યહુદાહના રાજા ૨૨ ; ૫, ૬.
અહાઝયાહની સાથે સંપ કર્યો, અને બન્ને અરામના
રાજા હઝાએલની સામે રામોથ—ગિલઆદ લડવા →યહુદાહ.
ગયા. તે નગર ઈસ્રાએલીઓના હાથમાં આવ્યું
ખરૂં (૨ રાજા ૯; ૧-૫), પણ ઈસ્રાએલનો રાજા
યહોરામ પોતે ઘાયલ થયો; માટે રૂઝાવવા સારૂ તે
યિઝ્રએલ ગયો, વળી તેની ખબર પુછવા સારૂ
યહુદાહનો રાજા અહાઝયાહ પણ ત્યાં ગયો.

૯; ૧-૧૦. એલીશા ભવિષ્યવાદીએ ભવિષ્યવાદીઓના
પુત્રોમાંના એકને રામોથ-ગિલઆદ મોકલ્યો, એ
માટે કે ત્યાંના યેહૂ સરદારને અભિષિકત કરીને તેને
ઇસ્રાએલનો રાજા ઠરાવે.

## યેહૂ ૮૪૩–૮૧૬ ઇ. સ. પૂ.

૯; ૧૧-૨૬. જ્યારે યેહૂના અભિષેક વિષે વાત પ્રગટ થઇ ત્યારે
રામોથ-ગિલઆદની આગળ ઇસ્રાએલી જે ફોજ →યહુદાહ.
હતી તેના સરદારોએ યેહૂને રાજા દાખલ માની
લીધો. ત્યાંથી યેહૂ એકદમ રથમાં બેસીને યિઝ્રએલ
ચાલ્યો ગયો, અને ત્યાં તો ઘાયલ થએલો યહોરામ
અને તેની સાથે યહુદાહના રાજા અહાઝયાહ
બન્નેએ પુછયું કે, શું સલાહશાંતિ છે? યેહૂએ

૨ રાજા. તીર મારીને યહોરામ રાજાનું હૈયું વિંધ્યું. એ બિના યિઝ્રએલી નાબોથના વાંટામાં બની. પછી યેહૂએ પોતાના સરદાર બિદકારને હુકમ આપ્યો કે, યહોરામ રાજાનું શબ ઉઠાવીને યિઝ્રએલી નાબોથના ખેતરના વાંટામાં નાખી દો. ૨ કાળવૃત્તાંત.

૯; ૩૦-૩૭. હવે યેહૂ યિઝ્રએલ ગામમાં પેઠો, અને, જુઓ, ત્યાં તો ઇઝેબેલ રાણી, જે મરહૂમ આહાબની રાણી હતી, તેણીએ તો બારીમાંથી ડોકિયું કર્યું, અને યેહૂનો તુચ્છકાર કરીને આમ બોલી કે, "હે પોતાના ધણીનું ખૂન કરનાર, તું ઝિમ્રી!" ત્યારે યેહૂએ તેણીને બારીમાંથી નીચે પાડી નખાવી, ને તેણે તેણીને પગ તળે ખુંદી. થોડી વાર થયા પછી યેહૂને લાગ્યું કે એ તો રાજપુત્રી છે, માટે એને દાટવાનો હુકમ કર્યો; પણ કેટલાક દાટવા આવ્યા ત્યારે માલુમ પડયું કે કુતરાં ઇઝેબેલનું માંસ ખાઇ ગયાં હતાં, ને તેણીના ખોપરી તથા પગ તથા હાથની હથેલી, એટલુંજ મળ્યું. સરખાવો ૧ રાજા ૨૧; ૨૩.

૧૦; ૧-૧૧. આહાબને જે સીતેર પુત્રો થયા તેઓ સમરૂનમાં પોતપોતાના વાલીઓની પાસે રહેતા હતા, માટે તેમના ઉપર યેહૂએ પત્રો લખાવ્યા, અને તેથી બધા વાલીઓ બી ગયા, અને જ્યારે યેહૂ તરફથી બીજો પત્ર આવ્યો, ત્યારે પત્રમાં સુચવ્યા પ્રમાણે આહાબના સીતેર દીકરાને મારી નખાવ્યા. પછી તેમનાં માથાં ટોપલીઓમાં ઘાલીને યેહૂ પાસે પહોંચાડયાં. આમ ઇસ્રાએલમાં રહેનારાં આહાબના વંશમાંનાં બધાં માર્યાં ગયાં.

૧૦; ૧૫-૧૭. યહોવાહના મહિમાને વાસ્તે યેહૂ પોતે કેટલો બધો ઝનુની છે એ વિષે ખાતરી ઉપજાવવાને માટે રેખાબના દીકરા યહોનાદાબને પોતાની પાસે રથમાં બેસાડયો. સરખાવો યિર્મેયાહ ૩૫; ૬, ૭.

યેહૂ સમરૂનમાં સહીસલામત પહોંચ્યો, ત્યારે તેણે સમરૂનમાંનાં આહાબનાં સઘળાં બાકી રહેલાંને મારી નખાવ્યાં.

૨ રાજા. ૧૦;૧૮-૩૧. બઆલની આગળ મહાભારત યજ્ઞો ચઢાવવાનો ઢોંગ કરીને બઆલના ઘરમાં તે દેવના બધા યાજકોને ભેગા કીધા. યેહૂએ પોતાના અંગરક્ષકોમાંના એંસી માણસોને બહાર મુકયા હતા, પછી યેહૂના હુકમ પ્રમાણે એઓએ માહે પેસીને ભેગા કરેલા બધા યાજકોને મારી નાખ્યા, ને બઆલનું ઘર પણ પાડી નાખ્યું. પછી તેને સંડાસનું ઘર બનાવી દીધું. આ પ્રમાણે યેહૂએ ઇસ્રાએલ રાજમાં બઆલનો ધર્મ પાળનારાઓનો નાશ કીધો, તોપણ વાછરડાની પુજા તેણે બંધ પાડી નહિ, અને યરોબઆમે પોતાનાં જે પાપો વડે ઈસ્રાએલની પાસે પાપ કરાવ્યું હતું તેમાંથી તે ફર્યો નહિ. એમ છતાં પણ યહોવાહે વચન આપ્યું કે તારી ચોથી પેઢી સુધી તારા પુત્રો ઈસ્રાએલની ગાદીએ બેસશે. ૨ કાળવૃત્તાંત

૧૦; ૩૨,૩૩. અરામના રાજા હઝાએલે યરદનની પૂર્વ ગમનાં જે અઢી કુળો હતાં તેમને હેરાન કીધાં, અને તે દિવસોમાં યહોવાહે ઈસ્રાએલનો નાશ કરવા માંડયો.

[કાળા પત્થરનો સ્તંભ] આસ્શૂરનો રાજા શાલ્માનેસેર ૨ જો હતો તેણે ઇસ્રાએલના યેહૂ પર ચઢાઈ કરી. માટે છેવટે યેહૂએ તેનો ખંડિયો થવા કબુલ કર્યું.

૧૦; ૩૪-૩૬. યેહૂની ૨૮ વરસની કારકીર્દી પુરી થઈ, ત્યારે તે મરણ પામ્યો, અને સમરૂન નગરમાં દટાયો. યેહૂની કારકીર્દીની અસલ હકીકત ઈસ્રાએલના રાજાઓનાં કાળવૃત્તાંતના પુસ્તકમાં લખેલી છે.

## યહોઆહાઝ ૮૧૬—૭૯૯ ઇ. સ. પૂ.

૧૩;૧-૭,૨૨. યેહૂ પછી તેનો દીકરો **યહોઆહાઝ** રાજા થયો. અરામનો રાજા હઝાએલ તથા તેનો દીકરો બેન-હદાદ ૩જો એમણે ઇસ્રાએલ રાજને દબાવ્યું, ને યહોઆહાઝના હાથમાં છેક નાની ફોજ રહેવા દીધી; એટલે ૧૦ રથો, ૫૦ સ્વારો, તથા ૧૦,૦૦૦ પાયદળ, વળી આ પ્રસંગે તેણે ઈસ્રાએલનાં કેટલાંક નગરોનો કબજો કરી લીધો. સરખાવો ૨ રાજા ૧૩; ૨૫.

૨ રાજા. ૧૩ ; ૮, ૯. યહોઆહાઝે સત્તર વરસ સુધી રાજ કર્યું, પછી તે સમરૂનમાં દટાયો. તેની કારકીર્દીની અસલ હકીકત ઇસ્રાએલના રાજાઓનાં કાળવૃત્તાંતના પુસ્તકમાં લખેલી છે. ૨ કાળવૃત્તાંત.

## યહોઆશ ૭૯૯—૭૮૩ ઈ. સ. પૂ.

૧૩; ૧૦-૧૯. યહોઆહાઝનો દીકરો યહોઆશ ઇસ્રાએલનો ગાદીપતિ થયો. એલીશા ભવિષ્યવાદી મરણના ખાટલા પર પડેલો હતો, ત્યારે યહોઆશ રાજા તેને મળવા આવ્યો. પછી એલીશાએ તેને બારીમાંથી તીર મારવાનું કહ્યું તે પરથી યહોઆશે ત્રણ વાર તીર માર્યું. એ જોઇને એલીશાએ રાજાને વચન આપ્યું કે, તું ત્રણજ વાર અરામની ફોજને હરાવશે. પછી એલીશા મરણ પામ્યો. ને તેઓએ તેને દાટયો.

૧૩; ૨૦,૨૧. કેટલાક જણ એક ઇસ્રાએલી માણસને દાટવા લઇ જતા હતા, એટલામાં લડાઇ કરનારા મોઆબી લોક પાસે આવ્યા છે, એવી ખબર મળી, માટે એલીશાની ઉઘાડી કબરમાં પેલું મુડદું ફેંકી દીધું. હવે આ મુડદું એલીશાનાં હાડકાંને અડકયું કે તરત મુએલો માણસ જીવતો થઇને પોતાના પગે ઉભો થયો.

૧૩; ૨૨-૨૫. યહોઆહાઝ ઇસ્રાએલનો ગાદીપતિ હતો એટલી બધી મુદ્દતની અંદરમાં અરામનો રાજા હઝાએલ તથા તેનો દીકરો બેન-હદાદ ૩જો, આ બન્ને ઇસ્રાએલ પર ઘણી વિપત્તિઓ લાવ્યા. પણ હજી અરામનો બેન-હદાદ ૩જો ગાદીપતિ હતો એટલામાં યહોઆહાઝના દીકરા યહોઆશે મર્હૂમ એલીશાની ભવિષ્યવાણી પ્રમાણે અરામની ફોજને ત્રણ વાર હરાવી. આ ત્રણ લડાઇમાંની એક લડાઇ તો આફેક ગામ પાસે થઇ હતી, ૨ રાજા ૧૩; ૧૭. એ પરથી ઇસ્રાએલી રાજનાં જે નગરો તેના બાપની કારકીર્દીને વખતે અરામી રાજને તાબે થયાં હતાં, તે નગરોનો યહોઆશે ફરીથી કબજો કરી લીધો. જુઓ ૨ રાજા ૧૩; ૧-૭, ૨૨.

૨ રાજા. ૧૪; ૧૫,૧૬. યહોઆશ મરણ પામીને સમરૂનમાં દટાયો. યહોઆશની કારકીર્દીની અસલ હકીકત ઇસ્રાએલના રાજાઓનાં કાળવૃત્તાંતના પુસ્તકમાં લખેલી છે. ૨ કાળવૃત્તાંત

### યરોબઆમ ૨ જો ૭૮૩–૭૪૩ ઈ. સ. પૂ.

૧૪; ૨૩-૨૮. યહોઆશ પછી તેનો દીકરો **યરોબઆમ ૨ જો** રાજા થયો. અરામ દેશના ઉત્તર ભાગે હમાથ સંસ્થાન આવેલું છે, તે સંસ્થાન યરોબઆમે કબજે કરી લીધું, એટલામાં યૂના ભવિષ્યવાદીની વાત પુરી પડી. અરામનું દમસ્ક નગર યરોબઆમે કબજે કર્યું અને મોઆબ તથા આમ્મોન, બન્ને દેશના રાજાઓને તેણે ખંડીઆ કીધા ( સરખાવો યશાયાહ ૧૫; ૧, ૨ ).

### ઝખાર્યાહ ૭૪૩; શાલ્લૂમ ૭૪૩; મનાહેમ ૭૪૩–૭૩૯ ઈ. સ. પૂ.

૧૪; ૨૯. યરોબઆમ ૨જો મરણ પામ્યો, ને તેનો દીકરો **ઝખાર્યાહ** ઇસ્રાએલનો ગાદીપતિ થયો. યરોબઆમ ૨જાની કારકીર્દીની અસલ હકીકત ઇસ્રાએલના રાજાઓનાં કાળવૃત્તાંતના પુસ્તકમાં લખેલી છે

૧૫; ૮-૧૨. યહોવાહની દૃષ્ટિમાં જે ભુંડું તેજ ઝખાર્યાહે કર્યું, ને ૭ મહિના પુરા થયા પછી **શાલ્લૂમ** કરીને એક દંગાખોરે તેને મારી નાખ્યો, ને ગાદી પોતાને કબજે કરી લીધી. ઝખાર્યાહની કારકીર્દીની અસલ હકીકત ઈસ્રાએલના રાજાઓનાં કાળવૃત્તાંતના પુસ્તકમાં લખેલી છે.

૧૫; ૧૩-૧૫. શાલ્લૂમ એકજ મહિનો રાજ ચલાવ્યા બાદ સમરૂનમાં મારી નખાયો, અને **મનાહેમ** નામનો દંગાખોર ઇસ્રાએલનો ગાદીપતિ થયો. શાલ્લૂમની કારકીર્દીની અસલ હકીકત ઈસ્રાએલના રાજાઓનાં કાળવૃત્તાંતના પુસ્તકમાં લખેલી છે.

૧૫; ૧૬-૧૮. તિફ્સાહ ગામના રહેવાસીઓએ મનાહેમને માટે દરવાજો નહિ ઉઘાડયો, તેથી તેણે એ ગામને માર્યું; અને તેમાંની ગર્ભવતી સ્ત્રીઓને ચીરી નાખી. યહોવાહની દૃષ્ટિમાં જે ભુંડું તેજ મનાહેમે કર્યું.

૨ રાજા ૧૫; ૧૯, ૨૦. આસ્શૂરના રાજા પૂલે (જેને તિગ્લાથ-પિલેસેર ૩ જો પણ કહે છે) ઇસ્રાએલના ઉત્તર સિમાડા પર ચઢાઇ કરી, પણ મનાહેમ રાજાએ તેની પાસે એક હજાર તાલંત રૂપું મોકલ્યું, ને તે પરથી આસ્શૂરના રાજાએ, મનાહેમે જે રાજ ધારણ કર્યું હતું તે મંજુર કીધું. ઉપલું રૂપું મેળવવાને માટે સર્વ ધનાઢ્ય માણસોમાંના પ્રત્યેક માણસ પાસેથી મનાહેમે ૫૦ શેકેલ રૂપું જુલમથી કઢાવ્યું. ૨ કાળવૃત્તાંત.

૧૫; ૨૧,૨૨. મનાહેમ મરણ પામ્યો, ને તેનો દીકરો **પકાહ્યાહ** ગાદીપતિ થયો. મનાહેમની કારકીર્દીની અસલ હકીકત ઇસ્રાએલના રાજાઓનાં કાળવૃત્તાંતના પુસ્તકમાં લખેલી છે.

## પકાહ્યાહ ૭૩૯—૭૩૭ ઈ. સ. પૂ.

૧૫; ૨૩-૨૬. યહોવાહની દૃષ્ટિમાં જે ભુંડું તેજ **પકાહ્યાહ** કર્યું. બે વર્ષ પુરાં થયા બાદ પેકાહ નામનો એક દંગાખોર ઊભો થયો, તેણે પોતાની સાથે પચાસ જીલ્યાદવાસીઓને લઇને પકાહ્યાહ રાજાને તથા તેના બે મિત્રો આર્ગોબ તથા આર્યેહને સમરૂનમાં મારી નાખ્યા. પકાહ્યાહની કારકીર્દીની અસલ હકીકત ઇસ્રાએલના રાજાઓનાં કાળવૃત્તાંતના પુસ્તકમાં લખેલી છે.

## પેકાહ ૭૩૭-૭૩૧ ઈ. સ. પૂ.

૧૫; ૨૩-૨૬. પકાહ્યાહ પછી પેકાહ પોતે ઇસ્રાએલનો ગાદીપતિ થયો.

[**સુચના**—હવે પછી "અરામી-એફ્રાઈમી લડાઈ" થઈ. તેની હકીકત યહુદાહ રાજ્યના ઇતિહાસમાં દાખલ કરેલી છે. જુઓ પૃષ્ઠ ૫૮, ૫૯.]

૧૫; ૨૭-૨૯. ૧૬; ૭-૯. યહુદાહનો રાજા આહાઝ ચોતરફથી અંતરાયો, માટે મંદિરમાંથી તથા રાજના ખજાનામાંથી રૂપું તથા સોનું લઇને આસ્શૂરના રાજા પર, એટલે તિગ્લાથ-પિલેસેર ૩જા પર, ભેટ દાખલ મોકલ્યું, ને તેજ રાજાની સાથે સંપ કર્યો. હવે આસ્શૂરના ૨૮; ૧૬.

૨ રાજા. રાજાએ એકદમ આવીને દમસ્ક નગરને ત્રણ વરસ સુધી (૭૩૪-૭૩૨ ઇ. સ. પૂ.) ઘેરો ઘાલ્યો, અને ત્રીજે વરસે ત્યાંના અરામીઓને બંદીવાન કરીને કિર મોકલ્યા, ને અરામના રાજા રસીનને મારી નાખ્યો. વળી એ ઉપરાંત તેણે ઇસ્રાએલ રાજના નાફતાલી કુળ પર ચઢાઇ કરી, અને ત્યાંનાં કેટલાંએક નગરો કબજે કરી લીધાં, એટલે ઇયોન. આબેલ-બેથ-માઅખાહ, યાનોઆહ, કેદેશ, હાસોર, ગિલઆદ તથા ગાલીલ ; અને ત્યાંથી પણ ઘણાએક ઇસ્રાએલીઓને બંદીવાન કરીને આસ્શૂર દેશ લઇ ગયો. ૨ કાળવૃત્તાંત.

૧૫; ૩૦,૩૧. હોશીઆ નામનો એક દંગાખોર ઊભો થયો, કે જેણે પેકાહને મારી નાખ્યો. પછી **હોશીઆ** પોતે ઇસ્રાએલનો ગાદીપતિ થયો. પેકાહની કારકીર્દીની અસલ હકીકત ઇસ્રાએલના રાજાઓનાં કાળવૃત્તાંતના પુસ્તકમાં લખેલી છે.

## હોશીઆ ૭૩૧–૭૨૨ ઈ. સ. પૂ.

૧૭ ; ૧, ૨. હોશીઆએ યહોવાહની દૃષ્ટિમાં જે ભુંડું તેજ કર્યું, તો પણ તેનાથી અગાઉ ઈસ્રાએલના જે રાજા થયા તેઓની પેઠે નહિ.

૧૭ ; ૩. આસ્શૂરના રાજા શાલ્માનેસેર ૪ થાએ ઈસ્રાએલના ઉત્તરના સિમાડા પર ચઢાઈ કરી. ત્યારે હોશીઆએ આસ્શૂરને તાબે રહેવા તથા વરસે વરસે ખંડણી ભરી આપવાનું કબુલ કર્યું.

૧૭ ; ૪-૬. પરંતુ આગળ જતાં હોશીઆએ ખંડણી ભરવાનું
૧૮ ; ૯-૧૨. મુકી દીધું અને મિસરના સો નામના રાજાની સાથે સંપ કર્યો. પણ આસ્શૂરના રાજા શાલ્માનેસેર ૪ થાએ આવીને હોશીઆને એકદમ બંદીવાન કર્યો. પછી તેણે ત્રણ વરસ સુધી સમરૂનને ઘેરો ઘાલ્યો (૭૨૪–૭૨૨ ઈ. સ. પુ.) આ ત્રણ વરસની અંદર શાલ્માનેસેર ૪થો મરણ પામ્યો, અને સાર્ગોન કરીને એક સરદારે આસ્શૂરની ગાદી પોતાને વાસ્તે રાખી. તેણે સમરૂનનો ઘેરો હજુ ચલાવ્યો, અને ઈ. સ. પૂ. ૭૨૨મી સાલે તે નગર

| | | |
|---|---|---|
| ૨ રાજા. | કબજે કરી લીધું. ત્યાર પછી સાર્ગોન રાજા ૨૭,૨૦૦ રહેવાસીઓને બંદીવાન કરીને આશ્શૂર તથા માદાય દેશમાં લઇ ગયો. | ૨ કાળવૃત્તાંત. |
| ૧૭; ૭-૨૩. | ઇસ્રાએલીઓને બંદીપ્રવાસમાં જવું પડયું તેજ તો તેમના જે અન્યાયોના બદલામાં થયું, તે અન્યાયોનું વર્ણન કર્યું છે. | |
| ૧૭; ૨૪-૪૧. | સમરૂન નગર ઉજડ નહિ થઇ જાય માટે આશ્શૂરના રાજાએ બાબેલ તથા પાસેના પ્રદેશમાંથી કેટલાંક માણુસોને ત્યાં રહેવા મોકલ્યાં. પરંતુ સિંહોએ ત્યાંના રહેવાસીઓ પર વખતે વખતે ધસી પડીને તેમનું ઘણું નુકસાન કર્યું, માટે એઓએ આશ્શૂરના રાજાને વિનંતી કરી કે અમારી પાસે કેટલાક યહુદી યાજકો મોકલો, કેમકે કેવળ તેમનોજ દેવ તો આ દેશમાં શાંતિ ઉપજાવી શકે છે. પછી એ અરજી પ્રમાણે કેટલાક યાજકોને મોકલ્યા. પણ આગળ જતાં સમરૂનમાં ચાલતો ધર્મ મિશ્રિત જેવો થયો, એટલે અસલ યહુદી ધર્મની સાથે નવા આવેલા આશ્શૂરી લોકોનો ધર્મ ભેળસેળ થયો, ને એ પ્રમાણે ધર્મની ઘણી ભ્રષ્ટતા નીકળી. તે દેશજાતિ યહોવાહની સેવા અને પોતાની કોરેલી મૂર્તિઓની સેવા પણ કરતી. ઈ. સ. પૂ. ૭૨૨માં ઇસ્રાએલ રાજનો અંત થયો. | |

# યરૂશાલેમ ક્યારે ક્યારે લુટાયું તે વિષે.

| શાસ્ત્રવાકય. | કારકીર્દી ઇ. સ. પૂ. | બિના. |
|---|---|---|
| ૧ રાજા. ૧૪; ૨૫-૨૮. ૨ કાળ. ૧૨ ; ૨-૧૪. | રહાબઆમ. ૯૩૮-૯૨૨ | મિસરના રાજા શિશાકે યરૂશાલેમ પર સવારી કરી, અને તે યહોવાહના ઘરનો ખજાનો તથા રાજાના ઘરનો ખજાનો હરી લઇ ગયો ; હા, તે સઘળું હરણ કરી ગયો. |
| ૨ કાળ. ૧૯; ૧૬,૧૭. | યહોરામ. ૮૫૧-૮૪૪ | યહોવાહે પલિસ્તીઓના તથા કૂશીઓની પડોસમાં વસનાર અરબોના મનને યહોરામની વિરૂદ્ધ ઉશ્કેર્યું, અને તેઓ યહુદાહ પર ચઢી આવીને તેની અંદર ઘુસી ગયા, અને રાજાના ઘરમાં જે સર્વ સંપત્તિ હતી તથા તેના દીકરાઓને પણ તથા તેની સ્ત્રીઓને તેઓ હરણ કરી ગયા, અને તેથી તેના દીકરાઓ-માંનો સૌથી નાનો યહોઆહાઝ ( અહાઝયાહ ) તે શિવાય તેને એકે દીકરો રહ્યો નહિ. |
| ૨ રાજા. ૧૪; ૧૩-૧૪. ૨ કાળ. ૨૫; ૧૭-૨૪. | અમાસ્યાહ. ૭૯૮-૭૬૯ | ઇસ્રાએલના રાજા યહોઆશે બેથ-શેમેશમાં યહુદાહના રાજા અમાસ્યાહને પકડ્યો, ને તે યરૂશાલેમમાં આવ્યો, અને યરૂશાલેમનો કોટ ચારસેં હાથ જેટલો તેણે તોડી પાડયો, અને સઘળું સોનું તથા રૂપું તથા યહોવાહના ઘરમાંથી ને રાજાના ઘરના ભંડારમાંથી જે સર્વ પાત્રો મળી આવ્યાં તેમને તથા જામીનોને લઇને યહોઆશ સમરૂનમાં પાછો આવ્યો. |
| ૨ કાળ. ૩૩ ; ૧૧. | મનાશ્શેહ. ૬૯૭-૬૪૨ | યહોવાહે યહુદાહ વિરૂદ્ધ આશ્શૂરના રાજાના સેનાપતિઓને આણ્યા, ને તેઓ મનાશ્શેહને સાંકળોથી ઝકડી લઇને તથા બેડીઓ પહેરાવીને તેને બાબેલ લઇ ગયા. [ આશ્શૂરનો રાજા એટલે આશ્શૂર-બાનીપાલ (૬૬૮-૬૨૬), નહિતો એસાર-હાદ્દોન ( ૬૮૧-૬૬૮).] મનાશ્શેહ રાજા બાબેલમાં ત્રણ વર્ષ રહ્યા બાદ પસ્તાવિક મનનો થયો. પછી તે છુટો થઇને યહુદાહ દેશમાં પાછો આવ્યો. |

| શાસ્ત્રવાક્ય. | કારકીર્દી ઇ. સ. પૂ. | બિના. |
|---|---|---|
| દાનીયેલ. ૧; ૧, ૨. ૨ રાજા ૨૪; ૧. | યહોયાકીમ. ૬૦૯-૫૯૮ | બાબેલના નબૂખાદનેસ્સાર રાજાએ યરૂશાલેમ આવીને નગરને ઘેરો ઘાલ્યો, અને પ્રભુએ યહોયાકીમને દેવના મંદિરનાં કેટલાંક પાત્રો સહિત તેના હાથમાં આપ્યો, અને તે તેમને શિનઆર દેશમાં પોતાના દેવને ઘેર લઇ ગયો, ને તેણે તે પાત્રોને પોતાના દેવના ભંડારમાં દાખલ કીધાં. આ વખતે દાનીયેલ ભવિષ્યવાદી બંદીપ્રવાસમાં લઇ જવાયો. |
| ૨ રાજા. ૨૪; ૧૦-૧૭. ૨ કાળ. ૩૬; ૯, ૧૦. | યહોયાખીન. ૫૯૮ | નબૂખાદનેસ્સારના સેનાપતિ નબૂઝારઅદાને યરૂશાલેમને ઘેરો ઘાલ્યો, અને તે યહોયાખીનને તથા રાજમાતા નહૂસ્તાને તથા બીજા ઘણાઓને બાબેલમાં લઇ ગયો. દેશના સૌથી દરિદ્રી પંક્તિ શિવાયનું કોઈ રહેવા પામ્યું નહિ. હઝકીએલ ભવિષ્યવાદી પણ આ વખતે બંદીપ્રવાસમાં ગયો. |
| ૨ રાજા ૨૪; ૧૮-૨૫; ૭. ૨ કાળ. ૩૬; ૧૧-૧૮. યિર્મે. ૫૨; ૧-૧૧. | સિદકીયાહ. ૫૯૮-૫૮૬ | ઇ. સ. પૂ. ૫૮૬માં નબૂઝારઅદાને યરૂશાલેમને ઘેરો ઘાલ્યો, અને યહોવાહે પોતાનું જે ઘર પવિત્ર કીધું હતું તેને તેણે વટાળ્યું. આ પ્રસંગે સિદકીયાહ રાજાને પકડીને ગુલામીમાં લઈ ગયા. |
| ૨ રાજા. ૨૫; ૮-૨૧. ૨ કાળ. ૩૬; ૧૯-૨૧. યિર્મે. ૫૨; ૧૨-૨૯. | સિદકીયાહની કારકીર્દીપછી | એક મહિના પછી (ઇ. સ પૂ. ૫૮૬) નબૂઝારઅદાન ફરીથી યરૂશાલેમમાં આવ્યો, અને તેની ફોજે દેવના ઘરને બાળી નાખ્યું, તથા યરૂશાલેમનો કોટ તોડી પાડયો, અને તેમાંના સર્વ મહેલો તેમણે અગ્નિથી બાળી દીધા, અને તેઓમાંનાં સર્વ સુશોભિત પાત્રોનો નાશ કીધો, અને તરવારથી બચેલાઓને તે બાબેલ લઈ ગયો. હવે પછી દેશ પોતાના સાબ્બાથો ભોગવવા લાગ્યો, એટલે ૭૦ વર્ષ પુરાં થાય ત્યાં લગી દેશે વિશ્રામ પાળ્યો. |
| યિર્મે. ૫૨; ૩૦. | સિદકીયાહની કારકીર્દીપછી | નબૂખાદનેસ્સારના ત્રેવીસમા વર્ષમાં (ઇ. સ. પૂ. ૫૮૨) રક્ષકોનો સેનાપતિ નબૂઝારઅદાન ૭૪૫ યહુદીઓને કેદી કરીને બંદીપ્રવાસમાં લઇ ગયો. |

# કરારકોષ વિષે.

| શાસ્ત્રવાક્ય. | સ્થળ. | બિના. |
|---|---|---|
| નિર્ગ. અધ્ય. ૩૫-૩૯. | સિનાય પહાડ | મુસા પહાડ પર હતો ત્યારે તેને કોષ બનાવવા સંબંધી વિસ્તારથી કહેવામાં આવ્યું હતું (નિર્ગ. ૨૫; ૧૦–૨૨). માટે પહાડ પરથી ઉતરીને તેણે ઇસ્રાએલપુત્રો મધ્યે ઉઘરાણું કર્યું, અને બસાલીએલ તથા અહોલીઆબ એ બે કારીગર પાસે મુલાકાત મંડપ, કરારકોષ સુદ્ધાં, તૈયાર કરાવ્યો. |
| નિર્ગ. ૪૦; ૧-૩૫. | સિનાય પહાડ | મુસાફરીનું બીજું વર્ષ બેઠું તેજ દિવસે હારૂનના કુટુંબમાં યાજકપદ સ્થપાયું, અને મંડપ ઉપર યહોવાહની પ્રસન્નતા છે તે દર્શાવવા સારૂ મંડપ પર શખીનાહ ગૌરવ ઉતર્યો ("શખીનાહ" એટલે વાસો કરનાર). |
| ——— | અરણ્ય. | મુસાફરીનાં બધાં વર્ષોમાં ઇસ્રાએલપુત્રો કરારકોષને પોતાની સાથેજ ઉપાડીને ચાલતા તથા સાથેજ રાખતા. |
| યહો. ૩; ૧૪-૧૭. | યરદન નદી. | યરદન નદીમાં ખુરકી માર્ગ ખુલ્લો થયો તેમાં થઈને યાજકો કરારકોષને ઉંચકીને વચનના દેશમાં પેઠા. |
| યહો. ૯; ૬: ૧૦; ૪૩. | ગિલ્ગાલ. | કેટલીક મુદ્દત સુધી ગિલ્ગાલ ઇસ્રાએલપુત્રોની છાવણીનું મથક જેવું હતું માટે કરારકોષ ત્યાં રહ્યો હશે એવું સંભવે છે. |
| યહો. ૬; ૬-૨૧. | યરેખો. | યાજકો કરારકોષ લઈને યરેખોની આસપાસ ૭ દિવસ એકેક વાર અને સાતમે દિવસે સાત વાર ફર્યાં ત્યારે યરેખોનો કોટ એકાએક જમીનદોસ્ત થયો. |
| ન્યા. ૨; ૧-૫. | બેથેલ (બોખીમ). | યહોવાહના કહેવાથી ઇસ્રાએલે ગિલ્ગાલને બદલે બેથેલને પોતાનું મથક કર્યું, તેથી તેઓ કરારકોષને બેથેલમાં લાવ્યા હશે. |

| શાસ્ત્રવાક્ય. | સ્થળ. | બીના. |
|---|---|---|
| યહો. ૧૮; ૧. | શીલોહ. | ઈસ્રાએલપુત્રોએ શીલોહમાં મુલાકાતમંડપ ઊભો કર્યો. |
| ૧ શમૂ. ૪; ૧-૧૧. | એબેન-એઝેર. | એલીના દીકરાઓ ન્યાય કરતા હતા ત્યારે પલિસ્તીઓ સાથે ઇસ્રાએલને યુદ્ધ થયું. રણક્ષેત્ર-માંથી કરારકોષ પલિસ્તીઓના હાથમાં ગયો. એ જગ્યાનું નામ પાછળથી એબેન-એઝેર પડયું. |
| ૧ શમૂ. ૫; ૧-૭. | આસ્દોદ. | પલિસ્તીઓએ કરારકોષ દાગોનના ઘરમાં રાખ્યો, પણ તેજ રાત્રે દાગોનમૂર્તિ ભાગી ગઇ, અને આસ્દોદના રહેવાસીઓ ગાંઠીયા રોગથી મરણ પામ્યા. |
| ૧ શમૂ. ૫; ૮, ૯. | ગાથ. | માટે કરારકોષને આસ્દોદથી ગાથમાં લઇ ગયા. ત્યારે ગાથના લોકોને પણ એ રોગ લાગ્યો. |
| ૧ શમૂ. ૫; ૧૦-૧૨. | એક્રોન. | પછી કોષને એક્રોનમાં લાવ્યા. ત્યારે ત્યાંના લોકો પણ એ રોગથી મરવા લાગ્યા. |
| ૧ શમૂ. ૬; ૧-૨૦. | બેથ-શેમેશ. | બેથ-શેમેશના લોકોએ કરારકોષની અંદર જોયું, તે કારણને લીધે ઘણા જણ માર્યા ગયા. |
| ૧ શમૂ. ૭; ૧. | કિર્યાથ-યઆરીમ. | માટે બેથ-શેમેશના લોકોની વિનંતીને લીધે કિર્યાથ-યઆરીમના લોકો આવીને કરારકોષને પોતાના ગામમાં લઈ ગયા, અને કોષને અબીનાદાબના ઘરમાં રાખ્યો, અને તેમણે અબીનાદાબના દીકરા એલઆઝારને યહોવાહનો કોષ રાખવા સારૂ પ્રતિષ્ઠિત કીધો. |
| ૨ શમૂ ૬; ૧-૧૧. | પેરેસ-ઉઝ્ઝાહ. | દાઉદ રાજા કરારકોષને કિર્યાથ-યઆરીમથી પોતાના નગરમાં લાવતો હતો, તેવામાં અબી-નાદાબના દીકરા ઉઝ્ઝાહે હાથ લાંબો કરી કોષને પકડ્યો, તેથી તે તરત ત્યાંનેત્યાં મરણ પામ્યો. પછી દાઉદ રાજા આ કોષને ઓબેદ-અદોમ ગિત્તીના ઘરમાં લઇ ગયો. ત્યાં આગળ કરારકોષ ત્રણ મહિના સુધી રહ્યો. |

| શાસ્ત્રવાક્ય. | સ્થળ. | બીના. |
|---|---|---|
| ૨ શમૂ. ૬; ૧-૧૭. | યરૂશાલેમ. | દાઉદ રાજા કરારકોષને ઓબેદ-અદોમના ઘરમાંથી યરૂશાલેમમાં લાવ્યો, અને જે મંડપ તેણે સિદ્ધ કીધો હતો તેમાં તેને મુકયો. |
| ૨ શમૂ. ૧૧; ૧૧. | રાબ્બાહ. | ઇસ્રાએલપુત્રો આમ્મોનપુત્રો સાથે લડતા હતા તે સમયે કરારકોષ ઇસ્રાએલી ફોજ મધ્યે હતો. |
| ૨ શમૂ. ૧૫; ૨૪-૨૯. | યરૂશાલેમ. | દાઉદ રાજા આબ્શાલોમની આગળથી નાસતો હતો, ત્યારે યાજકો કરારકોષ લઇને દાઉદની સાથે આવવા મંડયા. પણ દાઉદે એ કોષ સાદોક તથા અબ્યાથાર યાજકની સાથે યરૂશાલેમમાં પાછો મોકલ્યો. |
| ૧ રાજા. ૮; ૧-૧૧. | યરૂશાલેમનું મંદિર. | સુલેમાન રાજા યહોવાહનું મંદિર બંધાવી ચુકયો, ત્યારે કરારકોષને તંબુમાંથી કાઢીને મંદિરમાંના પરમપવિત્રસ્થાનની માહે કરૂબોની પાંખો તળે મુકયો. |
| ૨ રાજા. ૨૫; ૮, ૯. | યરૂશાલેમ. | નબૂખાદનેસ્સારનો સેનાપતિ નબૂઝારઅદાન યરૂશાલેમમાં આવ્યો, અને તેણે યહોવાહનું ઘર અગ્નિથી બાળ્યું. ત્યાર પછી પવિત્ર શાસ્ત્રમાં કરારકોષ વિષે કંઇ પણ વાત આવતી નથી.<br>[ ઝરૂબ્બાબેલના મંદિરમાં કરારકોષ નહોતો, અને તે કારણને લીધે એ બીજું મંદિર યહુદી લોકોની દૃષ્ટિમાં સુલેમાનના મંદિર કરતાં ઉતરતું ગણાતું હતું. ] |

# સુલેમાનના મંદિર વિષે.

| શાસ્ત્રવાક્ય. | બિના. |
|---|---|
| ૧ રાજા. ૬ ; ૧. | સુલેમાન રાજાએ મંદિર બાંધવાનું શરૂ કર્યું. |
| ૧ રાજા. ૬ ; ૩૮ : ૮ ; ૧, ૨. | બાંધકામ પુરૂં થયું ત્યારે સુલેમાન રાજાએ મંદિરની પ્રતિષ્ઠા કીધી. |
| ૧ રાજા. ૧૪ ; ૨૫-૨૮. ૨ કાળ. ૧૨; ૨-૧૨. | રહાબઆમની કારકીર્દી સમયે મિસરના રાજા શિશાકે મંદિર લુટી લીધું. |
| ૨ કાળ. ૨૧ ; ૧૬, ૧૭. | પલિસ્તીઓએ તથા અરબોએ યરૂશાલેમ પર ચઢાઇ કરીને યહોરામ રાજાનું ઘર લુટયું. |
| ૨ રાજા. ૧૨; ૪-૧૬. ૨ કાળ. ૨૪; ૪-૧૪. | યોઆશ રાજાએ મંદિર સમારવા સારૂ પ્રજામાં ઉઘરાણું કર્યું, અને પછી મંદિર સમાર્યું. |
| ૨ રાજા. ૧૨ ; ૧૭, ૧૮. ૨ કાળ. ૨૪ ; ૨૩, ૨૪. | અરામી ફોજે યરૂશાલેમ પર ચઢાઇ કીધી, માટે યોઆશ રાજાએ મંદિરમાંની અર્પણ કરેલી સઘળી વસ્તુઓ અરામી રાજા હઝાએલ પર મોકલી. પછી તે રાજા યરૂશાલેમ આગળથી ચાલતો થયો. |
| ૨ રાજા. ૧૪ ; ૧૩, ૧૪. ૨ કાળ. ૨૫ ; ૧૭-૨૪. | યહુદાહના રાજા અમાસ્યાહના વખતમાં ઇસ્રાએલના રાજા યહોઆશે મંદિર લુટી લીધું. |
| ૨ રાજા. ૧૬ ; ૮, ૧૫, ૧૬. ૨ કાળ. ૨૮ ; ૨૪. | આસ્શૂરનો રાજા તિગ્લાથપિલેસેર ઉજે ઇસ્રાએલી તથા અરામી રાજ્ય ઉપર હુમલો કરે એ માટે યહુદાહના રાજા આહાઝે મંદિરના ખજાનામાંથી પુષ્કળ લઇને આસ્શૂરના રાજા પર ભેટ દાખલ મોકલ્યું. આગળ જતાં આહાઝ રાજાએ દમસ્ક શહેરમાં અન્યદેવની એક વેદી જોઇ, અને તે વેદીના જેવી બીજી એક વેદી બનાવીને તેને યરૂશાલેમમાંના મંદિરમાંની પિત્તળની વેદીને બદલે ઊભી કરી,— |

| શાસ્ત્રવાકય. | બીના. |
|---|---|
| | ત્યાર બાદ આહાઝ રાજાએ મંદિરમાંનાં પવિત્ર પાત્રોના ટુકડા કર્યાં, અને મંદિરનાં બારણાં બંધ કીધાં. |
| ૨ કાળ. અધ્યાય ૨૯-૩૧. | હિઝકીયાહ રાજાએ મંદિરનું શુદ્ધિકરણ તથા સમારકામ પુરૂં કરીને ત્યાં નિત્યનાં દહનીયાર્પણ ફરીથી ચાલુ કીધાં. |
| ૨ રાજા. ૧૮; ૧૫, ૧૬. | હિઝકીયાહ રાજાએ આસ્શૂરના રાજા સાન્હેરીબને યરૂશાલેમથી વિદાય થવા સારૂ યહોવાહના ઘરમાંથી તથા રાજાના ઘરના ભંડારમાંથી જે કંઇ મળ્યું તે બધું આપી દીધું. |
| ૨ કાળ. ૩૩ ; ૩-૧૭. | મનાસ્શેહ રાજાએ મંદિરના આંગણામાં મૂર્તિઓ તથા વેદીઓ ઊભી કીધી. પણ પાછળથી તેણે પસ્તાવો કરીને એ અમંગળ વાનાં દૂર કીધાં. |
| ૨ રાજા. ૨૨; ૩-૭.<br>૨ કાળ.૩૪; ૮-૧૩. | યહુદાહના રાજા યોશીયાહે મંદિર સમાર્યું, અને ત્યાં કર્મક્રિયા ચલાવવા સારૂ યાજકોને નિમ્યા. |
| ૨ કાળ. ૩૬ ; ૭. | યહોયાકીમની કારકીર્દીમાં નબૂખાદનેસ્સારે મંદિર લુટી લીધું. |
| ૨ રાજા. ૨૪; ૧૩.<br>૨ કાળ. ૩૬ ; ૧૦. | યહોયાખીનની ટુંકી કારકીર્દીમાં નબૂખાદનેસ્સાર રાજા મંદિરમાંનાં ઘણાં પાત્રો લઇ ગયો. |
| ૨ રાજા. ૨૫ ; ૯.<br>૨ કાળ. ૩૬ ; ૧૮, ૧૯. | નબૂખાદનેસ્સારે મંદિર લુટી લઇને તેને તમામ બાળી નાખ્યું. |

| સમય ઇ. સ. પૂ. | બિના. |
|---|---|
| ૫૩૬ | ઝરૂબ્બાબેલ જે યહુદાહનો સૂબો તથા યહોશુઆ જે પ્રમુખ્યયાજક તેઓની આગેવાની તળે બીજા મંદિરનો પાયો નાખવામાં આવ્યો. |
| ૫૩૬-૫૨૧ | સમરૂની લોકોને લીધે પંદર વરસ સુધી બાંધકામ પડતું રહ્યું. |
| ૫૨૧ | મંદિરનું બાંધકામ ફરીથી શરૂ કર્યું. |
| ૫૧૬ | બીજું મંદિર પુરેપુરૂં બંધાઇ ચુક્યું. |
| | [પહેલા મંદિર સાથે સરખાવતાં આ બીજા મંદિરની લંબાઈ તથા પહોળાઈ બમણી હતી. પરંતુ આ નવા મંદિરમાં નીચેનાં પાંચ વાનાં ખુટતાં હતાં,—<br>૧) કરારકોષ તથા દયાસન.<br>૨) શખીનાહ ગૌરવ કે જેમાં યહોવાહની વિદ્યમાનતા સુચવેલી હતી તે.<br>૩) યજ્ઞવેદી પર આકાશથી ઉતરેલો અગ્નિ.<br>૪) ઉરીમ તથા તુમ્મીમ.<br>૫) ભવિષ્યવાત કરવાનો આત્મા.] |
| ૧૬૮ | સીરીના રાજા અંત્યોખસ એપીફાનીસે યરૂશાલેમ નગર કબજે કર્યું, તેમાંનું મંદિર વટાળ્યું, અને પવિત્રલેખો બાળી નાખ્યા. વળી દાની. ૧૧; ૩૧માં જેને "વેરાનકારક અમંગળ વસ્તુ" કહે છે તે, એટલે અન્યદેવની મૂર્તિની વેદી તેણે આ પ્રસંગે પવિત્ર સ્થળે ઊભી કરી અને નિત્યનાં દહનીયાર્પણ બંધ કીધાં. |
| ૧૬૫ | યહુદી લોકોના શુરવીર યહુદાહ માક્કાબિએ મંદિર સમારીને તેનું શુદ્ધિકરણ કર્યું, અને ઉપલી અમંગળ વેદી તોડી પાડીને તેને બદલે પવિત્ર વેદી તેણે ઊભી કરી, અને હર્ષનાદ સહિત તેની પ્રતિષ્ઠાક્રિયા કીધી, જુઓ યોહાન ૧૦; ૨૨. |

# હેરોદના મંદિર વિષે.

| સમય. | બિના. |
|---|---|
| ઇ. સ. પૂ. ૧૯-૧૭ | ઝરૂબ્બાબેલનું મંદિર જીર્ણ થઈ ગએલું હોવાથી હેરોદ મોટાએ તેને નવે નામે બાંધવાનો વિચાર કર્યો, અને તેને સારૂ આ ત્રણ વર્ષ દરમ્યાન પુષ્કળ સરસામાન ભેગો કીધો. |
| ઇ. સ. પૂ. ૧૭ | હેરોદ મોટો જુનું મંદિર ધીમે ધીમે પાડતો ગયો, અને તોડેલા ભાગને બદલે નવું બાંધતો ગયો. |
| ઇ. સ. પૂ. ૮ | નવા બાંધેલા મંદિરમાં આ સાલથી યજ્ઞયાગ કરવા મંડયા. |
| ઇ. સ. પૂ. ૮થી ઇ. સ. ૬૪ | આ ૭૨ વરસમાં વખતોવખત કંઈ કંઇ ઉમેરો મંદિરની ઈમારતમાં કરતા ગયા. |
| ઇ. સ. ૭૦ | તીતસની મરજી ઉપરાંત રૂમી સિપાઈઓએ આ મંદિરને પુરેપુરૂં બાળી નાખ્યું. |
| | દંતકથા એવી છે કે, જે મહિનાની જે તારીખે ઇ. સ. પૂ. ૫૮૬માં સુલેમાનનું મંદિર બાળી નાખવામાં આવ્યું હતું તે મહિનાની તેજ તારીખે ઇ. સ. ૭૦ની સાલે હેરોદના મંદિરનો નાશ થયો હતો. |

યોહાન ૨; ૨૦માં લખ્યું છે કે, "યહુદીઓએ કહ્યુ કે આ મંદિરને બાંધતાં છેંતાળીસ વરસ લાગ્યાં છે." આ "છેંતાળીસ વરસ" એટલે ઇ. સ. પૂ. ૧૭થી ઇ. સ. ૨૯.

હાગ્ગાય ૨; ૯માં લખ્યું છે કે, "સૈન્યોનો યહોવાહ કહે છે કે આ ઘરનું પાછળનું ગૌરવ આગલાના કરતાં વિશેષ થશે." આગલું ઘર એટલે સુલેમાનનું મંદિર સમજવું. તેમાં તો નહિ, પણ પાછલામાં એટલે જે બીજું મંદિર હેરોદ મોટાએ શણગારીને બંધાવ્યું હતું તેમાં પ્રભુ ઈસુએ પોતાના પગ મુકયા હતા, અને એ રીતે મજકુર ભવિષ્ય ખરેખર પુરૂં પડેલું જણાય છે.

## દાઉદ રાજા રાજ્ય કરતો હતો તે વખતનાં રચેલાં ગીતો.

I. કરારકોષ ઓબેદ-અદોમના ઘરમાંથી લાવ્યા તે સમયનાં ગીત. જુઓ ૨ શમૂ. ૬.

૧) ગીત ૧૦૧. યરૂશાલેમમાં કરારકોષને લાવવાનો જે મનોરથ દાઉદના મનમાં હતો તે આ ગીતમાં જણાવ્યો છે. કરારકોષને યરૂશાલેમમાં આણ્યો તે કારણને લીધે એ નગરને "યહોવાહનું નગર" કહે છે.

૨) ગીત ૧૫. કોષ આણવાની તૈયારીના સમયનું આ ગીત છે. એમાં એવું જણાયું છે કે, યહોવાહ પાસે આવવાને કોણ લાયક છે, અને તેની પાસે આવવા સારૂ શી શી તૈયારી જોઇએ.

૩) ગીત ૬૮. ઓબેદ-અદોમના ઘરમાંથી સરઘસ સહિત કરારકોષ નીકળ્યો તે વેળાનું મહોત્સવનું ગીત. સરખાવો ગીત ૬૮; ૧ અને ગણ. ૧૦; ૩૫.

૪) ગીત ૨૪. સિયોન પહાડની ભાગળમાં થઇને કરારકોષને ઉપાડી આણ્યો તથા તેને તૈયાર કરેલા મંડપમાં મુકયો તે સમયનું લેવીઓનું ગીત.

૫) ગીત ૧૩૨. આ ગીતમાંનાં પહેલાં વાકય ઉપલા પ્રસંગને લાગુ પડે એવાં છે.

૬) ગીત ૩૦. આ ગીતના મથાળા પરથી જણાય છે કે દાઉદે સિયોન પહાડ પર જે રાજ્યમંદિર બાંધ્યું હતું તેની પ્રતિષ્ઠાક્રિયા વખતનું આ ગીત છે. સરખાવો ૨ શમૂ. ૫; ૧૧, ૧૨.

II. દાઉદ રાજાના વખતમાં લડાઇઓ ચાલતી હતી તે સમયનાં ગીત. જુઓ ૨ શમૂ. ૮; ૧-૧૪ અને ૧૦; ૬-૧૧; ૧.

૧) ગીત ૨૦. રાજા લડાઇ કરવા નીકળે તે પ્રસંગને સારૂ ગીત.

૨) ગીત ૨૧. રાજા લડાઇમાં જીત પામીને સહીસલામત પાછો આવે તે વખતનું સ્તોત્રગીત.

૩) ગીત ૬૦. અરામી તથા અદોમી લોકો સાથે ઇસ્રાએલપુત્રો લડાઇ કરતા હતા તે સંબંધનું ગીત. સરખાવો ૨ શમૂ. ૮; ૧૩.

૪) ગીત ૧૧૦ અને ગીત ૨. આ બે ગીત લડાઇ વખતે વિશેષ ગાવાજોગ જણાય છે.

III. દાઉદ રાજાની આબાદીના સમયનું ગીત. જુઓ ૨ શમૂ. ૭; ૧-૧૧; ૧.

૧) ગીત ૧૮. આ ગીત ૨ શમૂ. ૨૨માંના ગીત સાથે તમામ મળતું જણાય છે.—નાથાને દાઉદની મુલાકાત લીધી, તે વખતનું કદાપિ આ ગીત હશે. એ વખતે દાઉદ રાજા યહોવાહનું ઘર બાંધવા વિષે આતુરતાથી ઇચ્છા રાખતો હતો. કવિતાની ઝમક આ ગીતમાં વિશેષ ઝમકી રહેલી છે.— કેટલાએક વિદ્વાનોના ધારવા પ્રમાણે રાબ્બાહ નગરને ઘેરો ઘાલીને જીતી લીધું તે વખતે આ ગીત રચવામાં આવ્યું હતું. ૨ શમૂ. ૧૧; ૧ : ૧૨; ૨૬–૩૧.

IV. દાઉદે મહાપાતક કર્યું તે વખતનાં ગીત. જુઓ ૨ શમૂ. ૧૧.

૧) ગીત ૫૧. દાઉદને પોતાના કરેલા મહાપાતકને લીધે ખેદ ઉત્પન્ન થયો ત્યારે પ્રભુ પાસેથી પાપની ક્ષમા તથા નવું હૃદય માગે છે.

૨) ગીત ૩૨. જેનાં પાપ માફ થયાં છે તેને ધન્ય, પણ જે પાપ કબુલ કરતો નથી તેમજ પસ્તાવો પણ કરતો નથી તેને અફસોસ.—મહાપાતક કર્યાં બાદ કંઇક મુદ્દત પછી દાઉદે આ ગીત રચ્યું હતું.

V. આબ્શાલોમ આગળથી દાઉદ નાસતો હતો તે વખતનાં ગીત. જુઓ ૨ શમૂ. ૧૫; ૧૩–૧૭; ૨૯.

૧) ગીત ૬૩. દાઉદ યરૂશાલેમથી નાસીને યરદન પાર જવાની તૈયારીમાં હતો તે વેળાનું ગીત.

૨) ગીત ૬૯ અને ગીત ૧૦૯. કદાપિ આ બે ગીતમાં અહીથોફેલની નિમકહરામી વિષે સુચના રહેલી છે. જુઓ ૨ શમૂ ૧૫; ૧૨ અને ૧૬; ૨૦–૧૭; ૪.

૩) ગીત ૧૪૩. સપ્તતિ તરજુમામાં દાખલ કરેલા મથાળા પરથી જણાય છે કે, આબ્શાલોમે ફિસાદ ઉઠાવ્યો તે વખતનું આ ગીત રચેલું છે.

૪) ગીત ૩ અને ગીત ૪. ત્રીજું ગીત સવારને વાસ્તે, અને ચોથું ગીત સાંજને માટે છે. દાઉદ રાજા યરૂશાલેમથી નાઠો તેને બીજે દિવસે આ બન્ને ગીત રચ્યાં હશે.

૫) ગીત ૬૨ અને ગીત ૨૬. જે જે નિમકહરામ માણસોએ દાઉદને આ સમયે ત્યાગી દીધો હતો તેમને લાગુ પડે એવી કંઈક વાત આ બે ગીતમાં આવે છે.

૬) ગીત ૨૭ અને ગીત ૨૮. દાઉદ નાસીને માહનાઈમમાં રહેતો હતો તે વેળાનાં આ ગીત છે. પોતે યરૂશાલેમમાં જઇ શકતો નહોતો તેને લીધે જે જે ખેદની લાગણીઓ તેને થતી હતી તે આ ગીતોમાં વર્ણવેલી છે.

સુચના.—આ વર્ગનાં ગીતોમાં નીચેનાં લક્ષણ દેખાય છે.—ઈશ્વર હાલ પણ મારો મદદગાર છે, તેના પર હું હજી ભરોસો રાખીશ, અને છેવટે તે નિશ્ચય મારો છુટકારો કરશે. દાઉદને મંદિરમાં જવાની અત્યંત લલુપતા થાય છે.

VI. દાઉદની જીંદગીના છેલ્લા વખતનાં ગીત.—૨ શમૂ ૨૩; ૧-૭ ની શરૂઆતે લખ્યું છે કે, "દાઉદનાં છેલ્લાં વચનો આ છે." પણ આ પ્રસંગે તેણે ગીતશાસ્ત્રમાંનું કયું ગીત રચ્યું તે જણાતું નથી.

ગીત ૩૭. આ ગીત જો દાઉદકૃત હોય, તો કદાપિ આ વખતનું રચેલું હશે. લાંબા આયુષ્યમાં ચઢતી પડતીનો જે અનુભવ તેને લગતી વાત કલમ ૨–૯ માં મળી આવે છે.

---

## ૨ શમૂએલ કિયાં કિયાં પુસ્તકોને આધારે રચાયું તે વિષે.

શમૂએલનું ૨જું પુસ્તક રચનારના હાથમાં નીચેનાં ચાર વર્ગનાં પુસ્તકો આવ્યાં હશે—

૧) ૨ શમૂએલમાંની બિના બની તે વખતનાં ઐતિહાસિક પુસ્તકો.

એવી જાતનાં પુસ્તકો વિષે કંઇક સુચના ૧ કાળ. ૨૯; ૨૯માં સમાએલી છે, એટલે "શમૂએલ ભવિષ્યદર્શકનો ઈતિહાસ, નાથાન ભવિષ્યવાદીનો ઈતિહાસ, તથા ગાદ ભવિષ્યદર્શકનો ઈતિહાસ." આ ત્રણમાંના બે, એટલે નાથાન તથા ગાદ, એઓનાં પુસ્તકોમાં દાઉદ રાજાની કારકીર્દીને લગતી વાત રહેલી હશે, અને તે વાત શમૂએલના ૨ જા પુસ્તકમાં ઉતારવામાં આવી હશે. નાથાન તથા ગાદ, એ બન્ને લેખકો દાઉદના વખતમાં અમલદાર જેવા જણાય છે. ગાદ વિષે જુઓ ૨ કાળ. ૨૯; ૨૫, અને નાથાન વિષે જુઓ ૨ કાળ, ૨૯; ૨૫: ૨ શમૂ. ૧૨; ૨૫: ૧ રાજા ૧; ૮, ઇત્ય. વળી જ્યારે જ્યારે દાઉદની હાલત વિશેષ બારિક જેવી જણાતી હતી, ત્યારે ત્યારે નાથાન તથા ગાદ બન્ને જણ વચમાં પડયા હતા. ગાદ વિષે જુઓ ૨ શમૂ. ૨૪; ૧૧, અને નાથાન વિષે જુઓ ૨ શમૂ. ૭; ૨, ઇત્ય: ૧૨; ૧.

રામાહમાંના નાયોથમાં એટલે ભવિષ્યવાદીઓના પુત્રોનાં રહેઠાણોમાં શમૂએલ રહેતો હતો એટલુંજ નહિ પણ દાઉદ બહારવટીઓ થયો ત્યારે તે પણ

એ સ્થળે શમૂએલની પાસે રહેવા આવ્યો હતો, ૧ શમૂ. ૧૯; ૧૮. હવે ત્યાંના દફતરખાનામાં પ્રાચીન વખતનાં કેટલાંએક લખાણુ સંઘરેલાં હશે, અને તેમાંથી કંઇ કંઈ વાતો ચુંટી કાઢીને અધિપતિએ ૨ શમૂએલમાં દાખલ કરી હશે.

૨) સમકાળિક નહિ એવાં કેટલાંએક પુસ્તકો.

૧ કાળ. ૨૭; ૨૪માં "દાઉદ રાજાના કાળવૃત્તાંતની તવારીખ" વિષે વાત આવે છે. આ પુસ્તકમાં ઘણુંકરીને રાજકારભારને લગતી કંઇ કંઇ ટીપનો સમાવેશ હશે. જેમકે,

થએલી લડાઇઓની સંક્ષિપ્ત વાત, ૨ શમૂ. ૮; ૧-૧૫.

અમલદારોની ટીપ, ૨ શમૂ. ૮; ૧૬-૧૮: ૨૦; ૨૩-૨૬: ૨૩; ૮-૩૯.

૩) દેશભક્તોનાં રચેલાં લોકપ્રિય કાવ્યો, જેમકે—

યાશારના પુસ્તકમાંથી ઉતારેલી વાત, ૨ શમૂ. ૧; ૧૯-૨૭. એમાં શાઉલ તથા યોનાથાન વિષે દાઉદે જે વિલાપગીત ગાયું તે નોંધેલું છે.

આબ્નેર મારી નખાયો તે વખતનું દાઉદનું વિલાપગીત, ૨ શમૂ. ૩; ૩૩, ૩૪.

યહોવાહે દાઉદને સઘળા શત્રુઓના હાથથી તથા શાઉલના હાથથી છોડાવ્યો તે દિવસે રચેલું દાઉદનું ગીત, ૨ શમૂ. ૨૨. સરખાવો ગીત ૧૮.

દાઉદનાં છેલ્લાં વચનો, ૨ શમૂ. ૨૩; ૧-૭.

૪) પ્રાચીન વખતથી મુખજુબાનીદ્વારે ઉતરી આવેલી વાર્ત્તાઓ.

એવી ઘણીએક વાતો લેખકના જમાનામાં લોકો મધ્યે બેશક ચાલુ હતી, પરંતુ એ વાર્ત્તાઓનો લેખકે કેટલે સુધી ઉપયોગ કર્યો હશે તે વિષે કશું ખાતરીપૂર્વક માલુમ નથી.

## શમૂએલનાં પુસ્તકો રચવાની સાલ વિષે.

ઇસ્રાએલપુત્રોના રાજ્યમાં ફાટફૂટ થઇ ત્યાર પછી થોડી મુદ્દતે (એટલે ઇ. સ. પૂ. ૯૩૮ પછી) આ બે પુસ્તકો રચવામાં આવ્યાં એવું લાગે છે. એના ટેકામાં પ્રમાણુ નીચે મુજબ—

૧) આ પુસ્તકોમાં વાપરેલી રૂઢી તથા શબ્દો અસલ હેબ્રી ભાષાના જેવાં છે. આગળ જતાં ભાષામાં ઓછી વધતી ભ્રષ્ટતા પ્રવેશ પામી, અને તેમાં પરભાષાના શબ્દો દાખલ થયા. પરંતુ એવી ભ્રષ્ટતા તથા એવા નવા શબ્દો આ બે પુસ્તકમાં છેજ નહિ.

૨) જે બિનાની હકીકત આ પુસ્તકોમાં આવે છે તે બિના બન્યા પછી જરા લાંબી મુદ્દતે પુસ્તકો લખવામાં આવ્યાં એવું સંભવે છે.

કેમકે જુઓ—(૧) પ્રાચીન વખતના જે શબ્દોના અર્થ વિષે લોકો અજાણ હતા તેવા શબ્દોનો અર્થ કે ખુલાસો આ પુસ્તકોમાં જણાવ્યો છે, જુઓ ૧ શમુ. ૯ ; ૯. (૨) પ્રાચીન કાળમાં ચાલતા રીતરિવાજ વિષે આ પુસ્તકોમાં ખુલાસો તથા સુચના આપેલાં છે, જુઓ ૨ શમુ. ૧૩ ; ૧૮. (૩) અમુક બાબતો વિષે આ પુસ્તકોમાં અનેક વાર લખેલું છે કે "આજ સુધી" એવું છે. એ પરથી સાફ અનુમાન કરી શકીએ છીએ કે વર્ણવેલી બિના બન્યા પછી લાંબી મુદ્દત વીતી ગઇ હતી, જુઓ ૧ શમુ. ૫ ; ૫ : ૬ ; ૧૮ : ૨૭ ; ૬ : ૩૦ ; ૨૫. ૨ શમુ. ૪ ; ૩ : ૬ ; ૮ : ૧૮ ; ૧૮.

• ૩) ૨ શમુ. ૫ ; ૫ માં દાઉદની કારકીર્દીનાં પુરેપુરાં ચાળીસ વર્ષ વિષે સુચના મળી આવે છે, અને, તે ઉપરાંત, સપ્તતિ ભાષાંતરમાં સમાએલાં શમૂએલનાં પુસ્તકોમાં રહાબઆમની કારકીર્દીને લગતી જાણવાજોગ બે વાત નોંધેલી છે. [ એટલે—૨ શમુ. ૮ ; ૭ માં લખ્યું છે કે, "સુલેમાનના દીકરા રહાબઆમના વખતમાં મિસરના રાજા શિશાકે યરૂશાલેમ પર ચઢાઈ કરીને ત્યાંની સોનાની ઢાલો લીધી." વળી ૨ શમુ. ૧૪ ; ૨૭ માં કહે છે કે, "તામારે સુલેમાનના દીકરા રહાબઆમની સાથે લગ્ન કીધાં, અને પછી તેને પેટે અબિયાહ જન્મ પામ્યો." ]

૪) ૧ શમુ. ૨૭ ; ૬ માં યહુદાહના રાજાઓ વિષે વાત મળી આવે છે. એ પરથી માન્ય કરવું પડે છે કે રાજ્યના બે ભાગ થયા ત્યારે પછી આ પુસ્તકો રચાયાં હતાં.

---

# ૨ જા શમૂએલમાં વર્ણવેલી લડાઇઓ.

| શાસ્ત્રવાકય. | સ્થળ. | બિના. |
|---|---|---|
| ૨ શમૂ. ૨; ૧૨–૩૨. | ગિબ્યોનની પાસે હેલ્કાથ-હાસ્સુરીમ. | બિન્યામીન કુળના બાર માણસ અને યહુદાહના કુળના બાર માણસ લડતાં માર્યાં ગયા. તે દિવસે યુદ્ધ ઘણું ઉગ્ર મચ્યું. છેવટે દાઉદનાં માણસો જીત પામ્યાં, પણ આબ્નેરે દાઉદના ભાણેજ અસાહેલને મારી નાખ્યો. |
| ૨ શમૂ. ૩; ૧, ૨૯–૩૯: ૪; ૧–૧૨. | —— | શાઉલના ઘર તથા દાઉદના ઘર વચ્ચે લાંબી મુદત સુધી (એટલે સાત કે આઠ વરસ સુધી) વિગ્રહ ચાલ્યો, એટલામાં યોઆબે આબ્નેરનું ખુન કર્યું, અને ઇશ-બોશેથના બે સરદાર, એટલે રેખાબ તથા બાઅનાહ, એઓએ ઇશ-બોશેથને મારી નાખ્યો. |
| ૨ શમૂ. ૫; ૬-૯. ૧ કાળ. ૧૧; ૪–૮. | યરૂશાલેમ. | દાઉદે સિયોન કિલ્લો કબજે કરી લીધો, અને પછી તેણે મિલ્લોથી માંડીને અંદરની તમામ જગ્યામાં ઇમારતો ઉઠાવી. |
| ૨ શમૂ. ૫; ૧૭–૨૧. ૧ કાળ. ૧૪; ૮–૧૨. | બઆલ-પરાસીમ. | દાઉદે રફાઇમની ખીણમાં પલિસ્તી ફોજને હરાવી, પલિસ્તીઓએ પોતાની મૂર્તિઓને ત્યાં પડતી મુકી, અને દાઉદ તથા તેનાં માણસો એ મૂર્તિઓને લઈ ગયા. |
| ૨ શમૂ. ૫; ૨૨–૨૫. ૧ કાળ. ૧૪; ૧૩–૧૬. | ગેબાથી ગેઝેર સુધી. | શેતુરવૃક્ષોની ટોચોમાં કૂચ કરવાનો ખળભળાટ સંભળાયો, એટલામાં દાઉદે પલિસ્તીઓ પર ધસી પડીને તેમનો સંહાર કર્યો. |
| ૨ શમૂ. ૮; ૧. ૧ કાળ. ૧૮; ૧. | મેથેગ-આમ્માહ તથા ગાથ. | દાઉદે પલિસ્તીઓને વશ કરીને તેમની પાસેથી મેથેગ-આમ્માહ તથા ગાથ એ બે નગરો લઇ લીધાં. |
| ૨ શમૂ. ૮; ૨. ૧ કાળ. ૧૮; ૨. | મોઆબ દેશ. | દાઉદે મોઆબીઓને હરાવ્યા, પછી તેઓ દાઉદના ખંડીયા થયા. દાઉદે તેમને દોરી વડે માપીને તેમાંથી ⅔ ભાગ જેટલાને મારી નાખ્યા. |

| શાસ્ત્રવાક્ય. | સ્થળ. | બિના. |
|---|---|---|
| ૨ શમૂ. ૮ ; ૩–૮. ૧ કાળ. ૧૮ ; ૩–૬. | હામાથ, બેટાહ, બેરોથાય. | સોબાહનો રાજા હદાદએઝેર ફ્રાત નદીની ગમ કૂચ કરતો હતો, એવામાં દાઉદે તેને હરાવ્યો, અને તેના દેશમાંનાં બે નગરો જીતી લીધાં. |
| ૨ શમૂ. ૮ ; ૫–૧૨. ૧ કાળ. ૧૮ ; ૫–૧૧. | પાલેસ્ટાઇન દેશની ઇશાન દિશામાં. | હવે અરામી ફોજ હદાદએઝેરને મદદ કરવા નીકળી, પરંતુ તે ફોજ પણ હારી ગઇ, અને અરામી લોક દાઉદના ખંડીયા થયા. |
| ૨ શમૂ. ૮ ; ૧૩, ૧૪. ૧ કાળ. ૧૮ ; ૧૨, ૧૩. | અદોમ દેશમાં મીઠાનું નીચાણ. | યોઆબ તથા આબ્શાય છ મહિના સુધી અદોમ દેશ પર ચઢાઇ કરતા રહ્યા, એટલામાં મીઠાના નીચાણ મધ્યે ૧૮૦૦૦ અદોમીઓ માર્યા ગયા. પછી અદોમ દેશ પણ ખંડીયો થયો. સરખાવો ૧ રાજા. ૧૧ ; ૧૫, ૧૬. |
| ૨ શમૂ. ૬ ; ૧૦–૧૪. ૧ કાળ. ૧૯ ; ૬–૧૫. | મેદબા. | આમ્મોનપુત્રો તથા અરામીઓ સંપીલા થઇને સામા થયા. પછી યોઆબે અરામીઓને અને આબ્શાયે આમ્મોનપુત્રોને નસાડ્યા. |
| ૨ શમૂ. ૧૦ ; ૧૫–૧૯. ૧ કાળ. ૧૯ ; ૧૬–૧૯. | હેલામ. | ફ્રાત નદીને પેલે પારથી અરામીઓના કેટલાએક સહાયકારીઓ આવ્યા. પણ એઓ હાર્યાં ગયા ત્યારે અરામીઓ ઈસ્રાએલ સાથે સલાહ કરીને તેમના તાબેદાર થયા. |
| ૨ શમૂ. ૧૧ ; ૧–૨૫ : ૧૨ ; ૨૬–૩૧. ૧ કાળ. ૨૦ ; ૧–૩. | રાબ્બાહ. | આમ્મોનપુત્રોના દેશમાં રાબ્બાહ નગરને ઘેરો ઘાલેલો હતો, તેવામાં દાઉદની કુયુક્તિ પ્રમાણે ઉરીયાહ માર્યો ગયો. પછી રાબ્બાહ નગર હસ્તગત થયું, ત્યાર બાદ દાઉદે પંડે ત્યાં જઇને વિજયી પ્રવેશ કર્યો. |
| ૨ શમૂ. ૧૭ ; ૨૬ : ૧૮ ; ૧–૩૩. | યરદનની પૂર્વ ગમ આવેલું એફ્રાઇમનું વન. | આબ્શાલોમે દંગો કર્યો, ત્યારે યોઆબ તથા આબ્શાય તથા ઈત્તાય એ ત્રણ જણ દાઉદની ફોજ લઇને તેની સામે થયા. આબ્શાલોમનું ડોકું આલોનવૃક્ષની ઘીચ ડાળીઓમાં સપડાયું, ત્યારે યોઆબે તથા તેના શસ્ત્રધારી દસ જુવાનોએ તેને ભાલા વતી મારીને ઠાર કર્યો. |

| શાસ્ત્રવાકય. | સ્થળ. | બિના. |
|---|---|---|
| ૨ શમૂ. ૨૦ ; ૧–૧૨. | આબેલ-બેથ-માઅખાહ. | શેબાએ દંગો કર્યો ત્યારે તેની સામે દાઉદની ફોજ જતી હતી, તેવામાં યોઆબે અમાસા સેનાપતિનું ખુન કર્યું. પછી યોઆબની આગેવાની તળે બેથ-માઅખાહના આબેલને ઘેરો ઘાલવામાં આવ્યો. પણ કોટ પરથી શેબાનું માથું નાખવામાં આવ્યું, ત્યારે દાઉદની ફોજ પાછી વળી. |

# રાજાઓનાં પુસ્તકો વિષે.

## રાજાઓનાં પુસ્તકો રચવાની સાલ વિષે.

જેમ ૧ લું તથા ૨ જું શમૂએલ, તેમજ ૧ લું તથા ૨ જું રાજા મળીને અસલ વખતે એકજ પુસ્તક હતું.

આ પુસ્તકો કઇ સાલમાં રચાયાં તે વિષે બરાબર ખાતરી નથી, પરંતુ તે બાબતને લગતી થોડીએક સુચના પુસ્તકોની અંદરથી મળી આવે છે. ૨ જું રાજાના છેલ્લા અધ્યાયમાં જણાવ્યું છે કે, યહુદાહનો રાજા યહોયાખીન જે બાબેલમાં બંદીવાન તરીકે લઇ જવાયો હતો તેના પર બાબેલના રાજા એવીલ-મરોદાખે મહેરબાની દેખાડી. બાબેલનો એ રાજા ઇ. સ. પૂ. ૫૬૧માં ગાદી પર આવ્યો હતો માટે રાજાઓનાં પુસ્તક ઇ. સ. પૂ. ૫૬૧ પછી રચાયાં હતાં એવું સંભવે છે. વળી યહુદી લોકો બાબેલના બંદીપ્રવાસમાંથી પાછા સ્વદેશ આવશે એવી કંઇ પણ સુચના રાજાઓના પુસ્તકમાં મળી આવતી નથી. બંદીપ્રવાસનો અંત તો ઇ. સ. પૂ. ૫૩૬માં આવ્યો. તે પરથી અનુમાન કરવું જોઇએ કે રાજાઓનાં પુસ્તક ઇ. સ. પૂ. ૫૩૬ પહેલાં રચાયાં હશે.

ઉપલી વાતને આધારે રાજાઓનાં પુસ્તકો રચવાની સાલ ઇ. સ. પૂ. ૫૬૧ તથા ૫૩૬ વચ્ચે સમજવી જોઇએ.

## પુસ્તક લખનારે કયા કયા લેખોનો ઉપયોગ કર્યો ?

આ સવાલનો જવાબ ઘણુંકરીને પુસ્તકની માહેથી મળી આવે છે, કારણ કે આ બે પુસ્તકોની અંદર પ્રાચીન વખતના ઐતિહાસિક લેખો વિષે ઘણી સુચના સમાએલી છે, તે વિષે જુઓ નીચે—

૧) સુલેમાન રાજા વિષે.

૧ રાજા ૧૪; ૨૯ માં લખ્યું છે કે, "સુલેમાનનાં બાકીનાં કૃત્યો તથા તેણે જે સઘળું કર્યું તથા તેનું જ્ઞાન એ બધું સુલેમાનનાં કૃત્યોના પુસ્તકમાં વર્ણવેલું નથી શું ?"

૨) યહુદાહના રાજાઓનો ઇતિહાસ લખતાં ગ્રંથકર્તાએ મુખ્યત્વે કરીને "યહુદાહના રાજાઓનાં કાળવૃત્તાંત" એ નામના પુસ્તકનો વિશેષ ઉપયોગ કર્યો હતો. જુઓ—

રહાબઆમ વિષે, ૧ રાજા ૧૪; ૨૯.—અબીયાહ ૧૫; ૭.—આસા, ૧૫; ૨૩.—યહોશાફાટ, ૨૨; ૪૫. યહોરામ, ૨ રાજા ૮; ૨૩.—યોઆશ

૧૨ ; ૧૯.—અમાસ્યાહ, ૧૪ ; ૧૮.—ઉઝ્ઝીયાહ, ૧૫ ; ૬.—યોથામ, ૧૫ ; ૩૬.—આહાઝ, ૧૬ ; ૧૯.—હિઝ્કીયાહ, ૨૦ ; ૨૦.—મનાશ્શેહ, ૨૧ ; ૧૭.—આમોન, ૨૧ ; ૨૫.—યોશીયાહ, ૨૩ ; ૨૮.—યહોયાકીમ, ૨૪ ; ૫.

૩) તેમજ ઇસ્રાએલના રાજાઓનો ઈતિહાસ લખતાં ગ્રંથકર્તાએ મુખ્યત્વે કરીને "ઇસ્રાએલના રાજાઓના કાળવૃત્તાંત" એ નામના પુસ્તકનો વિશેષ ઉપયોગ કર્યો હતો. જુઓ—

યરોબઆમ વિષે, ૧ રાજા ૧૪ ; ૧૯.—નાદાબ, ૧૫ ; ૩૧.—બાઅશા, ૧૬ ; ૫.—એલાહ, ૧૬ ; ૧૪.—ઝિમ્રી, ૧૬ ; ૨૦.—ઓમ્રી, ૧૬ ; ૨૭.—આહાબ, ૨૨ ; ૩૯.—અહાઝયાહ ૨ રાજા ૧ ; ૧૮.—યેહૂ, ૧૦ ; ૩૪.—યહોઆહાઝ, ૧૩ ; ૧૮.—યહોઆશ, ૧૩ ; ૧૨.—યરોબઆમ ૨ જો, ૧૪ ; ૨૮.—ઝખાર્યાહ, ૧૫ ; ૧૧.—શાલ્લૂમ, ૧૫ ; ૧૫.—મનાહેમ, ૧૫ ; ૨૧. પકાહ્યાહ, ૧૫ ; ૨૬.—પેકાહ, ૧૫ ; ૩૧.

મજકુર ઐતિહાસિક પુસ્તકો ઉપરાંત બીજાં પણ ઘણાંએક પુસ્તકો લોકોમાં મોજુદ હતાં. જેમકે—

૧) "ટીકાગ્રંથ" નામનું પુસ્તક—

ઇદ્દો ભવિષ્યવાદીકૃત (૨ કાળ. ૧૩ ; ૨૨).

૨) "ઇતિહાસ" કે "તવારીખ" નામનાં પુસ્તકો—

નાથાનકૃત (૨ કાળ. ૯ ; ૨૯), શમાયાહકૃત, ઇદ્દોકૃત (૨ કાળ. ૧૨ ; ૧૫), યેહૂકૃત (૨ કાળ. ૨૦ ; ૩૪), યશાયાહકૃત (૨ કાળ. ૨૬ ; ૨૨), હોઝાયકૃત (૨ કાળ. ૩૩ ; ૧૮, ૧૯).

૩) "દર્શન" નામનાં પુસ્તકો—

ઇદ્દોકૃત (૨ કાળ. ૯ ; ૨૯), યશાયાહકૃત (૨ કાળ. ૩૨ ; ૩૨).

૪) "ભવિષ્યવાત" નામનું પુસ્તક—

અહીયાહકૃત (૨ કાળ. ૯ ; ૨૯).

ઉપલી વાત પરથી એવી અટકળ કરી શકીએ છીએ કે જુદા જુદા ઇશ્વર-ભક્તો કે ભવિષ્યવાદીઓ પોતપોતાના જમાનાની તવારીખ લખતા રહેતા હતા. કાળાંતરે એ લેખોમાંથી બિનાઓ ચુંટી કાઢીને બે મુખ્ય ઐતિહાસિક ગ્રંથ રચવામાં આવ્યા, એટલે "યહુદાહના રાજાઓનાં કાળવૃત્તાંત" અને "ઇસ્રાએલના રાજાઓનાં કાળવૃત્તાંત." પરંતુ આગળ જતાં આ બે પુસ્તકોનો સમૂહ કે સંગ્રહ કરવામાં આવ્યો, અને એ સંયુક્ત પુસ્તકને "યહુદાહ તથા ઇસ્રાએલના રાજાઓનું પુસ્તક" (૨ કાળ. ૧૬ ; ૧૧), અથવા "ઇસ્રાએલ

તથા યહુદાહના રાજાઓનું પુસ્તક" (૨ કાળ. ૨૭; ૭), અથવા "રાજાઓનું પુસ્તક" (૨ કાળ. ૨૪; ૨૭) કહે છે.

ઉપલાં પુસ્તકોનો ઉપયોગ કરીને એક લેખકે નિયમગણિત ૧ લું તથા ૨ જું રાજાઓનું પુસ્તક, અને તે પછી બીજા લેખકે નિયમગણિત ૧ લું તથા ૨ જું કાળવૃત્તાંતનું પુસ્તક રચીને પ્રસિદ્ધ કર્યું હશે. એ અધિપતિઓ મજકુર પુસ્તકોમાંથી કંઇ કંઇ બિનાઓ ચુંટી લીધી એટલુંજ નહિ, પણ ચુંટી કાઢેલી બિનાઓને વ્યવસ્થિત રીતે ગોઠવીને પુસ્તકો તૈયાર કર્યાં.

પુસ્તકોની રચના વિષે જે બોધ વર્ણવ્યો છે તે બોધ નીચેની આકૃતિમાં સુચવેલો છે—




ઉપલી વાત પરથી આપણા શીખવામાં આવ્યું કે મુખ્યત્વે કરીને કોઈ કોઇ ભવિષ્યવાદીઓના લેખો પર આધાર રાખીને રાજાઓનાં પુસ્તક લખાયાં હતાં. પરંતુ એવી જાતના લેખોમાં કેવળ દેશના ઇતિહાસને લગતી વાત સમાએલી હતી એવું માનવું વાજબી દિસતું નથી. તે લેખોમાં ઇતિહાસ ઉપરાંત બીજી ઘણી વાતો સમાએલી હશે. તેઓમાં ભવિષ્યવાદીઓનાં કરેલાં પરાક્રમી કામોનું વર્ણન ખાસ કરીને નોંધેલું હશે.

આહાબ રાજાના વખતમાં મૂર્તિપૂજાનો પ્રસાર દેશમાં અતિ ઘણો થયો હતો, માટે મુખ્યત્વે કરીને એ અરસામાં પ્રભુના ખરા ભવિષ્યવાદીઓ ઊભા થયા, અને તેમણે પ્રભુનો સંદેશો વિશેષ બહાદુરીથી પ્રગટ કર્યો. એ કારણને

લીધે ભવિષ્યવાદીઓના લેખોમાં એલીયાહ તથા એલીશા એ બે ઈશ્વરભક્તનું વિવેચન જરા લંબાણથી કરેલું છે, અને એવી કેટલીએક વાત રાજાઓના પુસ્તકમાં આપણી નજરે પડે છે. જેમકે—એલીયાહને લગતી વાત, ૧ રાજા ૧૭; ૧–૧૯; ૨૧ : ૨૦; ૧૭–૨૪ : ૨ રાજા ૨; ૧–૧૮. એલીશાને લગતી વાત, ૧ રાજા ૧૯; ૧૯-૨૧ : ૨ રાજા ૨; ૧-૧૮ : ૨; ૧૯-૨૫ : ૪; ૧-૮; ૧૫ : ૧૩; ૧૪-૨૫. એ ઉપરાંત ઈમ્લાહના દીકરા મીખાયાહે આહાબ રાજા આગળ જે ભવિષ્ય કહ્યું તેનું વર્ણન પણ લખેલું છે, ૧ રાજા ૨૨; ૮-૨૮.

૨ શમૂ. ૭; ૧-૧૭ માં જણાવ્યું છે કે, દાઉદનો દીકરો ગાદી પર બેસશે, તેનું રાજ્ય મહાભારત થશે; અને તેના વિષે વચન આપતાં યહોવાહે કહ્યું કે, "તે મારા નામને સારૂ એક ઘર બાંધશે, ને તેનું રાજ્યાસન હું સદાને માટે સ્થાપિત કરીશ.…જો તે ભુંડાઇ કરશે તો હું મનુષ્યની સોટીથી તથા મનુષ્યપુત્રોના સાટકાથી તેને શિક્ષા કરીશ, પણ…તેની પાસેથી મારી કૃપા લઇ લઈશ નહિ." હવે યહોવાહનું આ વચન ખરેખર પુરૂં પડયું તે વાતનું પ્રમાણ રાજાઓનાં પુસ્તકમાં કહેલું છે. દાઉદને આપેલું યહોવાહનું વચન કેવી રીતે પુરૂં પડયું, મુખ્યત્વે કરીને એ વાત ઉપર આ પુસ્તકોમાં ખાસ ભાર મુકેલો છે.

---

# રાજા તથા કાળવૃત્તાંતમાં વર્ણવેલી લડાઇઓ.

| શાસ્ત્રવાક્ય. | સ્થળ. | રાજ્ય. | બિના. |
|---|---|---|---|
| ૧ રાજા ૧૪; ૨૫-૨૮. ૨ કાળ. ૧૨; ૨-૧૨. | યરૂશાલેમ અને યહુદાહમાંનાં બીજાં કિલ્લેબંધ નગરો. | યહુ | મિસરના રાજા શિશાકે યહુદાહના રાજા રહાબઆમ પર ચઢાઇ કરીને યહોવાહનું મંદિર તથા રાજમહેલ લુટયાં, અને તેમાંનો ભંડાર મિસર દેશમાં લઇ ગયો. |
| ૨ કાળ. ૧૩; ૨-૨૦. | સમારાઇમ. | યહુ. ઇસ્રા. | યહુદાહનો અબીયાહ તથા ઇસ્રાએલનો યરોબઆમ એકબીજાની સામે થયા. એ લડાઇમાં ઇસ્રાએલીઓ હાર્યા, અને તેમનાં પાંચ લાખ માણસ માર્યાં ગયાં. પછી યહુદાહે ઇસ્રાએલના કબજામાંથી બેથેલ તથા યશાનાહ તથા એફ્રાન એ ત્રણ નગર છોડવી લીધાં. |
| ૧ રાજા. ૧૫; ૧૭-૨૨. ૨ કાળ. ૧૬; ૧-૧૦. | પાલેસ્ટાઇનનો ઉત્તર ભાગ. | યહુ. ઇસ્રા. | યહુદાહનો આસા તથા અરામનો બેન-હદાદ ૧લો એ બન્ને સંપીલા થઇને ઇસ્રાએલના બાઅશાની સામે લડયા. બાઅશા રામાહમાં બાંધકામ ચલાવતો હતો તે તેને બંધ કરવું પડયું, અને એ સ્થળેથી પત્થર તથા લક્કડ લઇને આસાએ ગેબાહ તથા મિસ્પાહ બંધાવ્યાં. વળી બેન-હદાદ રાજાએ ઇયોન, દાન, આબેલ-માઇમ, તથા નાફતાલીનાં સર્વ ભંડારનગરો કબજે કર્યાં. |
| ૧ રાજા. ૧૫; ૧૬, ૩૨. | — | યહુ. ઇસ્રા. | યહુદાહના આસા તથા ઇસ્રાએલના બાઅશાની વચ્ચે તેઓના સર્વ દિવસો પર્યંત વિગ્રહ ચાલતો હતો. |
| ૨ કાળ. ૧૪; ૮-૧૫. | મારેશા. | યહુ. | ઝેરાહ કૂશી દશ લાખનું સૈન્ય તથા ત્રણસેં રથો લઇને યહુદાહ પર ચઢી આવ્યો, પણ ઝેરાહ હાર્યો ગયો. પછી આસા તથા જે લોક તેની સાથે હતા તેઓ ગરાર સુધી ઝેરાહની પુઠે લાગ્યા, અને કૂશીઓમાંથી |

| શાસ્ત્રવાક્ય. | સ્થળ. | રાજ્ય. | બિના. |
|---|---|---|---|
| | | | એટલા બધા માર્યા ગયા કે તેઓમાં ફરીથી હોશ આવ્યો નહિ. તેઓ યહોવાહની આગળ નાશ પામ્યા, અને યહુદાહનાં માણસો તેમની પાસેથી અતિ ઘણી લુટ લઇ ગયાં. |
| ૧ રાજા. ૧૫; ૨૭. | ગિબ્બથોન. | ઇસ્રા. | ઈસ્રાએલના રાજા નાદાબે પલિસ્તીઓના ગિબ્બથોનને ઘેરો ઘાલ્યો હતો, તેવામાં બાઅશાએ નાદાબ રાજા વિરૂદ્ધ દંગો કર્યો અને તેને મારી નાખ્યો. |
| ૧ રાજા ૧૬; ૧૫. | ગિબ્બથોન. | ઇસ્રા. | પલિસ્તીઓના ગિબ્બથોનની સામે ઇસ્રાએલીઓએ છાવણી કરી હતી તેવામાં એલાહ રાજા તિર્સાહમાં પીને મસ્ત થયો હતો. એટલામાં રથોના અડધા ભાગના સેનાપતિ ઝિમ્રીએ એલાહને મારી નાખ્યો. |
| ૧ રાજા. ૧૬; ૧૭, ૧૮. | તિર્સાહ. | ઇસ્રા. | લશ્કરના સેનાપતિ ઓમ્રીએ ઝિમ્રી રાજા પર ચઢી આવીને તિર્સાહને ઘેરો ઘાલ્યો. ત્યારે ઝિમ્રી રાજમહેલને આગ સળગાવી પોતે માહે બળી મુઓ. |
| ૧ રાજા. ૧૬; ૨૧, ૨૨. | ઈસ્રાએલી રાજ્યની હદમાં. | ઇસ્રા. | ઓમ્રી તથા તિબ્નીની વચ્ચે માહોમાહે લડાઈ થઇ. લડાઈમાં તિબ્ની હાર્યો તથા માર્યો ગયો. પછી ઓમ્રીએ રાજ્ય કીધું. |
| (મોઆબી પત્થર.) | મેદબા. | ઇસ્રા. | ઓમ્રી રાજાએ મોઆબના રાજા કમોશગાદ પર ચઢાઇ કરીને મેદબા ગામ કબજે કર્યું, અને મોઆબીઓને ખંડીયા કીધા. "ઓમ્રીએ લાંબી મુદત સુધી મોઆબીઓને દબાવ્યા." |
| ૧ રાજા. ૨૦; ૩૪. | રામોથ-ગિલઆદ (?) | ઇસ્રા. | ઓમ્રીના તાબાના ગિલઆદ પ્રદેશમાં કેટલાંએક નગરો અરામીઓના રાજા બેન-હદાદ ૧ લાના હાથમાં આવ્યાં, અને ત્યાર પછી તેણે સમરૂનમાં ચોકચૌટાં બનાવ્યાં. |
| ૧ રાજા. ૨૦; ૧-૨૧. | સમરૂન. | ઇસ્રા. | અરામના રાજા બેન-હદાદ ૨ જાએ સમરૂન નગરને ઘેરો ઘાલ્યો. પણ ૭૦૦૦ ઇસ્રાએલી- |

| શાસ્ત્રવાકય. | સ્થળ. | રાજ્ય. | બિના. |
|---|---|---|---|
| | | | ઓએ નગરમાંથી નીકળીને અરામીઓનો મોટો સંહાર કર્યો. |
| ૧ રાજા. ૨૦ ; ૨૨-૩૧. | અફેક. | ઇસ્રા. | અરામીઓ તથા ઇસ્રાએલીઓ વચ્ચે હજી લડાઇ ચાલતી હતી, એવામાં જો કે અરામીઓ કરતાં ઇસ્રાએલી ફોજના માણસો બહુ ઓછા હતા તો પણ તેઓએ જીત મેળવી. તે પરથી આગલે વખતે કબજે થએલાં ઇસ્રાએલી નગરો અરામીઓની ઝુંસરી તળેથી મુક્ત થયાં (જુઓ ૧ રાજા. ૨૦ ; ૩૪), અને આહાબે દમસ્કમાં પોતાનાં ચોકચૌટાં બનાવ્યાં. |
| ૧ રાજા. ૨૨ ; ૨-૩૮. ૨ કાળ. ૧૮મો અધ્યાય. | રામોથ-ગિલઆદ. | યહુ. ઇસ્રા. | યહુદાહનો યહોશાફાટ તથા ઇસ્રાએલનો આહાબ સંપીલા થઇને અરામના રાજા બેન-હદાદ ૨ જાની સામે થયા. આ પ્રસંગે એક અરામી માણસે અનાયાસે ધનુષ્ય તાણીને આહાબ રાજાને મારી નાખ્યો. ત્યાર બાદ ફોજમાંના પ્રત્યેક યહુદી તથા ઇસ્રાએલી પોત-પોતાના નગરમાં નાસી ગયા. |
| ૨ રાજા. ૧ ; ૧ : ૩ ; ૫. (મોઆબી પત્થર.) | મોઆબ દેશ. | ઇસ્રા. | કમોશગાદનો દીકરો મેશા મોઆબનો રાજા થયો, ત્યારે તેણે ઇસ્રાએલના રાજા અહાઝયાહની ઝુંસરી તળેથી નીકળવાનું કર્યું, મેશાએ મેદબા તથા બીજાં કેટલાંએક નગરોને ઇસ્રાએલના કબજામાંથી છોડવ્યાં. નબોની પડોસમાં ૭૦૦૦ ઇસ્રાએલીઓ માર્યાં ગયા. મોઆબીઓએ ખંડણી ભરવાનું બંધ કર્યું (૨ રાજા. ૩ ; ૪), અને હવે પછી મૃત્યુ સરોવરની પૂર્વ ગમ મોઆબી રાજ્ય બળવાન થવા લાગ્યું. |
| ૨ કાળ. ૨૦; ૧-૩૦. | હાસસોન-તામાર (એન-ગેદી). | યહુ. | યહોશાફાટ રાજાના વખતમાં મોઆબે તો આમ્મોનપુત્રો તથા અદોમીઓ સુદ્ધાં યહુદાહ રાજ્યના અગ્નિખુણા પર ચઢાઇ કરી. તે સમયે યહુદીઓ ઉપવાસ સહિત યરૂશાલેમમાં |

| શાસ્ત્રવાક્ય. | સ્થળ. | રાજ્ય. | બિના. |
|---|---|---|---|
| | | | ભેગા થયા. તકોઆ ગામ પાસે યહુદાહના શત્રુઓ માહોમાંહે લડતાં માર્યાં ગયા. ત્યારબાદ યહુદી ફોજે બરાખાહની ખીણમાં યહોવાહની ઉપકારસ્તુતિ કીધી. |
| ૨ રાજા. ૩ ; ૪-૨૭. | મોઆબ દેશ કીર-હરેસેથ. | યહુ. ઇસ્રા. | ઇસ્રાએલનો યહોરામ, યહુદાહનો યહોશાફાટ તથા અદોમીઓ, એ ત્રણે સંપીલા થઇને મોઆબ દેશની સામે લડવા ગયા. ત્યાં પાણીની ભારે તંગી પડી. તેવામાં એલીશાએ ભવિષ્ય બોલતાં કહ્યું કે, યહોશાફાટની ખાતર તમારો બચાવ થશે, અને મોઆબપુત્રો પુરેપુરા તાબે થશે. આ પ્રસંગે મોઆબના રાજા મેશાએ પોતાના જ્યેષ્ઠ દીકરાને કમોશ દેવની આગળ અર્પી દીધો. પછી સંપીલી ફોજે કંટાળીને કીર-હરેસેથનો ઘેરો ઉઠાવી લીધો, અને તેઓ પોતપોતાના દેશમાં પાછા આવ્યા. |
| ૨ રાજા. ૬ ; ૮-૨૩. | દોથાન, સમરૂન. | ઇસ્રા. | અરામના રાજા બેન-હદાદ ૨ જાનાં ધાડ પાડનાર ટોળાં ઇસ્રાએલના યહોરામની સામે ચઢી આવ્યાં. દોથાન ગામમાં એલીશા તેઓના હાથમાંથી સટકી ગયો. એલીશાની પ્રાર્થના મુજબ અરામી સીપાઇઓ આંધળા થયા, ત્યારે તે તેમને સમરૂનની અંદર લઇ આવ્યો. |
| ૨ રાજા. ૬ ; ૨૪-૭ ; ૨૦. | સમરૂન. | ઇસ્રા. | અરામીઓએ સમરૂન નગરને ઘેરો ઘાલ્યો હતો, તે પરથી ઇસ્રાએલના રાજા યહોરામે એલીશા પર શક આણીને તેનો જીવ લેવાનું વિચાર્યું. હવે સમરૂનમાં ઘણી મોંઘવારી થઈ. તેવામાં યહોવાહે અરામી ફોજને ચમત્કારિક રીતે બીવડાવી, તે પરથી તમામ ફોજ ત્યાંથી નાસી ગઈ, અને સમરૂની લોકોને પુષ્કળ અનાજ મળ્યું. |

| શાસ્ત્રવાક્ય. | સ્થળ. | રાજ્ય. | બિના. |
|---|---|---|---|
| ૨ રાજા. ૮; ૨૦–૨૨. ૨ કાળ. ૨૧; ૮–૧૦. | સાઇર. | યહુ. | અદોમીઓ યહુદાહના યહોરામની વિરૂદ્ધ ચોતરફ ઊભા થયા. પણ યહોરામે રાતની વખતે તેમના પર હુમલો કરીને તેમને હરાવ્યા. એમ છતાં પણ અદોમી દંગો છેવટ સફળ થયો, અને અદોમી લોક યહુદાહની ઝુંસરી તળેથી નીકળી ગયા. |
| ૨ રાજા. ૮; ૨૨. ૨ કાળ. ૨૧; ૧૦. | લિબ્નાહ. | યહુ. | લિબ્નાહ ગામના રહેવાસીઓ યહોરામ વિરૂદ્ધ દંગો કરીને ચઢી આવ્યા. પછી તેઓએ પલિસ્તીઓ સાથે સંપ કીધો એવું સંભવે છે. |
| ૨ કાળ. ૨૧; ૧૬, ૧૭. | યહુદાહ દેશ તથા યરૂશાલેમ. | યહુ. | પલિસ્તીઓ તથા અરબો સંપીલા થઇને યહુદાહ પર ચઢી આવ્યા. તેઓએ યરૂશાલેમમાં આવીને યહોરામ રાજાની સર્વ સંપત્તિ લુટી લીધી, અને તેની રાણીઓનું તથા દીકરાઓનું હરણ કીધું. તેથી યહોઆહાઝ જે સૌથી નાનો દીકરો તે શિવાય યહોરામ રાજાને એક પણ દીકરો રહ્યો નહિ. |
| ૨ રાજા. ૮; ૨૮, ૨૯. ૨ કાળ. ૨૨; ૫–૭. | રામોથ-ગિલઆદ. | યહુ. ઇસ્રા. | ઇસ્રાએલનો યહોરામ તથા યહુદાહનો અહાઝયાહ (યહોઆહાઝ) એ બન્ને સંપીલા થઈને અરામના રાજા હઝાએલની સામે લડવા નીકળ્યા. રામોથ-ગિલઆદ નગર ઇસ્રાએલના કબજામાં આવ્યું. પરંતુ ઇસ્રાએલનો રાજા યહોરામ ઘાયલ થઇને યિઝ્રએલમાં નાસીને આવ્યો. |
| ૨ રાજા. ૯; ૨૧–૨૮. ૨ કાળ. ૨૨; ૭–૯. | યિઝ્રએલ (નાબોથની વાડી). | યહુ. ઇસ્રા. | યહુદાહનો રાજા અહાઝયાહ ઈસ્રાએલના રાજા યહોરામની મુલાકાત કરવા આવ્યો, તે વખતે યેહૂએ ઈસ્રાએલના રાજાની સામે દંગો ઉઠાવ્યો અને તેને તીર મારીને મારી નાખ્યો. વળી યહુદાહનો રાજા અહાઝયાહ નાસતાં નાસતાં ઘાયલ થયો, અને પછી તે મગિદ્દોમાં મરણ પામ્યો. |

| શાસ્ત્રવાક્ય. | સ્થળ. | રાજ્ય. | બિના. |
|---|---|---|---|
| ૨ રાજા. ૧૦; ૩૨, ૩૩. | યરદનની પૂર્વ ગમનો પ્રદેશ. | ઈસ્રા. | અરામના રાજા હઝાએલે યરદનની પૂર્વ ગમનાં અઢી કુળ પર ચઢાઇ કરી, અને તેણે ઇસ્રાએલીઓને તેઓની સઘળી સીમોમાં માર્યાં. |
| (કાળા પત્થરનો સ્તંભ.) | —— | ઈસ્રા. | આસ્શૂરનો રાજા શાલમાનેસેર ૨જો ઈસ્રાએલની સામે લડવા આવ્યો. ત્યારે યેહૂએ આસ્શૂરને ખંડણી ભરવાનું કબુલ કર્યું. |
| ૨ રાજા. ૧૩; ૧, ૩, ૭, ૨૨, ૨૫. | —— | ઈસ્રા. | અરામનો રાજા હઝાએલ અને તેની પછીનો જે રાજા એટલે બેન-હદાદ ૩ જો, એઓએ ઈસ્રાએલનો નાશ કરવાનું ઇચ્છીને પચાસ સવારો તથા દસ રથો તથા દસ હજાર પાયદળ શિવાય બીજા કોઇ સિપાઇઓને યહોઆહાઝ રાજાની પાસે રહેવા દીધા નહિ. વળી યહોઆહાઝના હાથમાંથી કોઇ કોઈ નગર બેન-હદાદ ૩જાએ લઇ લીધાં. |
| ૨ રાજા. ૧૨; ૧૭, ૧૮. ૨ કાળ. ૨૪; ૨૩–૨૫. | ગાથ, યરૂશાલેમ. | યહુ. | અરામના રાજા હઝાએલે યહુદાહનું ગાથ નગર સર કીધું. પછી તેણે યહુદાહની મોટી ફોજને પણ હરાવી, અને યહુદી લોકના સર્વ સરદારોનો નાશ કીધો. વળી યહુદાહના રાજાઓએ જે પવિત્ર વસ્તુઓ મંદિરમાં અર્પણ કરી હતી તે વસ્તુઓ અરામીઓએ લુટી લીધી, અને પછી અરામીઓ યહુદાહના રાજા યહોઆશને ઘણી બિમાર હાલતમાં મુકી ગયા. |
| ૨ કાળ. ૨૫; ૫–૧૦, ૧૩. | સમરૂનથી બેથ-હોરોન સુધી. | યહુ. ઇસ્રા. | યહુદાહના રાજા અમાસ્યાહે એક લાખ ઇસ્રાએલી માણસોને સિપાઇ દાખલ રાખ્યા હતા, પણ પછી તેણે તેમને નોકરીમાંથી વિદાય કીધા. તે પરથી એ ઇસ્રાએલીઓએ સમરૂનથી બેથ-હોરોન સુધીનાં ગામડાં લુટયાં, અને તેમાંનાં ત્રણ હજાર માણસને મારી નાખ્યાં. |

| શાસ્ત્રવાક્ય. | સ્થળ. | રાજ્ય. | બિના. |
|---|---|---|---|
| ૨ રાજા. ૧૩; ૨૦, ૨૧. | —— | ઇસ્રા. | ઇસ્રાએલના રાજા યહોઆશની સામે કેટલાએક મોઆબીઓ નીકળ્યા. તેઓ ધાડ પાડતા હતા તેવામાં એક ઇસ્રાએલી માણસને દાટવા જતાં તેનું મુડદું એલીશાની કબરમાં ઉતાર્યું. પણ એલીશાનાં હાડકાંને અડકતાંજ તે મુએલો માણસ જીવતો થયો. |
| ૨ રાજા. ૧૩; ૧૪–૧૯,૨૫. | અફેક. | ઇસ્રા. | ઇસ્રાએલના રાજા યહોઆશે અરામીઓના રાજા બેન-હદાદ ૩જાની સામે લડતાં તેના પર ત્રણ વાર જીત મેળવી; અને એ પ્રમાણે એલીશાનું ભવિષ્ય પુરૂં પડયું. વળી હઝાએલના તથા બેન-હદાદ ૩જાના વખતમાં જે જે ઇસ્રાએલી નગરો અરામી રાજ્યના કબજામાં ગયાં હતાં તે નગરો ફરીથી ઇસ્રાએલના કબજામાં આવ્યાં. |
| ૨ રાજા. ૧૪; ૭. ૨ કાળ. ૨૫; ૧૧-૧૬. | મીઠાનું મેદાન તથા સેલા. | યહુ | યહુદાહના રાજા અમાસ્યાહે અદોમ દેશ પર ચઢાઇ કરી, તેવામાં તેણે મીઠાના મેદાનમાં દસ હજાર અદોમીઓને મારી નાખ્યા. વળી બીજા દસ હજારને ખડક પરથી ગબડાવી દીધા, અને સેલા નગરને યુદ્ધમાં સર કરીને તેનું નામ યોક્તએલ પાડયું. |
| ૨ રાજા. ૧૪; ૮-૧૪. ૨ કાળ. ૨૫; ૧૭-૨૫. | યહુદાહમાંનું બેથ-શેમેશ. | યહુ. ઇસ્રા. | યહુદાહના અમાસ્યાહે ઇસ્રાએલના યહોઆશને યુદ્ધમાં ઉતરવાનું કહ્યું. ત્યારે યહોઆશે જવાબમાં એરેજવૃક્ષ તથા ઉંટકંટારીનું દષ્ટાંત કહી મોકલ્યું. છેવટે બન્ને જણ રણક્ષેત્રમાં ઉતર્યાં, ત્યારે અમાસ્યાહ હાર્યો ગયો અને બેથ-શેમેશમાં બંદીવાન કરાયો. |
| ,, ,, | યરૂશાલેમ. | યહુ. ઇસ્રા. | ઇસ્રાએલના યહોઆશે યરૂશાલેમ નગરનો કોટ. ૪૦૦ હાથ તોડી પાડયો, કેટલાએક મુખ્ય માણસોને જામીન દાખલ પકડી ગયો, અને મંદિરમાંથી તથા રાજમહેલમાંથી પુષ્કળ લુટ લઇને ચાલતો થયો. |

| શાસ્ત્રવાક્ય. | સ્થળ. | રાજ્ય. | બિના. |
|---|---|---|---|
| ૨ રાજા. ૧૪; ૨૫, ૨૮. | દમસ્ક, હમાથ | ઇસ્રા. | યરોબઆમ રાજાએ દમસ્ક તથા હમાથ જે યહુદાહનાં હતાં તે ઇસ્રાએલને સારૂ મેળવ્યાં. |
| આમોસ ૬; ૧૪. યશા. ૧૫; ૧, ૨. | મોઆબ તથા આમ્મોન દેશ | ઇસ્રા. | યરોબઆમ રજાએ મોઆબ તથા આમ્મોનપુત્રોના જે રાજાઓ હતા તેઓને તાબે કર્યાં, નહિ તો તેમને ખંડીયા કીધા, એવું જણાય છે. |
| ૨ કાળ. ૨૬; ૬. | પલેશેથ. | યહુ. | યહુદાહના રાજા ઉઝીયાહે ચઢાઇ કરીને પલિસ્તીઓનાં ગાથ તથા યાબ્નેહ તથા આસ્દોદ એ ત્રણ નગરના કોટ તોડી પાડયા. વળી આસ્દોદ પ્રાંતમાં તથા પલિસ્તીઓ મધ્યે તેણે નગરો બાંધ્યાં. |
| ૨ કાળ. ૨૬; ૭. | નેગેબ. | યહુ. | જે અરબો ગૂર-બઆલમાં વસતા હતા તેઓને વિરૂદ્ધ તથા મેઉનીઓની વિરૂદ્ધ દેવે યહુદાહના રાજા ઉઝીયાહને સહાય કીધી. |
| ૨ રાજા. ૧૫; ૧૬. | તિફસાહ. | ઇસ્રા. | તિફસાહના રહેવાસીઓએ ઇસ્રાએલના રાજા મનાહેમને માટે દરવાજો ન ઉઘાડયો, તે માટે તેણે ત્યાંના સર્વ રહેવાસીઓને માર્યાં અને તેમાંની સર્વ ગર્ભવતી સ્ત્રીઓને ચીરી. |
| ૨ રાજા. ૧૫; ૧૯,૨૦. | ઇસ્રાએલી રાજ્યની ઉત્તર હદ. | ઇસ્રા. | ઇસ્રાએલના મનાહેમે આશ્શૂરના રાજા પૂલને એક હજાર તાલંત રૂપું આપ્યું, તે માટે આશ્શૂરનો રાજા પાછો ફર્યો, અને ઈસ્રાએલની ગાદી મનાહેમના હાથમાં રહી. |
| ૨ કાળ. ૨૭; ૫. | આમ્મોન દેશની સરહદ. | યહુ. | આમ્મોનપુત્રોએ દંગો કર્યો, પણ યહુદાહના રાજા યોથામે તેઓને હરાવ્યા, અને વધારેલી ખંડણી ત્રણ વરસ સુધી ભરી આપવાની તેમને માથે ફરજ પાડી. |
| ૨ રાજા. ૧૫; ૩૭. | યહુદાહ દેશ. | યહુ. ઈસ્રા. | યહુદાહના રાજા પર અરામના રાજા રસીનને તથા રમાલ્યાહના દીકરા પેકાહને યહોવાહ મોકલવા મંડયો. |

| શાસ્ત્રવાક્ય. | સ્થળ. | રાજ્ય. | બિના. |
|---|---|---|---|
| ૨ રાજા. ૧૬; ૫. યશા. ૭; ૧-૭. | યરૂશાલેમ. | યહુ. ઇસ્રા. | અરામના રસીને તથા ઇસ્રાએલના પેકાહે યહુદાહના આહાઝને બદલે ટાબએલના દીકરાને યહુદાહની ગાદી પર બેસાડવાનું ઇચ્છીને યરૂશાલેમને ઘેરો ઘાલ્યો, પણ તેમની ધારણા પાર પડી નહિ. |
| ૨ રાજા. ૧૬; ૬. ૨ કાળ. ૨૮; ૫. | એલાથ. | યહુ. | અરામના રસીને એલાથ નગર ફરીથી અરામના કબજામાં આણ્યું, અને તે નગરમાંથી ઘણા યહુદીઓને કાઢી મુકયા. વળી રસીન કેટલાએક યહુદીઓને બંદીવાન કરીને ત્યાંથી દમસ્ક લઇ ગયો. |
| ૨ કાળ. ૨૮; ૬-૧૫. | યહુદાહ દેશ. | યહુ. ઇસ્રા. | ઇસ્રાએલના પેકાહે યહુદાહના આહાઝ પર ચઢાઇ કરીને તેનાં ૧,૨૦,૦૦૦ માણસને મારી નાખ્યાં, અને ૨ લાખ માણસને કેદી કરીને સમરૂનમાં લઇ ગયો. પણ ઓદેદ ભવિષ્યવાદીનો બોધ માન્ય રાખીને તેણે તેઓને છુટા કરીને પાછા યહુદાહ દેશમાં મોકલ્યા. |
| ૨ કાળ. ૨૮; ૧૭. | યહુદાહ દેશ. | યહુ. | યહુદાહના રાજા આહાઝના વખતમાં અદોમીઓ ફરીથી આવ્યા, અને યહુદાહને મારીને કેટલાએક માણસોને બંદીવાન કરીને લઇ ગયા. |
| ૨ કાળ. ૨૮; ૧૮. | યહુદાહનો દક્ષિણ ભાગ. | યહુ. | આહાઝ રાજાના વખતમાં પલિસ્તીઓએ પણ યહુદાહના દક્ષિણ ભાગમાંનાં નગરો પર ચઢાઇ કરી, અને તેઓ ત્યાંનાં કેટલાંએક નગરોને સર કરીને તેમાં વસ્યા. |
| ૨ રાજા. ૧૫; ૨૯: ૧૬; ૧૦-૧૮. આમોસ ૧;૫ | દમસ્ક તથા સમરૂન. | યહુ. ઇસ્રા. | આશ્શૂરના રાજા તિગ્લાથ-પિલેસેરે અરામના રાજા રસીનની સામે લડીને દમસ્ક નગર સર કર્યું, રસીન રાજાને મારી નાખ્યો, અને દમસ્કમાંના લોકોને પકડીને કિર લઈ ગયો. વળી તિગ્લાથ-પિલેસેર નાફતાલીનો આખો દેશ સર કરીને ત્યાંના રહેવાસીઓને આશ્શૂરમાં |

| શાસ્ત્રવાક્ય. | સ્થળ. | રાજ્ય. | બિના. |
|---|---|---|---|
| | | | લઇ ગયો (ઇસ્રાએલનો ૧ લો બંદીપ્રવાસ. ઇ. સ. પૂ. ૭૩૪). |
| ૨ રાજા. ૧૭; ૩. | ઇસ્રાએલી દેશની ઇશાન સીમ. | ઇસ્રા. | આસ્શૂરનો રાજા શાલ્માનેસેર ૪ થો ઇસ્રાએલ પર ચઢી આવ્યો. એ પ્રસંગે ઇસ્રાએલના રાજા હોશીઆએ આસ્શૂરનો ચાકર થઇને તેને ખંડણી ભરવાનું કબુલ કર્યું. |
| ૨ રાજા. ૧૭; ૫, ૬, ૨૪: ૧૮; ૯-૧૨. | સમરૂન. | ઇસ્રા. | ઇસ્રાએલના રાજા હોશીઆએ આસ્શૂરને ખંડણી ભરવાનું પડતું મુકી મિસરના રાજા સો સાથે સંપ કીધો. ત્યારે આસ્શૂરનો રાજા શાલ્માનેસેર ૪ થો ઇસ્રાએલની સામે લડવા આવ્યો. તેણે હોશીઆ રાજાને બંદીવાન કર્યો, અને ત્રણ વરસ સુધી સમરૂન નગરને ઘેરો ઘાલી રાખ્યો, તે દરમિયાન સાર્ગોન બળાત્કાર કરીને આસ્શૂરની ગાદી પચાવી પડયો; અને તેના વખતમાં સમરૂન નગર આસ્શૂરને તાબે થયું. સાર્ગોને ત્યાંના ૨૭૨૦૦ માણસોને પકડીને તેમને આસ્શૂર તથા માદી દેશમાં રહેવા મોકલ્યા (ઇસ્રાએલનો ૨ જો બંદીપ્રવાસ. ઇ. સ. પૂ ૭૨૨). |
| ૨ રાજા. ૧૮; ૭. | યહુદાહ દેશ. | યહુ. | યહુદાહના રાજા હિઝકીયાહે આસ્શૂરના સાર્ગોનની સામે ઉઠીને તેની સેવા ન કીધી. |
| ૨ રાજા. ૧૮; ૮. | પલેશેથ દેશ. | ,, | હિઝકીયાહ રાજાએ ગાઝઝાહ તથા તેની સરહદ સુધી પલિસ્તીઓને માર્યા. |
| ૧ કાળ. ૪; ૨૪,૪૧-૪૩. | સેઇર પર્વત. | ,, | અદોમ દેશમાં અમાલેકીઓનો જે શેષ રહેતો હતો તેમને પાંચસેં સિમઓનીઓએ ત્યાંથી કાઢી મુકયા; અને સિમઓનપુત્રો પોતે સેઇર પર્વતમાં વસવા લાગ્યા. |
| ૨ રાજા. ૧૮; ૧૩-૧૬. ૨ કાળ. ૩૨; ૧-૮. યશા. ૩૬; ૧. | યહુદાહનાં નગરો. | ,, | આસ્શૂરના રાજા સાન્હેરીબે યહુદાહ પર ચઢાઇ કરીને ૪૬ કોટવાળાં નગરો તાબે કીધાં, અને તેમાંનાં બે લાખ માણસને બંદીવાન કર્યાં. પછી તેણે યરૂશાલેમ પર |

| શાસ્ત્રવાક્ય. | સ્થળ. | રાજ્ય. | બિના. |
|---|---|---|---|
| | | | ચઢાઈ કરવાનું રૂપ દેખાડયું, એટલામાં હિઝકીયાહ રાજાએ મંદિરમાંથી તથા રાજ-મહેલમાંથી સોનું રૂપું લઇને સાન્હેરીબ પર ખંડણી દાખલ મોકલ્યું. |
| ૨ રાજા. ૧૯; ૯-૩૬. ૨ કાળ. ૩૨; ૨૧, ૨૨. યશા. ૩૭; ૮-૩૭. | લિબ્નાહની પાસે. | યહુ. | મિસર દેશના તિર્હાકાહ નામના હબશી રાજાને હિઝકીયાહ સાથે સંપ હતો, તેથી તિર્હાકાહ રાજા સાન્હેરીબની સામે લડવા નીકળ્યો. એટલામાં સાન્હેરીબે હિઝકીયાહ પર ધમકીભરેલો પત્ર મોકલ્યો. આ પત્ર હિઝકીયાહે મંદિરમાં યહોવાહની આગળ ધર્યો અને તેની પાસેથી સહાય માગી. પછી તેજ રાત્રે યહોવાહના દૂતે આસ્શૂરી ફોજમાંનાં એક લાખ પંચાસી હજાર માણસને મારી નાખ્યાં. તે પરથી સાન્હેરીબ ત્યાંથી ચાલતો થઇને સ્વદેશ ગયો અને નીનવેહમાં જઇ રહ્યો. |
| ૨ કાળ. ૩૩; ૧-૧૩. ૨ રાજા. ૨૧; ૧૨, ૧૩. | યરૂશાલેમ. | ,, | આસ્શૂરનો રાજા આસ્શૂરબાનીપાલ (?) યહુદાહ પર ચઢાઇ કરીને મનાસ્શેહ રાજાને બાબેલમાં લઇ ગયો. પરંતુ ત્યાં ત્રણ વરસ રહ્યા બાદ મનાસ્શેહ પસ્તાવિક મનનો થયો. પછી તે છુટો થઇને યહુદાહ દેશમાં પાછો આવ્યો. |
| ૨ રાજા. ૨૩; ૨૯. ૨ કાળ. ૩૫; ૨૦-૨૪. | મગિદ્દો. | ,, | મિસરનો રાજા ફારૂન નકોહ બાબેલના રાજા નબોપેલાસારની સામે ચઢાઇ કરવા નીકળ્યો. એ ફારૂન યહુદાહ દેશની હદમાં થઇને કૂચ કરતો હતો, ત્યારે યોશીયાહ તેને અટકાવવા ઊભો થયો, પણ મગિદ્દોની લડાઇમાં તીરથી તે માર્યો ગયો. |
| ૨ રાજા. ૨૩; ૩૧-૩૩. ૨ કાળ. ૩૬; ૧-૪. | યરૂશાલેમ. | ,, | ફારૂન નકોહે ફ્રાત નદી આગળથી પાછા વળતાં યરૂશાલેમમાં યહોઆહાઝ રાજાને પદ-ભ્રષ્ટ કીધો, અને તેને પોતાની સાથે મિસર દેશમાં લઇ ગયો. વળી તેણે યહોઆહાઝના |

| શાસ્ત્રવાકય. | સ્થળ. | રાજ્ય. | બિના. |
| --- | --- | --- | --- |
| | | | ઓરમાન ભાઇ એલીયાકીમનું નામ યહોયાકીમ પાડીને તેને યહુદાહની ગાદી પર બેસાડયો. |
| ૨ રાજા. ૨૪; ૧. દાની. ૧; ૧, ૨. | યરૂશાલેમ. | યહુ. | બાબેલના રાજા નબોપેલાસારના દીકરા નબૂખાદનેસ્સારે યરૂશાલેમને ઘેરો ઘાલ્યો. આ પ્રસંગે મંદિરમાંનાં કેટલાંએક પાત્રોને બાબેલ લઇ ગયો. વળી એજ વખતે દાનીયેલ તથા બીજા કેટલાએક કુલીન જુવાનોને બંદીવાન કરીને બાબેલમાં તેણે આણ્યા. (યહુદાહનો ૧ લો બાબેલ બંદીપ્રવાસ, ઇ. સ. પૂ. ૬૦૬—બંદીપ્રવાસનાં સિત્તેર વરસ એટલે ઇ. સ. પૂ. ૬૦૬–૫૩૬ હશે.) |
| ૨ રાજા. ૨૪; ૧, ૨. | યરૂશાલેમ તથા આસપાસનો પ્રદેશ. | ,, | યહોયાકીમ રાજાએ ફરી જઇને બાબેલના રાજા નબૂખાદનેસ્સાર વિરૂદ્ધ બંડ કીધું. પછી યહોવાહે યહોયાકીમ વિરૂદ્ધ કાસ્દીઓની તથા અરામીઓની તથા મોઆબીઓની તથા આમ્મોનપુત્રોની ટોળીઓ મોકલી. હા, યહોવાહે તેમને યહુદાહની વિરૂદ્ધ તેમનો નાશ કરવા સારૂ મોકલી. |
| ૨ કાળ. ૩૬; ૬, ૭. યિર્મે. ૨૨; ૧૯. | યરૂશાલેમ. | ,, | બાબેલના રાજા નબૂખાદનેસ્સારે યરૂશાલેમને ઘેરો ઘાલ્યો હતો. તે અરસામાં સહેજ હુલ્લડમાં યહોયાકીમ માર્યો ગયો, અને યરૂશાલેમની ભાગળોની બહાર ગધેડું દટાય તેમ તે દટાયો. પછી તેને બદલે તેનો દીકરો યહોયાખીન યહુદાહની ગાદીએ બેઠો. |
| ૨ રાજા. ૨૪; ૧૦–૧૬. ૨ કાળ. ૩૬; ૯, ૧૦. | યરૂશાલેમ. | ,, | યહોયાખીને ત્રણ મહિના રાજ્ય કર્યું. એટલામાં નબૂખાદનેસ્સાર રાજા યરૂશાલેમ નગર લુટીને પુષ્કળ લોકોને બંદીપ્રવાસમાં લઇ ગયો. એઓમાં યહોયાખીન રાજા, તેની મા નહુસ્તા, તથા હઝકીએલ ભવિષ્યવાદી હતાં. (યહુદાહનો ૨ જો બાબેલ બંદીપ્રવાસ, |

| શાસ્ત્રવાક્ય. | સ્થળ. | રાજ્ય. | બિના. |
|---|---|---|---|
| | | | ઇ. સ. પૂ. ૫૯૭.) પછી નબૂખાદનેસ્સારના ઠરાવ મુજબ યહોયાખીનનો કાકો સિદકીયાહ રાજા થયો. |
| ૨ રાજા. ૨૫; ૧–૭. ૨ કાળ. ૩૬; ૧૩. યિર્મે. ૫૨; ૪–૧૧. | યરૂશાલેમ તથા યરેખો. | યહુ | અઢાર મહિના સુધી બાબેલની ફોજે યરૂશાલેમને ઘેરો ઘાલી રાખ્યો. છેવટે તે નગર હસ્તગત થયું. વળી સિદકીયાહ રાજા યરૂશાલેમથી યરેખો તરફ નાસી જતાં પકડાયો. પછી તેને રિબ્લાહમાં આણીને ત્યાં તેની આંખો ફોડી નાખી. છેવટે તે બાબેલમાં બંદીવાન તરીકે મરણ પામ્યો. |
| ૨ રાજા. ૨૫; ૮–૨૨. ૨ કાળ. ૩૬; ૭–૨૧. | યરૂશાલેમ. | ,, | યરૂશાલેમ હસ્તગત થયા પછી એક મહિને નબૂખાદનેસ્સારના સેનાપતિ નબૂઝારઅદાને યરૂશાલેમમાં પેસીને ત્યાંનું મંદિર તથા રાજમહેલ તથા મોટી ઇમારતો બાળી નાખ્યાં. તેણે યરૂશાલેમનો કોટ પણ તોડી પાડયો, અને જેઓ સૌથી ગરીબ તેઓને બાદ કરતાં બાકીના બધા રહેવાસીઓને બાબેલમાં લઇ ગયો. (યહુદાહનો ૩ જો બાબેલ બંદીપ્રવાસ ઇ. સ. પૂ. ૫૮૬.) આ વખતે તેણે યરૂશાલેમના ૭૦ મુખ્ય માણસોને રિબ્લાહમાં લઇ જઇને તેમને નબૂખાદનેસ્સારના હુકમ મુજબ મારી નાખ્યા. |
| યિર્મે. ૫૨; ૩૦. | યહુદાહ દેશ. | ,, | નબૂઝારઅદાન યહુદાહના ૭૪૫ યહુદીઓને કેદી કરીને બંદીપ્રવાસમાં લઇ ગયો. (યહુદાહનો ૪ થો બાબેલ બંદીપ્રવાસ ઇ. સ. પૂ. ૫૮૧.) |

# રાજાઓ તથા ભવિષ્યવાદીઓની ટીપ.

A. યહુદાહનું રાજ્ય.

૧) રહાબઆમ રાજા.
શમાયાહ, ૧ રાજા. ૧૨ ; ૨૨–૨૪.

૨) અબીયાહ રાજા.
ઇદ્દો, ૨ કાળ. ૧૩ ; ૨૨.

૩) આસા રાજા.
અઝાર્યાહ, ૨ કાળ. ૧૫ ; ૧–૮.
હનાની, ૨ કાળ. ૧૬ ; ૭–૧૦.

૪) યહોશાફાટ રાજા.
મીખાયાહ, ૧ રાજા. ૨૨ ; ૮–૨૮.
હનાનીનો પુત્ર યેહૂ, ૨ કાળ. ૧૯ ; ૨, ૩.
યહાઝીએલ, ૨ કાળ. ૨૦ ; ૧૪–૧૭.
અલીએઝેર, ૨ કાળ. ૨૦ ; ૩૭.
એલીશા, ૨ રાજા. ૩ ; ૧૧–૧૯.

૫) યહોરામ રાજા.
એલીયાહ, ૨ કાળ. ૨૧ ; ૧૨–૧૫.
ઓબાદ્યાહ, ભવિષ્યપુસ્તક લખનાર.

૬) અહાઝયાહ રાજા.
ભવિષ્યવાદી કોઈ નહિ.

૭) અથાલ્યાહ રાણી.
ભવિષ્યવાદી કોઈ નહિ.

૮) યોઆશ રાજા.
યહોયાદા યાજક, ૨ રાજા. ૧૧ ; ૧૨. ૨ કાળ. ૨૩ ; ૨૪.
ઝખાર્યાહ યાજક, ૨ કાળ. ૨૪ ; ૨૦–૨૪. માત્થી ૨૩ ; ૩૫.
યોએલ, ભવિષ્યપુસ્તક લખનાર.

૯) અમાસ્યાહ રાજા.
(નનામો) ઇશ્વરભક્ત, ૨ કાળ. ૨૫ ; ૭–૯.
(નનામો) ભવિષ્યવાદી, ૨ કાળ. ૨૫; ૧૫, ૧૬.

૧૦) ઉઝ્ઝીયાહ રાજા.

યશાયાહ, યશા. ૧ ; ૧. ૨ કાળ. ૨૬ ; ૨૨.
ઝખાર્યાહ, ૨ કાળ. ૨૬ ; ૫.
૧૧) યોથામ રાજા.
યશાયાહ, ૧ ; ૧.
મીખાહ, મીખા. ૧ ; ૧.
૧૨) આહાઝ રાજા.
યશાયાહ, યશા. ૧ ; ૧.
મીખાહ, મીખા. ૧ ; ૧.
ઓદેદ, ૨ કાળ. ૨૮ ; ૯–૧૫.
૧૩) હિઝકીયાહ રાજા.
યશાયાહ, યશા. ૧ ; ૧.
મીખાહ, મીખા. ૧ ; ૧.
૧૪) મનાસ્શેહ રાજા.
યશાયાહ, (એનું મૃત્યુ, ૨ રાજા. ૨૧ ; ૧૬).
૧૫) આમોન રાજા.
નાહૂમ ભવિષ્યપુસ્તક લખનાર.
૧૬) યોશીયાહ રાજા.
હુલ્દાહ ભવિષ્યવાદેણ, ૨ રાજા. ૨૨ ; ૧૪–૨૦.
નાહૂમ.
સફાન્યાહ, સફા. ૧ ; ૧.
હબાક્કૂક.
યિર્મેયાહ, યિર્મે. ૧ ; ૨. ૨ કાળ. ૩૫ ; ૨૫.
૧૭) યહોઆહાઝ રાજા.
હબાક્કૂક.
યિર્મેયાહ, યિર્મે. ૧ ; ૨, ૩.
૧૮) યહોયાકીમ રાજા.
હબાક્કૂક.
યિર્મેયાહ, યિર્મે. ૧ ; ૨, ૩.
ઊરીયાહ, યિર્મે. ૨૬ ; ૨૦–૨૪.
દાનીયેલ, દાની. ૧ ; ૧.
૧૯) યહોયાખીન રાજા.
યિર્મેયાહ, યિર્મે. ૧ ; ૧–૩.
દાનીયેલ.
હઝકીએલ, હઝ. ૧ ; ૩.

૨૦) સિદકીયાહ રાજા.
યિર્મેયાહ, યિર્મે. ૧ ; ૧–૩.
દાનીયેલ.
હઝકીએલ, હઝ. ૧ ; ૩.

B. ઈસ્રાએલનું રાજ્ય.

૧) યરોબઆમ રાજા.
અહીયાહ, ૧ રાજા. ૧૧ ; ૨૯ : ૧૪ ; ૧.
ઇશ્વરભક્ત (યહુદાહમાંથી આવેલો), ૧ રાજા. ૧૩ ; ૧.
૨) નાદાબ રાજા.
ભવિષ્યવાદી કોઈ નહિ.
૩) બાઆશા રાજા.
હનાનીનો દીકરો યેહૂ, ૧ રાજા. ૧૬ ; ૧–૭.
૪) એલાહ રાજા.
૫) ઝિમ્રી રાજા.
૬) ઓમ્રી રાજા.
(૪–૬) ભવિષ્યવાદી કોઇ નહિ.
૭) આહાબ રાજા.
એલીયાહ, ૧ રાજા. ૧૭ ; ૧થી ૨ રાજા. ૨ ; ૧૧.
(નનામો) ભવિષ્યવાદી, ૧ રાજા. ૨૦ ; ૧૩, ૨૨.
(નનામો) ભવિષ્યવાદી, ૧ રાજા. ૨૦ ; ૨૮.
(નનામો) ભવિષ્યવાદી, ૧ રાજા. ૨૦ ; ૩૫.
મીખાયાહ, ૧ રાજા. ૨૨ ; ૮–૨૮.
૮) અહાઝયાહ રાજા.
એલીયાહ, ૨ રાજા. ૨ ; ૧–૧૩ ; ૧–૩.
એલીશા, ૨ રાજા. ૨ ; ૧–૧૩ ; ૧–૩.
૯) યહોરામ રાજા.
એલીશા, ૨ રાજા ૩ ; ૧—૮ ; ૨૯.
૧૦) યેહૂ રાજા.
એલીશા, ૨ રાજા. ૯ ; ૧.
યૂના, ભવિષ્યપુસ્તક લખનાર.
૧૧) યહોઆહાઝ રાજા.
ભવિષ્યવાદી કોઇ નહિ.
૧૨) યહોઆશ રાજા.
એલીશા, ૨ રાજા. ૧૩ ; ૧૪ ૨૧.
યૂના, ૨ રાજા. ૧૪ ; ૨૫.

૧૩) યરોબઆમ ૨ રાજા.
યૂના, ૨ રાજા. ૧૪; ૨૫.
આમોસ, ભવિષ્યપુસ્તક લખનાર. આમો. ૧; ૧.
હોશીઆ, ભવિષ્યપુસ્તક લખનાર. હોશી. ૧; ૧.

૧૪) ઝખાર્યાહ રાજા.
૧૫) શાલ્લૂમ રાજા.
૧૬) મનાહેમ રાજા.
૧૭) પકાહ્યાહ રાજા.
૧૮) પેકાહ રાજા.
૧૯) હોશીઆ રાજા.
} ભવિષ્યવાદી કોઇ નહિ.

૩. ત્યાર પછીના ભવિષ્યવાદીઓ.
૧) બંદીપ્રવાસની વખતના.
યશાયાહ ૪૦-૬૬ ને રચનાર.
૨) બંદીપ્રવાસ પછીના.
હાગ્ગાય, હાગ. ૧; ૧.
ઝખાર્યાહ, ઝખા. ૧; ૧.
માલાખી.
યશાયાહ ૨૪-૨૭ ને રચનાર.

## કાળવૃત્તાંતનાં પુસ્તકો.

નામ વિષે.— હેબ્રી શાસ્ત્રમાં આ પુસ્તકોને "દિવસોનાં કૃત્યો" કહે છે. એ વિચિત્ર નામમાં એવો અર્થ રહેલો છે કે ચાલુ વખતને લગતી નોંધ; અને એ નામમાં એવું સુચવેલું છે કે પ્રાચીન કાળે રાજ્યમાં જે બિનાઓ બની તેની હકીકત બિના બનતી વખતેજ નોંધવામાં આવી હતી, અને એ નોંધપોથીમાંથી બિનાઓને લગતી વાત પાછળથી કાળવૃત્તાંતનાં પુસ્તકમાં ઉતારવામાં આવી. સપ્તતિ યૂનાની ભાષાંતરમાં આ પુસ્તકને તદ્દન જુદું નામ આપેલું છે. શમૂએલના તથા રાજાઓનાં પુસ્તકમાં જાણવાજોગ કેટલીએક બાબતો પડતી મુકેલી છે એવું ધારીને રહી ગએલી વાતોનો સંગ્રહ કરવામાં આવ્યો, એ પરથી જે પુસ્તકમાં મજકુર વાતો નોંધી રાખવામાં આવી તે પુસ્તકને સપ્તતિમાં "પડતી મુકેલી વાતોનું પુસ્તક" એવું નામ આપવામાં આવ્યું. સપ્તતિમાં નામની સાથે મળતુંજ નામ વલ્ગેટ લાટીન ભાષાંતરમાં આ પુસ્તકને આપેલું છે. આ પુસ્તકને 'કાળવૃત્તાંતનું પુસ્તક" કહેનાર પ્રથમ માણસ તો જેરોમ ધર્મપિતૃ છે; કારણ કે તેને એવું લાગ્યું કે, પુસ્તકમાં વર્ણવેલી બિનાઓ તરફ જોતાં "દિવસોનાં કૃત્યો" એ નામને બદલે "કાળવૃત્તાંત" નામ વિશેષ બંધબેસતું છે.

# શાને આધારે કાળવૃત્તાંતનાં પુસ્તકો રચાયાં તે વિષે.

જુના કરારમાંનાં બીજાં પુસ્તકો સાથે સરખાવતાં આ પુસ્તક નવીન વખતનું રચેલું જણાય છે. પ્રાચીન વખતનાં કેટલાંએક પુસ્તક કાળવૃત્તાંતના લખનારના જમાનામાં હજી મોજુદ હતાં, તેથી કાળવૃત્તાંતનાં પુસ્તક લખનાર મજકુર પુસ્તકોનો સારી પેઠે ઉપયોગ કરી શકે એવું હતું. એ લેખકે બચી રહેલાં લિખિત પુસ્તકોનો તેમજ મુખજુબાનીથી ઉતરી આવેલાં ગીતો તથા દંતકથાઓનો પણ ઉપયોગ પોતાના લખાણમાં કરેલો છે. કાળવૃત્તાંત પુસ્તકના એવા મૂળ ઝરા નીચે મુજબના જણાય છે—

૧ ) કુળમાં કે કુટુંબમાં વંશપરંપરાથી ઉતરી આવેલી વાતો.

(૧) અમુક કુળમાં ગવાતાં ગીતોમાંથી ઉતારેલા ફકરા — જુઓ ૧ કાળ. ૨ ; ૨૩ : ૪ ; ૩૯-૪૧ : ૫ ; ૧૦, ૧૮-૨૨ : ૭ ; ૨૧, ૨૨ : ૮ ; ૧૩ : ૧૧ ; ૧૧-૨૫.

(૨) ખાસ કુટુંબમાં ઉતરી આવેલી વાતો સંબંધી ફકરા.—જુઓ ૧ કાળ. ૫ ; ૬ : ૪ ; ૨૭-૩૧ : ૭ ; ૨.

૨ ) ભવિષ્યવાદીઓનાં વચનો, જેઓ પુસ્તકમાં નોંધવામાં આવ્યા હતાં અથવા તો મુખજુબાનીદ્વારે ઉતરી આવેલાં હતાં તેઓ.

(૧) નાથાન ભવિષ્યવાદીની તવારીખ, શીલોની અહીયાહનું ભવિષ્ય-પુસ્તક, ઇદ્દો ભવિષ્યદર્શકનાં દર્શનો, ૨ કાળ. ૯ ; ૨૯.

(૨) શમાયાહ ભવિષ્યવાદીની તથા ઇદ્દો ભવિષ્યદર્શકની તવારીખ, ૨ કાળ. ૧૨ ; ૧૫.

(૩) ઇદ્દો ભવિષ્યવાદીનો ટીકાગ્રંથ, ૨ કાળ. ૧૩ ; ૨૨.

(૪) હનાનીના પુત્ર યેહૂની તવારીખ કે જે ઇસ્રાએલના રાજાઓના પુસ્તકમાં દાખલ કરેલી છે તે, ૨ કાળ. ૨૦ ; ૩૪.

(૫) આમોસના પુત્ર યશાયાહ ભવિષ્યવાદીનો લેખ, ૨ કાળ. ૨૬ ; ૨૨.

(૬) યહુદાહ તથા ઈસ્રાએલના રાજાઓના પુસ્તકમાં સમાએલું યશાયાહ ભવિષ્યવાદીનું સંદર્શન, ૨ કાળ. ૩૨ ; ૩૨.

(૭) હોઝાયની તવારીખ, અથવા ભવિષ્યદર્શકોની તવારીખ, ૨ કાળ. ૩૩ ; ૧૯.

વળી રાજાઓના પુસ્તકનો ટીકાગ્રંથ, ૨ કાળ. ૨૪ ; ૨૭.

૩ ) સરકારી દફતરમાં નોંધેલી તવારીખ.

આ પુસ્તક વિષે ખાતરીપૂર્વક ખબર ઉતરી આવી નથી, પણ તેને કાળવૃત્તાંતનાં પુસ્તકમાં નીચે મુજબનાં વિવિધ નામ આપેલાં જણાય છે, એટલે—

(૧) ઈસ્રાએલના રાજાઓનું પુસ્તક, ૧ કાળ. ૯; ૧.

(૨) યહુદાહ તથા ઇસ્રાએલના રાજાઓનું પુસ્તક, ૨ કાળ. ૧૬; ૧૧, ઇત્યાદિ.

(૩) ઈસ્રાએલ તથા યહુદાહના રાજાઓનું પુસ્તક, ૨ કાળ. ૨૭; ૭, ઇત્યાદિ.

(૪) ઇસ્રાએલના રાજાઓનાં કૃત્યોનું પુસ્તક, ૨ કાળ. ૩૩; ૧૮.

દાઉદની કારકીર્દી વિષે.—એ વિષે જે જે વાત કાળવૃત્તાંતના પુસ્તકમાં લખેલી છે તે વાત નીચેનાં પુસ્તકોમાંથી ચુંટી કાઢેલી જણાય છે.

૧) દાઉદનાં છેલ્લાં કૃત્યો એ નામનું પુસ્તક, ૧ કાળ. ૨૩; ૨૭.

૨) દાઉદ રાજાના કાળવૃત્તાંતની તવારીખ, ૧ કાળ. ૨૭; ૨૪.

૩) શમૂએલ ભવિષ્યદર્શકનો ઇતિહાસ, નાથાન ભવિષ્યવાદીનો ઇતિહાસ, ગાદ ભવિષ્યદર્શકનો ઇતિહાસ, ૧ કાળ. ૨૯; ૨૯.

ટીકા.—૨ કાળ. ૩૫; ૨૫ માં "વિલાપ" નામનાં પુસ્તકો વિષે વાત આવે છે; એટલે યિર્મેયાહે યોશીયાહ રાજાને માટે જે વિલાપ કીધો તે. મજકુર પુસ્તકને "યિર્મેયાહનો વિલાપ" એ નામના નિયમગણિત પુસ્તકથી તદન જુદું સમજવું જોઇએ. યોશીયાહ રાજાને માટે યિર્મેયાહે જે વિલાપનું પુસ્તક રચ્યું હતું તે આજ દિન સુધી બચી રહેલું નથી.

## શમૂએલ તથા રાજાનાં પુસ્તકો સાથે સરખાવતાં કાળવૃત્તાંતમાં જે વધારોઘટાડો તે વિષે.

૨ શમૂ. અધ્યા. ૧૧-૨૦ માં દાઉદના રાજકારભારનું વૃત્તાંત છે, અને ૧ રાજા અધ્ય. ૧૭-૨૧ માં તથા ૨ રાજા ૧; ૧-૮; ૧૫ માં એલીયાહ તથા એલીશાનું વિવેચન છે. પરંતુ એ બન્ને બાબત કાળવૃત્તાંતનાં પુસ્તકમાં બિલકુલ નથી.

એથી ઉલટું નીચેની બિનાની હકીકત કાળવૃત્તાંતમાં છે, પણ શમૂએલ તથા રાજાના પુસ્તકમાં સમાએલી નથી.—

૧) દાઉદ રાજાએ ધર્મને લગતાં જે કામ કર્યાં તેની હકીકત, ૧ કાળ. અધ્ય. ૧૫, ૧૬, ૨૨-૨૯. (દસ અધ્યાય).

૨) યહુદાહના રાજા અબીયાહ તથા આસાની કારકીર્દીની હકીકત, ૨ કાળ. અધ્ય. ૧૩-૧૫. (ત્રણ અધ્યાય).

૩) યહુદાહના રાજા યહોશાફાટની કારકીર્દીની હકીકત, ૨ કાળ. અધ્ય. ૧૭, ૧૯, ૨૦ (ત્રણ અધ્યાય).

૪) યહુદાહના રાજા યહોરામની કારકીર્દીની હકીકત, ૨ કાળ. ૨૧; ૧-૪, ૧૧-૧૯.

૫) યહુદાહના રાજા ઉઝીયાહની કારકીર્દીની હકીકત, ૨ કાળ. ૨૬; ૫-૨૦.

૬) ઇસ્રાએલીઓ તથા અરામીઓ સંપીલા થઇને યહુદાહ દેશ પર ચઢી આવ્યા તેની હકીકત, ૨ કાળ. ૨૮; ૬-૧૫.

૭) યહુદાહના રાજા હિઝકીયાહના કરેલા ધર્મસુધારાની હકીકત, ૨ કાળ. અધ્ય. ૨૯-૩૧. (ત્રણ અધ્યાય).

## કાળવૃત્તાંતનાં પુસ્તકોનાં ખાસ લક્ષણ તથા એ પુસ્તકો લખવાનો હેતુ.

જે બીનાઓ કેવળ યહુદાહ રાજ્યને લગતી છે તેની હકીકત રાજાનાં પુસ્તકમાં ભાગ્યેજ મળે. પણ તેથી ઉલટું ખાસ કરીને યહુદાહના રાજ્યની જે વાતો તેનું વર્ણન કાળવૃત્તાંતમાં આવ્યા વિના રહેતું નથી. છેક પ્રાચીન વખતથી માંડીને બાબેલના બંદીપ્રવાસ સુધી યહુદાહ દેશમાં જે ધર્મ ચાલુ હતો તે વિષેની વાત કાળવૃત્તાંતમાં ખાસ કરીને સમાએલી જોઇએ છીએ. ગ્રંથ-કર્તાએ ચોતરફથી ઉતરી આવેલી વાતોનો ઉપયોગ કરીને કાળવૃત્તાંતનાં પુસ્તક રચ્યાં છે.

હવે આપણે કાળવૃત્તાંતમાં નજરે પડતી નીચેની ત્રણ મુખ્ય વાત પર ધ્યાન લગાડીએ.—

૧) ઇસ્રાએલી મહાન પુરૂષોની સવિસ્તર હકીકત કાળવૃત્તાંતમાં દાખલ કરી નથી એ ખરૂં; પણ તે પુરૂષોના ચરિત્રમાંની જે જે બાબતો વાંચકના સંસ્થાપનને અર્થે વિશેષ ઉપયોગી તે બીનાઓનું તો વર્ણન એમાં કરેલું છે. તેમજ દાઉદના રાજ્યની ઉત્પત્તિ તથા ઉન્નતિ વિષે વિસ્તારથી વિવેચન કર્યું છે, પરંતુ વિવિધ અડચણોને લીધે એના રાજ્યમાં જે જે માઠાં પરિણામ નીપજ્યાં તે વાતો ઘણુંકરીને પડતી મુકી છે.

૨) શમૂએલ તથા રાજાનાં પુસ્તકમાં ઇશ્વરભક્તો તથા ભવિષ્યવાદીઓ પર ઘણું વજન રહેલું છે; પણ કાળવૃત્તાંતમાં તો યાજકવર્ગને લગતી વાત પર વિશેષ ભાર મુકેલો છે. શમૂએલ તથા રાજાનાં પુસ્તકમાં ધર્મસેવા તથા કર્મક્રિયાને લગતી સુચના બહુ ઓછી તથા મોઘમ જણાય છે; પરંતુ એ બાબતો વિષેની સુચના કાળવૃત્તાંતમાં તો પુષ્કળ છે, અને વળી વિગતવાર. જેમકે "લેવી" શબ્દ શમૂએલમાં કેવળ બે વખત, અને રાજામાં કેવળ એક વખત જોઇએ છીએ (૧ શમૂ. ૬; ૧૫: ૨ શમૂ. ૧૫; ૨૪: ૧ રાજા ૮; ૪);

પણ એ શબ્દ કાળવૃત્તાંતમાં તો એક સો કરતાં વધારે વાર નજરે પડે છે. શમૂએલ તથા રાજાનાં પુસ્તકમાં વિવિધ રાજાઓ વિષે કરેલી ટીકા તથા નિર્ણય તે નીતિવ્યવહારનું ધોરણ ધ્યાનમાં રાખીને કરેલાં છે; પરંતુ કાળવૃત્તાંતમાં એ રાજાઓ વિષે કરેલા નિર્ણય તથા ટીકા તે તો કર્મક્રિયા તથા આચારવિચારના ધોરણને આધારે છે.

૩) કાળવૃત્તાંતનાં પુસ્તકોમાં યાજકો તથા ધર્મક્રિયા વિષે સવિસ્તર હકીકત આપી છે. યાજકવર્ગની વ્યવસ્થા, લેવી કુળના લોક, ગાયકો, દ્વારપાળકો, એઓ વિષે શમૂએલ તથા રાજામાં બહુ જુજ વાત છે; પણ કાળવૃત્તાંતમાં તો એઓ વિષે લંબાણથી લખ્યું છે. જેમકે, યોશીયાહની કારકીર્દીમાં જે પાસ્ખા પર્વ પાળવામાં આવ્યું તેનું વિવેચન રાજાઓના પુસ્તકમાં માત્ર ત્રણ કલમની અંદર કર્યું છે (૨ રાજા ૨૩; ૨૧-૨૩); પરંતુ એજ વાતનું વર્ણન લખતાં કાળવૃત્તાંતમાં ઓગણીસ કલમ રોકી છે (૨ કાળ. ૩૫; ૧-૧૯). વળી હિઝકીયાહ રાજાએ જે ધર્મસુધારો કર્યો તેનું વર્ણન રાજાઓનાં પુસ્તકમાં માત્ર એક કલમની અંદર આપ્યું છે (૨ રાજા. ૧૮; ૪); પરંતુ કાળવૃત્તાંતમાં તો એ ધર્મસુધારાના વિવેચન કરવા માટે ત્રણ અધ્યાય લખ્યા છે (૨ કાળ. અધ્ય. ૨૯, ૩૦, ૩૧).

મજકુર ત્રણ વાત ધ્યાનમાં લેતાં કાળવૃત્તાંતનાં પુસ્તકમાં નીચે મુજબનાં ત્રણ લક્ષણ નજરે પડે છે—

૧) મંદિરમાં કર્મક્રિયા ચલાવવાની કેટલી બધી અગત્ય છે એ વિષે લોકોના મનમાં ખાતરી ઉપજાવવાનો પ્રયત્ન આ પુસ્તકમાં કરેલો છે. મંદિરમાં જે ભજનસેવા ચાલતી તેની વ્યવસ્થા, હા, તેમાંની દરેક વિગત એટલી બધી વજનદાર હતી કે ખુદ દાઉદ રાજાએ તથા સુલેમાન રાજાએ તે વિષેની ગોઠવણમાં ભાગ લીધો હતો એવું આ પુસ્તકોમાં દર્શાવ્યું છે. જે માણસો મંદિરમાંની ભજનસેવા વિશ્વાસુપણે બજાવે તેમનેજ ખરા ભક્ત ગણેલા છે. જેમ ઐતિહાસિક પુસ્તકમાં લડાઈનું કે બંડનું વિવેચન સવિસ્તર હોય છે, તેમ કાળવૃત્તાંતનાં પુસ્તકમાં ધર્મને લગતાં પર્વોનું વિવેચન ઘણી બારીકાઇથી આપેલું છે. પાસ્ખા પર્વ તે જેવું તેવું પર્વ નહિ, પણ જાણે કે પાપની પ્રાયશ્ચિતક્રિયા, એવું સમજાવેલું છે.

૨) નીતિવ્યવહારને ધોરણે, અને વિશેષે કરીને ભક્તિભાવને ધોરણે, દરેક માણસ વિષે નિર્ણય તથા દરેક બિનાની તુલના કરવી, એવું આ પુસ્તકો પરથી આપણે જોઇએ છીએ. પ્રાચીન ઐતિહાસિક લેખોમાં જુદા જુદા રાજાઓની ચાલચલણ તથા વર્તણુક વિષે અભિપ્રાય દર્શાવ્યો છે ખરો, પરંતુ કાળવૃત્તાંતમાં તો એ વાત પર અતિઘણો ભાર મુકેલો છે.

૩) યહોવાહ દેવને પુરેપુરા વફાદાર થઈ રહેવાની દરેકની ફરજ છે, એવો બોધ ખાસ કરીને કાળવૃત્તાંતમાં આપેલો છે. ભક્તિવાન રાજાઓ આબાદી પામ્યા, અને અભક્ત રાજાઓની પડતી દશા થઈ, એ વાત અનેકવાર જાહેર કરી છે (૨ કાળ. ૧૭: ૪, ૫: ૨૬; ૫: ૨૧; ૧૨–૧૫: ૨૪; ૨૪, ૨૫). પાપકૃત્ય કરવામાં આવે, તો તેની પાછળ આફત પણ જરૂર હોય, એવી શિખામણ ખુલ્લી રીતે પ્રગટ કરી છે. એવું કહીએ તો ચાલે કે, કાળવૃત્તાંતનું પુસ્તક રચનાર ઇતિહાસ લખવા બેઠો હતો એટલુંજ નહિ, પણ તે ઉપરાંત ઇતિહાસદ્વારે ધર્મબોધ આપવા ઇચ્છતો હતો.

એઝરા તથા નહેમ્યાહના વખતમાં ઘણાએક બંદીપ્રવાસીઓ યરૂશાલેમમાં રહેવા પાછા આવ્યા હતા. એ લોકોમાં ધર્મભાવનો જુસ્સો ઉપજાવવાની અતિ ઘણી અગત્ય હતી, અને ધર્મસેવાને લગતી વ્યવસ્થા કે ગોઠવણ કરવાની પણ પુષ્કળ જરૂર હતી. હવે સદરહુ બે ગરજ પુરી પાડવાને અર્થે કાળ-વૃત્તાંતનાં પુસ્તક રચાયાં હતાં એવું સંભવે છે. પાછા આવેલા યહુદીઓનું ધ્યાન મંદિર પ્રત્યે વિશેષ ખેંચાય, અને મંદિરમાંની ક્રિયાઓ તેઓ રીતસર કરે, એ સંબંધીનો બોધ કાળવૃત્તાંતમાં ખાસ કરીને સમાએલો છે.

કાળવૃત્તાંતનું પુસ્તક ક્યારે રચવામાં આવ્યું તે વિષે પુરી ખાતરી નથી. પરંતુ એવું સંભવે છે કે દેશભક્ત નહેમ્યાહ જે વખતે યરૂશાલેમનો સુબો હતો તે અરસામાં એ પુસ્તક રચાયું હશે; એટલે આસરે ઇ. સ. પૂ. ૪૩૨ ની સાલે.

## કાળવૃત્તાંત તથા એઝરા+નહેમ્યાહનો પરસ્પર સંબંધ.

૧) કાળવૃત્તાંતમાંની છેલ્લી બે કલમ અને એઝરામાંની પહેલી બે કલમ શબ્દોશબ્દ મળતી છે.

૨) બન્ને પુસ્તકનાં ખાસ લક્ષણ ઘણે ભાગે મળતાં જણાય છે. જેમકે નામોની ટીપ તથા વંશાવળીઓ બન્નેમાં દાખલ કરેલી છે. ધર્મપર્વની હકીકત બન્નેમાં વિગતવાર આપી છે. મંદિરમાં જે ત્રણ સેવકવર્ગ હતા, એટલે લેવીઓ તથા ગવૈયાઓ તથા દ્વારપાળો, એઓનું વર્ણન બન્ને પુસ્તકમાં સવિસ્તર મળે છે. જુના કરારનાં બીજાં પુસ્તકોમાં એ ત્રણ વર્ગો વિષે ભાગ્યેજ હકીકત નજરે પડશે.

૩) બન્ને પુસ્તકોની ઢબ તથા રૂઢી સમાન દેખાય છે.

મજકુર ત્રણ વાત ઉપર ધ્યાન લગાડવાથી એવું સંભવે છે કે, એકજ માણસે આદમથી નહેમ્યાહ સુધીનો ઇતિહાસ લખીને એક મોટો ગ્રંથ તૈયાર કર્યો. એ ગ્રંથમાં કાળવૃત્તાંત, એઝરા, તથા નહેમ્યાહ, એ ત્રણ પુસ્તક સમા-એલાં હતા. એ ગ્રંથ બહુ મોટો જણાવાથી એના બે ભાગ પાડ્યા; એટલે

પહેલો ભાગ કાળવૃત્તાંતનું પુસ્તક, અને બીજો ભાગ એઝરા-નહેમ્યાહનું પુસ્તક. એઝરા-નહેમ્યાહનું પુસ્તક પ્રસિદ્ધ કરવાનું ખાસ કારણ હતું; તે એ કે બંદીપ્રવાસ પછીના જમાનાનો ઇતિહાસ કેવળ એજ પુસ્તકમાં સમાએલો હતો, બીજા કોઈ પુસ્તકમાં નહિ. બંદીપ્રવાસ સુધીનો ઇતિહાસ તો ક્યારનોએ મૌજુદ હતો, એટલે શમૂએલ તથા રાજાનાં પુસ્તકોમાં.

હેબ્રી જુના કરારના નિયમગણમાં પ્રથમ એઝરા-નહેમ્યાહનું પુસ્તક દાખલ કરાયું, અને ત્યાર બાદ તેમાં કાળવૃત્તાંતના પુસ્તકનો સમાવેશ થયો. તે પરથી હેબ્રી જુના કરારમાં છેલ્લામાં છેલ્લું પુસ્તક તો કાળવૃત્તાંતનું છે. સરખાવો માત્થી ૨૩ ; ૩૫.

## કાળવૃત્તાંતનાં પુસ્તકનો સારાંશ.

I. ૧ કાળ. ૧ ; ૧-૧૦ : ૧૪. પ્રસ્તાવના

- ૧) ૧ ; ૧-૫૪. આદમથી તે ઇસ્રાએલ સુધી.
- ૨) ૨ ; ૧-૪ ; ૨૩. યહુદાહ કુળની વંશાવળી.
- ૩) ૪ ; ૨૪-૫ ; ૨૬. શિમઓન, રેઉબેન, ગાદ, મનાસ્શેહ, એઓની વંશાવળી.
- ૪) ૬ ; ૧-૮૧. લેવી કુળને લગતી વિગત, અને લેવીપુત્રોને આપેલાં નગરો.
- ૫) ૭; ૧-૪૦. યિસ્સાખાર, બિન્યામીન, નાફતાલી, એફ્રાઇમ, આશેર, એઓની વંશાવળી.
- ૬) ૮ ; ૧-૪૦. બિન્યામીન કુળને લગતી વાત.
- ૭) ૯; ૧-૪૪. યહુદાહ તથા બિન્યામીન તથા લેવી કુળના મુખ્યો વિષે. વળી દ્વારપાળો તથા લેવીઓને માથે મુકેલી ફરજ વિષે. (૯; ૩૯-૪૪માં શાઉલના કુટુંબીઓનાં નામ આપેલાં છે. સરખાવો ૮ ; ૩૩-૪૦.)
- ૮) ૧૦ ; ૧-૧૪. ગિલ્બોઆ પહાડ પર શાઉલે આપઘાત કર્યો તે વિષે.

II. ૧ કાળ. ૧૧ ; ૧-૨૯ ; ૩૦. દાઉદ રાજાને લગતી વાત.

- ૧) ૧૧ ; ૧-૪૭. દાઉદના પરાક્રમી પુરૂષો વિષે.
- ૨) ૧૨ ; ૧-૪૦. દાઉદના અનુસંગીઓ વિષે.
- ૩) ૧૩ ; ૧-૧૪. કરારકોષ ઓબેદ-અદોમના ઘરમાં આણ્યો.
- ૪) ૧૪; ૧-૧૭. દાઉદના મહેલ તથા કુટુંબ વિષે. વળી તેણે પલિસ્તીઓ પર બે વાર જીત મેળવી તે વિષે.

૫) ૧૫ ; ૧-૩૪. કરારકોશ યરૂશાલેમના મંડપમાં આણ્યો.

૬) ૧૬ ; ૧-૪૩. ઉપકારસ્તુતિ સારૂ યહોવાહના મંડપમાં પહેલી સભા મળી. વળી ત્યાં ભજનસેવા સારૂ વ્યવસ્થા કરવામાં આવી.

૭) ૧૭ ; ૧-૨૭. યહોવાહનું ઘર બાંધવાનો દાઉદે વિચાર કર્યો, પણ યહોવાહ તરફથી તેને પરવાનગી મળી નહિ.

૮) ૧૮ ; ૧-૨૦ ; ૮. દાઉદના અમલદારો વિષે. વળી આમ્મોનીઓ, અરામીઓ, તથા પલિસ્તીઓ સામે જે લડાઈ થઇ તે વિષે.

૯) ૨૧ ; ૧-૩૦. લોકોની ગણના કરી, અને તેથી મરકી આવી.

૧૦) ૨૨ ; ૧-૨૭ ; ૨૪. યહોવાહનું ઘર બાંધવા સારૂ તથા તેમાં ભજનસેવા વ્યવસ્થિત રીતે ચાલે તે સારૂ દાઉદે જે તૈયારી કે ગોઠવણ કીધી તે વિષે.

૧૧) ૨૮ ; ૧-૨૯ ; ૨૦. સુલેમાનને તથા ઇસ્રાએલી જમાતને દાઉદે જે બોધ આપ્યો તે.

૧૨) ૨૯ ; ૨૧-૩૦. દાઉદને લગતું સમાપ્તિવચન.

III. ૨ કાળ. ૧ ; ૧-૯ ; ૩૧. સુલેમાન રાજાને લગતી વાત.

૧) ૧ ; ૧-૧૭. ગિબ્યોનમાં કરેલા યજ્ઞ વિષે, તથા સુલેમાનના દ્રવ્યભંડાર વિષે.

૨) ૨ ; ૧-૭ ; ૨૨. યહોવાહનું મંદિર બાંધવા વિષે વાત. ( ૬ ; ૧૨-૪૨ માં પ્રતિષ્ઠાક્રિયા વખતે સુલેમાને જે પ્રાર્થના કરી તે નોંધેલી છે. )

૩) ૮ ; ૧-૧૮. સુલેમાનનાં કૃત્યો વિષે ટુંક નોંધ. વળી ભજનસેવાને લગતી જે ખાસ ગોઠવણ તે વિષે.

૪) ૯ ; ૧-૨૮. શેબાની રાણી સુલેમાનની મુલાકાત કરવા આવી. વળી સુલેમાનની આબાદી વિષે ટુંક હકીકત.

૫) ૯ ; ૨૯-૩૧. સુલેમાનને લગતું સમાપ્તિવચન.

IV. ૨ કાળ. ૧૦ ; ૧-૩૬ ; ૨૩. યહુદાહ રાજ્યના રાજાઓ.

૧) ૧૦ ; ૧-૧૧ ; ૪. દસ કુળના લોક દંગો કરીને યહુદાહ રાજ્યથી અલગ થયા.

૨) ૧૧ ; ૫-૧૨ ; ૧૬. રહાબઆમ રાજાનાં કૃત્યો.

૩) ૧૩ ; ૧-૨૨. અબીયાહ રાજાનાં કૃત્યો.

૪) ૧૪ ; ૧-૧૬ ૧૪. આસા રાજાનાં કૃત્યો.

૫) ૧૭; ૧-૨૦; ૩૭. યહોશાફાટ રાજાનાં કૃત્યો.
૬) ૨૧; ૧-૨૦. યહોરામ રાજાનાં કૃત્યો.
૭) ૨૨; ૧-૯. અહાઝયાહ રાજાનાં કૃત્યો.
૮) ૨૨; ૧૦-૨૩; ૨૧. અથાલ્યાહે બળાત્કારથી ગાદી મેલવી; પણ પાંચમે વર્ષે મારી નાખવામાં આવી.
૯) ૨૪; ૧-૨૭. યોઆશ રાજાનાં કૃત્યો.
૧૦) ૨૫; ૧-૨૮. અમાસ્યાહ રાજાનાં કૃત્યો.
૧૧) ૨૬; ૧-૨૩. ઉઝ્ઝીયાહ (અઝાર્યાહ) રાજાનાં કૃત્યો.
૧૨) ૨૭; ૧-૯. યોથામ રાજાનાં કૃત્યો.
૧૩) ૨૮; ૧-૨૭. આહાઝ રાજાનાં કૃત્યો.
૧૪) ૨૯; ૧-૩૨; ૩૩. હિઝ્કીયાહ રાજાનાં કૃત્યો.
૧૫) ૩૩; ૧-૨૦. મનાશ્શેહ રાજાનાં કૃત્યો.
૧૬) ૩૩; ૨૧-૨૫. આમોન રાજાનાં કૃત્યો.
૧૭) ૩૪; ૧-૩૫; ૨૭. યોશીયાહ રાજાનાં કૃત્યો.
૧૮) ૩૬; ૧-૪. યહોઆહાઝ રાજાનાં કૃત્યો.
૧૯) ૩૬; ૫-૮. યહોયાકીમ રાજાનાં કૃત્યો.
૨૦) ૩૬; ૯, ૧૦. યહોયાખીન રાજાનાં કૃત્યો.
૨૧) ૩૬; ૧૧-૨૧. સિદકીયાહ રાજાનાં કૃત્યો; અને યહુદાહ રાજ્યનો અંત.
૨૨) ૩૬; ૨૨, ૨૩. યરૂશાલેમમાં યહોવાહનું મંદિર ફરી બાંધવાનું કોરેશ રાજાએ ફરમાવ્યું, તેથી યહુદી લોકોને સ્વદેશ આવવાની પરવાનગી મળી.

## એઝરા+નહેમ્યાહનું પુસ્તક.

પ્રાચીનકાળે એઝરા તથા નહેમ્યાહ એ બન્નેનું એકજ પુસ્તક હતું, એની સાબિતીમાં નીચે લખેલી ૭ વાત જાણવાજોગ છે.—

૧) યુસીફસે (આસરે ઇ. સ. ૧૦૦) પોતાના લખાણમાં હેબ્રી શાસ્ત્રમાંનાં પુસ્તકોની ટીપ આપી છે. તેમાં એઝરા-નહેમ્યાહનું એક પુસ્તક ગણેલું છે. એ ટીપ નીચે મુજબ.—

૫ પુસ્તક—નિયમશાસ્ત્રનાં.

(૧) ઉત્પત્તિ, (૨) નિર્ગમન. (૩) લેવીય, (૪) ગણના, (૫) પુનર્નિયમ.

૪ પુસ્તક—કાવ્ય તથા નીતિવ્યવહારનાં.

(૧) ગીતશાસ્ત્ર, (૨) દૃષ્ટાંતવચન, (૩) ગીતોનું ગીત, (૪ સભાશિક્ષક).

૧૩ પુસ્તક—ઐતિહાસિક.

(૧) યહોશુઆ, (૨) ન્યાયાધીશ + રૂથ, (૩) ૧ લું + ૨ જું શમૂએલ, (૪) ૧ લું + ૨ જું રાજા, (૫) યશાયાહ, (૬) યિર્મેયાહ + વિલાપ, (૭) હઝકીએલ, (૮) બાર પુસ્તકોનો સમૂહ, (૯) અયૂબ, (૧૦) દાનીયેલ, (૧૧) એસ્તેર, (૧૨) એઝરા + નહેમ્યાહ, (૧૩) ૧ લું + ૨ જું કાળવૃત્તાંત.

૨) સાર્દિસનો મેલીટોની (આસરે ઈ. સ. ૧૮૦) સાક્ષી. તેણે હેબ્રી શાસ્ત્રમાં ૨૨ પુસ્તક છે એવું કહીને પુસ્તકની ટીપ આપતાં એઝરાનું નામ ટીપમાં દાખલ કર્યું, પણ નહેમ્યાહનું નામ પડતું મુકયું.

૩) તાલ્મુદ શાસ્ત્રમાં (આસરે ઈ. સ. ૨૦૦) જુના કરારનાં પુસ્તકોની જે ટીપ છે તેમાં કેવળ એઝરાનું નામ આવે છે, પણ નહેમ્યાહનું નહિ.

૪) માસોરી વર્ગના ધર્મશાસ્ત્રીઓ એઝરા તથા નહેમ્યાહને એક પુસ્તક જેવું ગણીને કહે છે કે મજકુર પુસ્તકની મધ્યકલમ નહે. ૩ ; ૨૨ છે.

૫) યહુદી પ્રખ્યાત ટીકાકારો એઝરાના પુસ્તકમાંની છેલ્લી કલમ પર ટીકા કર્યાં બાદ તરત નહેમ્યાહના પુસ્તકમાંની પહેલી કલમ પર ટીકા કરે છે, પણ એ બેની વચ્ચે કાંઇ અંતર છે એવું પોતાની ટીકામાં સુચવતા નથી.

૬) હેબ્રી જુના કરારનો સૌથી પ્રાચીન હસ્તલેખ ઈ. સ. ૧૦મા સૈકાનો છે, અને તે હસ્તલેખમાં એઝરા તથા નહેમ્યાહ મળીને એક સંયુક્ત પુસ્તક જેવું ગણાએલું છે.

અસલ વખતે એઝરા તથા નહેમ્યાહ એ બે પુસ્તકોનું એકજ પુસ્તક હતું, પરંતુ ઈ. સ. ૧૬મા સૈકામાં જે હેબ્રી નકલ પ્રસિદ્ધ થઇ તેમાં પહેલામાં પહેલી વાર આ પુસ્તકના બે ભાગ પાડેલા જણાય છે.

સપ્તતિ ભાષાંતર જે ત્રણ હસ્તલેખોમાં સમાએલું છે (એટલે હસ્તલેખ **आलेफ, ए, बी**) તેઓમાં બન્નેનું એકજ પુસ્તક ગણ્યું છે. હસ્તલેખ **बी** માં તો જે લીટીએ એઝરાનું છેલ્લું વાકય પુરૂં થાય છે તેજ લીટીમાં નહેમ્યાહનું પહેલું વાકય શરૂ કરેલું છે.

સીરી તથા આફ્રીકી-લાટિન ભાષાંતરમાં બન્ને પુસ્તકને જુદાં પાડયાં નથી.

ઓરીગેન († ૨૫૪) જાણતો હતો કે આ પુસ્તકના બે ભાગ છે. તેણે પહેલા ભાગને ૧ લું એઝરા અને બીજા ભાગને ૨ જું એઝરા એવાં નામ આપ્યાં. પણ ઓરીગેન ખુલ્લી રીતે લખે છે કે હેબ્રી શાસ્ત્રમાં તો બન્ને મળીને એકજ પુસ્તક છે.

શમૂએલ, રાજા, તથા કાળવૃત્તાંત, એ નામનાં હેબ્રી શાસ્ત્રમાં કેવળ એકેક પુસ્તક છે; પરંતુ સપ્તતિ તથા વલ્ગેટ ભાષાંતરોમાં એ દરેક પુસ્તકના બબ્બે ભાગ પાડ્યા. તેમજ હેબ્રી શાસ્ત્રમાં એઝરા નામનું પ્રથમ એકજ પુસ્તક હતું, પરંતુ આગળ જતાં તેના બે ભાગ પાડીને તેને ૧ લું તથા ૨ જું એઝરા એવું નામ આપ્યું. પાછળથી તો ૧ લા એઝરાને એઝરા, અને ૨ જા એઝરાને નહેમ્યાહ કહેવા લાગ્યા.

---

## એઝરા+નહેમ્યાહમાં વર્ણવેલી બિનાની મુદત.

ઈ. સ. પૂ. ૫૩૮.—કોરેશે બાબેલ જીતી લીધું, અને ત્યાર બાદ બંદી-પ્રવાસીઓને યરૂશાલેમ જવાની પરવાનગી આપી.

ઈ. સ. પૂ. ૪૩૨.—નહેમ્યાહ સુબો બીજે ફેરે યરૂશાલેમમાં આવ્યો.

એઝરા+નહેમ્યાહમાં ઇ. સ. પૂ. ૫૩૮ થી ૪૩૨ સુધીનો ઇતિહાસ આવેલો છે, પરંતુ એ બધાં વરસોનું સવિસ્તર વર્ણન એ પુસ્તકમાં આવતું નથી. માત્ર બે બાબતનું વિવેચન મુખ્યત્વે કરીને એમાં સમાએલું છે, એટલે—

૧) ઝરૂબ્બાબેલના વખતમાં થએલું મંદિરનું બાંધકામ,

૨) એઝરા તથા નહેમ્યાહના વખતમાં થએલો ધર્મસુધારો.

નીચેનાં વરસોમાં જે જે બિના બની તે વિષે કાંઇ પણ હકીકત આ પુસ્તકમાં આપેલી નથી. એટલે—

| | | | |
|---|---|---|---|
| ૫૩૬–૫૨૧ | એટલે | ૧૫ વર્ષ. | |
| ૫૧૬–૪૫૮ | ,, | ૫૮ ,, | (એઝ. ૪; ૬. નહે. ૧૨; ૨૬ બાદ કરતાં) |
| ૪૫૬–૪૪૫ | ,, | ૧૧ ,, | (એઝ. ૪; ૭-૨૭ બાદ કરતાં) |
| ૪૪૪–૪૩૨ | ,, | ૧૨ ,, | |
| કુલ્લે | | ૯૬ વર્ષ | |

ઈ. સ. ૫૩૮ થી ૪૩૨ સુધીમાં ૧૦૬ વરસ થાય છે, પરંતુ એમાં ઉપલાં ૯૬ વરસની વાત પડતી મુકી છે. એટલે માત્ર ૧૦–૧૧ વરસની વાત આ પુસ્તકમાં વિસ્તારથી લખી છે, તે નીચે મુજબ—

| | | | |
|---|---|---|---|
| ઈ. સ. પૂ. | ૫૩૮—૫૩૬ | એટલે | ૨ વર્ષ. |
| ,, | ૫૨૧—૫૧૬ | ,, | ૫ ,, |
| ,, | ૪૫૮—૪૫૬ | ,, | ૨ ,, |
| ,, | ૪૪૫—૪૪૪ | ,, | ૧ ,, |
| ,, | ૪૩૨ | ,, | ૧ ,, |

એઝરા+નહેમ્યાહમાં ઇ. સ. પૂ. ૫૧૬ સુધીની વાત સમાએલી છે અને ત્યાર બાદ ઈ. સ. પૂ. ૪૫૮ થી માંડીને બીજી વાતોનું વર્ણન આપેલું છે તે ઉપરથી આ પુસ્તકના નીચે મુજબના બે ભાગ પાડવામાં આવે તો સારૂં-

૧) ઈ. સ. પૂ. ૫૧૬ અગાઉ જે બન્યું તે વિષેની હકીકત, એઝ. ૧ ૧—૬ ; ૨૨.

૨) ઈ. સ. પૂ. ૪૫૮ પછી જે બન્યું તે વિષેની હકીકત, એઝ. ૭ ૧ થી નહે. ૧૩ ; ૩૧.

---

# એઝરા+નહેમ્યાહનો મૂળઝરો.

જુદા જુદા લેખો પર આધાર રાખીને કોઇક અધિપતિએ એઝરા+નહેમ્યાહના પુસ્તકમાંની વાતોનો સંગ્રહ કર્યો હતો એવું સંભવે છે. અધિપતિ પૃથકપૃથક લેખમાંથી વાતો ચુંટી કાઢીને ભેગી કરી, પણ સાંધણરૂપ લખવા પર તેણે બહુ ધ્યાન લગાડયું નહિ. તુટકતુટક ફકરા તેણે બીજાની પાસે ગોઠવ્યા, અને એટલું કરીને તેણે સંતોષ માની લીધો.

અધિપતિના હાથમાં વિવિધ પ્રકારનાં જે અસલ લખાણ હતાં તે ધ કરીને નીચે મુજબ—

૧) એઝરા તથા નહેમ્યાહનું પોતાને હાથે લખેલું જીવનચરિત્ર.

(૧) એઝરાના જીવનચરિત્રમાંથી લીધેલી વાત, એઝ. ૭; ૨૨-૮ ; ૯ ; ૧—૧૫.

(૨) નહેમ્યાહના જીવનચરિત્રમાંથી લીધેલી વાત, નહે. ૧ ; ૧-૭ ; ૧૨ ; ૨૭—૪૩ : ૧૩ ; ૪-૩૧.

૨) સરકારી દફતરો. એમાંથી મુખ્યત્વે કરીને માણસોનાં નામ વાસણોની ટીપ ચુંટી લીધાં છે.

(૧) મંદિરમાંનાં વાસણો, એઝ. ૧ ; ૯-૧૧.

(૨) ઝરૂબ્બાબેલની સાથે આવેલા યહુદીઓની ટીપ, એઝ. ૧-૭૦. નહે. ૭ ; ૬-૭૩.

(૩) પરદેશી સ્ત્રીઓ સાથે લગ્ન કરનાર યહુદીઓની ટીપ, એ ૧૦ ; ૨૦-૪૪.

(૪) યરૂશાલેમનો કોટ બાંધવામાં ભાગ લેનારાઓની ટીપ, ૩ ; ૧-૩૨.

(૫) સ્થાપનાના બંધનમાં આવેલાઓની ટીપ, નહે. ૧૦ ; ૧-૨૭.

(૬) યરૂશાલેમમાં તથા યહુદાહનાં બીજાં નગરોમાં રહેનારાઓની ટીપ, નહે. ૧૧ ; ૩-૩૬.

(૭) યાજકો તથા લેવીઓનાં નામ, નહે. ૧૨ ; ૧-૨૬.

૩) અરામી ભાષામાં લખેલા લેખ.

(૧) એક ઇતિહાસ ગ્રંથ, એઝ. ૪ ; ૮-૬ ; ૧૮.

(૨) આર્તાહશાસ્તા પહેલાએ એઝરાને આપેલો પરવાનો, એઝ. ૭ ; ૧૨-૨૬.

૪) હેબ્રી ભાષામાં લખેલો એક ઇતિહાસ ગ્રંથ, નહે. ૭ ; ૭૩-૧૦ ; ૩૯.

૫) અધિપતિનાં ઉમેરેલાં ખાસ વાકયો, એઝ. ૧; ૧-૮: ૩ ; ૧-૪ : ૭ ; ૬, ૧૯-૨૨: ૭; ૧-૧૧ :'૮; ૩૫, ૩૬ : ૧૦; ૧-૧૯. નહે. ૧૨ ; ૪૪-૧૩ ; ૩.

જે જે વાત એઝરાના જીવનચરિત્રમાંથી લીધી છે તેમાં પહેલો પુરૂષ સર્વનામ (હું) વાપર્યું છે. જેમકે એઝ. ૭ ; ૨૭, ૨૮ : ૮ ; ૧, ૧૫-૧૭, ૨૧-૨૬, ૨૮, ૩૧, ૩૨ : ૯ ; ૧-૮. આ વાકયોનો અસલ રચનાર એઝરા પંડે હતો એવું સ્પષ્ટ જણાય છે. પરંતુ કેટલાએક ફકરામાં "હું"ને બદલે "તે" શબ્દ વાપર્યો છે. એવા ફકરા એઝરાના જીવનચરિત્રમાંથી લીધા હશે ; તો પણ તેમાં અધિપતિએ પોતાના શબ્દો વાપરીને બધી વાતનો સાર સંક્ષેપમાં લખ્યો છે. એમજ નહેમ્યાહ વિષેની જે જે વાત તેના જીવનચરિત્રમાંથી લીધી છે ત્યાં પહેલો પુરૂષ સર્વનામ (હું) આવે છે, નહે. ૧ ; ૧-૭ ; ૫. બન્ને જીવનચરિત્રમાંની વાત પરસ્પર સરખાવતાં નહેમ્યાહની ઢબ એઝરા કરતાં સ્પષ્ટ તથા શૂરાતનવાળી જણાય છે.

નહેમ્યાહના જીવનચરિત્ર પરથી નહેમ્યાહ સુબાનાં ખાસ લક્ષણ ખુલ્લી રીતે જણાઈ આવે છે. જેમકે—

૧) પ્રભુના મંદિર સારૂ તથા લોકો સારૂ નહેમ્યાહે જે શ્રમ ઉઠાવ્યો તે બદલ પ્રભુ પાસેથી તે બદલો શોધે છે, નહે. ૫ ; ૧૯ : ૧૩ ; ૧૪, ૨૨, ૩૧.

૨) કામ ચલાવવામાં નહેમ્યાહ બહુ ચાલાક તથા બહાદુર હતો, નહે. ૨ ; ૧૨-૧૫ : ૪ ; ૧૩-૨૩ : ૫ ; ૧૩ : ૬ ; ૧૦, ૧૧ : ૧૩ ; ૮, ૧૯-૨૧, ૨૫.

૩) સમરૂનીઓ પ્રત્યે નહેમ્યાહને સખત દ્વેષભાવ હતો, નહે. ૨ ; ૧૦, ૧૯, ૨૦ : ૪ ; ૧-૫ : ૬ ; ૧૪ : ૧૩ ; ૨૯.

એઝરામાંનો કેટલોક ભાગ અરામી ભાષામાં લખેલો છે ; એટલે એઝ. ૪ ; ૮-૬ ; ૧૮ અને ૭ ; ૧૨-૨૬. એમાં વિશેષે કરીને અમલદારોના પત્રો સમાએલા છે, એટલે એઝ. ૪ ; ૧૧-૧૬ : ૪ ; ૧૭-૨૨ : ૫ ; ૭-૧૭ : ૬ ; ૩-૧૨ : ૭ ; ૧૨-૨૬. વળી અમલદારોના ઉપલા પત્રો ઉપરાંત જે જે વાતો

મજકુર ભાગમાં ઉમેરી છે તે પણ અરામી ભાષામાં લખેલી છે, એટલે એઝ. ૪; ૮-૧૦ : ૫; ૧-૬ : ૬; ૧૩-૧૮. એ પરથી સંભવિત લાગે છે કે અધિપતિએ કોઈક અરામી ઐતિહાસિક પુસ્તકનો ઉપયોગ કર્યો હતો, અને તેમાથી ઉપલા બે ભાગ (એટલે એઝ. ૪; ૮-૬; ૧૮ અને ૭; ૧૨-૨૬) શબ્દેશબ્દ ઉતાર્યા હતા.

## પુસ્તક રચવાની સાલ.

આ પુસ્તક ઘણુંકરીને આસરે ઇ. સ. પૂર્વે ૩૨૦ માં પ્રસિદ્ધ થયું હશે, એ વાતના ટેકામાં પ્રમાણ નીચે મુજબ—

૧) નહે. ૧૨; ૨૬, ૪૭ માં "નહેમ્યાહના દિવસોમાં" એવા શબ્દો આવે છે. એમાં જાણે કે એવું સુચવેલું છે કે તે દિવસો લાંબી મુદ્દત થયાં વીતી ગયા હતા.

૨) નહે. ૧૨; ૧૦, ૧૧, ૨૨ માં લખ્યું છે કે, "એલ્યાશીબથી યોયાદા થયો, ને યોયાદાથી યોનાથાન થયો, ને યોનાથાનથી યાદ્દુઆ થયો." હવે એલ્યાશીબ નહેમ્યાહના જમાનામાં પ્રમુખ્યયાજક અને યાદ્દુઆ તો ઇ. સ. પૂ. ૩૫૧–૩૩૧ માં પ્રમુખ્યયાજક હતો. વળી યાદ્દુઆના વખતમાંજ સિકંદર મોટાએ ઇરાન દેશ પર હુમલો કર્યો હતો (ઇ. સ. પૂ. ૩૩૨), અને પછી તે યરૂશાલેમમાં પણ આવ્યો. વળી નહે. ૧૨; ૨૨ માં "યાદ્દુઆના દિવસોમાં" એવા શબ્દો પણ આવે છે. તે પરથી જણાય છે કે યાદ્દુઆના દિવસો પણ કયારનાએ વીતી ગયા હતા. માટે મજકુર કલમ રચવાનો સમય ઇ. સ. પૂ. ૩૩૧ પછીનો સમજવો જોઈએ.

૩) નહે. ૧૨; ૨૩ માં "કાળવૃત્તાંતોના પુસ્તકમાં" એવા શબ્દો આવે છે. વળી એ કલમમાં જણાવ્યું છે કે સદરહુ પુસ્તકમાં એલ્યાશીબ પ્રમુખયાજક હતા ત્યારથી તે યોહાનાન કે યોનાથાન પ્રમુખ્યયાજક થયો ત્યાર સુધીના લેવીઓની નામટીપ સમાએલી હતી.

૪) નહે. ૧૨; ૨૨ માં ઇરાનના રાજા દાર્યાવેશનું નામ આવે છે; એટલે ઘણુંકરીને દાર્યાવેશ ૩ જો, કે જેની કારકીર્દીની સાલ ઇ. સ. પૂ. ૩૩૫–૩૩૧ ની છે, અને યાદ્દુઆ પ્રમુખ્યયાજક આ દાર્યાવેશનો સમકાળિક હતો.

ઉપરની બધી વાતો પરથી એઝરા+નહેમ્યાહનું પુસ્તક ઇ. સ. પૂ. ૩૩૦ પછી રચેલું જણાય છે.

## એઝરા+નહેમ્યાહ પુસ્તકનો રચનાર.

એઝરાએ પોતાનું એક ખાસ પુસ્તક રચ્યું હતું એવી દંતકથા યહુદીઓમાં ચાલે છે, અને યહુદી લોક એવું સમજે છે કે એ પુસ્તક એટલે નિયમગણિત

એઝરા + નહેમ્યાહ. એઝરાએ પોતાનું જીવનચરિત્ર લખ્યું હતું એ તો નિશ્ચય છે, અને એ જીવનચરિત્રમાંનો કંઇક ભાગ એઝરા + નહેમ્યાહમાં ઉતારવામાં આવ્યો હતો એ માનવાજોગ છે. પરંતુ એઝરા + નહેમ્યાહનો બાકીનો ભાગ એઝરાકૃત છે એવું બિલકુલ જણાતું નથી. કેમકે—

૧) જો આખું પુસ્તક એઝરાએ લખ્યું હોય, તો પોતા વિષે બોલતાં કોઈ વેળા "હું" અને કોઇ વેળા "તે" શબ્દ શા માટે વાપરે?

૨) એઝરા ઇ. સ. પૂ ૪૫૮ માં હયાત હતો. અને જો તેણે આ પુસ્તક લખ્યું, તો શા માટે ઈ. સ. પૂ. ૫૧૬-૪૫૮ માં બનેલી બિનાની કાંઈ પણ હકીકત આ પુસ્તકમાં આવતી નથી? જો આખું પુસ્તક લખનાર એઝરા પોતેજ હોત, તો ઇ. સ. પૂ. ૪૫૮ માં યહુદીઓને યરૂશાલેમમાં લઇ આવવાનું જે કારણ તે બતાવ્યા વિના નજ રહેત.

૩) આખું પુસ્તક જો એઝરાએ રચ્યું હતું, તો એનું શું કારણ કે યરૂશાલેમ આવવા સારૂની તૈયારી વિષે લંબાણથી લખ્યું અને યરૂશાલેમમાં આવી પહોંચ્યા બાદની કંઈ પણ હકીકત તેણે લખી નહિ? માત્ર એક વાત જણાવી છે કે પરદેશી સ્ત્રીઓ સાથે લગ્ન થયાં અને તેઓને કાઢી મુકવામાં આવી.

કેટલાએક વિદ્વાનોના ધારવા પ્રમાણે આ પુસ્તકનો રચનાર નહેમ્યાહ હતો. એ વાત પણ માન્ય થઇ શકે એમ નથી. કેમકે—

૧) આ પુસ્તકમાં એ નથી જણાવ્યું કે નહેમ્યાહે કેટલી મુદ્દત સુધી હાકેમગીરી બજાવી. જો પોતેજ લખનાર હોત તો તે એ વાત જરૂર જણાવત.

૨) નહે. ૧૨; ૨૬ માં "નહેમ્યાહના દિવસોમાં" એવા શબ્દો આવે છે. પરંતુ નહે. ૧૨; ૨૭-૪૩ માં નહેમ્યાહના પોતાના જીવનચરિત્રમાંથી કાંઈ કાંઇ વાત ઉતારેલી છે. તો હવે પછી કેમ નહે. ૧૨; ૪૭ માં "નહેમ્યાહના દિવસોમાં" એવા શબ્દો ફરીથી લખેલા જોઇએ છીએ?

૩) નહેમ્યાહની સાલ ઇ. સ. પૂ. ૪૪૫-૪૩૨ છે. તે ઇ. સ. પૂ. ૪૪૫માં યરૂશાલેમનો હાકેમ થયો હતો, અને ઇ. સ. પૂ. ૪૩૨ માં બીજી વાર યરૂશાલેમમાં આવ્યો હતો તો તે કેમ કરીને નહે. ૧૨; ૨૨ માં યાદૂઆ પ્રમુખ્ય-યાજક (ઇ. સ. પૂ. ૩૫૧-૩૩૧) વિષેની વાત લખી શકે?

ઉપરની બધી વાત પરથી જણાય છે કે, આ પુસ્તકનો રચનાર એઝરા નહોતો, તેમજ નહેમ્યાહ પણ નહોતો. રચનાર તો કોઈક બીજોજ માણસ (અધિપતિ) હતો, કે જેણે પ્રાચીન લખાણોને આધારે એઝરા + નહેમ્યાહના પુસ્તકમાંની વાતોનો સંગ્રહ કીધો, અને એ સંયુક્ત પુસ્તકને "એઝરા" નામ આપ્યું. આ અધિપતિએ પોતાનું કામ આસરે ઇ. સ. પૂ. ૩૨૦ માં પુરૂં કર્યું હતું એવું અનુમાન કરવું પડે છે.

# બિનાઓનું સાલવાર કોષ્ટક.

(ઈ. સ. પૂ.)

૫૩૮. ઇરાનના રાજા કોરેશે બાબેલ જીતી લીધું. પછી તેણે યહુદી બંદીપ્રવાસીઓને સ્વદેશ જવાની પરવાનગી આપી, તેથી ઝરૂબ્બાબેલની આગેવાની તળે ઘણા યહુદીઓ બાબેલથી નીકળીને યરૂશાલેમમાં આવ્યા.

૫૩૬. યહુદીઓએ યરૂશાલેમમાં યજ્ઞવેદી ઉભી કરી.

૫૩૫. યહુદીઓએ નવા મંદિરનો પાયો નાખ્યો.

૫૩૫-૫૨૦. સમરૂનીઓની અડચણને લીધે મંદિરનું બાંધકામ અટક્યું.

૫૨૦. મંદિર બાંધવાનું કામ ફરી શરૂ કીધું. એ કામમાં હાગ્ગાય તથા ઝખાર્યાહ ભવિષ્યવાદીઓએ ઘણું ઉત્તેજન આપ્યું.

૫૧૬. મંદિરનું બાંધકામ પુરૂં થયું.

૪૫૮. એઝરાની આગેવાની તળે બીજા કેટલાએક યહુદીઓ બાબેલથી સ્વદેશ આવ્યા.

૪૫૬-૪૪૫. યહુદીઓના ઘણાએક દુસ્મનો ઊભા થયા, અને ઘણી આફતો પણ યહુદીઓ પર આવી પડી, એઝ. ૪; ૭–૨૪: નહે. ૧; ૩.

૪૪૫. નહેમ્યાહને ઇરાનના રાજા આર્તાહશાસ્તા ૧ લા તરફથી હાકેમનો હોદ્દો મળ્યો, માટે તે યરૂશાલેમમાં આવ્યો.

૪૪૪. યરૂશાલેમના કોટની મરામત કરીને પ્રતિષ્ઠાક્રિયા કીધી. વળી યહુદીઓએ નિયમશાસ્ત્ર પાળવાની સ્થાપના સ્વીકારી.

૪૩૨. નહેમ્યાહ બીજી વાર યરૂશાલેમ આવ્યો, અને તેણે કેટલોએક સુધારો કીધો.

# ઇરાન દેશના રાજાઓની ટીપ.

[ઇ.સ.પૂ. ૫૫૮. કોરેશ એલામ દેશનો રાજા થયો.
,, ૫૪૯. કોરેશે માદાય રાજ્ય જીતી લીધું, અને ત્યારથી તે "ઈરાનનો રાજા" કહેવાય.
,, ૫૩૮. કોરેશે બાબેલ રાજ્ય જીતી લીધું.
યહુદા દેશ ઇરાની રાજ્યને તાબે ઇ. સ. પૂ. ૫૩૮ થી ૩૩૪ સુધી રહ્યો.]

(ઇ. સ. પૂ.)

૫૩૮–૫૨૯. કોરેશ, એઝ. ૧; ૧. ઇત્ય.

૫૨૯–૫૨૨. કામ્બુસેસ.

૫૨૨–૫૨૧. બાર્ડિઆ. (તેણે ઢોંગથી સ્મેર્ડિસ નામ ધારણ કીધું.)

(ઇ. સ. પૂ.)
૫૨૧–૪૮૫. દાર્યાવેશ ૧ લો (હિસ્તાસ્પિસ), એઝ. ૪; ૫, ૨૪: ૫; ૬, ૭: ૬; ૧. ઇત્ય.
૪૮૫–૪૬૫. અહાશ્વેરોશ ૧ લો, એઝ. ૪; ૬. વળી એસ્તેરનું પુસ્તક.
૪૬૫–૪૨૪. આર્તાહશાસ્તા ૧ લો, એઝ. ૭; ૧, ઇત્ય, નહે. ૨; ૧, ઇત્ય.
૪૨૪. અહાશ્વેરોશ ૨ જો (એણે ૨ મહિના રાજ્ય કીધું.)
૪૨૪–૪૨૩. સોગડીઆનસ. (એણે ૭ મહિના રાજ્ય કીધું.)
૪૨૩–૪૦૫. દાર્યાવેશ ૨ જો.
૪૦૫–૩૫૮. આર્તાહશાસ્તા ૨ જો.
૩૫૮–૩૩૭. આર્તાહશાસ્તા ૩ જો.
૩૩૭–૩૩૫. આર્સેસ.
૩૩૫–૩૩૧. દાર્યાવેશ ૩ જો, નહે. ૧૨; ૨૨.
[ઇ.સ.પૂ. ૩૩૧ માં સિકંદર મોટાએ ઇરાની રાજ્ય જીતી લીધું.]

---

## એઝરા+નહેમ્યાહનું સંક્ષિપ્ત પૃથક્કરણ.

A. એઝ. ૧; ૧-૬; ૨૨. (ઇ. સ. પૂ. ૫૩૮-૫૧૬). બાબેલમાંથી બંદીપ્રવાસીઓ પાછા આવ્યા અને મંદિર બાંધ્યું. [એઝ. ૪; ૭-૨૩ એ વાકયો વચમાં ઘાલેલાં છે.]

I. એઝ. ૧; ૧-૩; ૧૩. (ઈ. સ. પૂ. ૫૩૮-૫૩૬). ઝરૂબ્બાબેલની સાથે યહુદીઓ બંદીપ્રવાસમાંથી પાછા આવ્યા. તેમણે વેદીની પ્રતિષ્ઠા કીધી, અને મંદિરનો પાયો નાખ્યો.

II. એઝ. ૪; ૧-૬ અને ૫; ૧-૬; ૨૨. (ઇ. સ. પૂ. ૫૩૬ અને ૫૨૧-૫૧૬). સમરૂનીઓની અડચણને લીધે મંદિરનું બાંધકામ પંદર વરસ અટકી રહ્યું. એ બાંધકામ ઇ. સ. પૂ. ૫૨૧માં ફરી શરૂ થયું, અને ઇ. સ. પૂ. ૫૧૬માં સંપૂર્ણ થયું.

B. એઝ. ૭; ૧-૧૦; ૪૪ અને ૪; ૭-૨૩. અને નહે. ૧; ૧-૧૩; ૩૧. (ઇ. સ. પૂ. ૪૫૮-૪૩૨). એઝરા તથા નહેમ્યાહની મારફતે થએલો ધર્મસુધારો.

I. એઝ. ૭; ૧-૧૦; ૪૪. (ઈ. સ. પૂ. ૪૫૮-૪૫૭). એઝરાની સાથે યહુદીઓ યરૂશાલેમમાં આવ્યા, ત્યારે જણાયું કે કેટલાએક યહુદીઓએ પરદેશી સ્ત્રીઓ સાથે લગ્ન કર્યાં છે, એવી સ્ત્રીઓને કાઢી મેલવામાં આવી.

II. એઝ. ૪; ૭-૨૩. (આસરે ઈ. સ. પૂ. ૪૫૬-૪૪૫). યહુદીઓની સામે કેટલાએક શત્રુઓ ઊભા થયા, અને તેથી યહુદીઓ પર આફત આવી પડી. (એ આફત કેવી તરેહની હતી એ વિષે કંઈ પણ ચોક્કસ લખ્યું નથી.)

III. નહે. ૧; ૧-૭; ૭૩અ. (ઇ. સ. પૂ. ૪૪૫-૪૪૪). યરૂશાલેમનો કોટ ફરીથી ઊભો કીધો.

IV. નહે. ૭; ૭૩બ–૧૩; ૩. (ઈ. સ. પૂ. ૪૪૫-૪૪૪). એઝરા તથા નહેમ્યાહે ધર્મસુધારો કરવા સારૂ પ્રયત્ન કીધાં.

૧) ૭; ૭૩-૮; ૧૨. યહોવાહનો નિયમ તમામ ઇસ્રાએલીઓ આગળ વાંચી સંભળાવ્યો.

૨) ૮; ૧૩-૧૮. માંડવા પર્વ પાળવામાં આવ્યું.

૩) ૯; ૧-૩૮. મહાન કોલકરાર બાંધવામાં આવ્યો.

૪) ૧૦; ૧-૩૯. ઇસ્રાએલીઓના મુખ્યો જેમણે કરાર પર મુદ્રા કીધી તેમની ટીપ.

૫) ૧૧; ૧-૧૨; ૨૬. પાછા આવેલા બંદીપ્રવાસીઓનાં નામની ટીપ.

૬) ૧૨; ૨૭-૧૩; ૩. યરૂશાલેમના કોટની પ્રતિષ્ઠાને લગતી વાત.

V. નહે. ૧૩; ૪-૩૧. (ઈ. સ. પૂ. ૪૩૨). નહેમ્યાહ બીજી વાર યરૂશાલેમમાં આવ્યો. એની ગેરહાજરીમાં થએલો બગાડ એણે બંધ કર્યો તથા ધર્મસુધારો પણ કીધો.

---

## એઝરાના પુસ્તકનું પૃથક્કરણ.

A. એઝ. ૧; ૧-૩; ૧૩ અને ૪; ૧-૬ અને ૫; ૧-૬; ૨૨. (ઇ. સ. પૂ. ૫૩૮–૫૧૬). ઝરૂબ્બાબેલની સાથે બંદીપ્રવાસીઓ સ્વદેશમાં આવ્યા.

I. એઝ. ૧; ૧-૩; ૧૩. (ઈ. સ. પૂ. ૫૩૮-૫૩૫).

૧) ૧; ૧-૪. કોરેશે યહુદીઓને સ્વદેશ જવાની પરવાનગી આપી (ઇ. સ. પૂ. ૫૩૮).

૨) ૧; ૫-૧૧. શેશ્બાસ્સાર એટલે ઝરૂબ્બાબેલની આગેવાની તળે યહુદીઓ નીકળ્યા.

૩) ૩; ૧-૭૦. પાછા આવેલા યહુદીઓની ટીપ. (સરખાવો નહે. ૭; ૬-૭૩).

૪) ૩ ; ૧-૩. વેદી બાંધવાનું કામ શરૂ કીધું. (ઈ. સ. પૂ. ૫૩૬).
૫) ૩ ; ૪-૭. માંડવા પર્વ વખતે વેદીની પ્રતિષ્ઠા કીધી.
૬) ૩ ; ૮-૧૩. મંદિરનો પાયો નાખ્યો (ઇ. સ. પૂ. ૫૩૫).

II. એઝ. ૪ ; ૧-૬ અને ૫ ; ૧-૬ ; ૨૨ (ઈ. સ પૂ. ૫૩૫ અને ૫૨૦–૫૧૬).

૧) ૪ ; ૧-૩. સમરૂનીઓએ બાંધકામમાં ભાગ લેવાનું ચાહ્યું, પણ તેઓ અમાન્ય થયા.
૨) ૪ ; ૪,૫. કોરેશની કારકીર્દીથી માંડીને દાર્યાવેશ ઇરાનનો રાજા થયો એટલી મુદત સુધી (ઇ. સ. પૂ. ૫૩૫-૫૨૦), સમરૂનીઓએ બાંધકામમાં હરકત કરી.
[૩) ૪ ; ૬. અહાશ્વેરોશની કારકીર્દીમાં (ઇ. સ. પૂ. ૪૮૫–૪૬૫) યહુદાહનાં તથા યરૂશાલેમના રહેવાસીઓ વિરૂદ્ધ એક તહોમતનામું લખવામાં આવ્યું.]
[૪) ૪ ; ૭-૨૩. આર્તાહશાસ્તાની કારકીર્દીમાં (ઇ. સ. પૂ. ૪૬૫-૪૨૫) યહુદીઓ સામે નડતર થઈ.]
૫) ૪ ; ૨૪. (હવે પછી એઝ. ૪ ; ૪, ૫માંની વાત ચાલુ કરે છે).
૬) ૫ ; ૧, ૨. હાગ્ગાય તથા ઝખાર્યાહને લીધે લોકોમાં ધર્મની આસ્થા તાજી થઇ. ઇ. સ. પૂ. ૫૨૦ અને ૫૧૮.)
૭) ૫ ; ૩–૧૭. તાત્તનાય તથા શથાર-બોઝનાય તથા તેમના સંઘાતીઓએ યહુદીઓ વિરૂદ્ધ દાર્યાવેશ પર અરજી મોકલી.
૮) ૬ ; ૧–૧૨. દાર્યાવેશે યહુદીઓની તરફેણમાં જવાબ વાળ્યો (ઇ. સ. પૂ. ૫૨૦).
૯) ૬ ; ૧૩–૧૮. બાંધકામ ફરી હાથમાં લીધું અને ઇ. સ. પૂ. ૫૨૦થી ૫૧૬ સુધીમાં પુરૂં થયું. ત્યારબાદ મંદિરની પ્રતિષ્ઠા થઈ.
૧૦) ૬ ; ૧૯-૨૩. પાસ્ખા પર્વ પાળ્યું. (ઇ. સ. પૂ. ૫૧૬).

B. એઝ. ૭ ; ૧–૧૦ ; ૪૪ (ઇ. સ. પૂ. ૪૫૮-૪૫૭). એઝરા યાજકની સાથે બંદિપ્રવાસીઓ સ્વદેશમાં આવ્યા.

I. ૭ ; ૧-૫. એઝરાની વંશાવળી.

II. ૭ ; ૬-૧૦. એઝરા યરૂશાલેમમાં આવી પહોંચ્યો.

III. ૭ ; ૧૧–૨૬. આર્તાહશાસ્તા ૧ લાએ એઝરાને પરવાનો આપ્યો.

IV. ૭ ; ૨૭, ૨૮. એઝરાની કરેલી ઉપકારસ્તુતિ.

V. ૮ ; ૧-૧૪. એઝરાની સાથે આપેલાં કુટુંબોના મુખ્યોની ટીપ.

VI. ૮; ૧૫-૨૦. આહવા પાસે છાવણી કીધી. (કલમ ૧૫માં લખ્યું છે કે, લેવીપુત્રોમાંનો કોઇ પણ ત્યાં જોવામાં આવ્યો નહિ.)

VII. ૮; ૨૧-૩૬. મુસાફરીમાં બનેલી બિના.

1) ૮; ૨૧-૨૩. આહવા આગળ છાવણી કીધી અને ત્યાં ઉપવાસ કીધો.
2) ૮; ૨૩-૩૦. ઐચ્છિકાર્પણોની સલામતી સારૂ કરેલો બંદોબસ્ત.
3) ૮; ૩૧-૩૬. યરૂશાલેમમાં આવીને ઐચ્છિકાર્પણો અધિકારીને સોંપ્યાં, અને રાજાનો પરવાનો લોકોને વાંચી સંભળાવ્યો.

VIII. ૯; ૧-૪. આગળ આવેલા યહુદીઓએ પરદેશી સ્ત્રીઓ સાથે લગ્ન કીધાં હતાં.

IX. ૯; ૫-૧૫. એઝરાની પ્રાર્થના તથા પાપની કબુલાત.

X. ૧૦; ૧-૫. યહુદીઓએ પરદેશી સ્ત્રીઓને કાઢી મુકવાની પ્રતિજ્ઞા લીધી.

XI. ૧૦; ૬-૧૫. લોકો ભેગા થયા, અને પરદેશી સ્ત્રીઓને કાઢી મુકી.

XII. ૧૦; ૧૬, ૧૭. ધર્મસુધારાનું કામ શરૂ કીધું, અને કરાર અમલમાં આણ્યો.

XIII. ૧૦; ૧૮-૪૪. પરદેશી સ્ત્રીઓને રાખનાર યહુદીઓની ટીપ.

૧) ૧૦; ૧૮-૨૨. યાજકોનાં નામ.
૨) ૧૦; ૨૩-૨૫. લેવીઓ, ગવૈયાઓ, તથા દ્વારપાળોનાં નામ.
૩) ૧૦; ૨૬-૪૪. સાધારણ પદવીનાં માણસોનાં નામ.

## નહેમ્યાહના પુસ્તકનું પૃથક્કરણ.

I. નહે. ૧; ૧-૭; ૭૩ અ. (ઇ. સ. પૂ. ૪૪૫-૪૪૪). નહેમ્યાહ પહેલી વાર યરૂશાલેમમાં આવ્યો અને તેણે કોટ બાંધ્યો.

૧) ૧; ૧-૪. નહેમ્યાહને યરૂશાલેમના માઠા સમાચાર મળ્યા.
૨) ૧; ૫-૧૧. તેથી નહેમ્યાહે યહોવાહ આગળ પ્રાર્થના કીધી.
૩) ૨; ૧-૧૦. આર્તાહશાસ્તા ૧ લાની તરફથી નહેમ્યાહને પરવાનો મળ્યો.
૪) ૨; ૧૧-૨૦. યરૂશાલેમનો કોટ બાંધવાનું કામ ચાલ્યું.
(૧) ૨; ૧૧. નહેમ્યાહ યરૂશાલેમમાં આવ્યો.
(૨) ૨; ૧૨-૧૫. કોટ તપાસવા સારૂ તેણે શહેરની આસપાસ ફેરો ખાધો.
(૩) ૨; ૧૬-૧૮. મુખ્ય માણસોએ કોટ સમારવાનો ઠરાવ કીધો.

(૪) ૨; ૧૯, ૨૦. કેટલાએક વિરોધીઓ ઊભા થયા; એટલે હોરોની સાન્બાલ્લાટ, આમ્મોની ટોબીયાહ, અરબી ગેશેમ.
૫) ૩; ૧-૩૨. બાંધકામના વિવિધ ભાગ સારૂ જુદા જુદા માણસોની નિમણુક કીધી.
૬) ૪; ૧-૨૩. બહારથી થએલી નડતર.
(૧) ૪; ૧-૬. સમરૂનીઓએ તિરસ્કારસહિત હાંસી કીધી.
(૨) ૪; ૭-૨૩. સાન્બાલ્લાટ, ટોબીયાહ, આમ્મોનીઓ, અરબો, આશ્દોદીઓ, એઓએ ધમકીવચન મોકલ્યું, તે કારણને લીધે કામ સાવચેતીથી ચલાવવું પડયું.
૭) ૫; ૧-૧૯. માહેથી થએલી નડતર.
(૧) ૫; ૧-૧૩. ગરીબો પર જુલમ થતો હતો, તે વિષે બંદોબસ્ત.
(૨) ૫; ૧૪-૧૯. સ્વદેશીઓ સાથે નહેમ્યાહ ઉદારતાથી વર્ત્યો.
૮) ૬; ૧-૪. નહેમ્યાહને યરૂશાલેમમાંથી બહાર બોલાવવા સારૂ સાન્બાલ્લાટ ઇત્યાદિ શત્રુઓની મસલહત.
૯) ૬; ૫-૯. એ મસલહત નિષ્ફળ જવાથી નહેમ્યાહ પર રાજ્યદ્રોહનું તહોમત મુકવામાં આવ્યું.
૧૦) ૬; ૧૦-૧૪. યહુદી જુઠા ભવિષ્યવાદીઓ તરફથી નડતર.
૧૧) ૬; ૧૫. કોટ બંધાઇ ચુકયો.
૧૨) ૬; ૧૬. તેથી આસપાસના વિદેશીઓ નિરાશ થયા.
૧૩) ૬; ૧૭-૧૯. કેટલાએક યહુદીઓએ ટોબીયાહ સાથે મળી જઇને નિમકહરામી કીધી.
૧૪) ૭; ૧-૫ અ. નગરનું રક્ષણ કરવા સારૂ કરેલી નહેમ્યાહની ગોઠવણ.
૧૫) ૭; ૫ બ-૭૩ અ. ઝરૂબ્બાબેલની સાથે આવેલાઓની ટીપ.

II. નહે. ૭; ૭૩ બ–૧૦; ૩૯. એઝરા તથા નહેમ્યાહે ધર્મસુધારો કીધો.
૧) ૭; ૭૩–૮; ૧૨. ઇસ્રાએલી સમુદાયની આગળ નિયમશાસ્ત્ર વાંચવામાં આવ્યું.
૨) ૮; ૧૩-૧૮. માંડવા પર્વ સાતમા માસમાં પાળ્યું.
૩) ૯; ૧–૧૦; ૩૯. ઇસ્રાએલે યહોવાહ સમક્ષ ગંભીર કરાર કીધો.
(૧) ૯; ૧-૫ અ. આત્મકષ્ટ કરવાનો દિવસ ઠરાવ્યો.
(૨) ૯; ૫ બ, ૬. યહોવાહની આરાધના ગંભીરપણે કીધી.
(૩) ૯; ૭, ૮. ઇબ્રાહીમના તેડા વિષે તથા યહોવાહના કરાર વિષે.
(૪) ૯; ૯-૧૧. મિસરમાંથી થએલા છુટકા વિષે.
(૫) ૯; ૧૨-૨૧. અરણ્યમાંની મુસાફરી વિષે.

(૬) ૯ ; ૨૨-૨૫. ઇસ્રાએલે કનાન દેશ જીતી લીધો.
(૭) ૯ ; ૨૬. પણ ઇસ્રાએલ અણકહ્યાગરા નીવડયા.
(૮) ૯ ; ૨૭, ૨૮. ન્યાયાધીશોના જમાનાની વાત.
(૯) ૯ ; ૨૯. ઇસ્રાએલીઓ હઠીલા માલમ પડયા.
(૧૦) ૯ ; ૩૦, ૩૧. પણ યહોવાહમાં દીર્ઘધૈર્યતા જણાઇ.
(૧૧) ૯ ; ૩૨-૩૫. પ્રભુએ વાજબી ઈન્સાફ કરીને ઇસ્રાએલને સજા આપી હતી.
(૧૨) ૯ ; ૩૬, ૩૭. હાલમાં પણ ઇસ્રાએલીઓ દીન અવસ્થામાં છે.
(૧૩) ૯ ; ૩૮. એ સર્વ કારણને લીધે યહોવાહ સાથે એક કરાર કરવો જોઇએ.
(૧૪) ૧૦ ; ૧–૨૯. કરારમાં જેઓએ મુદ્રા કીધી તેઓની ટીપ.
  અ) ૧૦ ; ૧–૮. યાજકોની ટીપ.
  આ) ૧૦ ; ૯–૧૩. લેવીઓની ટીપ.
  ઇ ) ૧૦ ; ૧૪–૨૯. લોકોના મુખ્યોની ટીપ.
(૧૫) ૧૦ ; ૩૦. પરધર્મી સ્ત્રીઓ સાથે લગ્ન કરવાનો નિષેધ.
(૧૬) ૧૦ ; ૩૧. સાબ્બાથ દિવસે સંસારી કામ ન કરવું ; અને સાબ્બાથ વર્ષ પાળવું.
(૧૭) ૧૦ ; ૩૨. મંદિરની ધર્મસેવા સારૂ માણસદીઠ ⅓ શેકેલ વેરો ભરવો.
(૧૮) ૧૦ ; ૩૩. મંદિરની ધર્મસેવા સંબંધી કેટલીએક વિગત.
(૧૯) ૧૦ ; ૩૪-૩૯. અર્પણ વિષેની વાત, જેમકે પ્રથમફળ, દશાંશ, ઇત્યાદિ.

III. નહે. ૧૧ ; ૧–૧૩ ; ૩. કેટલીએક પરચુરણ બાબત.

૧) ૧૧ ; ૧–૧૨ ; ૨૬. સરકારી દફતરમાંથી ઉતારેલી વાત.
(૧) ૧૧ ; ૧, ૨. યરૂશાલેમમાં વધારે માણસ રહેવા આવે એવી ગોઠવણ.
(૨) ૧૧ ; ૩-૨૪. પ્રાંતોના આગેવાનો જેઓ યરૂશાલેમમાં વસતા હતા તેઓની ટીપ.
(૩) ૧૧ ; ૨૫–૩૬. ગામડાંમાં જે યહુદીઓ વસતા તેમની ટીપ.
(૪) ૧૨ ; ૧-૯. ઝરૂબ્બાબેલ તથા યહોશુઆ સાથે જે લેવીઓ તથા યાજકો આવ્યા હતા તેઓ વિષે વાત.
(૫) ૧૨ ; ૧૦, ૧૧. યેશૂઆથી માંડીને પ્રમુખ્યયાજકોની વંશાવળી. ( ૧ કાળ. ૬ ; ૩–૧૫ માં જે ટીપ આવે છે તેનું સાંધણ.)

(૬) ૧૨ ; ૧૨–૨૧. યેશૂઆના દીકરા યોયાકીમના વખતમાંના યાજકોનાં કુટુંબના મુખ્યોનાં નામ.

(૭) ૧૨ ; ૨૨–૨૬. તેજ સમયના લેવીઓનાં કુટુંબના મુખ્ય માણસોનાં નામ.

૨) ૧૨ ; ૨૭–૪૩. યરૂશાલેમના કોટની પ્રતિષ્ઠા કીધી.

૩) ૧૨ ; ૪૪–૪૭. લેવીઓ સંબંધી કરેલી ગોઠવણ.

૪) ૧૩ ; ૧–૩. ઇસ્રાએલીઓએ પોતાના પરધર્મીઓથી અલગ રાખવા.

IV. નહે. ૧૩ ; ૪–૩૧. (ઇ. સ. પુ. ૪૩૨ ). નહેમ્યાહ બીજી વાર યરૂશાલેમમાં આવ્યો.

૧) ૧૩ ; ૪–૯. એલ્યાશીબ યાજકે ટોબીયાહ સાથે લગ્નદ્વારા સંબંધ કીધો ; વળી તેણે મંદિરમાંની એક કોટડી ટોબીયાહને રહેવા સારૂ આપી. પણ નહેમ્યાહે કોટડીમાંથી ટોબીયાહનો સરસામાન ફેંકી દીધો, અને પછી તે ઓરડીનું શુદ્ધિકરણ કીધું.

૨) ૧૩ ; ૧૦–૧૪. લેવીઓના ગુજરાન સારૂ કરેલી ગોઠવણ.

૩) ૧૩ ; ૧૫–૨૨. સાબ્બાથ પવિત્ર પાળવા સારૂ કરેલી ગોઠવણ.

૪) ૧૩ ; ૨૩–૨૯. નહેમ્યાહે મિશ્રિત લગ્ન સામે વાંધો ઉઠાવ્યો, અને યોયાદાના દીકરાને એવા ગુન્હાને લીધે હાંકી મુકયો.

૫) ૧૩ ; ૩૦, ૩૧. શુદ્ધિકરણ વિષે તથા યાજકોના વારા વિષે જે ગોઠવણ નહેમ્યાહે કરી હતી તેનું સંક્ષિપ્ત વર્ણન.

---

નોંધ— કેટલાએક પ્રમુખ્યયાજકોની ટીપ.



# એસ્તેરનું પુસ્તક.

હેબ્રી શાસ્ત્રમાં એસ્તેરનું પુસ્તક "મગિલ્લોથ" એટલે "લખોટા" નામનાં પુસ્તકોમાંથી સૌથી છેલ્લું આવે છે. યહુદી લોકો એને ચર્મપત્ર પર એકલુંજ લખે છે, અને પુરીમ પર્વના દિવસોમાં પુરેપુરૂં વાંચે છે. પુરીમ પર્વ તો આદાર એટલે ૧૨ મા માસની ૧૪મી તથા ૧૫મી તારીખે પાળવામાં આવે છે.

એસ્તેરના પુસ્તકને નિયમગણુમાં દાખલ કરવા વિષે વખતોવખત તકરાર તો થઈ છે. પરંતુ યહુદીઓ આ પુસ્તકને વિશેષ માનવંતું ગણે છે, અને પંચગ્રંથીસમૂહની સાથે એને બાંધી રાખે છે. રાબ્બી મૈમોનિડેસ († ઈ. સ. ૧૨૦૪) લખે છે કે, મસીહ આ જગતમાં આવશે ત્યારે નિયમગણુમાંનાં ભવિષ્યપુસ્તકો તથા (એસ્તેર શિવાયનાં) પવિત્ર લખાણો વહી જશે, પણ એસ્તેરનું પુસ્તક તથા મુસાના નિયમશાસ્ત્રનાં પાંચ પુસ્તક સદા ટકી રહેશે. પરંતુ આ પુસ્તકને નિયમગણુમાં દાખલ કરવા વિષે ખ્રીસ્તી મંડળીમાં વાંધા લેવમાં આવ્યા છે; અને લુથરે પણ આ પુસ્તકની વિરૂદ્ધમાં મત આપ્યો હતો.

એસ્તેરનું પુસ્તક નિયમગણુમાં દાખલ કરવું નહિ એના ટેકામાં બે વાત જાણવાજોગ છે. એટલે—(૧) આ પુસ્તકમાં ૧૬૭ કલમ છે, "રાજા" એટલે ઇરાનનો જે રાજા તે વિષે આસરે ૧૯૦ વખત વાત છે, અને રાજા અહાશ્વેરોશનું નામ ૨૯ વખત લખેલું છે; એમ છતાં પણ આ પુસ્તકની અંદર "યહોવાહ" કે "દેવ" શબ્દ એકે પણ વખત આવતો નથી. (૨) એસ્તેરના પુસ્તકની બે પ્રખ્યાત આવૃત્તિ છે; એક તો હેબ્રી ભાષામાં લખેલી જે આપણા નિયમગણુમાં સમાએલી છે, અને બીજી તો સપ્તતિ ભાષાંતરમાંની યુનાની આવૃત્તિ. એસ્તેરની યુનાની આવૃત્તિમાં કલ્પિત વાર્તાઓ છે, અને એની ઢબ તથા લખાણ એપોક્રિફાનાં પુસ્તકો જેવી છે. એ કારણને લીધે યુનાની આવૃત્તિ નકારવામાં આવી, અને હેબ્રી આવૃત્તિ વિષે શક ઉત્પન્ન થયો.

સપ્તતિ ભાષાંતરમાં એસ્તેરનું પુસ્તક યુદિથ તથા અયુબના પુસ્તકની વચ્ચે આવે છે, પણ લુથરે એસ્તેરને તો એઝરા+નહેમ્યાહ પુસ્તકની પાછળ ગોઠવ્યું. એમ ગોઠવવાનું શું કારણ! લુથર કદાપિ એવું ધારતો હશે કે જુના કરારમાંનાં બધાં ઐતિહાસિક પુસ્તકોમાં એસ્તેરનું પુસ્તક સૌથી છેલ્લું રચાયું હતું.

## એસ્તેરનું પુસ્તક રચવાની સાલ.

કેટલાએક વિદ્વાનોનો મત એવો છે કે એસ્તેરનું પુસ્તક ઈ. સ. પૂ. ૩૩૦ અને ૩૦૦ ની વચ્ચે રચાયું હતું. પણ સંભવિત છે કે પુસ્તક એ કરતાં

પ્રાચીન વખતનું હશે. બીજા કેટલાએક વિદ્વાનો ધારે છે કે આ પુસ્તક અહાશ્વેરોશ રાજાની કારકીર્દીમાં (ઇ. સ. પૂ. ૪૮૫-૪૬૫) રચાયું હતું, પણ એવું માન્ય કરવું મુશ્કેલ છે. કારણ કે (૧) એસ. ૧; ૧ માં અહાશ્વેરોશ રાજા કોણ હતો તે જણાવવા સારૂ ખાસ ટીકા કરી છે. (૨) એસ. ૧૦; ૨ માં લખ્યું છે કે, અહાશ્વેરોશ રાજાનો "સંપૂર્ણ હેવાલ, એ શું માદાયના તથા ઇરાનના રાજાઓનાં કાળવૃત્તાંતોના પુસ્તકમાં લખેલાં નથી?" એ શબ્દ પરથી એવું ભાસે છે કે અહાશ્વેરોશની કારકીર્દી ઘણા વખતથી પુરી થઇ ગઇ હતી.

એમ કહીએ તો ચાલે કે, અહાશ્વેરોશ તો નહિ, પણ કદાપિ આર્તાહશાસ્તા રાજાની કારકીર્દીમાં (ઇ. સ. પૂ ૪૬૫-૪૨૪) એસ્તેરનું પુસ્તક લખાયું હતું. એ વાતના ટેકામાં બે કારણ મળી આવે છે.—(૧) એઝરા + નહેમ્યાહ પુસ્તકનો મોટો ભાગ આર્તાહશાસ્તાની કારકીર્દીમાં રચેલો હતો, અને તે પુસ્તકની ઢબ તથા રૂઢી તથા શબ્દો એસ્તેરના પુસ્તકમાં બરાબર મળી આવે છે. (૨) એસ્તેરના પુસ્તકમાં ઘણીક નજીવી બાબતો લખેલી છે કે જે બાબતો લાંબી મુદ્દત ગુજર્યાં બાદ લખવી મુશ્કેલ છે. જેમકે એસ. ૧; ૪-૮, ૧૦, ૧૪: ૨; ૮, ૯, ૧૪, ૧૬. એ પરથી ઇ. સ. પૂ. ૪૪૪ અને ૪૨૪ની વચ્ચે એસ્તેરનું પુસ્તક રચવામાં આવ્યું હતું એ વાત માનવાજોગ લાગે છે.

## એસ્તેરનું પુસ્તક રચનાર.

યહુદી તેમજ ખ્રીસ્તી લોકોમાં એવી દંતકથા ઉતરી આવી છે કે આ પુસ્તકનો લખનાર મોર્દખાય હતો. કદાપિ એસ. ૯; ૨૦-૩૨નો અર્થ મરડી નાખવાથી એવો અભિપ્રાય ઉત્પન્ન થયો હશે. પરંતુ આ પુસ્તક મોર્દખાયકૃત છે એવું માન્ય કરવું મુશ્કેલ છે. કારણ કે—(૧) એસ. ૨; ૫માં મોર્દખાય વિષે "એક અમુક યહુદી" એવું મોઘમ વર્ણન કરેલું છે. (૨) આ પુસ્તકમાં મોર્દખાયના મહત્ત્વ વિષે ઘણી વાત આવે છે. જેમકે એસ. ૮; ૧૫: ૯; ૪: ૧૦; ૨. (૩) આ પુસ્તકમાં મોર્દખાયનાં સુલક્ષણો ઉપર ભાર મુકેલો છે, એસ. ૧૦; ૩.

ઑગસ્ટીનના ધારવા પ્રમાણે, આ પુસ્તકનો રચનાર તો એઝરા હતો; અને બીજા કેટલાએક વિદ્વાનો ધારે છે કે રચનાર તો યહોયાકીમ પ્રમુખ્ય યાજક હતો. પરંતુ એ વિષે કંઇ પણ વજનદાર પ્રમાણ મળી આવતાં નથી, માટે કબુલ કરવું પડે છે કે આ પુસ્તકના લખનાર વિષે આપણે અજાણ છીએ.

આ પુસ્તકનો ધ્યાનપૂર્વક અભ્યાસ કરવાથી લખનાર વિષે નીચેની વાત સાફ જણાય છે.—(૧) પુસ્તક રચનાર ઈરાન દેશના શૂશાન નગરમાં રહેતો હતો. જુઓ એસ. ૧; ૫-૭માં શૂશાનની સવિસ્તર હકીકત છે. (૨) પુસ્તક રચનારને એસ્તેર રાણી તથા મોર્દખાય સાથે પરિચય હતો. (૩) પુસ્તક

રચનારે જે વાત પોતાની યુવાવસ્થામાં બની હતી તે વિષે પોતાની વૃદ્ધાવસ્થામાં નોંધ કરી રાખી હતી એવું સંભવે છે. (૪) પુસ્તક રચનારે એ પુસ્તક લખતી વેળાએ સરકારી દફતરોનો ઉપયોગ કર્યો હતો, જુઓ એસ. ૨ ; ૨૩ : ૬ ; ૧ : ૯ ; ૩૨ : ૧૦ ; ૨. (૫) પુસ્તક રચનારે કેટલુંએક પોતાના અનુભવને આધારે અને કેટલુંએક એસ્તેર રાણી તથા મોર્દખાય પાસેથી સાંભળીને લખ્યું છે.

પુસ્તક રચવાનો હેતુ બેશક એ હતો કે પુરીમ પર્વ શા કારણ માટે પાળવું જોઇએ એ વિષે યહુદી લોકો જાણીતા રહે.

## એસ્તેરના પુસ્તકનાં ખાસ લક્ષણ.

૧) આ પુસ્તકની ઢબ તથા રૂઢી બહુ સાદી તથા શુદ્ધ છે.

૨) એમાં વર્ણવેલી વાત જાણે કે સજીવ તથા સચિત્ર છે. જેમકે એસ. ૧ ; ૫–૭ : ૬ ; ૪–૧૧ : ૭ ; ૧–૮ : ૮ ; ૧૫.

૩) પુસ્તક લખનારને ઈરાની રીતરીવાજ, ઈરાની રાજ્યનો ઇતિહાસ, અને ઈરાની રાજા અહાશ્વેરોશના ઉતાવળીઆ સ્વભાવ વિષે પુરૂં જ્ઞાન હતું ; તેથી એ બાબતો વિષે તેણે સારી રીતે તથા સવિસ્તર લખ્યું છે. જુઓ એસ. ૧ ; ૧૩ : ૪ ; ૧૧ : ૮ ; ૮.

૪) પુસ્તકનું ખાસ લક્ષણ એ છે કે એમાં તદ્દન ઐતિહાસિક વાત સમાએલી છે ; પણ ધર્મ બાબતની વાત એમાં ભાગ્યેજ જણાય છે.—(૧) એમાં દેવનું નામ બિલકુલ આવતું નથી. (૨) એમાં નીચેની બાબતો વિષે કશું લખ્યું નથી ; જેમકે યરૂશાલેમનું મંદિર, કનાન દેશ જે પવિત્ર ભૂમિ, યાજકો, લેવીઓ, પુરીમ શિવાયનાં યહુદી લોકોનાં બીજાં પર્વો, બંદિપ્રવાસ શિવાયની યહુદી લોકના ઇતિહાસને લગતી વાત, નિયમશાસ્ત્ર, ભવિષ્યવાદી, સાબ્બાથ દિવસ.

જોકે આ પુસ્તકમાં ઈશ્વરનું નામ આવતું નથી ખરૂં, તો પણ ઈશ્વરનો હાથ દરેક બાબતમાં રહેલો જણાય છે. એમાં દેવ સર્વ પર તથા સર્વ મધ્યે જણાય છે (એફે. ૪ ; ૪, ૬). પુસ્તક લખનારે પોતાના ધર્મ વિષેની વાતો તેમજ ઈશ્વરનું નામ છુપાવી રાખ્યાં છે. એ બાબત છુપાવી રાખવાનાં કારણો—(૧) એસ્તેરનું પુસ્તક પુરીમ પર્વ વખતે વાંચવાનું હતું, અને તે પ્રસંગે લોકો ઉજાણી તથા ખ્યાલખુશાલી કરતા હતા. તેવે પ્રસંગે "યહોવાહ" નામ ઉચ્ચારવું લેખકને અયોગ્ય લાગ્યું. સરખાવો લુક ૧૫ ; ૧૮માં "આકાશ સામું પાપ કર્યું" એમ લખ્યું છે ; જાણે કે ઉડાઉ દીકરો પ્રભુનું નામ લેતાં આચકો ખાય છે. (૨) આ પુસ્તક લખાયું ત્યારે આસરે ૧૫૦ વરસ થયાં

યહુદીઓ જુલમ વેઠતા આવ્યા હતા અને વિદેશીઓ મધ્યે રહેતા હતા. જોકે યહુદીઓએ પોતાનો ધર્મ ત્યાગ્યો નહોતો, તોપણ પોતાના ધર્મની વાતો વિદેશીઓથી છુપાવી રાખવાની ટેવ તેઓને પડી હતી. (૩) લેખકે પુસ્તકમાંનો ઘણોએક ભાગ સરકારી દફતરોમાંથી લીધો હશે કે જેમાં ઈશ્વરનું નામ બિલકુલ આવતું નહોતું. ત્યારે પુસ્તકના બીજા ભાગમાં પણ એને મળતું લક્ષણ દેખાઇ આવે એમાં શી નવાઇ?

## એસ્તેરના પુસ્તકને લગતું કાળમાન.

**(અહાશ્વેરેશની કારકીર્દી, ઈ. સ. પૂ. ૪૮૫-૪૬૫).**

| ઇ.સ.પૂ | કારકીર્દીનું વર્ષ. | મહિનો. | તારીખ. | બિના. |
|---|---|---|---|---|
| ૪૮૩ | ૩ જું | | | ૧૮૦ દિવસ સુધી ઉજાણી થઈ, અને પછી ૭ દિવસની અધિક ઉજાણી કરી. |
| ૪૮૦ | ૬ ઠું | | | શૂશાનમાં સુંદર કુમારિકાઓને ભેગી કરવાનો હુકમ થયો. |
| ૪૭૯ | ૭ મું | | | એસ્તેરને પટરાણીની પદવી મળી. |
| ૪૭૪ | ૧૨ મું | ૧ લો | ૧૩ મી | યહુદીઓને ૧૧ મહિના પછી મારી નાખવા એવો હુકમ થયો. |
| ,, | ,, | ૩ જો | ૨૩ મી | યહુદીઓની તરફેણમાં અધિક હુકમ પ્રસિદ્ધ કરવામાં આવ્યો. |
| ,, | ,, | ૧૨ મો | ૧૩ મી | યહુદીઓના ૫૦૦ શત્રુ શૂશાન નગરમાં માર્યા ગયા (એઓમાં હામાનના દસ દીકરાઓ પણ નાશ પામ્યા). વળી પ્રાંતોમાં ૭૫૦૦૦ શત્રુ મારી નાખવામાં આવ્યા. |
| ,, | ,, | ,, | ૧૪ મી | યહુદીઓના ૩૦૦ શત્રુ શૂશાન નગરમાં માર્યા ગયા, અને પ્રાંતોમાં તો હર્ષાનંદ કરવામાં આવ્યો. |
| ,, | ,, | ,, | ૧૫ મી | શૂશાનમાં પણ હર્ષાનંદ થયો. [ટીકા.—મજકુર હર્ષાનંદને લીધે ૧૨મા મહિનાની ૧૪મી તથા ૧૫મી તારીખે પુરીમ નામનું પર્વ પાળવાનું ઠર્યું]. |

## એસ્તેરના પુસ્તકનું સંક્ષિપ્ત પૃથક્કરણ.

૧) ૧ ; ૧—૨ ; ૨૩. પ્રાસ્તાવિક બિના
અહાશ્વેરોશના મહેલમાં ઉજાણી. (ઇ. સ. પૂ. ૪૮૩).
(વાસ્તી રાણી, એસ્તેર, અને મોર્દખાય વિષે.)

૨) ૩ ; ૧-૪ ; ૧૭. યહુદીઓની વિરૂદ્ધમાં થએલો ક્રુર ઠરાવ. (ઈ. સ. પૂ ૪૭૪).
બધા યહુદીઓનો સંહાર કરવાની આજ્ઞા, ને યહુદીઓમાં ગભરાટ.
(હામાન, મોર્દખાય, અને એસ્તેર વિષે.)

૩) ૫ ; ૧-૭ ; ૧૦. રાજાને આમંત્રણ કરીને બે દિવસની ઉજાણી.
આ બે દિવસ દરમ્યાનની રાત્રે અહાશ્વેરોશને થએલો ઉજાગરો.
(એસ્તેર, અહાશ્વેરોશ, હામાન, અને મોર્દખાય વિષે.)

૪) ૮ ; ૧-૯ ; ૩૨. યહુદીઓની તરફેણમાં થએલો અધિક ઠરાવ (ઇ. સ. પૂ. ૪૬૪).
યહુદીઓના શત્રુનો સંહાર, યહુદીઓનો ઉત્સવ, અને પુરીમ પર્વની સ્થાપના.

૫) ૧૦ ; ૧—૩. મોર્દખાયના મહત્વ વિષે વાત.

## એસ્તેરના પુસ્તકનું સવિસ્તર પૃથક્કરણ.

૧લો અધ્યાય. ઇરાનના રાજા અહાશ્વેરોશે મોટી ઉજાણી કરી ; અને તે પ્રસંગે પટરાણી વાસ્તીએ રાજાનો હુકમ ગણકાર્યો નહિ.

અહાશ્વેરોશ રાજાએ પોતાની કારકીર્દીની ત્રીજી સાલે (ઇ. સ. પૂ. ૪૮૩). સઘળા મુખ્ય સરદારોને તથા માણસોને ૧૮૦ દિવસ સુધી ઉજાણી આપી, અને ત્યારબાદ શૂશાનમાંના રહેવાસીઓને સાત દિવસ અધિક ઉજાણી આપી. છેલ્લે દિવસે રાજાએ વાસ્તી રાણીને કહ્યું કે, તારે ઉજાણી મધ્યે આવવું એ સારૂ કે સહુ મહેમાન તારી ખુબસુરતી જુએ. પણ તેણીએ રાજાનું કહેવું માન્યું નહિ. તેથી રાજાએ વાસ્તી રાણીને બરતરફ કીધી, અને કાસદોની હસ્તક પોતાના રાજ્યના સઘળા પ્રાંતોમાં એવો ફરમાન ફેલાવ્યો કે દરેક પુરૂષે પોતાના ઘરમાં અધિકાર ચલાવવો

૨ જો અધ્યાય. એસ્તેરને પટરાણીની પદવી મળી. મોર્દખાયે બે ખવાસોની એટલે બિગથાન તથા તેરેશની ગુપ્ત મસલ્લહત પ્રગટ કરી.

વાસ્તીની જગ્યાએ બીજી રાણીની નિમણુક કરવા સારૂ ખુબસુરત કન્યાઓને શૂશાનમાં ભેગી કરી. બાર મહિના સુધી તૈયારી કર્યાં બાદ તેઓને રાજા

આગળ આણી. ત્યારે રાજાએ પોતાની કારકીર્દીની સાતમી સાલે (ઈ. સ. પૂ ૪૭૯) એસ્તેરને પસંદ કરીને તેને પટરાણીની પદવી આપી. એ એસ્તેર શૂશાન નગરમાં રહેનાર બિન્યામીની મોર્દખાયની પિત્રાઇ બહેન હતી, અને મોર્દખાયે તેને દત્તક દીકરી કરી લીધી હતી. થોડી મુદ્દત પછી મોર્દખાયને ખબર પડી કે રાજાના દરવાનોમાંના બે ખવાસે (નામે બિગથાન તથા તેરેશ) રાજાને મારી નાખવાની ગોઠવણ કરી છે. મોર્દખાયે આ ખબર એસ્તેરને પહોંચાડી; તે પરથી બન્ને દંગાખોરને ફાંસી મળી, અને મોર્દખાયનું શુભકૃત્ય સરકારી દફતરમાં નોંધાયું.

**૩ જો અધ્યાય.** હામાનને મોર્દખાય પર દ્વેષ ઉપજવાથી તેણે સઘળા યહુદીઓને મારી નાખવાનો ફરમાન રાજા પાસે કઢાવ્યો.

અહાશ્વેરોશ રાજાએ અગાગી હામાનને સૌથી ચઢીઆતી પદવી આપી. એ માણસને મોર્દખાય નમસ્કાર કરતો નહોતો, તેથી તેને મોર્દખાય પર તથા તેના સર્વ જાતીભાઇ યહુદીઓ પર દ્વેષભાવ ઉપજ્યો એ કારણને લીધે રાજાની કારકીર્દીની ૧૨ મી સાલે (ઇ. સ. પૂ. ૪૭૪), પહેલા માસની તેરમી તારીખે, તેણે રાજા પાસે એવું જાહેરનામું બહાર પડાવ્યું કે. અગિયાર મહિના પછી ઇરાની રાજ્યમાંના પ્રત્યેક યહુદીનો સંહાર કરવો, અને તેની માલમિલ્કત જપ્ત કરવી.

**૪ થો અધ્યાય.** ઉપલા ફરમાનને લીધે સઘળા યહુદીઓ ગભરાટમાં પડયા, અને એસ્તેરે તેઓ સંબંધી પોતાને માથે ભારે જુમ્મેદારી લીધી.

મજકુર જાહેરનામું જ્યાં જ્યાં થયું ત્યાં ત્યાં યહુદીઓ ઘણાજ ગભરાટમાં પડયા. મોર્દખાયે તેઓને સારૂ મધ્યસ્થી કરવાનું એસ્તેરને કહ્યું. તેણીએ જણાવ્યું કે, બોલાવ્યા વિના રાજાની પાસે જનારને મરણદંડની શિક્ષા છે, તો પણ હું જઇશ, અને જો હું નાશ પામું તો ભલે

**૫ મો અધ્યાય.** એસ્તેરે પહેલે દિવસે જે મિજબાની કરી ત્યારે બનેલી બિના, અને હામાને મોર્દખાયને સારૂ ફાંસીનો સ્તંભ ઊભો કીધો તે વિષે.

એસ્તેર હિમ્મત ધરીને રાજાની હજુરમાં આવી. તે વેળા રાજાએ તેનો અંગીકાર કરતાં કહ્યું કે, મારી પાસે માગ, મારા અડધા રાજ્ય સુધી હું તને આપવા ખુશી છું. રાણીએ તેને તથા હામાનને મિજબાની પર આવવાની વિનંતી કરી. બન્ને જણ એસ્તેરને ત્યાં ગયા, ત્યારે રાજાએ તેને અડધા રાજ્ય સુધી આપવાનું ફરીથી વચન આપ્યું. તે પરથી એસ્તેરે તે બન્નેને બીજે દિવસે પણ આવવાનું આમંત્રણ આપ્યું. એટલામાં હામાને પોતાની સ્ત્રી ઝેરેશના તથા મિત્રોના સુચવ્યા પ્રમાણે મોર્દખાયને મારી નાખવાનું વિચારીને ૫૦ હાથ ઊંચો ફાંસીસ્તંભ ઊભો કીધો.

**૬ ઠો અધ્યાય.** રાત્રે રાજાને ઉંઘ આવી નહિ, અને મોર્દખાયને માન આપવામાં આવ્યું તે વિષે.

ઉંઘ ન આવવાને કારણે રાજાએ સરકારી દફતરમાંથી કંઇ કંઈ વાંચી સંભળાવવાનું હજુરીએ કહ્યું. સુભાગ્યે મોર્દખાયની અને બિગ્થાન તથા તેરેશની વાત વાંચવામાં આવી. મોર્દખાયને કાંઈ ઇનામ કે બદલો મળ્યો નહોતો, તેથી સવારમાં રાજાએ હામાનને એવો સવાલ પુછયો કે, જેના પર રાજાની પ્રસન્નતા થઇ હોય તેને કેવું માન આપવું જોઇએ? પોતાનેજ એ માન મળવાનું છે એવું ધારીને હામાને કહ્યું કે, જે માણસ પર રાજા અતિ ઘણો પ્રસન્ન થયો હોય તે માણસને રાજાનો પોતાનો પોષાક પહેરાવવો, રાજાનો મુગટ તેને માથે મુકવો, અને રાજાના ઘોડા પર તેને બેસાડીને શહેરમાં ફેરવવો. રાજાએ આ જવાબ સાંભળીને હામાનને કહ્યું કે, તારા કહ્યા મુજબ મોર્દખાયને તું કર. એ પરથી હામાન તદ્દન નિરાશ થયો, પણ કરવું શું? પછી હામાનને તેની સ્ત્રી ઝેરેશે કહ્યું કે, મોર્દખાયની વિરૂદ્ધ હવે તારૂં કાંઇ ચાલવાનું નથી, પણ હવેથી તો તેની આગળ તારી પડતીજ થશે.

**૭ મો અધ્યાય.** બીજા દિવસની મિજબાની વખતે બનેલી બિના, એસ્તેરે જે વિનંતી કીધી તે, અને હામાનના મરણ વિષે.

મિજબાનીને બીજે દિવસે રાજાએ એસ્તેરને ફરીથી કહ્યું કે, તારે જે કાંઇ માગણી કરવી હોય તે કર, મારા અડધા રાજ્ય સુધી તને આપવા હું તૈયાર છું. ત્યારે એસ્તેરે જણાવ્યું કે, હું જાતે યહુદેણ છું, અને મારા જાતભાઇ યહુદીઓને મારી નખાવવાનો ઠરાવ હામાને આપની પાસે કરાવ્યો છે, તે વાત સાંભળી રાજા ગુસ્સે થઇને બગીચામાં ગયો. ત્યારે એસ્તેરના ગાદીતકિયા પર પડીને હામાન વિનંતી કરવા લાગ્યો. હામાનને એસ્તેરની પાસે આવી રીતે પડેલો જોઇને રાજાના મનમાં એકદમ શક ઉપજ્યો. એટલામાં હાર્બોનાહ નામના ખવાસે હામાનનો તૈયાર કરેલો ફાંસીસ્તંભ રાજાને દેખાડયો. તે જોઇને રાજાએ એજ સ્તંભ પર હામાનને લટકાવવાનું ફરમાવ્યું, અને ફરમાન મુજબ હામાનને એકદમ તે સ્તંભપર ફાંસી દીધી.

**૮ મો અધ્યાય.** યહુદીઓના લાભમાં પ્રગટ થએલો અધિક ઠરાવ.

હામાનના મરણ પછી મોર્દખાયને વજીરપદ આપવામાં આવ્યું. ત્યારબાદ એસ્તેરે યહુદીઓ વિરૂદ્ધ થએલો હુકમ રદ કરવાની આજીજી રાજાને કીધી. પરંતુ કોઇ પણ કાયદો રદ કરવાની રીત ઇરાની રાજ્યમાં નહિ હોવાથી મોર્દખાયની હસ્તક એક અધિક ઠરાવ ૩ જા માસની ૨૩ મી તારીખે પ્રસિદ્ધ કરવામાં આવ્યો; એટલે સંહાર કરવાને દિવસે (૧૨ મા માસની

૧૩ મી તારીખે ) યહુદીઓને પોતાનો બચાવ કરવા સારૂ ગમે તે ઉપાય કામમાં લેવાની પરવાનગી આપવામાં આવે છે.

**૯ મો અધ્યાય.** યહુદીઓના ઘણા શત્રુ માર્યા ગયા, અને તે લોકોમાં આનંદોત્સવ થયો.

૧૨ મા માસની ૧૩ મી તારીખે યહુદીઓએ પોતાના શત્રુઓને હરાવ્યા. શૂશાન રાજધાનીમાં ૫૦૦ શત્રુ પડયા; એઓમાં હામાનના દસ દીકરા માર્યા ગયા. પછી એસ્તેરની વિનંતી મુજબ ૧૪ મી તરીખે પણ શૂશાનમાંના શત્રુઓને દબાવવાની પરવાનગી યહુદીઓને મળી. તે પરથી યહુદીઓને તે દિવસે બીજા ૩૦૦ જણને મારી નાખ્યા. ઇરાની રાજ્યનાં બીજાં નગરોમાં તો એકંદર ૭૫૦૦૦ શત્રુ ૧૩ મી તારીખે માર્યાં ગયા હતા ત્યાર પછીનો દિવસ ઉજાણીમાં કાઢવો એવો ઠરાવ મોર્દખાયે તથા એસ્તેર રાણીએ બહાર પાડયો. એટલે શૂશાનમાં ૧૫ મી તારીખે, અને બીજાં નગરોમાં ૧૪ મી તારીખે, મહોત્સવ પાળવામાં આવ્યો. વળી એવો ઠરાવ પ્રસિદ્ધ કરવામાં આવ્યો કે, દર વરસે ૧૨ મા માસની ૧૪ મી તથા ૧૫ મી તારીખે પુરીમ પર્વ પાળવું; એ દિવસો મિજબાની તથા આનંદના, ને એક બીજા પર ભેટો મોકલવાના, ને દરિદ્રીને દાન આપવાના દિવસો કરવા ( એસ. ૯ ; ૨૨ ). [ "પુરીમ" એટલે ચિઠ્ઠીઓ. યહુદીઓનો કયે દિવસે સંહાર કરવો તે બાબતનો નિર્ણય કરવા સારૂ ચિઠ્ઠીઓ નાખવામાં આવી હતી. જુઓ એસ. ૩ ; ૭. ]

**૧૦ મો અધ્યાય.** મોર્દખાયના માન તથા મહત્ત્વ વિષે.

આ ટુંકા અધ્યાયમાં પુસ્તકની સમાપ્તિ કરતાં મોર્દખાયનું મહત્ત્વ વર્ણવેલું છે. "તેનો સંપૂર્ણ હેવાલ, એ શું માદાયના તથા ઇરાનના રાજાઓનાં કાળવૃત્તાંતોના પુસ્તકમાં લખેલાં નથી ?"